ટીકા તથા ફેંસલા સાથે.

# હિંદુસ્તાનનો ફોજદારી કાયદો.

## સને સ૮૬૦ નો ૪૫ મો.

સને ૧૮૭૦ નો ૨૭ તથા સને ૧૮૮૨ ના ૮ ના સુધારા સાથે.

૧૯૮૪

બનાવનાર.


વકીલ મંગળદાસ પરભુદાસ

(કાઠીઆવાડ પોલીટીકલ એજન્સી)



અમદાવાદ

માણેકચોક આગળ કાગદીઓળ સામે શાહ હીરાભાઈ પુંજાશાના

મકાનમાં "અમદાવાદ ટાઈમ્સ પ્રેસ"ના માલીક

કાળીદાસ સાંકળચંદે છાપી પ્રસિદ્ધ કર્યો.

સંવત ૧૯૪૦ સને ૧૮૮૫




કીંમત રૂ૩—૦—૦

આ કાયદો અમદાવાદમાં માણેકચોક આગળ કાગદીઓળની સામે અમારી આફીસમાંથી વેચાથી મળશે.

# પ્રસ્તાવના.

હિંદુસ્તાનનો ફોજદારી કાયદો (ઇંન્ડીયન પીનલકોડ) આજ લગભગ ત્રવીશ વરષથી અમલમાં છે, અને શીક્ષાના ધારા તરીકે તે ચાલે છે. પીનલકોડની ઘણીખરી કલમો ઉપર નામદાર હાઈ કોર્ટોના વિદ્વાન જડજોએ ફેંસલા કરેલા છે, તેની સંખ્યા ઘણીજ થઈ છે વળી કેટલીક કલમો ઉપર ઇંગ્લંડમાં પણ ફેંસલા થયેલા છે તે સર્વ સંક્ષેપથી રચી, તથા કલમો ઉપર વિદ્વાન જુદા જુદા ગ્રંથ કર્તાએ અભીપ્રાય રૂપી દ્રષ્ટાંતો આપેલાં છે, તેનો સાર કલમ સાથે દાખલ કરી, તે ઉપર ટીકા કરવા આ પુસ્તકના માલેકોએ મને ભલામણ કરેલી, તે ઉપરથી મેં મારી અલ્પ બુદ્ધિને આધારે આ પુસ્તક તેમને સારૂ બનાવ્યું છે; તેમાં કોઈ જાતની ખામી હોય, તેને વાસ્તે કદરદાન આલમ ક્ષમા કરશે, એવી આશા રાખું છું.

આ પુસ્તકમાં હીંદુસ્તાનની હાઈ કોર્ટોએ કરેલા ફેંસલા બનતાં સુધી ઘણાખરા આજદીન સુધીના આપેલા છે. વળી તેની સાથે ઇંગ્લંડમાં ચુકાવેલા અમુક ફેસલાનો પણ સાર દાખલ કર્યો છે, તેમજ હીંદુસ્તાનમાં અને ઇંગ્લંડમાં અમુક કલમો ઉપર કેટલો કેટલો તફાવત છે, તથા અહીંનો અને ત્યાંનો કેવો અભીપ્રાય છે તે કેટલેક ઠેકાણે બતાવ્યું છે. વળી કેટલેક ઠેકાણે વિદ્વાન ગ્રંથ કર્તાઓએ બતાવેલા પુસ્તકોમાંથી અમુક દ્રષ્ટાંતોનું સારી અને સરળ ગુજરાતી ભાષામાં ભાષાંતર કર્યું છે, તથા કેટલેક ઠેકાણે તેઓએ આપેલી સમજનો સંક્ષેપમાં સાર લીધેલો છે; તેથી વાંચનારને આ પુસ્તક ઘણુંજ ઉપયોગી થઈ પડશે એવી આશા છે.

આ પુસ્તક બનાવવામાં મેહેરબાન મેઈન, મેકફરસન તથા ક્રેનુનબર્ગ સાહેબોએ બનાવેલાં પુસ્તકોની ઘણી મદદ લીધેલી છે. તેમનો આ ઠેકાણે હું ઘણોજ આભાર માનું છું. એ ગ્રંથ કર્તાઓના પુસ્તકોની આલમમાં ઘણીજ પ્રસંસા થાય છે, તેથી તેમના આપેલા અભીપ્રાયો પણ કોઈ કોઈ કલમોમાં સંક્ષેપથી દર્શાવ્યા છે. મજકુર ગ્રંથ કરત્તાઓનાં પુસ્તકો ઉપર સર્વ હાઈ કોરટો વધારે આધાર રાખે છે, તેથી આ પુસ્તકના માલેકોએ તેઉ સાહેબોનાં પુસ્તકોની વધાર મદદ લેવા મને ભલામણ કરેલી, તેથી મેં કેટલીક કલમો ઉપર સંક્ષેપમાં તેમના અભીપ્રાય દર્શાવ્યા છે, બાદ તેની સાથે ફેંસલા ટાંકેલા છે.

વળી વાંચનારને સુગમ પડે તેને વાસ્તે કલમો નીચે કોષ્ટક ટાંકેલાં છે. આ કોષ્ટક ક્રીમીનલ પ્રોસીજરકોડ (૧૮૮૨નો ૧૦મો આકટ) ની પાછળ પરિશિષ્ટમાં આપેલાં છે, તે દરેક કલમ નીચે ઉતારયાં છે. આમ કરવાથી તે કલમનો ગુન્હો કેવો છે, તે સેહેલાઈથી જણાઈ આવે. કોષ્ટકમાં છ ખાનાં મુકેલાં છે; ૧લા ખાના ઉપરથી જણાઈ આવે કે તે કલમના ગુન્હાને માટે પોલીસ વગર વારંટે પકડી શકે કે નહીં; ૨ જા ખાના ઉપરથી જણાય કે, આ કલમના ગુન્હામાં પ્રથમ વારંટ નીકળે કે પ્રથમ સમન નીકળે; ૩ જા ઉપરથી જણાય કે, જામીન લેઈ શકાય તેવો ગુન્હો છે કે નહીં; ૪ થા ઉપરથી જણાય કે, આ ગુન્હો માંડીવાળી શકાય તેવો છે કે નહીં; ૫ મા ઉપરથી જણાય કે, કેઈ કોરટ તે ગુન્હાનો ઇનસાફ કરે; અને છ ઠા ઉપરથી જણાય છે કે, તે ગુન્હાને માટે કેટલી શીક્ષા કેવા પ્રકારની થઈ શકે. આ છઠું ખાનું દાખલ કરયું હોત નહીં તો પણ ચાલત; પણ કલમના ગુન્હાને માટે કેટ-

લી શીક્ષા છે, એવું એકદમ જોવું હોય ત્યારે ઉપયોગી થઈ પડે; નહીંતો જ્યારે બધી કલમ વાંચે ત્યારે વાંચનારને ખબર પડે. જ્યારે કોઈ તોહોમતદાર ઉપર ગુન્હો મુકવામાં આવે છે, ત્યારે તે ગુન્હો કેવા પ્રકારનો છે, તે જાણવાની ઘણીજ અપેક્ષા હોય છે, અને તેથી ફોજદારી કાયદાનું પરીશીષ્ટ જોવું પડે છે, આ અડચણ દુર કરવા વધારે દુરસ્ત લાગવાથી દરેક કલમની સાથે તે પરીશીષ્ટનું કોષ્ટક ટાંકવા મેં યોજના કરી છે, તે ઘણું કરીને આલમને પસંદ પડશે એવી હું આશા રાખું છું; વળી કેટલીક કલમોમાં મજકુર બતાવેલા છ ખાનાં કરતાં વધારે ખાનાં પણ આપેલાં છે; તે ફક્ત એવીજ કલમો છે કે જેમાં જુદા જુદા પ્રકારના જુદી જુદી રીતે થયેલા ગુન્હાઓ હશે. તેવે ઠેકાણે પ્રથમના ખાનામાં, કેવી રીતે કેવા પ્રકારનો ગુન્હો કરયો છે તે બતાવ્યું છે અને તેમાં પ્રથમ વારંટ, સમન, વગેરે કેમ થાય તથા તેના ગુન્હા સારૂ કેટલી શીક્ષા તે બતાવ્યું છે.

આ પુસ્તકમાં ઘણા ખરા ફેસલાના આધારો દરશાવેલા છે, પણ કોઈ કોઈ ઠેકાણે ગફલતથી રહી ગયેલા છે. આવા ફેંસલા ઘણું કરીને ઈંગ્લંડમાં ચુકાયેલા છે, અને તેથી કરીને તેના આધાર બરોબર તે ઠેકાણે દરશાવી શકાયા નથી. જો તે દરશાવ્યા હોત તોપણ વાંચનારને તે જોવાને ઘણીજ મુશ્કેલી પડત, કેમકે ત્યાંનાં પુસ્તકો અહીં ઘણાં ખરાં મળી શકવાં દુર્લભ છે, અને તેથી કરીને તે જોઈ શકાય તેમ છે નહીં. તેમ છતાં જો એ બાબતમાં આલમને ખામી માલમ પડે તો તેને વાસ્તે ક્ષમા કરવી. અત્રેના હાઈ કોરટના ફેંસલાના આધાર બરોબર દયા (?) થી દરશાવ્યાછે; તેમ છતાં કોઈ ઠેકાણે ભુલ હોય તો માફ માગું છું.

કલમો જોવાને તથા ગુન્હાઓ જોવાની સગવડ પડે તેને વાસ્તે એક ઇંડેક્ષ પણ આ સાથે સામેલ કરેલું છે, તે વાચનારને પસંદ પડશે એવી આશા છે.

અમદાવાદ
તા. ૧૫મી જાનેવારી
૧૮૮૪



વકીલ મંગળદાસ પરભુદાસ.
(કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી)

# ઇંડેકસ.

## ક.

કલમ. પૃષ્ઠ.



ખ.

કલમ. પૃષ્ટ.

## ગ.



## ઘ.

કલમ. પૃષ્ઠ.

કલમ. પૃષ્ટ.

મ.



ર.

કલમ. પૃષ્ઠ.

# વ.

કલમ. પૃષ્ઠ.

### ટીકા તથા ફેંસલા સાથે.

# हिंदुस्ताननो फोजदारी कायदो.

## ACT No. XLV. of 1860.—Gujarati.

—ം—

**સન ૧૮૬૦ નો આકટ નંબર ૪૫ મો.**

હિંદુસ્તાનની કાયદા કરનારી સભા.

**તારીખ ૬ ઠી અકટોબરે સન ૧૮૬૦**

નિચે લખેલો આકટ હિંદુસ્તાનની કાયદા કરનારી સભાએ પસાર કરયો, તે રાઈટ હાનરેબલ ધિ ગવરનર જનરલે સન ૧૮૬૦ ના અકટોબર મહીનાની ૬ ઠી તારીખે મંજુર કરયો, અને સરવ લોકોને જાણ થવા સારૂ તે અતરે પ્રસિદ્ધ કરયો છે.

સને ૧૮૭૦ના આકટ ૨૭ તથા સને ૧૮૮૨ ના ૮ ના સુધારા વધારા સાથે.

—ം—

## બાબ ૧ લો.

કારણ.

બ્રિટિશ ઈંડીયાને માટે એક સામાન્ય ફોજદારી કાયદો કરવો યોગ્ય છે, માટે નિચે મુજબ ઠરાવ્યું છે.—

કાયદાનું નામ તથા એ કયાં કયાં અમલમાં આવશે.

૧. આ આકટનું નામ "હિંદુસ્તાનનો ફોજદારી કાયદો," અને પ્રિન્સ આફ વેલ્સ આયલંડ, સિંગાપોર, તથા મલાક્કા સિવાયનો હિંદુસ્તાનનો રાજ્ય કારભાર વધારે સારી રીતે ચલાવવા બાબતનો આકટ" એ નામના વિકટોરીયાનાં રાજ્યનાં ૨૧ મા તથા ૨૨ મા વરષમાં કરેલા કાયદાના બાબ ૧૦૬ ઠા ઉપરથી રાણી સાહેબના હાથ જે મુલક આવ્યો છે અથવા આવે તે સઘળા મુલકમાં સન ૧૮૬૧ ના મે મહિનાની તારીખ ૧ લીને દીને તથા ત્યારથી એ અમલમાં આવશે.

**ટીકા.**--સને ૧૮૬૭ ના ૫ મા આકટથી હવે પ્રીન્સ ઓફ વેલ્સ આયલંડના સેટલમેંટને પણ આ આકટ લાગુ પડે છે.

સદરહુ મુલકમાં થયેલા ગુ૦

૨. સન ૧૮૬૧ ના મે મહિનાની તારીખ ૧ લીને દીને અથવા ત્યાર પછી સદરહુ મુલક મધ્યે આ કાયદાના ઠરાવો વિરૂધનાં જે કામ એ

ન્હાઓની શિક્ષા.

થવા કસુરનો જે સખસ ગુનેગાર થશે, તે સખસને તે કામ અથવા કસુર બાબત આ કાયદા મુજબ શિક્ષા કરવામાં આવશે; બીજી રીતે કરવામાં આવશે નહી.

ટીકા--સને ૧૮૬૧ ના ૬ ઠા આકટથી તા૦ ૧લી મે ૧૮૬૧ ફેરવીને તા૦ ૧લી જાનેવારી ૧૮૬૨ કાયમ રાખી છે, અને જે જે ઠેકાણે આ આકટમાં તા૦ ૧ લી મે ૧૮૬૧ આવે તે તે ઠેકાણે તા૦ ૧ લી જાનેવારી ૧૮૬૨ સમજવું. તા૦ ૧ લી જાનેવારી ૧૮૬૨ ના પેહેલાં થએલા ગુન્હાઓને હજુ જુના રેગ્યુલેશન લાગુ પડે છે. (૧ અલાહાબાદ પા. ૫૯૯ જુઓ.)

જે ગુન્હા સદરહુ મુલકના બાહાર થયા હોય; પણ જેની તજવીજ કાયદા પ્રમાણે તે મુલકની માંહે થઈ શકે તે ગુનાહોની શિક્ષા.

૩ સદરહુ મુલકની હદની બાહાર કરેલા કોઈ ગુનાહને માટે જે સખસની તજવીજ હિંદુસ્તાનના ગવરનર જનરલ ઈનકાંઉન્સિલે કરેલા કોઈ કાયદાથી, થઈ શકતી હોય તે સખસની ઉપર સદરહુ મુલુકની બાહાર કરેલાં કામને માટે, તે કામ જાણે સદરહુ મુલુકની માંહેજ કરયું હોય એ પ્રમાણે આ કાયદાના ઠરાવો મુજબ અમલ કરવામાં આવશે.

દોસ્તી રાખનારાં પરરાજ્યમાં રાણીના કોઈ નોકરે કરેલા ગુનાહોની શિક્ષા.

૪. આજ સુધી કાંઈ તહનામુ અથવા બંદોબસ્ત ઈસ્ટ ઈંડિયા કંપનીની સાથે થયો હોય, અથવા રાણીને નામે હિંદુસ્તાનની કોઈપણ સરકારે કરયો હોય, અથવા હવે પછી કરે, તે તહનામાં અથવા બંદોબસ્ત ઉપરથી રાણીની સાથે દોસ્તી રાખનારા કોઈ રાજા અથવા રાજ્યના મુલુકનો માંહે, સન ૧૮૬૧ ના મે મહિનાની તારીખ ૧લીને દાને અથવા ત્યાર પછી રાણીની નોકરીમાં છતાં રાણીનો જે નોકર આ કાયદાના ઠરાવો વિરૂદ્ધનાં જે કામ અથવા કસુરનો ગુનેગાર થશે, તે નોકરને તે કામ અથવા કસુરને માટે આ કાયદા મુજબ શિક્ષા કરવામાં આવશે.

ટીકા.--૧ લો કલમમાં બતાવેલા મુલકની અંદર જે જે ગુન્હા થાય તે વિશે કલમ ૨ માં સ્પષ્ટ બતાવ્યું છે, પણ તે મુલકની બાહાર જે ગુન્હા થાય તે વિશે કાંઈ ખુલાસા કરયો નથી. કલમ ૩ માં બતાવ્યું છે કે કલકત્તાની કાંઉન્સીલના કોઈ આકટથી બ્રીટીશ ઈંડીયાની બાહાર કરેલા કોઈ ગુન્હાને વાસ્તે જે માણસની તપાસ બ્રીટીસ ઈંડીયામાં થઈ શકે તો તેવા માણસને આ કાયદો લાગુ પાડવો. વળી મહારાણીના નોકરો જેઓ મહારાણીની સાથે દોસ્તી રાખતા રાજાઓના મુલકમાં ગુન્હા કરે તે વિશે કલમ ૪ માં તેવીજ રીતે બતાવેલું છે. પણ જે શખસો રાણીના નોકરો નથી અને જેઓની તપાસ બ્રીટીશ ઈંડિયામાં થઈ શકે તેવી બાબતમાં કેમ કરવું તે એ બેમાંથી એકે કલમમાં બતાવેલું નથી.

બ્રીટીશ ઈંડિયાની હદની બાહાર જે ગુન્હાઓ બન્યા હોય તેની નીચે પ્રમાણે બંદોબસ્ત કરવી.

જે માણસોએ બ્રીટીશ ઈંડિયાની હદની બાહાર ગુન્હા કરયા હોય તેમની તપાસ બ્રીટીશ ઈંડિયામાં થાય અથવા તેની તપાસ થવા જે મુલકમાં ગુન્હો બન્યો હોય તે મુલકમાં મોકલી શકાય. જે દેશમાં ગુન્હો બન્યો હોય ત્યાં તપાસ થવા મોકલવાના જે જે કેસ

હોય તેનો ફેંસલો ૧૮૭૯ ના ૨૧ મા આકટ, ફોરેન જુરીસડીકશન અને એકસ્ટ્રાડીશન આ-કટથી થાય. તેના બે પ્રકાર છે: ૧ લું એ કે—

જ્યારે કોઈ પણ શખસ જે મહારાણીની વિલાયતી રઈયત ના હોય તે શખસ કોઈ રાજ્યના કાયદાની વિરૂદ્ધ તે રાજ્યમાં ગુન્હો કરે અને પછી બ્રીટીશ ઈંડિયામાં નાશી જાય અથવા બ્રીટીશ ઈંડિયામાં માલમ પડે તો આવા રાજ્યનો જે પોલીટીકલ એજંટ હોય તે તેને પકડી આવા રાજ્યમાં મોકલવાને વારંટ કાઢે, અને તે પણ એવો ગુન્હો કરેલો હોવો જોઈએ કે પોલીટીકલ એજંટની ધ્યાનમાં એમ આવે કે આવા ગુન્હાની તપાસ આ રાજ્યમાં થઈ શકે તેમ છે, એવું હોય તો મજકુર વારંટ અમુક શખસ ઉપર બ-જાવવા સારૂ કાઢે. મજકુર ગુન્હો નીચેની કલમોમાં બતાવેલો હોવો જોઈએ.

૨૦૧, ૨૦૮, ૨૨૪, ૨૩૦ થી ૨૬૩, ૨૯૩ થી ૩૦૪, ૩૦૭, ૩૧૦, ૩૧૧, ૩૧૨ થી ૩૧૭, ૩૨૩ થી ૩૩૩, ૩૪૭, ૩૪૮, ૩૬૦ થી ૩૭૩, ૩૭૫ થી ૩૭૭, ૩૯૮ થી ૪૧૪, ૪૩૫ થી ૪૪૦, ૪૪૩ થી ૪૪૬, ૪૬૪ થી ૪૬૮ અને ૪૭૧ થી ૪૭૭ સુધી.

આવું વારંટ જે પ્રગણામાં તોહોમતવાળો હોય તે પ્રગણાના માજીસ્ટરેટ ઉપર મોકલી શકાય અને તે વારંટ બજાવવાની રૂઢી પ્રમાણે કાયદેસર બજાવે; અને જો તોહોમતવાળાને પકડ્યો હોય તો જે જગ્યાએ જે અમલદારને મોકલવાને વારંટમાં ફરમાવ્યું હોય તે પ્ર-માણે મોકલે.

આવો પોલીટીકલ એજંટ પછી તે કેસ પોતે ચુકવે અથવા જો તેને ગવરનર જ-નરલ ઈન કાઉન્સીલ, અથવા મદ્રાસ અને મુંબાઈના ગવરનર તરફથી ખાસ રીતે હુકમ મળેલો હોય તો તે શખસ ગમે તો મહારાણીનો દેશી હિંદુસ્થાની રઈયત હોય તો પણ જે રાજ્યમાં ગુન્હો બન્યો હોય ત્યાં તેની તપાસ થવા મોકલે.

બીજુ એ કે મહારાણીના મુલકની અથવા કોઈપણ રાજા અથવા રાજનો જે અમલ દારો કારોબાર કરતા હોય તેવા અમલદારોના અખ્યતારથી ગવરનર જનરલ ઈન કાંઉસી લને અથવા કોઈ પણ સ્થાનિક સરકારને એવી જરૂર જણાવવામાં આવી હોય કે જે શખ્સ આવા પરરાજ્યમાં ગુન્હો કરયો હોય તેની તપાસ થવા મોકલવો જોઈએ, એમ હોયતો ગ વરનર જેનરલ ઈન કાંઉસીલ અથવા આવી સ્થાનિક સરકાર સત્તાવાળા માજીસ્ટરેટ ઉપર તે ગુન્હાની તપાસ કરવા વારંટ કાઢશે. જે માજીસ્ટરેટને આવો હુકમ મળ્યો હશે તે જો સમન કાઢી શકાય તેવો ગુન્હો હશે તો સમન કાઢશે અને વારંટ કાઢવાં જેવો હશે તો તેને પ-કડવાને વારંટ કાઢશે, અને તોહોમતની પુરતી તપાસ કરી જે સરકાર તરફથી તપાસ કર-વાનો તેને હુકમ મળ્યો હશે તે સરકારને તેનો રીપોરટ મોકલશે. આવો રીપોરટ મળવાથી તે સરકારનો જો એમ અભિપ્રાય થાય કે જે અમલદારે આવી જરૂર જણાવી હતી તેને તોહોમતવાળાને હવાલે કરવો જોઈએ તો તે સરકાર તે તોહોમતવાળાને કેદ કરી ત્યાં મો-કલાવવાનો બંદોબસ્ત કરશે.

જે ગુન્હાઓ હિંદુસ્તાનની બહાર થયાં હોય તેની તપાસ હિંદુસ્તાનમાં થવા બાબત એવું યાદ રાખવું જોઈએ કે હિંદુસ્તાનની કોરટો મુખ્યત્વે કરીને સ્થાનીક હકુમતની કો-રટો છે, અને તેથી કરીને અમુક ઠરાવ શિવાય હિંદુસ્તાનની બહાર થએલા ગુન્હાઓની તપાસ કરવાને તે કોરટોને અધીકાર નથી. જે ઠેકાણે આવા ગુન્હા થયા હોય અને ગુન્હે-

બાર હિંદુસ્તાનમાં હોય તો ચાર બાબતો ધ્યાનમાં લેવી જોઈએ; ૧ લું એ કે તેની તપાસ થઈ શકે તેમ છે કે નહી; ૨ જુ, જો તપાસ થાય તેમ હોય તો કેઈ કોરટથી તપાસ થઈ શકે; ૩ જુ, તેણે કયો ગુન્હો કરચો છે તેની ખાત્રી કરવાને વાસ્તે કીયો કાયદો લાગુ પાડવો જોઈએ; અને ૪ થું એ કે તે ગુન્હાની શિક્ષા કેવી રીતે ઠરાવવી જોઈએ;

દરીયાની અંદર જે ગુન્હાઓ બન્યા હોય તેની બાબતમાં એવું સીધ થયું છે કે દરેક રાજ્યની હકુમત, પોતાના કીનારાથી ત્રણ માઈલ સુધી દરીયામાં ગુન્હો થયો હોય તેવે ઠેકાણે લાગુ પડે છે. રાણી વિરૂદ્ધ કુઈનના કેસમાં આવા અભિપ્રાયની વધારે તકરાર થઈ હતી. તે કેસમાં એમ બન્યું હતું કે ઇંગરેજી કીનારાથી ત્રણ માઈલની અંદર એક ઇંગરેજી વહાણને એક પરરાજ્યના વહાણે નુકશાન કરચું હતું અને તેથી કરીને એક ઉતારૂનો જીવ ગયો હતો તે પરરાજ્યના વહાણના કમાન્ડર ઉપર મનુશ્યનું ખુન કરવા બાબતનું તોહોમત મુકવામાં આવ્યું હતું. પણ જે જડજો રૂબરૂ તે કેસ ચુક્યો હતો તેમાંના વધારે જડ જોએ એવો ઠરાવ કરચો કે સેન્ટરલ ક્રીમીનલ કોરટને કાંઈ સત્તા નથી. આ ફેંસલામાં ઘણા સંદેહ રેહેવાથી તેનો પરીણામ એ થયો કે ૧૮૭૮ નો ટેરીટોરીઅલ વોટર્સ જુરીસ્ડીક્શન આકટ કરવો પડચો.

તે આકટની બીજી કલમમાં એવું બતાવ્યુ છે કે કોઈ પણ શખ્સ, ગમે તો તે મહારાણીની રઈયત હોય અગર નહી, પણ મહારાણીના રાજ્યના કીનારાથી ત્રણ માઈલ સુધી દરીયામાં ગુન્હો કરચો હશે તો તે શખ્સને એડમીરલ (દરીઆઈ ગુન્હા તપાસનાર) હકુમત લાગુ પડશે. જે શખ્શ મહારાણીની રઈયત નથી અને જેણે આ આકટ પ્રમાણે ગુન્હો કરચો છે અને જે ગુન્હો એડમીરલની હકુમતનો હશે તેવા શખ્સની તપાસ હિંદુસ્તાનમાં થવાને ગવરનર જનરલની અગર કોઈ પણ ઈલાકાના ગવરનરની પરવાનગી જોઈશે.

જે શખ્સો બ્રિટીશ હકુમતમાં છે તેમને ઘણા કાયદા લાગુ પડેછે; પ્રથમ એકે ૧૮૭૯ ના ૨૧મા આકટની ૯ મી કલમમાં બતાવ્યું છે કે જ્યારે કોઈ પણ મહારાણીની વિલાયતી રઈયત રાણીના સોબતી રાજાના રાજ્યમાં ગુન્હો કરે અથવા કોઈ માહારાણીનો હિંદુસ્થાની રઈયત બ્રિટીશ ઈંડીયાની બહાર ગુન્હો કરે, તો તેવા ગુન્હાની તપાસ બ્રીટીશ ઈંડીયામાં તેગુન્હો બન્યો હોય તેની માફક જ્યાં તે માલમ પડે ત્યાં થઈ શકે. પણ કોઈ દેશીરાજમાં ગુન્હો બન્યો હોય તે રાજમાં પોલીટીકલ એજંટ રહેતો હોય તો પોલીટીકલ એજંટે એવું સરટીફીકેટ આપવું જોઈએ કે તે ગુન્હો એવોછે કે તેની તપાસ હીંદુસ્તાનમાં થઈ શકે. ૧૮૮૨ ના ૧૦મા આકટની ( ક્રીમીનલ પ્રોસીજર કોડની ) ક. ૧૮૮ જુઓ.

બીજુ સ્લેવટ્રેડ આકટ ( ગુલામોને વેચવાનો આકટ )માં બતાવ્યું છે કે કોઈ મહારાણીની રઈયત અથવા કોઈ મહારાણીના સોબતી દેશીરાજાની રઈયત તેવો ગુન્હો કરશે, તો તેની તપાસ પણ બ્રિટીશ ઈંડીયામાં થયેલા ગુન્હાની માફક થશે.

ત્રીજુ એકે હાઈ કોરટોને જે એડમીરાલટી હકુમત છે તે, એડમીરાલટી હકુમત ફકત પાણીના એટલે દરીઆની અંદર થયેલા ગુન્હાઓને લાગુ પડેછે, જમીન ઉપર થયેલા ગુન્હાને સાંભળી શકતી નથી. તે એડમીરાલટી હકુમત નીચેની ત્રણ બાબતોમાં લાગુ પડે છે;

૧. મહારાણીની સઘળી રઈયતને કે જે ભારે દરીઆ ઉપર અથવા કોઈ બંદરમાં

અથવા ખાડીમાં અથવા નદીમાં કે જ્યાં ભરતી આવતી હોય તેવે ઠેકાણે ગુન્હા કરે તેમને તે હકુમત લાગુ પડે છે;

૨ સઘળા પુરૂષોને; ગમે તો તે રઈયત હોય અગર પરદેશી હોય અને તેઓ જો ઈંગરેજી વાહાણ ઉપર અથવા ઈંગરેજના કબજામાં જે વહાણ હોય ત્યાં ગુન્હા કરે તેવા સઘળા પુરૂષોને તે હકુમત લાગુ પડે છે; પણ કોઈ પરદેશીને તેની કબુલાત શીવાય અને ગેર કાયદેસર ઈંગરેજી વહાણમાં કેદ કરયો હોય, અથવા કોઈ લડાઈમાં લડવા લેઈ જવાના કેદીને (પ્રીઝનર ઓફ વોર) જોર જુલમથી બ્યાજબ્યાં રીતે કેદ કરયો હોય, તો તેવો શખ્સ નાશી જવાને જે કૃત કરે તેમને તે હકુમત લાગુ પડતી નથી.

૩ ચાંચીઆ લોકોને; ગમે ત્યાં ગુન્હો બન્યો હોય તો પણ એડમીરાલટી હકુમત લાગુ પડે છે કેમકે ચાંચીઆ લોકો સાધારણ દુશ્મનો છે અને ગમે ત્યારે માલમ પડે ત્યારે તેમને પકડી તેમની તપાસ થવી જોઈએ

જે શખ્સો ઉતારૂ તરીકે અથવા ખારવા તરીકે કોઈ વાહાણ ઉપર જાય અને પછીથી લુચાઈથી તે વહાણ હંકારી જાય અથવા ગેરવ્યાજબી રીતે તેમાંનો માલ દારડાં અગર બીજો સામાન હરણ કરી જાય અને તેથી કરીને વહાણના માલેકને ખાસ્તામાં નાખે તો તેવા લોકોને પણ ચાંચીઆ જેવાંજ ગણવા જોઈએ.

કેટલાએક કાયદાઓ પર આ આકટથી કંઈ અસર થતી નથી.

૫. ચોથા વિલિયમનાં રાજ્યનાં ૩ જાં તથા ચોથા વરષમાં કરેલા કાયદાના ૮૫ મા બાબના, અથવા ત્યાર પછી કોઈ પણ પ્રકારે ઈષ્ટઈંડિયા કંપની અથવા સદરહુ મુલક, અથવા તે માંહેલા રેહેવાસિઓ સંબંધી કરેલા પારલેમેન્ટના કોઈ પણ આકટના, અથવા રાણી સાહેબની અથવા ઈષ્ટઈંડિયા કંપનીની નોકરી માંહેલા આફિસરો તથા સોલજરો બંડ કરે તથા નાહાસી જાય તેઓને શિક્ષા કરવા સારૂ કરેલા કોઈ પણ આકટના, અથવા હિંદુસ્તાનની દરિયાઈ ફોજનો બંદોબસ્ત કરવાના કોઈ પણ આકટના, અથવા કોઈ પણ વિશેષ અથવા સ્થાનિક કાયદાના, કોઈ પણ ઠરાવને આ આકટ માંહેની કોઈ બીનાથી રદ કરવાનો, અથવા તેમાં ફેરફાર કરવાનો, અથવા તેને મોકુફ કરવાનો, અથવા તે પર કોઈ રીતે અસર કરવાનો ઈરાદો નથી.

**ટીકા.**—જો કે કોઈપણ ખાસ અથવા સ્થાનિક કાયદાથી કોઈ ગુન્હાને વાસ્તે શીક્ષા કરવાનું સ્પષ્ટ રીતે ફરમાવ્યું હોય તોપણ જો તે ગુન્હો પીનલકોડની કોઈ પણ વાખ્યામાં આવી જતો હોય તો પીનલકોડ પ્રમાણે પણ શજા થઈ શકે. પણ અલબત કોઈ શખ્સને પીનલકોડ પ્રમાણે તેમજ કોઈ ખાસ કાયદા પ્રમાણે બંને પ્રમાણે એકી વખતે સજા થઈ શકે નહી, રાણી વિરૂદ્ધ હસન અલ્લી. ૫. નો. વે. પ્રો. ૪૯. આવા ખાસ અને સ્થાનિક કાયદાની રૂએ કોઈ માજીસ્ટરેટે સીક્ષા કરી હોય તો તેના ઉપર સેસન કોરટ અપીલ શાંભળી શકે.

## બાબ ૨ જો.

### સાધારણ સમજણ.

આ કાયદામાં

૬. આ કાયદામાં સઘળે ઠેકાણે ગુનાહનાં પ્રત્યેક લક્ષણને, તથા

જેના લક્ષણોને અપવાદો લાગુ પડે છે, એમ સમજવું.

શિક્ષા સંબંધી પ્રત્યેક ઠરાવને, તથા એવાં પ્રત્યેક લક્ષણ અથવા શિક્ષા સંબંધી ઠરાવના પ્રત્યેક દ્રષ્ટાંતને "સાધારણ અપવાદો" એ નામના બાબ મધ્યે લખેલા અપવાદો લાગુ પડે છે એમ સમજવું, અગર તે તે અપવાદો તે લક્ષણમાં અથવા શિક્ષા સંબંધી ઠરાવમાં અથવા દ્રષ્ટાંતમાં ફરીથી લખ્યા નથી તોપણ.

દ્રષ્ટાંતો.

(અ) આ કાયદા મધ્યે જે જે કલમોમાં ગુનાહોનાં લક્ષણો લખ્યાં છે તેઓમાં એમ લખ્યું નથી કે, એ ગુનાહ સાત વરષથી ઓછી ઉમરના બાળકથી થઈ શકે નહી પણ જે સાધારણ અપવાદમાં એમ લખેલું છે કે સાત વરષથી ઓછી ઉમરના બાળકે કરેલું કાંઈ પણ કામ ગુનોહ ગણાસે નહી તે અપવાદ તે લક્ષણોને લાગુ પડે છે એમ સમજવું.

(બ) અ એ ખુન કરયું છે, તને બ પોલીસ અમલદારે વગર વારંટે પકડયો તો એ ઠેકાણે બ ગેરવાજબી કેદના ગુનાનો તકસીરવાર નથી, કેમકે કાયદા પ્રમાણે અ ને પકડવાની તેની ફરજ છે; માટે જે અપવાદમાં એમ લખેલું છે કે "જે કામ કરવાની કાયદા પ્રમાણે જે સખસની ફરજ છે તે કામ તે શખસે કરયું, તો તે ગુનોહ નથી" તે સાધારણ અપવાદમાં આ બીના દાખલ થાય છે.

આ કાયદામાં જે શબ્દનો અરથ એક વાર સમજાવ્યો તે શબ્દ સઘળે ઠેકાણે તેજ અરથમાં વાપરયો છે.

૭. આ કાયદાના કોઈ પણ ભાગમાં જે શબ્દનો અરથ સમજાવ્યો છે તે શબ્દ આ કાયદાના પ્રત્યેક ભાગમાં તેજ અરથ પ્રમાણે વાપરયો છે.

લિંગ.

૮. પુરૂષ સરવનામ "તે" તથા 'તે' ને વિભક્તિ લાગીને સિદ્ધ થએલા શબ્દો પુરૂષ તથા સ્ત્રી એ બંનેને લાગુ પડે છે.

વચન.

૯. એક વચનમાં લખેલા શબ્દોને અનેક વચનમાં પણ સમજવા; અને અનેક વચનમાં લખેલા શબ્દોને એક વચનમાં પણ સમજવા; પણ જે ઠેકાણે તે શબ્દો લખ્યા હોય તે ઠેકાણે તેમ ન સમજવા એવું જણાય, તો ત્યાં તેમ ન સમજવા.

"પુરૂષ" "સ્ત્રી"

૧૦. "પુરૂષ" એ શબ્દ વડે કોઈપણ વયનો માનવી પુરૂષ સમજવો અને "સ્ત્રી" એ શબ્દ વડે કોઈ પણ વયની માનવી "સ્ત્રી" સમજવી.

"સખસ"

૧૧. "સખસ" એ શબ્દમાં કોઈપણ કંપની અથવા સભા અથવા માણસોની મંડળીનો સમાવેસ થાયછે; પછી તે કંપની, સભા, અથવા મંડળીને કારપોરેસનના હક મળ્યા હોય કે નહી, તોપણ.

"લોક"

૧૨. "લોક" એ શબ્દમાં લોકના કોઈ પણ વરગનો અથવા કોઈ પણ જમાતનો સમાવેશ થાય છે.

"રાણી"

૧૩. "રાણી" એ શબ્દ વડે ગ્રેટબ્રિટન તથા આયર્લંડનાં એકઠાં મળેલાં રાજ્યનો જે વખતે જે સતાધીશ હોય તે સમજવો.

"રાણીનો નોકર."

૧૪. "રાણીનો નોકર" એ શબ્દો વડે "હીંદુસ્તાનનો રાજ્ય કારભાર વધારે સારી રીતે ચલાવવા બાબતનો આકટ" એ નામનો વિકટોરીયાનાં રાજ્યનાં ૨૧ મા તથા ૨૨ મા વરસમાં કરેલા સદરહુ કાયદાના બાબ ૧૦૬ ઠા એ અથવા તેહેના આધાર ઉપરથી, અથવાં હિંદુસ્તાનની સરકારે કે કોઈ પણ સરકારે અથવા તેની સત્તાથી હિંદુસ્તાન મધ્યે કાયમ રાખેલા, ઠરાવેલા અથવા મુકરર કરેલા સઘળા અમલદારો અથવા નોકરો સમજવા.

"બ્રિટીસ ઈંડિયા".

૧૫. "બ્રિટિશ ઈંડિયા" એ શબ્દો વડે પ્રિન્સ આવ વેલ્સ આયલંડ, સિંગાપોર, તથા મલાકા શીવાયનો "હીંદુસ્તાનનો રાજ્ય કારભાર વધારે સારી રીતે ચલાવવા બાબતનો આકટ" એ નામના વિકટોરીયાના રાજનાં ૨૧ માં તથા ૨૨ માં વરસમાં કરેલા સદરહુ કાયદાના બાબ ૧૦૬ મા ઉપરથી રાણી સાહેબને હાથ જે મુલક આવ્યો છે અથવા આવે તે મુલક સમજવો.

"હિંદુસ્તાનની સરકાર"

૧૬. "હિંદુસ્તાનની સરકાર" એ શબ્દો વડે હિંદુસ્તાનના ગવરનર જનરલ ઈનકાંઉન્સીલ, અથવા હિંદુસ્તાનના ગવરનર જનરલ પોતાની કાંઉન્સીલથી ગેરહાજર હોય તે દરમીયાનમા પ્રેસીડેન્ટ ઈન કાંઉન્સીલ અથવા એકલા હિંદુસ્તાનના ગવરનર જનરલ સમજવા; તે તેઓ અથવા તે જે જે અખત્યાર પ્રમાણે કાયદા મુજબ અમલ કરી શકે તે તે અખત્યારને સંબંધે સમજવા.

"સરકાર"

૧૭. "સરકાર" એ શબ્દ વડે જે શખસ અથવા શખસોનો બ્રિટિશ ઈંડિયાના કોઈ પણ ભાગમાં હકુમત કરવાનો કાયદા પ્રમાણે અખત્યાર છે તે શખસ અથવા સખસો સમજવા.

"પ્રેસિડેન્સિ"

૧૮. "પ્રેસિડેન્સિ" એ શબ્દ વડે એક પરેસીડેન્સિની સરકારનો તાબેનો મુલક સમજવો.

"જડજ"

૧૯. "જડજ" એ શબ્દ વડે જે શખસને તેના ઓહદાને લીધે જડજનું નામ આપ્યું હોય તે સખસજ નહી, પણ જે જે શખસને કાયદાથી કોઈ પણ દીવાની અથવા ફોજદારી મુકદમામાં આખરી ફેંસલો, અથવા જે પર અપીલ ન થાય તો આખરી ગણાય એવો ફેંસલો અથવા બીજા કોઈ અધીકારીએ બાહાલ રાખેથી આખરી થાય એવો ફેંસલો આપવાનો અખત્યાર હોય, અથવા એવો ફેંસલો આપવાને કાયદાથી અખત્યાર પામેલા અનેક શખસોમાંનો જે એક હોય તે દરએક સખસ પણ સમજવો.

દ્રષ્ટાંત.

(અ) સન ૧૮૫૯ના ૧૦ મા આકટ મુજબ કલેકટર કોઈ મુકદમામાં અધીકાર ચલાવ

તો હોય, તે જડજ છે.

(૫) જે તોહોમત બાબત દંડનો અથવા કેદનો હુકમ કરવાનો જે માજીસ્ટરેટને અખત્યાર હોય તે માજીસ્ટરેટ તે તોહોમત બાબત પોતાનો અધિકાર ચલાવતો હોય તે વખતે જડજ છે, પછી તેના ફેંસલા પર અપીલ હોય કે નહી તોપણ.

(૬) મદ્રાસના કાયદાનાં પુસ્તક માંહેલા સન ૧૮૧૬ ના ૭ મા કાયદા મુજબ મુકદમાઓની તજવીજ કરીને ફેંસલા કરવાને જે પંચાયતને અખત્યાર છે તે પંચાયત માંનો કોઈ પણ માણસ જડજ છે.

(૭) જે તોહોમત બાબત તજવીજને સારૂં બીજી કોરટમાં કાંઈ મુકદમા મોકલવાનોજ અખત્યાર જે માજીસ્ટરેટને હોય તે માજીસ્ટરેટ તે તોહોમત બાબત પોતાનો અધિકાર ચલાવતો હોય તે વખતે જડજ નથી.

**ટીકા.**—જે જડજો અને સરકારી નોકરોને સરકારના હુકમશિવાય નોકરી ઉપરથી દુર કરી શકાય નહીં તેવા અમલદારે સરકારી કામ કરતાં કાંઈ ગુન્હો કરયો હોયતો સરકારની મંજુરી શીવાય અથવા સરકારે જે અમલદારને મંજુરી આપવાનો અખત્યાર આપ્યો હોય તેવા અમલદારની મંજુરી શીવાય તેમના ઉપર ફરીઆદ કોઈ કોરટ સાંભળી શકે નહી. ૧૮૮૨ ના ૧૦મા આકટની ૧૯૭ મી કલમ.

"ઈનસાફની કોરટ" ૨૦. "ઈનસાફની કોરટ" એ શબ્દો વડે જે જડજને કાયદાથી એકલો રહીને ઈનસાફનું કામ કરવાનો અખત્યાર મળ્યો હોય, અથવા જે જડજોને કાયદાથી એકઠા રહીને ઈનસાફનું કામ કરવાનો અખત્યાર મળ્યો હોય, તે જડજ અથવા જડજો સમજવા; પણ જ્યારે તે જડજ અથવા જડજો ઈનસાફનું કામ કરતા હોય ત્યારે.

દૃષ્ટાંત.

મદ્રાસના કાયદાના પુસ્તક માંહેલા સન ૧૮૧૬ ના ૭ મા કાયદા મુજબ કામ કરનારા પંચાયત, જેને મુકદમાઓની તજવીજ કરીને ફેંસલા કરવાનો અખત્યાર છે તે, એક ઈનસાફની કોરટ છે.

"સરકારી નોકર" ૨૧. "સરકારી નોકર" એ શબ્દ વડે નીચે લખેલાં ખાનો માંહેલાં કોઈ પણ ખાનમાં દાખલ થાય એવો શખસ સમજવો તેની વીગત:

પેહેલું—રાણીનો હરએક કવેનાન્ટેડ સરવન્ટ.

બીજુ—રાણીની જમીન પરની અથવા દરીયાઈ ફોજમાંનો હરેક કમીશંડ આફીસર, તે હિંદુસ્તાનની સરકાર અથવા કોઈ પણ સરકારના હુકમ તળે નોકરી કરતો હોય ત્યાં સુધી.

ત્રીજુ--હરએક જડજ.

ચોથુ--કોઈ પણ ઈનસાફની કોરટનો હરએક અમલદાર જેનું કામ પોતાના હોદ્દાને લીધે, કાયદાની અથવા હકીકતની કોઈ બાબતની તજવીજ કરવાનું અથવા તે વિશે રીપોટ કરવાનું અથવા કોઈ લેખ કરવાનું, તેના ખરાંપણા વિશે સહી કરવાનું, કે તે લેખ પોતાના હવાલામાં રાખવાનું, અથવા કાંઈ મિલકત પોતાના હવાલામાં લેવાનું, કે તેની વ્યવસ્થા કરવાનું, અથવા ઈનસાફી બાબતના કાંઈ હુકમો બજાવવાનું, અથવા કાંઈ સોગંદ આપવાનું, કે સમજાવવાનું, કે કોરટમાં બંદોબસ્ત રાખવાનું હોય તે; તથા તે કામો માંહેના

કોઈ પણ કામ કરવાને કોઈ ઈનસાફની કોરટે ખુસુસન અખત્યાર આપેલો હરેક શખસ.

પાંચમું—હરએક જુરીનો માણસ, આસેસર, અથવા કોઈ ઇનસાફની કોરટને કે સરકારી નોકરને મદદ કરનારી પંચાયતમાંનો માણસ.

છઠુ--હરએક લવાદ અથવા બીજો શખસ જેને કોઈ ઈનસાફની કોરટે કે કોઈ બીજા મુખત્યાર સરકારી અધીકારીએ કાંઈ મુકદમો આપવા બાબત ફેંસલો અથવા રીપોટ કરવા સારૂ સોંપી હોય તે.

સાતમુ—હરેક શખસ જેને પોતાના હોદ્દાના જોરથી કોઈ શખસને કેદ કરવાનો અથવા કેદમાં રાખવાનો અખત્યાર હોય તે.

આઠમુ--સરકારનો હરએક અમલદાર જેનું કામ, પોતાના હોદ્દાને લીધે ગુનાહ બુઝાવવાનું, ગુન્હાઓની ખબર આપવાનું, ગુન્હેગારોને તેઓનો ઈનસાફ થવા સારૂ કોરટમાં હાજર કરવાનું, અથવા લોકની તંદુરસ્તી, સલામત, કે અનુકુળતા સંભાળવાનું, હોય તે.

**ટીકા.—સરકારી સોલીસીટરે ગવરનરજનરલ ઈનકાઉસીલના અખત્યાર પ્રમાણે, કલકતાની પોલીસ કોરટમાં પ્રોસીક્યુટર તરીકે કામ કરવાને જે શખસને નીમ્યો હોય તેને સરકારી નોકર ગણવો. રાણી વીરૂધ ખટા ક્રીસ્ટો ( ૩ ઈ. લો. રી. ક. ૪૯૩; કોરોનર પણ સરકારી નોકર છે; ૧૮૭૧ નો આકટ ૪ કે. ૫.**

નવમુ--હરએક અમલદાર જેનું કામ, પોતાનાં હોદ્દાને લીધે સરકારની વતી કાંઈ મિલકત લેવાનું, કબુલ કરવાનું, રાખવાનું, કે ખરચ કરવાનું, અથવા સરકારની વતી કાંઈ તપાસ અથવા માગણી, જમાબંદી, કે કરાર કરવાનું, અથવા મોહેસુલ બાબતના કાંઈ હુકમ બજાવવાનું, અથવા સરકારના પઈસા સંબંધી લાભની કાંઈ બાબતની તજવીજ કરવાનું, કે તે વિશે રીપોટ કરવાનું, અથવા સરકારના પઈસા સંબંધી લાભ બાબતનો કાંઈ લેખ કરવાનું, તેના ખરાપણા વિશે સહી કરવાનું, કે તે લેખ પોતાના હવાલામાં રાખવાનું, અથવા સરકારના પઈસા સંબંધી લાભની સંભાળને માટે કરેલા કોઈ કાયદા તોડાતા અટકાવવાનું હોય તે; તથા હરેક અમલદાર જે સરકારની ચાકરી કે પગારમાં હોય અથવા જેને કાંઈ સરકારી કામ કરવા સારૂ 'ફી' કે કમીશન, મળતું હોય તે.

ટીકા.—જેમકે, કલેકટરની કોરટનો કોઈ ફાલતુ સીપાઈ હોય અને તેને કાંઇ ઠરવેલો પગાર મળતો ના હોય પણ સમન બજાવવા જાય ત્યારે ફી તરીકે કાંઈ મળતુ હોય તો તેવો શખસ પણ સરકારી નોકર. ( રાણી વી. રામક્રીશ્ન ૭. બં. લો રી. ૪૪૧.

આ કલમમાં "ઓફીસર" શબ્દ છે તેનો અરથ એવો કે સરકારનું કામ કરવાને નીમેલો માણસ તે શખસને અધીકાર મળેલો હોવો જોઈએ અગર અધીકાર મળેલા માણસને મદદ કરતો જોઈએ. જે શખસ પોતાની તરફથી કાંઈ મીલકત અથવા ઉપજ લેતો હોય, ( જેવો કે કોઈ ગામનો ભાડુઆત ) અને તે જો કે તેનો હીસાબ રાખતો હોય અને પોતાનો ભાગ રાખી બાકીનો સરકારને હવાલે કરતો હોય તે છતાં પણ તે સરકારનો ઓફીસર કેહેવાય નહી. રાણી વી. રામજીરાવ. ૧૨. મુ. હા. કો. ૪ તેમજ કોઈ પણ બેંક ત્રીજોરીનું કામ કરતી હોય તેમાંનો કોઈ કારકુન સરકારી નોકર કેહેવાય નહી કેમકે જે નાણાં તે લે છે તે બેંકની તરફથી લે છે.

દસમું—હરએક અમલદાર, જેનું કામ, પોતાના ઓહદાને લીધે કોઈ ગામ, શેહેર, કે જીલ્લાનાં કાંઈ સામાન્ય લઉકીક કારણ માટે કાંઈ મિલકત લેવાનું, કબુલ કરવાનું, રાખવાનું કે ખરચ કરવાનું, અથવા કાંઈ તપાસ કે માપણી કે રકમબંદી કરવાનું, અથવા કાંઈ વેરો કે કર વસુલ કરવાનું અથવા કાંઈ ગામ, શેહેર, કે, જીલ્લાના લોકોના હક મુકરર કરવા સારૂ કાંઈ લેખ કરવાનું, તેનાં ખરાપણા વિશે સહી કરવાનું, અથવા તે લેખ પોતાના હવાલામાં રાખવાનું હોય તે,

દ્રષ્ટાંત.

મ્યુનિસીપલ કમિશનર સરકારી નોકર છે.

ખુલાસો ૧ લો—ઉપર લખેલાં ખ્યાનો માંહેના કોઈ પણ ખ્યાનમાં દા . . . શખ્સો સરકારી નોકર છે એમ સમજવું, પછી તેઓને સરકારે મુકરર કરયા હોય કે નહી, તોપણ

ખુલાસો ૨ જો— જે જે ઠેકાણે "સરકારી નોકર" એ શબ્દો આવે, તે તે ઠેકાણે તે શબ્દો જે માણસ સરકારી નોકર માફક ઓહદો ચલાવતો, હોય તેને વિશે સમજવા; પછી તે માણસના તે ઓહદો ચલાવવા બાબતના અખત્યારમાં કાયદા સંબંધી ગમે તે ખામી હોય, તોપણ.

**ટીકા.**—તેમજ કોઈપણ ઈજનેર મ્યુનસીપાલીટીનાં નાણાં લઈને બીજાને આપતો હોય અને તેને આવાં નાણાં ખરચ કરવાની કાંઈપણ સત્તા હોય નહી તે છતાં પણ તે સરકારી નોકર ગણાય. રાણી વી. નઉતમરામ. ૬. મુ. હા. કો. સીસી. ૬૪.

"જંગમ મિલકત"

૨૨. "જંગમ મિલકત" એ શબ્દો વડે જમીન તથા જમીનને ચોટેલી વસ્તુ અથવા જમીનને ચોટેલી વસ્તુ જોડે જાથુ જડાએલી વસ્તુ શિવાયની કોઈ પણ પ્રકારની સાકાર મિલકત સમજવી.

"ગેરઆજબી લાભ"

૨૩. "ગેરઆજબી લાભ" એટલે કાયદા વીરૂદ્ધ ઉપાયોથી મળવેલી મિલકત જે મિલકતપર તે મળવનાર શખ્સનો કાયદા પ્રમાણે હક નથી.

"ગેરઆજબી હાની."

"ગેરઆજબી હાની" એટલે કાયદા વિરૂદ્ધ ઉપાયોથી મીલકતનું જવુ, જે મિલકત પર તે જેની પાસે જાય છે તે શખ્સનો કાયદા પ્રમાણે હક છે.

"ગેરઆજબી લાભ" માં મિલકતનું ગેરઆજબી રાખવું પણ સમજવું.

ગેરઆજબી હાનીમાં કાંઈ મિલકત લેવામાં ગેરઆજબી પ્રતિ

કોઈ સખસને ગેરઆજબી રીતે કાંઈ મળે ત્યારે, અને તેમજ તે ગેરઆજબી રીતે પોતાની પાસે રાખે ત્યારે પણ, તેને ગેરઆજબી લાભ થયો એમ સમજવું. કોઈ સખસની પાસેથી ગેરઆજબી રીતે કાંઈ મિલકત લેઈ લેવાય ત્યારે, અને તેમજ તેને કાંઈ મીલકત લેતાં ગેરઆજબી રીતે પ્રતિબંધ થાય ત્યારે પણ, તેને ગેરઆજબી હાની થઈ એમ સમજવું.

બંધ થાય તે પણ સમજવો.

"બદદાનતથી". ૨૪. જે માણસ કાંઈ વસ્તુ એક સખસને ગેરવાજબી લાભ કરવાના, અથવા બીજા સખસને ગેરવાજબી હાની કરવાના ઈરાદાથી કરે, તે માણસે તે વસ્તુ બદદાનતથી કરી એમ સમજવું.

"દગલબાજીથી" ૨૫. જો કોઈ સખસ કાંઈ વસ્તુ દગો કરવાના ઈરાદાથી કરે, તો તે વસ્તુ તેણે "દગલબાજીથી" કરી એમ સમજવુ, નહી તો નહીં.

"માનવાનું કારણ" ૨૬. જો કોઈ શખસને કાંઈ વસ્તુ માનવાનું પાકુ કારણ હોય, તો તેને તે વસ્તુ "માનવાનું કારણ" છે એમ મસજવું, નહી તો નહી.

સ્ત્રી, મેહેતા, અથવા નોકરના કબજામાંની મિલકત. ૨૭. જ્યારે કાંઈ મિલકત, કોઈ શખશની વતી, તે શખશની સ્ત્રી, મેહેતા, અથવા નોકરના કબજામાં હોયે, ત્યારે આ કાયદાના અરથ પ્રમાણે તે તેજ શખશના કબજામાં છે એમ સમજવુ.

ખુલાસો.—જે શખશને થોડી વાર અથવા કોઈ વીશેષ પ્રસંગે મહેતા અથવા નોકરની માફક રાખ્યો હોય તેને આ કલમના અરથ પ્રમાણે મેહેતો અથવા નોકર સમજવો.

"ખોટું બનાવવું" ૨૮. જે શખશ એક વસ્તુ બીજી વસ્તુના સરખી કરે, એવા ઈરાદાથી કે તે સરખાપણાથી ફરેબ કરવો, અથવા એવું જાણીને કે તેથી ફરેબ થશે એવો સંભવ છે તે શખશે તે વસ્તુ ખોટી બનાવી એમ સમજવું.

ખુલાસો.—કાંઈ વસ્તુ ખોટી બનાવવામા નકલ બરાબર થવી જોઈએ એમ જરૂર નથી.

"લેખ" ૨૯. "લેખ" એ શબ્દ વડે કાંઈ પણ બાબત સમજવી, જે બાબત કોઈ પણ વસ્તુ ઉપર અક્ષર, અંક, કે ચિન્હ વડે, અથવા એ માહેના એકથી વધારે સાધનો વડે, સમજાવી અથવા બયાન કરેલી હોય, અને જે સાધનો તે બાબતના પુરાવા દાખલ વાપરવાનો ઈરાદો કરયો હોય અથવા વપરાય.

ખુલાસો ૧ લો.—ગમે તે સાધન વડે અથવા ગમે તે વસ્તુ ઉપર તે અક્ષર, અંક અથવા ચિન્હ કાહાડયાં હોય, અને તે પુરાવો કોઈ ઈનસાફની કોરટને માટે ઈરાદો રાખીને કરયો હોય કે નહી, અથવા તે કોઈ ઈનસાફની કોરટમાં વપરાય કે નહી તેનો કાંઈ ફિકર નથી.

દ્રષ્ટાંત.

એક લખતમાં કાંઈ કરારની સરતો લખી છે, અને તે લખત તે કરારના પુરાવાના માફક વાપરી શકાય એવું છે, તો તે લેખ છે.

કોઈ સરાફની ઉપરનો ચેક લેખ છે.

વકાલાતનામુ અથવા મુખત્યારનામુ લેખ છે.

નકશો જે પૂરાવામાં વાપરવાનો ઈરાદો કરેલો હોય, અથવા જે પુરાવામાં વપરાય તે લેખ છે.

જે લખતમાં કાંઈ હુકમ લખ્યો હોય, અથવા કેમ કરવુ એ બાબત કાંઈ સલાહ લખી હોય તે લેખ છે.

ખુલાસો ૨ જો.--અક્ષર, અંક અથવા ચિન્હો વડે વેપારીઓના અથવા બીજા રિવાજ મુજબ, જે સમજાતુ હોય, તે આ કલમના અરથ પ્રમાણે તે અક્ષર, અંક અથવા ચિન્હો વડે સમજાય છે એમ સમજવું; પછી તે સઘળુ સવિસ્તર લખ્યું ન હોય તોપણ.

દૃષ્ટાંત.

**અ** હુકમ કરે તેને નાણાં આપવા એવી તરેહની એક હુંડીની પાછળ **અ** પોતાનું નામ લખે, તો એ પાછળ લખવાનો અરથ વેપારીઓના રિવાજ મુજબ એવો છે કે એ હુંડી જેની પાસે હોય તેને નાણાં આપવાં. હવે પાછળ જે લખ્યુ છે તે લેખ છે, "આ જેની પાસે હોય તેને નાણાં આપજો," એ શબ્દો અથવા એજ મતલબના બીજા શબ્દો જાણે તે સહીની ઉપર લખ્યા હોય એ, પ્રમાણે તેનો અરથ કરવો.

"કિંમતી દસ્તાવેજ" 30. "કીંમતી દસ્તાવેજ" એ શબ્દો વડે જે લેખથી કાંઈ કાયદેસર હક ઉત્પન્ન થતો હોય, વધતો હોય, બીજાને અપાતો હોય, ઓછો થતો હોય, નાબુદ થતો હોય, અથવા છોડી દેવાતો હોય; અથવા જે લેખથી કોઈ સખસ કબુલ કરતો હોય કે માહારી કાયદેસર જુમ્મેદારી છે અથવા ફલાણો કાયદેસર હક મારો નથી, એવો લેખ, અથવા એવો મતલબનો લેખ સમજવો.

દૃષ્ટાંત.

**અ** એક એ હુંડીની પાછળ પોતાનું નામ લખ્યું, હવે એ લખવાની અસર એવી છે કે તે હુંડીપરનો હક જે માણસની પાસે તે હુંડી કાયદા પ્રમાણે આવે તેને પોહોંચે, માટે પાછળ જે લખ્યું તે "કીંમતી દસ્તાવેજ" છે.

**ટીકા.**—કોઈ હીસાબ લખીતવાર નકી કરયો હોય અને તેમાં જો કે સહી કરી ના હોય અને તેમાં પઈસા આપવા વિશે કાંઈ પણ બાબત હોય નહી તોપણ તે આ કલમ પ્રમાણે, કીંમતી દસ્તાવેજછે. એકતરફી કપાલવાપનો કેસ જુઓ. ૨, મ. હા. કો. ૨૪૭.

"વીલ." 31. "વીલ" એ શબ્દ વડે કોઈપણ વશીયતનામાનો લેખ સમજવો.

કામને કહેનારા શબ્દોમાં કાયદા વિરૂદ્ધ કસુરો પણ સમજવી 32. આ કાયદાના હરેક ભાગમાં કરેલા કામોનો બોધ કરનારા શબ્દો હોય તે શબ્દો કાયદા વિરૂદ્ધ કસુરોને પણ લાગે છે એમ સમજવું પણ જે ઠેકાણે તે શબ્દો લખ્યા હોય તે ઠેકાણે મતલબ જોતાં એથી ઉલટો અરથ દેખાતો હોય, તો ત્યાંહાં તેમ અરથ કરવો.

"કામ" "કસુર" 33. "કામ" એ શબ્દ એક કામને અને તેમજ એક પછી એક એ પ્રમાણે કરેલા અનેક કામોને પણ લાગે છે; અને "કસુર" એ શબ્દ એક કસુરને, તેમજ એક પછી એક એ પ્રમાણે કરેલી અનેક કસુરોને, પણ લાગેછે

ઘણા શખ્સો નો ઈરાદો પાર પાડવા સારૂ તે સઘળા સખ્સોએ મળીને કરેલાં કામની જવાબદારી.

૩૪. "ઘણા સખ્સોનો ઈરાદો હોય તે પાર પાડવા સારૂ તે સઘળા શખ્સોએ મળીને જ્યારે કાંઈ ગુન્હાનું કામ કરયું હોય, ત્યારે તેઓમાંનો હરેક શખસ, તે કામ તેણે એકલાએજ કરયું હોય એ રીતે તે કામને માટે જવાબદાર છે."

ટીકા.—પણ તે દરેક માણસના કૃત્યને વાસ્તે જવાબદાર નથી, પણ જો સઘળા મા ણસોની સાધારણ મતલબ હાંસલ કરવાને તે કૃત્ય કરયું હોય તો તે જવાબદાર થાય છે. મીરૂ જસ્ટીસ બેરન પીકાકે રાણી વિરૂદ્ધ ગોરાચંદ ગોપેના કેસમાં કહ્યું કે:

જે શખ્સોએ અજુરડીને પકડ્યો તેમનો સર્વનો એવો ઈરાદો હોય કે તેના ઉપર ચોરીનું તોહોમત મુકીને તેને થાણે લેઈ જવો એવો ઈરાદો હોય અને તેને માર મારવાનો સર્વનો ઈરાદો નહોતો તેથી કરીને મારનો જે પરીણામ નીપજ્યો તેને વાસ્તે તેઓ ફક્ત ત્યાં હાજર હતા તે સબબથી, જવાબદાર નથી, એવું ઠરાવવામાં આવ્યું છે કે જ્યારે ઘ- ણાક માણસો કોઈ કાયદેસર અગર ગેરકાયદેસર કામ કરવાને એકઠા મળ્યા હોય અને તેમાંનો એક બીજાઓની સંમતી અથવા કબુલાત શીવાય કોઈ ગુન્હો કરે તો તે બીજા ઓને કાંઈ હરકત કરતા નથી પણ જો તેજ ગુન્હો સરવની સાધારણ મતલબ પાર પાડ વાને થયો હોય, તો સઘળા જવાબદાર થાય.

વળી એવું પણ કહેવામાં આવ્યું છે કે જે ઠેકાણે કોઈ ગુન્હો બનતો હોય ત્યાં કોઈ શખ્સ હાજર હોય, અને તેમાં કાંઈ ભાગ લેતો ના હોય અથવા જેઓ ગુન્હો કરતા હોય તેમની સાથે સામેલ ના થાય તો તેણે ગુન્હો કેમ અટકાવ્યો નહી અથવા ગુન્હેગા- રને કેમ પકડ્યો નહી એવા કારણ ઉપરથી તે ગુન્હેગાર કહી શકાશે નહી.

પણ જો વધારે માણસો એક શખ્સને પકડવાને અને ચોરીનું તોહોમત મુકી થાણે લે ઈ જવાને જાય અને તેમાંના કેટલાક બાકીનાઓની રૂબરૂ પેલા શખ્શને મારે અને બાકી ના પાસે ઉભા રહી તેમને તેમ કરતાં અટકાવે નહીં તો એવો અનુમાન થઈ શકે કે તે સરવની તેમાં સમતી છે.

એ વિષય ઉપર એક અમેરીકન પાદરીએ ઘણો સારો ખુલાસો બતાવ્યો છે: પોતાના દુષ્ટ ઈરાદાથી જે કૃત થાય તેને વાસ્તે દરેક માણસ જવાબદાર છે; પણ કોઈ પણ માણસ જે દુ ષ્ટ કૃત કરવાનો ઈરાદો રાખતો હોય, તે બીજા શખ્સનાથી સ્વતંત્ર રીતે થયેલા દુષ્ટ કૃતનો જ વાબદાર નથી. કોઈ શખ્સ જો બીજા શખ્સની શરીર સબંધી સત્તાને ચલાવે તો તેનો જે પરીણામ થાય તેને વાસ્તે પ્રથમનો શખ્સ જોખમદાર થાય છે (જેમ કે કોઈ શખ્સના હા થમાં કાંઈ હથીઆર હોય અને તેનો હાથ પકડી બીજા શખ્સને મારે તો તેથી થયેલી ઈ જાને વાસ્તે જેના હાથમાં હથીઆર હતું તે શખ્સ જવાબદાર થતો નથી પણ પોતાના હા થને જેણે ગતી આપી તે શખ્સ થાય છે.) શું પરિણામ થશે એવું તે જાણતો હોત તો ગમે તો બીજી રીતે તે પરિણામ થયો હોત તો પણ તેને સારૂ જવાબદાર થાત. કેવી જા તનો પરિણામ થશે તેની ખબર હોત નહી તો પણ જો તેમ બનવું સાધારણ હોત તો તે જવાબદાર થાય.

જ્યારે એહેવું કાંઈ કામ સાપરાધ જ્ઞાન અથવા ઈરાદાથી થયાને લીધે ગુનોહ ગણાતું હોય, ત્યારે.

૩૫. જો કાંઈ કામ ઘણા શખ્સોએ કરયું હોય, અને તે કામ કાંઈ સાપરાધ જ્ઞાન અથવા ઈરાદાથી થયાને લીધેજ ગુનોહ ગણાતું હોય, તો તેઓમાંનો હરેક સખસ જે તે કામમાં તેવાં જ્ઞાન અથવા ઈરાદાથી સામીલ થયો હોય તે, તેણે એકલાએજ તેવાં જ્ઞાન અથવા ઈરાદાથી તે કામ કરયું હોય એ રીતે, તે કામને માટે જવાબદાર છે.

ટીકા.—આ કાયદામાં "ઈરાદો" શબ્દ વારંવાર વાપરવામાં આવ્યોછે, પરંતુ તે કેવા અરથમાં વાપરયો છે તે વીશે બરોબર ધ્યાન કરેલું નથી. કોઈ શખ્સે અમુક કૃત્ય ઈરાદાથી કરયું તેનો અરથ એમ સમજવો કે તે કૃત્ય તેણે ખુશીથી કરયું. જ્યારે કોઈ શખ્શ કાંઈ કૃત્યખુશીથી કરે તો એવો અનુમાન થઈ શકે છે કે તે કૃત્ય કરવાનું શું પરીણામ થશે એવું તે જાણતો હતો અને તેથી અમુક પરિણામ નીપજશે એવું તેણે ધારયું; એમ કહી શકાય કેમકે સ્વભાવીક બુદ્ધિથી દરેક માણસં જાણે છે કે પોતાના કૃતનો કેવો પરિણામ થશે તે પ્રમાણે જે પરિણામ થયો તે તેણે ઈરાદાથી આણયો એવો અનુમાન થઈ શકે છે.

થોડીએક કાંઈ કામથી તથા થોડીએક કાંઈ કસુરથી કરેલી અસર.

૩૬. જો, કાંઈ કામથી અથવા કાંઈ કસુરથી, કાંઈ અસર કરવી, અથવા અસર કરવાની કોશીશ કરવી, એ કાંઈ ગુન્હો હોય, તો તેજ અસર થોડી કાંઈ કામથી કરવી, અને થોડી કાંઈ કસુરથી કરવી, એ પણ તેજ ગુન્હો છે એમ સમજવું.

દૃષ્ટાંત.

અ ઞ ને ખોરાક આપવાની કાયદા વીરૂદ્ધ કસુર કરીને તથા ઞ ને મારીને ઈરાદાથી ઞ નું મોત થાય એમ કરે તો, અ એ ખુન કરયું એમ સમજવું

ઘણાં કામો મળીને કંઈ ગુનોહ થતો હોયતો તેઓમાંનું એક કામ કરીને મદદ કરવી.

૩૭. જો કોઈ ગુનોહ ઘણાં કામો કરવાથી થયો હોય તો, જે શખસ એકલો અથવા બીજા કોઈ સખસોની સાથે રહીને તે કામો માંહેનું ગમે તે એક કામ કરીને તે ગુનોહ કરવામાં ઈરાદાથી સહકાર કરે, તે સખસે તે ગુનો કરયો એમ સમજવું,

દૃષ્ટાંત.

(અ) અ તથા બ હરેક જુદે જુદે વખતે થોડું થોડું જેહેર આપીને ઞ ને મારી નાંખવાનો ઠરાવ કરે, અને અ તથા બ તે ઠરાવ મુજબ, ઞ ને મારી નાંખવાના ઈરાદાથી જેર આપે, અને તેને જુદે જુદે વખતે આપેલાં તે જેહેરની અસરથી ઞ મરી જાય, તો એ ઠેકાણે ખુન કરવામાં અ તથા બ ઈરાદાથી સહકારી થયા; અને તેઓનાં કામ જુદાં જુદાં તો પણ તે બંને તે ગુનાહના તકસીરવાર છે એમ સમજવું. કેમકે તેઓમાંના હરેકે જેથી ખુન થયું એવું કામ કીધું છે.

(ए) अ तथा ब એ બે એકઠા જેલર છે, અને તેઓના હોદ્દાને લીધે, ज એક કેદી છે તે વારાફરતી છ છ કલાક એક એકના હવાલામાં રહે છે. હવે ज નું મોત આણવાના ઇરાદાથી, તે અસર પેદા કરવામાં જાણી બુજીને તેઓ સહકારી થાય એવી રીતે કે ज ને પોંહોંચાડવા સારૂ તેઓને આપેલો ખોરાક તેઓ, પોતપોતાનાં હાજરીનાં દરમીયાનમાં ज ને પોંચાડવાં કાયદા વિરૂદ્ધ કસુર કરે અને ज ભુખે મરી જાય, તો अ તથા ब એ બંનેએ ज નું ખુન કરયું એમ સમજવું.

(क) अ જેલરના હવાલામાં ज કેદી છે. ज નું મોત આણવાના ઇરાદાથી अ ज ને ખોરાક આપવામાં કાયદા વીરૂદ્ધ કસુર કરે, જેથી ज ઘણો અશક્તથઇ જાય, પણ તે ભુખમરો એટલો ન થઇ પડે કે તેથી તે મરી જાય પછી अ પોતાના હોદ્દા પરથી બરતરફ થઇને ब તેની જગોપર મુકરર થાય અને ब अ ની સાથે મીલાપી અથવા સહકારી ન થતાં, ज ને ખોરાક આપવામાં કાયદા વીરૂદ્ધ કસુર કરે, એવુ જાણીને કે તેમ કરેથી ज મરી જશે એવો સંભવ છે, અને ज ભુખે મરો જાય, તો ब એ ખુન કરયું એમ સમજવું; પણ अ કાંઇ ब ની સાથે સહકારી થયો નહી માટે अ એ માત્ર ખુન કરવાનો કોશીશ કરી એમ સમજવું.

કાંઇ ગુન્હાનું કામ કરવામાં ઘણા શખશો શામિલ થયા હોય, તો તેઓ જુદા જુદા ગુન્હાના તકશીરવાર થઇ શકે.

૩૮. કાંઇ ગુન્હાનું કામ કરવામાં ઘણા સખસો લાગેલા અથવા શામિલ હોય, તો તેઓ તે કામથી જુદા જુદા ગુન્હાના તકશીરવાર થઇ શકે.

દૃષ્ટાંત.

अ ज ની ઉપર હુમલો કરે, પણ તે વખતે તેને એટલો ભારે ક્રોધ ચહડેલો હોય કે તેને હાથે ज નું મરવુ ખુનથી ઉતરતા દરજ્જાનો શિક્ષાણીય મનુશ્ય વધ થાય; તે વખતમાં ज ની ઉપર દ્વેષ ભાવથી, તથા ज ને મારી નાખવાના ઇરાદાથી, अ ની માફક ક્રોધ ન ચહડયા છતાં, ज ને મારી નાંખવામાં ब अ ને મદદ કરે, તો એ ઠેકાણે, અગર ज નું મોત આણવામાં अ તથા ब એઉ બંને શામિલ છે તોપણ, ब એ ખુન કીધું, અને अ એ માત્રશિક્ષાણીય મનુશ્યવધ કીધો એમ સમજવુ.

"બુદ્ધિપુરવક"

૩૯. જ્યારે કોઇ શખસે જે ઉપાયથી કાંઇ અસર પેદા કરવાનો ઇરાદો કરયો હોય તે ઉપરથી અથવા જે ઉપાયથી તે અસર પેદા થશે એવો સંભવ છે એમ, તે ઉપાય કામે લગાડની વખત તેણે જાણ્યું હોય અથવા એમ માનવાનું તેને કારણ હોય તે ઉપાયથી, તે તે અસર પેદા કરે, ત્યારે તેને બુદ્ધિપુરવક તે અસર પેદા કરી એમ સમજવું.

દૃષ્ટાંત.

એક મોહોટા શેહેરમાં એક ઘરછે. તેમાં માણસો રહેછે. તે ઘરને, રાતને વખતે, અપ્પહર

જુનો ગુનો શેહેલ કરવા માટે, અ આગ લગાડે, અને તેથી એક શખસનું માત થાય તો એ ઠેકાણે કોઈનું માત આણવાને અ એ ઈરાદો ન કીધો હોય, અને પોતાના કામથી માત થયું એમ જાણીને અ દીલગીર પણ થાય, તોપણ તેણે બુદ્ધિપુરવક તે માત આણ્યું એમ સમજવું.

"ગુનોહ" — ૪૦. આ કલમની બીજી અને ત્રીજી રકમમાં લખેલા બાબ અને કલમો શિવાય "ગુનોહ" એ શબ્દ વડે જે વસ્તુને માટે આ કાયદામાં શિક્ષા કરવાનું ફરમાવ્યું છે તે વસ્તુ સમજવી.

"૪ થા બાબમાં અને હેઠળ લખેલી કલમોમાં એટલે ૬૪ મી, ૬૫ મી, ૬૬ મી, ૭૧ મી, ૧૦૯ મી, ૧૧૦ મી, ૧૧૨ મી, ૧૧૪ મી, ૧૧૫ મી, ૧૧૬ મી, ૧૧૭ મી, ૧૮૭ મી, ૧૯૪ મી, ૧૯૫ મી, ૨૦૩ જી, ૨૧૧ મી, ૨૧૩ મી, ૨૧૪ મી, ૨૨૧ મી, ૨૨૨ મી, ૨૨૩ મી, ૨૨૪ મી, ૨૨૫ મી, ૩૨૭ મી, ૩૨૮ મી, ૩૨૯ મી, ૩૩૦ મી, ૩૩૧ મી, ૩૪૭ મી, ૩૪૮ મી, ૩૮૮ મી, ૩૮૯ મી અને ૪૪૫ મી કલમમાં "ગુનોહ" આ શબ્દ લખેલો છે તે શબ્દ વડે જે વસ્તુને માટે આ કાયદામાં, અથવા આ કાયદામાં આખ્યા લખેલી છે તેવા કોઈ વિશેષ કાયદામાં અથવા સ્થાનિક કાયદામાં શિક્ષા કરવાનું ફરમાવ્યું છે. તે વસ્તુ સમજવી."

"અને ૧૪૧ મી, ૧૭૬ મી, ૧૭૭ મી, ૨૦૧ લી, ૨૦૨ જી, ૨૧૨ મી, ૨૧૬ મી, અને ૪૪૧ મી કલમમાં "ગુનોહ" આ શબ્દ લખેલો છે તે શબ્દનો અરથ જે વસ્તુને માટે વિશેષ કાયદામાં કે સ્થાનિક કાયદામાં શિક્ષા કરવાનું ફરમાવ્યું છે અને તેજ કાયદા ઉપરથી તે વસ્તુને માટે દંડ સુદ્ધાં અથવા દંડ વગર છ મહીનાની અથવા તે કરતાં વતી મુદતની કેદની શિક્ષા કરવા ફરમાવ્યું હોય ત્યારે તેવોજ અરથ સમજવો.

ટીકા.—ઈંગરેજી કાયદાથી (ઈંગ્લીશ લા) જે કૃત્યોને વાસ્તે શિક્ષા થઈ શકે તેવાં કૃત્યોને "ગુન્હો" શબ્દ લાગુ પડતો નથી.

"વિશેષ કાયદો" — ૪૧. "વીશેષ કાયદો" એટલે કાંઈ ખાસ બાબતને લાગુ પડે એવો કાયદો.

"સ્થાનિક કાયદો" — ૪૨. "સ્થાનિક કાયદો" એટલે બ્રિટીશ ઈંડિયાના કોઈ વિશેષ ભાગનેજ લાગુ પડે એવો કાયદો.

"કાયદા વિરૂદ્ધ" "કાયદા પ્રમાણે ફરજ" — ૪૩. "કાયદા વિરૂદ્ધ" એ શબ્દો જે જે વસ્તુ ગુનોહ છે, અથવા કાયદાએ મને કરેલી છે, અથવા દિવાની ફરિયાદીનું કારણ થાય છે, તે પ્રત્યેકને લાગુ પડે છે; અને જે શખસ જે વસ્તુ કરવામાં કસુર કરે તો કાયદા વીરૂદ્ધ થાય, તે વસ્તુ કરવાની તે સખસની "કાયદા પ્રમાણે ફરજ છે" એમ સમજવું.

"નુકશાન" — ૪૪. "નુકશાન" એ શબ્દ વડે કોઈપણ સખસનાં શરીરને, મનને, આબરૂને, અથવા મિલકતને કાયદા વીરૂદ્ધ રીતે કરેલી કાંઈ પણ હાનિ સમજવી.

"જિંદગી." — ૪૫. "જિંદગી" એ શબ્દ વડે માણસની જિંદગી સમજવી; પણ જે ઠેકાણે એ શબ્દ લખ્યો હોય તે ઠેકાણે મતલબ જોતાં એથી ઉલટો

અરથ દેખાતો હોય, તો ત્યાં તેમ અરથ કરવો.

"મોત" ૪૬. "મોત" એ શબ્દ વડે માણસનું મોત સમજવું; પણ જે ઠેકાણે એ શબ્દ લખ્યો હોય તે ઠેકાણે મતલબ જોતાં એથી ઉલટો અરથ દેખાતો હોય તો ત્યાંહા તેમ અરથ કરવો.

"જાનવર" ૪૭. "જાનવર" એ શબ્દ વડે માણસ શિવાય બીજી કાંઈ પણ જીવ વાળી વસ્તુ સમજવી.

"વાહાણ." ૪૮. "વાહાણ" એ શબ્દ વડે જળ મારગે માણસોને અથવા મિલકતને લેઈ જવા માટે કરેલી કાંઈ પણ વસ્તુ સમજવી.

"વરસ" ૪૯. "જે જે ઠેકાણે વરસ" એ શબ્દ અથવા "મહીનો" એ શબ્દ લખ્યો હોય, તે તે ઠેકાણે એમ સમજવું કે ઈંગરેજી પંચાંગ પ્રમાણે તે વરસ અથવા મહીનો ગણવો.

"કલમ" ૫૦. "કલમ" એ શબ્દ વડે આ કાયદાના બાબના જે જે ભાગોની આગળ આંકડાં લખીને તેઓને જુદા પાડેલા છે તેઓમાંનો એક ભાગ સમજવો.

"સોગંદ" ૫૧. "સોગંદ" એ શબ્દમાં, સોગંદને ઠેકાણે ધરમ પુરવક પ્રતિજ્ઞા કરવાનું કાયદામાં ફરમાવેલું હોય તે પ્રતિજ્ઞા, તથા ઈન્સાફની કોરટમાં કે બીજે ઠેકાણે, કોઈ સરકારી નોકરની આગળ કાંઈ પણ એકરાર કરવાનું કાયદામાં ફરમાવ્યું અથવા રજા આપી હોય, અથવા જે એકરાર પુરવાના કારણસર વાપરવો હોય, તે એકરાર પણ સમામ છે એમ સમજવું

"સુદ્ધબુદ્ધિ" ૫૨. જે વસ્તુ ઘટતી સંભાળ તથા ધ્યાન વીના કરી અથવા માની હોય તે "સુદ્ધબુદ્ધીથી" કરી અથવા માની એમ સમજવું નહી.

---

## બાબ ૩ જો.

### શિક્ષા બાબત.

"શિક્ષા." ૫૩. આ કાયદાના ઠરાવો પ્રમાણે ગુન્હેગારો જે શિક્ષાઓને લાયક છે તે નીચે પ્રમાણે:—

પહેલી મોત.
બીજી સમુદ્રપાર.
ત્રીજી શાસનીક દાસત્વ.
ચોથી કેદ બે પ્રકારની છે:—
(૧) સખત એટલે સખત મજુરી સાથે.
(૨) આસાન.
પાંચમી મિલકત સરકાર જપત થવી.
છઠી દંડ.

**ટીકા.**—સને ૧૮૬૪ના ૬ઠા આકટથી હવે ફટકા મારવાની સજા પણ અમુક ગુન્હાઓમાં થઈ શકે છે. નિચે લખેલા શખ્શોમાંના કોઈ પણ શખ્સને ફટકા મારવાની શિક્ષા કરી શકાય નહીં.

(1) સ્ત્રીઓને;

(૨) જે મરદોની ઉપર મોતની અથવા સમુદ્રપારની અથવા સાસનિકદાસત્વની અથવા પાંચ વરષ કરતાં વધારે મુદતની કેદની શિક્ષાનો હુકમ કરયો હોય તે મરદોને;

(૩) જે મરદો પીસતાળીશ વરસ કરતાં વત્તી ઉમરના છે એવું કોરટને લાગતું હોય તે મરદોને; આકટ ૧૦મો, ૧૮૮૨ ક. ૩૯૩ જુઓ.

૩૦ ફટકા કરતાંવધારે કોઈ પણ પ્રસંગે મારવામાં આવશે નહીં. આકટ૧૦મો ૧૮૮૨ ક. ૩૯૨ જુઓ.

મોતનીશિક્ષાને બદલે બીજી શિક્ષા.

૫૪. જે જે બાબતમાં મોતની શિક્ષાનો હુકમ કરવામાં આવ્યો હોય તે તે બાબતમાં, ગુન્હેગારની રજામંદી શિવાય, હિંદુસ્તાનની સરકાર અથવા જે ઠેકાણે ગુન્હેગારને શિક્ષાનો હુકમ થયો હોય તે ઠેકાણાની સરકાર તે શિક્ષાને બદલે આ કાયદામાં ઠરાવેલી બીજી ગમે તે શિક્ષા કરવાને મુખત્યાર છે.

જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષાને બદલે બીજી શિક્ષા.

૫૫. જે જે બાબતમાં જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષાનો હુકમ કરવામાં આવ્યો હોય તે તે બાબતમાં ગુન્હેગારની રજામંદી શિવાય, હિંદુસ્તાનની સરકાર અથવા જે ઠેકાણે તે ગુન્હેગારને શિક્ષાનો હુકમથયો હોય તે ઠેકાણાની સરકાર તે શિક્ષાને બદલે ચઉદ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવાને મુખત્યાર છે.

**ટીકા.**—જ્યારે કોઈ પણ શખ્સની ઉપર કાંઈ ગુન્હા બાબત શિક્ષાનો હુકમ કરયો હોય ત્યારે કોઈ પણ વખતે બીન શરતે અથવા ગુન્હેગાર શખ્સ કબુલ કરે એવી કોઈ શરતે તેના ઉપર જે શિક્ષાનો હુકમ કરયો હોય તે અમલમાં લાવવાનું મોકુફ રાખવાને અથવા તે શિક્ષા અથવા તે શિક્ષાનો કોઈ ભાગ માફ કરવાને ગવરનર જનરલ ઈનકાઉસીલ અથવા સ્થાનિક સરકાર મુખત્યાર છે. ક્રી. પ્રો. કોડ. કલમ. ૪૦૧

અથવા જે શખ્સનો ઉપર શિક્ષાનો હુકમ કરયો હોય તેની સંમતી વિના ગવરનર જનરલ ઈનકાઉન્સીલ અથવા સ્થાનિક સરકાર હેઠળ લખેલી શિક્ષાને બદલે તે શિક્ષાની આગળ લખેલી બીજી કોઈપણ શિક્ષાનો હુકમ કરવાને મુખત્યાર છે; મોત, સમુદ્રપાર, શાસનીકદાસત્વ, સખત મજુરી સાથે જેટલી મુદતની કેદનો શિક્ષાનો હુકમ તે શખ્સની ઉપર થઈ શકત તેટલી મુદત સુધીની કેદ, તેવીજ મુદત સુધી આસાનકેદ અને દંડ. ક્રી. પ્રો. કો. ક. ૪૦૨. જુઓ.

યુરોપીયન તથા અમેરીકન લોકો છતાં, ને સમુદ્રપારની શિ

૫૬. જે જે બાબતમાં કોઈશખ્સયુરોપીયન અથવા અમેરીકન છતાં, આ કાયદામાં જેને માટે સમુદ્રપારની શિક્ષા ઠરાવીછે એહેવો કોઈ ગુન્હો તેની ઉપર શાબીત થાય, તે તે બાબતમાં સમુદ્રપારની શિક્ષાનો,

*ક્ષાને બદલે શાસનિક દાસત્વનીશિક્ષા કરવી.*

હુકમ ન કરતાં સન ૧૮૫૫ ના ૨૪ મા આકટના ઠરાવો મુજબ કોરટે તે ગુન્હેગારને શાસનિક દાસત્વનો શિક્ષાનો હુકમ કરવો

*જીવતાં સુધીની શિક્ષાનો ઠરાવ નહી હોય અને દસ વરસ કરતાં વતી મુદતની કેદની શિક્ષાનો ઠરાવ હોય તે બાબત વિશેષ ઠરાવ.*

પણ એવુ ઠરાવ્યું છે કે, સદરહુ આકટ કરચો નહી હોત તોજે ગુન્હા બાબત યુરોપીયન અથવા અમેરીકન માણસ જીવતાં સુધી સમુદ્રપારના શિક્ષાને લાયક થતે નહી પણ દસ વરસ કરતાં વતી મુદત સુધી સમુદ્રપાર મોકલવાની શિક્ષા પામવાને અથવા તેને તે શિક્ષા કરવાનો હુકમ થયાને લાયક થતે તો તે ગુન્હા બાબત તે માણસ કોરટની નજરમાં આવશે તે પ્રમાણે છ વરસ કરતાં વતી મુદત સુધી શાસનિક દાસત્વની શિક્ષા પામવાને અથવા તેને તે શિક્ષા કરવાનો હુકમ થવાને તે લાયક થશે પણ જીવતાં સુધી શાસનિક દાસત્વની શિક્ષાને લાયક થશે એવુ સમજવું નહી.

*શિક્ષાની મુદતના ભાગ.*

૫૭. શિક્ષાની મુદતોના ભાગોની ગણતી કરવામાં જીવતા સુધી સમુદ્રપારની શિક્ષાને વીસ વરસની સમુદ્રપારની શિક્ષાને બરાબર ગણવી.

*જે ગુન્હેગારોને સમુદ્રપારનીશિક્ષાનો હુકમ કરવામાં આવે તે ગુન્હેગારોને સમુદ્રપાર કરતાં સુધી શું કરવું.*

૫૮. જે જે બાબતમાં સમુદ્રપારની શિક્ષાનો હુકમ કરવામાં આવે, તે તે બાબતમાં જે ગુન્હેગારને સમુદ્રપાર કરતાં સુધી જાણે તેને સખત કેદની શિક્ષાનો હુકમ થયો હોય એ રીતે તેની ઉપર અમલ કરવો, અને તે કેદ રેહે તે મુદતના દરમિયાનમાં તેણે સમુદ્રપારની શિક્ષા ભોગવી એમ સમજવું.

**ટીકા**—સમુદ્રપાર કેવી જગોએ મોકલવા તે જગો ગવરનર જનરલ ઈનકાઉન્સીલ ઠરાવશે જે કોરટ શિક્ષા કરે તેને તે જગો દરશાવવાની જરૂર નથી.

*કેદને ઠેકાણે સમુદ્રપારનો હુકમ ક્યારે થઈ શકે.*

૫૯. જે જે બાબતમાં ગુન્હેગારને સાત વરસ અથવા તેથી વધારે મુદતની કેદની શિક્ષા થઈ શકતી હોય, તે તે બાબતમાં તે ગુન્હેગારને કેદની શિક્ષાનો હુકમ ન કરતાં સમુદ્રપારનો હુકમ કરવાને તે ગુન્હેગારને શિક્ષાનો હુકમ કરનારી કોરટ મુખત્યારછે; પણ તે સમુદ્રપારની શિક્ષા સાત વરસ કરતાં ઓછી મુદતની ન હોવી જોઈએ, તથા આ કાયદા મુજબ જેટલી મુદતની કેદની શિક્ષાને તે ગુન્હેગાર લાયક હોય તે કરતાં વધારે મુદતની પણ ન હોવી જોઈએ.

**ટીકા**—જે ખાસ ગુન્હાને વાસ્તે કેદીને સમુદ્રપારની શિક્ષા કરવામાં આવી હોય તે ગુન્હો જે સાત વરસની અથવા તેથી વધારે મુદતની કેદને યોગ્ય હોય તો તેવેજ ઠેકાણે ફકત આ કલમ લાગુ પડે છે. કોઈ શખસના ઉપર ઘણા ગુન્હા સાબીત થયા હોય અને દરેક ગુન્હો થોડી મુદતની કેદને પાત્ર હોય તેવો હોય, પણ બધા એકત્ર મળીને સાત વરસથી વધારે કેદના થતા હોય તો સઘળી મુદતને એકઠી કરીને પછી સમુદ્રપારની સ

જા કરવી એવું કોઈ જડજને ચોગ્ય નથી, (રાણી વી. પ્રેમચંદ.) (રાણી વી, સોનાવાળા,) (રાણી વી. ગોરચંદર;) તેમજ આ કલમની રૂઈએ જેટલા વખતની સમુદ્રપારની સજા કરી હોય તે વખત જેટલા વખતને સારૂ કેદીને કેદની શિક્ષા થઈ શકત તે વખત કરતાં વધતી હોવી જોઈએ નહી. તેથી કરીને જો અમુક ગુન્હાને વાસ્તે જીંદગીપરીયંત સુધાની સમુદ્રપારની અથવા દસ વરસ કેદની શિક્ષા હોય અને જો જડજને સરવથી વધારે શિક્ષા કરવાની ખુશી નાહોય તો તે દસ વરસથી વધારે મુદત સુધીની સમુદ્રપારની શિક્ષા કરી શકે નહી (રાણી. વી. રઘુ.)

૫૯ મી કલમથી જે સત્તા આપી છે તે સત્તા જેને સાત વરસ સુધીની કેદની શિક્ષા કરવાનો હુકમ હોય તેનાથી વાપરી શકાય. પણ જે માજીસ્ટરેટ ફકત બે વરસની કેદની શિક્ષા કરી શકે તે જે ગુન્હો તપાસતો હોય તે ભલેતો સાત વરસથી વધારે મુદત સુધીની કેદને પાત્ર હોય'તોપણ, સમુદ્રપારની સજા કરી શકે નહી. રાણી વી. બુધોવા; રાણી વી. મરીઅમ. ૧ બં. લો. રી. એ. ક્રી. ૫

(કેટલીએક બાબતોમાં) કેદ આખી મુદત અથવા થોડી મુદત સુધી સકત અથવા આસાન, એહવો હુકમ થઈ શકે.

૬૦. જે જે બાબતમાં ગુન્હેગારને બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા થઈ શકતી હોય, તે તે બાબતમાં આખી કેદ સખત અથવા આખી આસાન, અથવા તે કેદનો કાંઈ ભાગ સખત તથા બાકીનો ભાગ આસાન, એ પ્રમાણે શિક્ષાના હુકમમાં ફરમાવવાને તે ગુન્હેગારને શિક્ષાનો હુકમ કરનારી કોરટ મુખત્યાર છે.

**ટીકા**—સોળ વરસ કરતાં ઓછી ઉમરના કોઈ ગુન્હેગારને વાસ્તે સમુદ્રપારની અથવા કેદની સજા કરવામાં આવે તો જે કોરટે તેને સજા કરી હોય તે કોરટના હુકમથી તેવા ગુન્હેગારોને ફોજદારી તુરંગમાં મોકલવાને બદલે સરકારે ઠરાવેલી સન્મારગ પ્રવરતક શાળામાં મોકલવામાં આવે. તેવી સન્મારગ પ્રવરતક શાળામાં હુન્નર કળા વિગેરેની કેળવણી આપવામાં આવે છે. ક્રી. પ્રો. કો. ક. ૩૯૯ જુઓ.

કોઈ ફોજદારી કોરટે કેદની શિક્ષા કરી હોય તો તેની મુદત જે તારીખે શિક્ષા કરી ત્યારથી ગણાય છે. પણ જો અપીલ કરી હોય અને શિક્ષા મુલત્વી રાખી હોય અને અપીલ મંજુર થાય નહી તો મુલત્વી રાખેલો વખત શિક્ષામાં ગણાશે નહી. દીવશનો ભાગ ધ્યાનમાં લેવાશે નહી. એટલે કે એમ ધારો કે કોઈ શખસને તા૦ ૨૫ મી અકટોબરે શિક્ષા કરી તો તે તા૦ ૨૫ મી શરૂ થઈ ત્યાંથી ગણાશે એટલે તા૦ ૨૪ મીની મધ્ય રાતથી ગણાશે, તા૦ ૨૮ મી ફેબરવારીએ જો એક માસની કેદની શિક્ષા કરી હોય તો તે તા૦ ૨૭ મી મારચની મધ્ય રાતે પુરી થઈ ગણાશે, અને જો તા૦ ૩૧ મી અકટોબરે એક માસની શિક્ષા કરી હશે તો તે તા૦ ૩૦ મી નવંબરની મધ્ય રાતે પુરી થઈ ગણાશે. કેમ કે દરેક પચાંગનો મહીનો પછીના મહીનાની તેજ તારીખની મધ્ય રાતે પુરો થાય છે.

જ્યારે કોઈ પણ શખ્સને કેદની શિક્ષા કરવામાં આવી હોય તો સ્થાનિક સરકાર તેને એક તુરંગમાંથી તે સ્થાનીક સરકારની તાબાની બીજી તુરંગમાં મોકલી શકે. પણ જો કે

દીને બીજે લઈ જવાનો હુકમ સ્થાનિક સરકાર શીવાય બીજા કોઈ અમલદારે કરયો હો ય અથવા તેજ સ્થાનિક સરકારની હકુમત ઉપરાંત તે કેદીને બીજે લેઈ ગયા હોય તો તે ને ગેરવ્યાજબી રીતે ત્યાં રાખ્યો એમ ગણાય અને પોતાનો તરત છુટકો મળવાને કેદી હ કદાર છે;

મિલકત સરકાર જપત થાય એ હેવો હુકમ.

૧૧. જે જે બાબતમાં કોઈ શખસની ઉપર એવો ગુન્હો સાબીત થાય કે તે ગુન્હાને માટે તે ગુન્હેગાર પોતાની સઘળી મિલકત સરકાર જપત થવાને લાયક છે, તે તે બાબતમાં ફરમાવેલી શિક્ષા, અથવા તેને બદલે કરવામાં આવી હોય એવી બીજી શિક્ષા, ભોગવી રહ્યા વીના, અ થવા તેને માફ થયા વીના, સરકારના લાભ શિવાય બીજી રીતે તે તે ગુન્હેગારથી કાંઈ મિલકત મેળવી શકાશે નહી.

દૃષ્ટાંત.

હિંદુસ્તાનની સરકારની સાહામા લડાઈ કરવાનો ગુન્હો **અ** ની ઉપર સાબીત થયો, તેથી તેની સઘળી મિલકત સરકાર જપત થવાને **અ** લાયક છે. હવે શિક્ષાનો હુકમ થયા પછી, તથા તે હુકમ કાયમ છે તે દરમિયાનમાં **અ** નો બાપ કાંઈ મિલકત મુકીને મરી જાય, જે મિલકત, અગર સરકાર જપ્તીનો હુકમ ન થયો હોત તો, **અ** ની થાત; તો તે મિલકત સરકારની થાય એમ સમજવું.

**ટીકા**.—આ કલમમાં મીલકત જપ્ત થાય એ શબ્દોછે, તે એ કે ઈંગરેજીમાં "ફરફી ચર"; આ કલમનો હેતુ ઈંગરેજી અભીપ્રાય "ફરફીચર" અને "એસ્ચીટ" એ એમાં શો તફાવત છે તે બતાવેલો છે; ગુન્હેગારની પાસે તે વખતે જે મીલકત હોય તે લેવી હોય ત્યારે તે "ફરફીચર" કેહેવાય છે: પણ "એસ્ચીટ" શબ્દ એવી બાબતમાં વપરાય કે ગુન્હેગારની પાસે તે વખતે જે હોય તે જપ્ત થાય એટલું નહીં, પણ ભવિશ્યમાં તે ને કોઈ પણ વારસો મળી શકે નહીં. "ફરફીચર" અને "એસ્ચીટ" એ શબ્દોના અરથ ગુજરાતીમાં બરોબર છે નહી પણ ઈંગ્લંડમાં તેનો તફાવત ઉપર બતાવ્યા પ્રમાણે છે.

જે ગુનેગારો મોતની, સમુદ્ર પારની, અથવા કેદની શિક્ષા થ ઈ શકે એવા હોય તેઓની મીલકત સરકાર જપ્ત થવી.

૧૨. જે જે બાબતમાં કોઈ સખસની ઉપર મોતની શિક્ષા થઈ શકે એવો ગુનોહ સાબીત થાય, તે તે બાબતમાં તે સખસની સ્થાવર જંગમ સઘળી મિલકત સરકાર જપ્ત થાય એવો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે; અને જે જે બાબતમાં કોઈ સખસની ઉપર એવો ગુનો સાબીત થાય કે તે ગુનાને માટે તેને સમુદ્રપાર કરવામાં આવે, અથવા સાત વરષ અથવા તે કરતાં વધારે મુદતના કેદની શિક્ષાનો હુકમ કરવા માં આવે, તે તે બાબતમાં તેના સમુદ્રપારની અથવા કેદના મુદતના દરમિયાનમાં તે સખસનાં કુટંબ તથા અનુજીવીઓને માટે સરકારની ન જરમાં દુરસ્ત જણાય તેવો બંદોબસ્ત સરકાર કરે એવી છુટ રાખીને, તે મુદતના દરમિયાનમાં તે સખસની સરવે સ્થાવર તથા જંગમ મિલ કતનું ભાડું તથા ઉપજ સરકાર જપ્ત થાય, એવો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે,

દંડની રકમ. ૬૩. કેટલો સુધી દંડ કરવો એની રકમ જ્યાં ઠરાવી નથી ત્યાં ગુનેગારને જે દંડ થઈ શકે તે દંડનો કાંઈ હદ બાંધી નથી, પણ અતી શય દંડ કરવો નહી.

ટીકા.—જ્યારે કોઈ ફોજદારી કોરટ કોઈ પણ ચાલુ કાયદા પ્રમાણે દંડ કરે અથવા અપીલમાં અથવા તપાસમાં અથવા બીજી રીતે દંડની શિક્ષા અથવા જે શિક્ષાનો એક ભાગ દંડ હોય તેવી સિક્ષા મંજુર કરે,ત્યારે ફેંસલો કરતી વખતે તે કોરટ, વસુલ કરેલો સઘળો દંડ અથવા તેમાંનોગમે તે ભાગ હેઠળ લખ્યા પ્રમાણે ઉપયોગમાં લેવાને હુકમ કરી શકે.

(૧) ફરીયાદનું કામ ચલાવવામાં વ્યાજબી રીતે થયલો ખરચ પુરો પાડવા સારૂ;

(૨) જ્યારે તે કોરટના મત પ્રમાણે દિવાની દાવાથી નુકશાનનો ભારે બદલો મળી શકતો હોય ત્યારે કરેલા ગુન્હાથી થયેલા નુકશાનનો બદલો આપવા સારૂ;

જેમાં અપીલ થઈ શકે એવો કોઈ મુકદમામાં જો તે દંડ કરવામાં આવે તો, અપીલ કરવા માટે આપેલી મુદત વીતી ગયા પેહેલાં, અથવા જો અપીલ કરવામાં આવે તો તેનો ફેંસલો થતા પેહેલાં, સદરહુ ખરચ અથવા નુકશાનનો અવેજ આપવો નહી. કી. પ્રો. કો. ક. ૬૫.

બળદો ચોરવાને વાસ્તે કેટલા કેદીઓ ઉપર તોહોમત ફરમાવ્યા કે જડજે એવો હુકમ કરયો કે તેમનો જે દંડ કરયો છે તે દંડ એક શાહુકારને આપવો કેમકે તે શાહુકારે તે બળદો ખરીદ કરયા હતા; અને પછીથી ફરીયાદીને પાછા આપવા પડયા, તેથી થયેલા નુકશાનને બદલે મજકુર દંડ આપવા જડજે હુકમ કરયો હતો; એવું ઠરયું કે તે હુકમ ખોટો છે. કેમકે સાહેદને જે વેચાણ કરવામાં આવ્યું હતું તે આ કલમના અરથ પ્રમાણે ગુન્હો નોહોતો.

પીનલકોડમાં જ્યાં જ્યાં એવું લખેલું છે કે તોહોમતદારને આ શિક્ષા થશે અને વળી તે દંડને પણ પાત્ર થશે, તેવે ઠેકાણે એકલો દંડ થાય નહી, પણ તેની સાથે કમ તો એક ઘડીની પણ કેદની શિક્ષા કરવી જોઈએ. તેથી કરીને આ કલમાની રૂઈએ ફક્ત દંડની શિક્ષા કરી હતી માટે તે હુકમ ગેરકાયદે છે એમ ગણી તે શિક્ષા રદ કરી. રાણી વી. ચીન બોવા, ૧ મુ હા. કો. ૪; રાણી વી. રામા, તેજ ૩૪, રાણી વિ. બહીરજી. તેજ. ૩૬

દંડ ન આપે, તો કેદનો હુકમ. ૬૪. કેદની તથા દંડની શિક્ષા થઇ શકે એવા ગુનાહની જે જે બાબતમાં ગુનેહગારને કેદ સાથે કે કેદ વગર દંડનો શિક્ષાનો હુકમ કરવામાં આવે તે તે બાબતમાં, અને ફકત દંડની શિક્ષા થઈ શકે એવા ગુનાહની જે જે બાબતમાં ગુનેહગારને દંડની શિક્ષાનો હુકમ કરવામાં આવે, તે તે બાબતમાં, તે ગુનેગાર દંડ ન આપે તો, તે આટલી મુદત સુધી કેદ ભોગવે એ પ્રમાણે તે ગુનેહગારને શિક્ષાનો હુકમ કરનારી કોરટ તે હુકમમાં ફરમાવવાને મુખત્યાર છે; અને તે કેદ, બીજી કાંઈ કેદની શિક્ષાનો હુકમ તે ગુનેગારની ઉપર થયો હોય તે કેદની ઉપરાંત, અથવા એક શિક્ષાને બદલે બીજી શિક્ષા કરવાના હુકમ ઉપર જે કેદને તે લાયક હોય તે કેદની ઉપરાંત સમજવી.

જે ગુનાહને માટે કેદ તથા દંડ એ બંને શિક્ષા થઈ શકતી હોય, તેવા ગુનામાં દંડ ન આપે તો તેને બદલે કેદની મુદતની હદ.

૬૫. અગર કોઈ ગુનાહને માટે કેદ તથા દંડ એ બંને શીક્ષા થઈ શકતી હોય, તો તે ગુનોહ કરનાર દંડ ન આપે તો તેને આટલી મુદત સુધી કેદ કરવો એ પ્રમાણે જે કોરટ ફરમાવે તેણે તે મુદત, તે ગુનાહને માટે ઠરાવેલી ઘણામાં ઘણી કેદની જે મુદત હોય તેના ચતુરથાંસ કરતાં વધારે ઠરાવવી નહી.

ટીકા.—પણ એવું ઠરાવવામાં આવ્યું છે કે જે મુકદમામાં ફેંસલો કોઈ માજીસ્ટરેટે કરયો હોય અને તેમાં પેહેલાની શિક્ષાના હુકમનો ભાગ કેદ ઠરાવી હોય તે મુકદમામાં દંડ ન આપેથી કેદ કરવાની જે મુદત ઠરાવવી તે, દંડ ન આપેથી જે કેદ ઠરાવવામાં આવે તે શિવાય તે ગુન્હાને સારૂ જેટલી મુદતની બીજી કેદની શિક્ષા કરવાનો તે માજીસ્ટરેટને અધિકાર હોય તે મુદતનો એક ચતુરથાંઉસ કરતાં કદાપી વધારે ઠરાવવી નહી. કોઈ શખસને ફકત દંડનીજ સજા કરવામાં આવી હોય અને દંડ ના આપે તો માજીસ્ટરેટ કાયદા પ્રમાણે કેદની શિક્ષા કરી શકે પણ માજીસ્ટરેટની સત્તાથી વધી જવી જોઈએ નહી. ક્રીમીનલ પ્રોસીજરકોડ. ક ૩૩.

મદ્રાસની હાઈકોરટે આ કલમનો નીચે પ્રમાણે ખુલાશો બતાવ્યો છે. જો કેદ અને દંડ, અને દંડ ન આપે તો તેને બદલે કેદ એવી જાતની શિક્ષા હોય તો દંડ ના આપે તેને બદલે જે કેદ કરવી તે માજીસ્ટરેટની કેદ કરવાની જેટલી સત્તા હોય તેનાથી એક ચતુરથાંઉસથી વધવી જોઈએ નહી. પણ જો ફકત દંડની શિક્ષા હોય અને દંડ ના આપે તો માજીસ્ટરેટ તે ગુન્હાને વાસ્તે જેટલી કેદની શિક્ષા કરે તેટલી શીક્ષા કરી શકે. રાણી વી. મહમદ. ૧ મ. લો. રી.૨૭૭.

દંડ ન આપે તો કેદનો પ્રકાર.

૬૬. દંડ ન આપવાને સારૂ જે કેદનો કોરટ હુકમ કરે તે કેદ, તે ગુનાને માટે ગુનેગારને જે પ્રકારની કેદની શિક્ષાનો હુકમ થઈ શકે, તે પ્રકારની થઈ શકે.

ગુનાની શિક્ષામાં દંડજ થઈ શકતો હોય ત્યારે અગર દંડ ન આપે તો કેદની મુદત.

૬૭. અગર દંડનીજ શીક્ષા થઈ શકે એવો ગુનોહ હોય, તો તે દંડ ન આપે તો કોરટ જે કેદની શિક્ષા કરે તે આસાન હોવી જોઈએ અને દંડ ન આપે તો તેને બદલે તે ગુનેગારને કેદ કરવાનું કોરટ ફરમાવે તેની મુદત નીચે લખી છે તે કરતાં વધારે ન હોવી જોઈએ:—
એટલે દંડની રકમ પચાશ રૂપીઆથી વધારે ન હોય, તો કેદની મુદત બે મહીનાથી વધારે ન હોવી જોઈએ; અને દંડની રકમ એક સો રૂપીઆથી વધારે ન હોય, તો કેદની મુદત ચાર મહીનાથી વધારે ન હોવી જોઈએ; અને બીજી કોઈ બાબતમાં છ મહીનાથી વધારે ન હોવી જોઈએ.

ટીકા—આવી બાબતમાં, એટલે ફકત દંડની શિક્ષા હોય ત્યારે જો દંડ ના આપે ત્યારે કેદની શિક્ષા જે કરવાની, તે કેદ આસાન હોવી જોઈએ, સખત મજુરીની નહી.

રાણી વિરૂદ્ધ સાન્તુ. ૫ મું. હા. કો. સી. સી. ૪૫.

તે કેદ દંડ આપે કે બંધ થાય.

૬૮. દંડ નહી આપવાથી જે કેદ કરી હોય, તે કેદ, તે દંડ આપવામાં આવે અથવા કાયદાના હુકમથી વસુલ કરવામાં આવે એટલે બંધ થશે.

દંડના હિસાબે નિકળે તેટલો ભાગ આપે કે કેદ બંધ થાય.

૬૯. દંડ નહી આપે તેને માટે કેદની મુદત જે ઠરાવી હોય, તે મુદત પુરી થતાં પેહેલાં અગર તે દંડનો એટલો ભાગ આપવામાં કે વસુલ કરવામાં આવે, કે દંડનો જેટલો ભાગ બાકી રહયો હોય તેના પ્રમાણમાં દંડ ન આપ્યાથી ભોગવેલી કેદની મુદત ઓછી ન હોય, તો કેદ બંધ થશે.

દૃષ્ટાંત.

**અ** ને શીક્ષાનો એવો હુકમ થયો છે કે તે એકસો રૂપીયાનો દંડ આપે, અને દંડ ન આપે તો ચાર મહીના કેદ રેહે. હવે એ ઠેકાણે તે કેદનો એક મહીનો પુરો થતાં પેહેલાં તે દંડમાંના પોણોસો રૂપીયા આપવામાં કે વસુલ કરવામાં આવે, તો પેહેલો મહીનો પુરો થાય એટલે તુરત **અ** ને છોડી મુકવામાં આવશે જો પેહેલો મહીનો પુરો થાય તે વખતે અથવા ત્યાર પછી **અ** કેદમાં છતાં કોઈ બીજી વખતે પોણોસો રૂપીયા આપવામાં કે વસુલ કરવામાં આવે તો **અ** ને તુરત છોડી મુકવામાં આવશે. જો કેદના બે મહીના પુરા થતાં પેહેલાં તે દંડમાંના પચાસ રૂપીયા આપવામાં કે વસુલ કરવામાં આવે, તો બે મહીના પુરા થાય એટલે તુરત **અ** ને છોડી મુકવામાં આવશે. જો તે બે મહીના પુરા થાય તે વખતે અથવા ત્યાર પછી **અ** કેદમાં છતાં કોઈ બીજી વખતે, પચાસ રૂપીયા આપવામાં કે વસુલ કરવામાં આવે તો **અ** ને તે તુરત છોડી મુકવામાં આવશે.

દંડ છ વરષ સુધીમાં અથવા કેદની મુદત સુધીમાં કોઈ પણ વખતે વસુલ થઈ શકે.

૭૦. દંડ અથવા તેનો જેટલો ભાગ આપવાનો બાકી રેહે તેટલો ભાગ, શિક્ષાનો હુકમ થયા પછી છ વરષ સુધીમાં કોઈ પણ વખતે વસુલ થઈ શકે, અને અગર, તે શિક્ષાના હુકમ મુજબ ગુનેગાર છ વરષ કરતાં વધારે મુદતની કેદને લાયક હોય તો તે મુદત પુરી થતાં પેહેલાં કોઈ પણ વખતે વસુલ થઈ શકે; અને ગુનેહગારના મોતથી, જે મિલકત તેનું મરણ થયા પછી, તેના કરજને સારૂ કાયદા પ્રમાણે જવાબદાર હોય, તે મિલકત તે દંડની જવાબદારીમાંથી છુટતી નથી. "

**ટીકા**—દંડ નહી આપવાથી કોરટ જે કેદની શિક્ષા કરે છે તે શિક્ષા, દંડ નહી આપ્યાના ગુન્હાને વાસ્તે કરે છે એમ સમજવું, અને એમ નહી સમજવુ કે જે રકમ દેવી છે તે વસુલ થવાને વાસ્તે કરે છે ૬૪ મીથી તે ૭૦ મી કલમ સુધીની મતલબ કમીશનરોના ૧૮૪૭ ના બીજા રીપોટમાં ૪૮૭ મે પાને આપેલી છે. તે નીચે પ્રમાણે છે, એવું એક પેરેગ્રાફ ઉપરથી માલમ પડે છે.

"અમે એમ કેહેતા નથી કે કેદખાનાની સજા દંડની પુરતી અવેજીમાં કરવામાં"
"આવે છે. આ પ્રમાણે ઠરાવવું એતો પછી ગુન્હેગારના ખુશીનો સોદો થયો"

"કે તેની મરજીમાં આવે તો તે પોતાના શરીરની શિક્ષા ખમે. ને મરજી"
"માં આવે તો માલ મિલકતની શિક્ષા ખમે. જેમને દંડ કરવો વધારે બેસતો"
"આવે છે, ને જો એ દંડથીજ વધારે ડરતા હોય, તેઓ તે ગુન્હા કરતાં અટકુ"
"તેમને દંડની શિક્ષાથી મોકળા કરવા એ વાસ્તવિક નથી"

દંડ આપવાને સ્થાવર મિલકત લઈ શકાતી નથી, રાણો વિરૂદ્ધ લલુ. ૫ મું હા. કો. ગુન્હેગારે દંડ નહી આપવાને વાસ્તે કરેલી આખી મુદતની કેદ ભોગવી હોય તે છતાં પણ આવી રીતે દંડ વસુલ થાય છે તેનું કારણ મજકુર પેરેગ્રાફ પ્રમાણે સમજવું.

ગુનેહગારનાં ભાતથી તેની મીલકત જવાબદારોમાંથી છુટતી નથી.

જે ગુનો ઘણા ગુન્હાઓથી બનેલો હોય તેની શિક્ષાની હદ.

૭૧. જો જે વસ્તુ ગુનેહ છે તે જુદા જુદા ભાગોથી બનેલી હોય, અને તે ભાગો માંહેલા હરકોઈ ભાગ જાતેજ ગુનેહ હોય, તો, એથી બીજી રીતે કરવું એવો સાફ ઠરાવ ન કર્યો હોય તો, ગુનેહગારને તેહેના ગુનાહોમાંના એક કરતાં વધારે ગુનાની શિક્ષા કરવી નહી.

જ્યારે કાંઈ પણ વસ્તુ, જે ચાલુ કાયદા ઉપરથી ગુનાહોની વ્યાખ્યા કરવામાં આવતી હોય તથા તેઓ બદલ શિક્ષા કરવામાં આવતી હોય તે ચાલુ કાયદાની બે અથવા વધારે જુદી જુદી વ્યાખ્યામાં આવે એવો ગુન્હો હોય ત્યારે, અથવા

જે કૃત્યોમાંનું એક કૃત અથવા એક કરતાં વત્તાં કૃત્ય જાતેજ ગુનેહ થાય તેવાં કેટલાંક કૃત્યો એકઠાં કરવામાં આવે ત્યારે કાંઈ જુદો ગુન્હો થાય ત્યારે,

ગુનેહગારનો ઈન્સાફ કરનારી કોરટ સદરહુ ગુન્હાઓ પઈકી કોઈ પણ એક ગુનાહ બદલ જેટલી શિક્ષા કરી શકાતી હોય તે કરતાં વધારે સખત શિક્ષા તે ગુનેહગારને કરવી નહીં.

દૃષ્ટાંત.

(अ) **अ** **ज** ને એક લાકડીથી પચાસ સપાટા મારે, તો એ ઠેકાણે એ સઘળા માર થી તથા તે સઘળા મારમાં જેટલા સપાટા આપ્યા છે તેમાંના હરએક સપાટા થી પણ **ज** ને બુદ્ધિ પુરવક વ્યથા કરવાનો ગુનો **अ** એ કર્યો હોય એમ બની શકે છે. હવે જો તે હરએક સપાટાને માટે **अ** સીક્ષાને લાયક હોય, તો દરએક સપાટાને સારૂ એક વરસ એ પ્રમાણે પચાસ વરસની કેદ **अ** ને થઈ શકે. પણ સઘળા મારને સારૂ એકજ સીક્ષાને તે લાયક છે.

(ब) પણ **अ** **ज** ને મારે છે એટલામાં **य** વચ્ચે પડે અને **अ** ઈરાદાથી **य** ને મારે, તો **ज** ને બુધી પુરવક વ્યથા કરવાની એક શિક્ષાને તથા **य** ને સપાટો માર્યો તેની બીજી શિક્ષાને **अ** લાયક છે કેમકે જે કામથી **अ** એ **ज** ને બુદ્ધી પુરવક વ્યથા કરી તે કામનો **य** ને મારેલો સપાટો કાંઈ ભાગ નથી.

**ટીકા**—પીનલકોડની એકજ અથવા જુદી જુદી કલમો પ્રમાણે કોઈ પણ શખસે એકજ વખતે બે અથવા વધારે ગુન્હા કર્યા હોય તો તેને ઘણી શિક્ષાઓ થઈ શકે અને

આવી શિક્ષાઓ જો કેદની અથવા સમુદ્રપારની હોય તો એક પુરી થયા કેડેથી જી શરૂ થાય.

એકજ ગુન્હો શાબીત થએથી જેટલી શિક્ષા કરવાનો તે કોરટને અખત્યાર હોય તેટલી શિક્ષા કરતાં તે જુદા જુદા ગુન્હાઓની એકઠી શિક્ષા વધારે છે, એટલાજ સબબથી કોઈ ઉપલી કોરટ આગળ ઇનસાફ થવા સારૂ તે ગુન્હેગારને મોકલવાની, તે કોરટને જરૂર નથી, પણ એવું ઠરાવવામાં આવ્યુ છે કે કોઈ પણ મુકદમામાં સારહુ સખસને ચઉદ વરસ કરતાં વધારે મુદતની કેદનો શિક્ષા કરવી નહી. વળી એવું પણ ઠરાવવામાં આવ્યુ છે કે જો તે મુકદમાનો ઇનસાફ (ક્રી. પ્રો. કોડની ૩૪ મી કલમ પ્રમાણે કામ ચલાવનારા માજીસ્ટરેટ શિવાય) બીજા કોઈ માજીસ્ટરેટે કરચો હોય તો પોતાના મામુલ હકુમત ચલાવતાં જેટલી શિક્ષા કરવાનો તે માજીસ્ટરેટને અધિકાર હોય તે શિક્ષાની બમણી શિક્ષા કરતાં તે એકઠી શિક્ષા વધારે નહી હોવી જોઈએ. આ ચઉદ વરસની હદ ઠરાવીછે તે જે શિક્ષાઓ એકઠી કરી હોય, તેને અથવા જે તોહોમતો એકઠાં તપાશી શિક્ષા કરી હોય, તેને લાગુ પડે છે. જે માણસો કેદનો શિક્ષા ભોગવતા હોય તેમણે જે ગુન્હા કરચા હોય તેને તે લાગુ પડતી નથી. રાણી વિરૂદ્ધ પુષન.

મુંબાઈની હાઈ કોરટે એવું ઠરાવ્યું કે ૪૩૬ મી કલમ પ્રમાણે એક વખારનો આગનીથી નાશ કરવાના ઇરાદાથી કોઈ શખ્સ ગુન્હો કરે તેને માટે, અને ૪૩૫ મી કલમ પ્રમાણે રૂ૧૦૦) કરતાં વધારેની કીંમતની મીલકતને નુકશાન કરવાના ઇરાદાથી આગનીથી બીગાડ કરે તેને માટે, એ બંનેને શારૂ એકજ વખતે તેને સિક્ષા થઈ શકે નહી;

એવો એક સાધારણ ધારો છે કે એકજ ગુનેગારના કૃતને બે કલોઝ લાગુ પડતાં હોય તો ખાસ રીતે જણાવ્યું ના હોય તો તે એકઠી શિક્ષા ગણી શકાય નહી. રાણી વિરૂદ્ધ ડોડબસાયા ૧૧ મુ. હા. કો. ૧૩

અલાહાબાદની હાઈ કોરટમાં એક કેસમાં એક શખ્સ ઉપર બીગાડ કરવાના ઇરાદાથી કોઈ મોલકત ઉપર પ્રવેશ કરવાને વાસ્તે સાપ્રાધ પ્રવેશ કરવાનું સાબીત થયું હતુ. વળી બીગાડ કરવાનું તોહોમત પણ તેના ઉપર સાબીત થયું હતુ. એવું ઠરાવવામાં આવ્યું કે ૪૫૪ મી કલમના ૩ કલોઝ પ્રમાણે તેને દરેક ગુન્હાને વાસ્તે જુદી જુદી શિક્ષા થવી જોઈએ, પણ તેની આખી શિક્ષા, બેમાંથી એક ગુન્હાને વાસ્તે જે થઈ શકત તેનાથી વધવી જોઈએ નહીં રાણી વીરૂદ્ધ બુધસીંગ ૨ અલાહાબાદ ૧૦૧ આનો અરથ એમ દીસે કે બેમાંથી જે ગુનાને વાસ્તે વધારે શિક્ષા હોય તે ગુનાની શિક્ષા તેને કરી.

જો કોઈ કૃત કરવાથી એક ગુનો થાય અને તેજ કૃતની સાથે તેના પરિણામથી બીજો સખત ગુનો થાય તો જે માણસ પરીણામથી થયેલું કૃત કરે છે તેને તે વાસ્તેજ ફક્ત શિક્ષા થવી જોઈએ, કેમકે નાના ગુનાનો સમાવેસ મોટામા થાય છે; જેમકે કોઈ સ્ત્રી એક છોકરાનું મોત થશે એવુ જાણીને તે છોકરાને રઝળતુ મુકે તો તે પીનલકોડની ૩૧૭ મી કલમ પ્રમાણે ગુનો કરે છે પણ જો ખરેખર મોત થાય તો તેણે ૩૦૪ થી કલમ પ્રમાણે ગુનો કરચો, તથી કરીને તેના ઉપર બંને તોહોમત મુકવાં જોઈએ, કેમકે તેને ઉઘાડે મુકવાથી મોત થયું કે શી રીતે, તે જાણવું શક ભરલું છે. પણ જો એમ માલમ પડે તો ફક્ત કલમ૩૦૪ મુજબ શિક્ષા થવી જોઈએ. રાણી વિરૂદ્ધ બાની. ૨ અલાહા. ૩૪૯

જે ગુન્હાઓનું તોહોમત કેદી ઉપર મુકયું હોય તે ગુનાઓ જો એકજ ચાલુ કામના ભાગ

હોય તો, (જેમકે ગૃહ ફોડવુ અને ચોરી કરવી) એવુ ઠરાવવામાં આવ્યું છે કે ગુનેગારને બનેને વાસ્તે જુદી જુદી શિક્ષા નહી થવી જોઈએ, પણ ક. ૪૫૪ અથવા ૪૫૭ જે હોય તે પ્રમાણે શિક્ષા થવી જોઇએ. રાણી વિરૂદ્ધ અરજુન ૧ મુ. હા. કો. ૮૭, પણ તેનાથી ઉલટા કેશ, રાણી વિરૂધ ગેનું, ૫ મુ. હા. કો. ૮૩, રાણી વિરૂદ્ધ અનવરખાન; ૯ મુ. હા. કો. ૧૭૨ જુઓ.

કોઈ પણ કલમમાં વધારે કૃત્ય એકઠાં બતાવ્યાં હોય જેમકે ૪૧૦ મી કલમ પ્રમાણે ઘર ફોડવાના કામમાં મહાબથા થઈ હોય, તો કેદીને તે કલમ પ્રમાણે શિક્ષા કરવી અને ઘર ફોડવાની અને બથા કરવાની બંનેને વાસ્તે જુદી જુદી શિક્ષા કરવી નહી.

વળી કોઈ પણ માજીસ્ટરેટે પોતાને હકુમત મળે એવા સબબથી કોઈ પણ ગુનાના ભાગ કરવા નહી, કે જે, જો તેમ કરયું ના હોત તો તે માજીસ્ટરટને આખા ગુના ઉપર હકુમત હોત નહી, અને તેમ કરીને ગુનેગારના અપીલ કરવાનો હક લેઈ લેવો, એવુ કોઈ પણ માજીસ્ટરેટ કરી શકે નહી. રાણી વિરૂદ્ધ અબદુલ કરીમ. ૪ કલકત્તા ૧૮.

ગુનેહગારને ઘણા ગુન્હામાંથી એક ગુનોહ કરયો એમ સાબીત થાય છે, પણ કીયો, એ બાબત શક છે એ પ્રમાણે ફેંસલામાં આપવામાં આવે, ત્યારે શીક્ષા.

૭૨. જે જે બાબતોમાં એવો ફેંસલો આપવામાં આવે કે ફલાણા ફલાણા જુદા જુદા ગુન્હામાંથી એક ગુનોહ ફલાણા સખસે કરયો છે, પણ તેઓમાંનો કીયો એક કરયો છે તે વિશે શક છે, તે સરવે બાબતોમાં અગર તે સઘળા ગુનાહોને સારૂ એક સરખીજ શિક્ષા ન ઠરાવી હોય તો, જે ગુનાહને સારૂ ઓછામાં ઓછી શિક્ષા ઠરાવી હોય તે શિક્ષા તે ગુનેગારને કરવામાં આવશે.

ટીકા—પણ જુબાની ઉપરથી અથવા પુરાવા ઉપરથી એવું જરૂર માલમ પડવું જોઇએ કે જે જે તેણે કહ્યુ તેમાંનું એક પણ જુઠું હતુ અને તે જુઠું છે એમ જાણીને કહ્યુ હતુ. રાણી વિરૂદ્ધ નોમલ, રાણી વિરૂધ મોતી બઉસા.

એકાંત કેદ.

૭૩. કોઈ શખસની ઉપર એવો ગુન્હો શાબિત થાય કે તેને માટે, આ કાયદા મુજબ, તેને સખત કેદની શિક્ષા કરવાનો કોરટને અખત્યાર છે, તો તે ગુન્હેગારને જેટલી મુદતની કેદનો હુકમ કરવામાં આવે તે મુદતના આટલા ભાગ અથવા ભાગો સુધી તેને એકાંત કેદમાં રાખવો એ રીતે તેના શિક્ષાના હુકમમાં ફરમાવવાને કોરટ મુખત્યાર છે; પણ સઘળુ મળીને તે એકાંત કેદની મુદત ત્રણ મહીનાથી વધારે ન હોવી જોઈએ. અને તે નીચેના હીસાબ પ્રમાણે હોવી જોઇએ (એટલે)—

જો કેદની મુદત છ મહીનાથી વધારે ન હોય, તો એકાંત કેદની મુદત એક મહીનાથી વધારે ન જોઇએ.

જો કેદની મુદત છ મહીનાથી વધારે હોય અને એક વરસથી વધારે ન હોય, તો એકાંત કેદની મુદત બે મહીનાથી વધારે ન જોઇએ.

જો કેદની મુદત એક વરસથી વધારે હોય, તો એકાંત કેદની મુદત ત્રણ મહીનાથી વધારે ન જોઈએ.

એકાંત કેદની હદ.

૭૪. એકાંત કેદની શિક્ષાનો હુકમ બજાવવામાં તેવી કેદ એકી વખતે કદાપી ચઉદ દીવશ કરતાં વધારે ન હોવી જોઈએ, અને એકાંત કેદની મુદતોની વચ્ચે તે મુદતો કરતાં ઓછી વેળ ન જવી જોઈએ; અને જ્યારે કેદની શિક્ષા ત્રણ મહીનાથી વધારે મુદતની હોય, ત્યારે તે ફરમાવેલી આખી કેદની મુદતના કોઈ પણ એક મહીનામાં સાત દીવશ કરતાં વધારે એકાંત કેદ ન હોવી જોઈએ, અને એકાંત કેદની મુદતોની વચ્ચે તે મુદતો કરતાં ઓછી વેળ ન જવી જોઈએ.

**ટીકા**—તેથી કરીને જો કોઈ કેદીને એક વરસ અને એક દીવસની કેદની શિક્ષા કરી હોય, અને તેમાંના ત્રણ મહીના એકાંત કેદમાં ગાળવાના હોય તો, મદ્રાસની હાઈકોરટે તે વખત કમી કરીને ૮૪ દીવસની એકાંત કેદ ઠેરવી. (૧૫ મી ડીસેંબર ૧૮૭૯, એમ. સી. વીર. સુપ. ૧)

જે શખ્સોની ઉપર એક વાર આગળ ત્રણ વરસની કેદની શિક્ષા થાય એવો ગુન્હો સાબીત થયો હોય તેઓની ઉપર તેવો કોઈ બીજો ગુન્હો સાબીત થાય, તો તેઓને શિક્ષા

૭૫. જે શખ્સની ઉપર એવો કોઈ ગુન્હો શાબીત થયો હોય કે જેને માટે આ કાયદાના બાબ ૧૨ મા અથવા બાબ ૧૭ મા મુજબ ત્રણ વરસ અથવા તેથી વધારે મુદતની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા થઈ શકે, તે શખ્સ ફરીથી એવો કોઈ ગુન્હો કરે કે જેને માટે તે બે બાબો માંહેના ગમે તે બાબ મુજબ ત્રણ વરસ અથવા તેથી વધારે મુદતની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા થઈ શકે; તો તે શખ્સ એવા પાછળના હરેક ગુન્હાને માટે જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષાને અથવા એ પ્રમાણે ન બન્યું હોય તો તે ગુન્હાને માટે જેટલી શિક્ષાને તે લાયક થાય તેથી બમણી શિક્ષાને, લાયક થશે; પરંતુ કોઈ પણ બાબતમાં દસ વરસથી વધારે મુદતની કેદને તે લાયક થશે નહી.

**ટીકા**—બંગાળાની હાઈકોરટે એવું ઠરાવ્યું છે કે પીનલકોડ અમલમાં આવ્યો તે પહેલાં પ્રથમનો ગુનો થએલો જોઈએ કે જેથી કરીને તે પ્રમાણે શિક્ષા થઈ શકે. તેથી કરીને ૧૮૬૦ માં કરેલી ચોરી પ્રથમ સાબીત થએલી તેને માટે કલમ ૭૫ મુજબ વધારે શિક્ષા થઈ શકે નહી. (રાણી વિરૂદ્ધ હરપાળ ૪ સદ. ક્રી. ૯. રાણી વિરૂદ્ધ બુધન ૫ સદ. ક્રી. ૬૬) એથી ઉલટો ફેસલો મદ્રાસ હાઈકોરટે કરયો છે, પણ ૪૦ મી કલમમાં બતાવેલો ગુનો એ શબ્દની વ્યાખ્યા ધ્યાનમાં લઈએ, અને તે શબ્દને ૧૮૬૭ના ૪ થા આકટથી સમજાવ્યો છે, તે પ્રમાણે ૧૮૭૦ ના ૨૭ મા આકટથી સુધારયો છે તે પ્રમાણે જોઈએ તો, બંગાળાની હાઈકોરટે જે ઠરાવ્યું છે તે વ્યાજબી લાગે છે. તેમજ ૧૨ મા અને ૧૭ મા પ્રકરણ પ્રમાણે શિક્ષા થઈ શકે એવો ગુનો કરવાને યત્ન કરયો હોય અથવા એવા ગુનાને મદદ કરી હોય તેવો ગુનો જો પછીથી થએલો ગુનોહ હોય તો તેમાં શિક્ષા વધારી શકાય નહી; ૭૫ મી કલમ ઉપર મદ્રાસ હાઈકોરટ ૧૮૬૪ના રૂલીંગ જુઓ. વળી બંગાળામાં

એવો ફેંસલો થયો છે કે પછીથી થયેલો ગુનો, પ્રથમના ગુનાની કેદ ભોગવ્યા પછી કેદી છુટો થયા કેડે, થએલો જોઈએ. બીજા ગુનાને વાસ્ને વધારે શિક્ષા થવાની તેનો આધાર એ છે કે તે ગુનો વારંવાર બનતો અટકાવવાને ભોગવેલી શિક્ષાથી તેના ઉપર કાંઈ અસર થાય, અને તેથા કરીને તેને ચેતવણી મળવાને તે અપુરણ થઈ પડે. તેટલા માટે જો કોઈ કેદીએ વધારે ગુના કરયા હોય અને તેની જુદી જુદી તપાસ થઈ હોય અને છેલી તપાસ પ્રથમની તપાસો થયા પછી થોડાંક અઠવાડીયાં પછી થઈ હોય, અને તે વખતે કેદી તેની શિક્ષા ભોગવતો હોય તેમ હોય તો કોરટે એવું ઠરાવ્યું કે આવી રીતે ગુનેગાર ઠરાવવું કલમ ૭૫ ની રૂઈએ થઈ શકે નહી. (રાણી વીરૂદ્ધ પુખન); એતો સ્પષ્ટ છે કે પેહેલો ગુનોહ સાબીત થયા કેડે બીજો ગુનો થવો જોઈએ રાણી વિરૂદ્ધ મધા. ૧ અલાહાબાદ ૧૩૭. પણ ચોરી કરવાના ગુન્હા માટે કોઈ કેદી કેદમાં હોય તે તુરંગમાં બીજી ચોરી કરે, તો તેને વધારે શિક્ષા શા વાસ્તે ના થવી જોઈએ તે જાણવું મુશ્કેલ છે,

કોઈ કેદી પછીથી ત્રણ વરષની કેદની શિક્ષા થાય એવો ગુનોહ કરે તો તેને કલમ ૭૫ મુજબ જન્મ પરોયંતની સમુદ્રપારની અથવા ૭ વરસ કેદની શિક્ષા કરવી જોઈએ. રાણી વીરૂદ્ધ માધુ. ઈ. લો. રી. ૬ મુ. ૬૯૦.

પીનલકોડના ૧૨ મા અથવા ૧૭ મા બાબ પ્રમાણે શિક્ષા થઈ શકે એવો કોઈએ ગુનો કરયો હોય અને તેમાં શિક્ષા થઈ હોય અને પછીથી એવો કોઈ ગુનો કરવાની કોશીશ કરવાનું તોહોમત મુકવામાં આવ્યું હોય તો તેને આ કલમમાં બતાવ્યા પ્રમાણે ભારે સજા થઈ શકે નહી. રાણી વિરૂધ નાહાના રહીમ. ઈ. લો. રી. ૫ મુ. ૧૪૦

## બાબ ૪ થો.

### સાધારણ અપવાદ.

*જે કામ કરવાની જે શખસની ફરજ છે, અથવા જે કરવાની માહારી કાયદા પ્રમાણે ફરજ છે એમ જે શખસ કાંઈ હકીકતની ભુલને લીધે માને છે, તે શખસે કરેલું તે કામ.*

૭૬. જે શખસની જે વસ્તુ કરવાની કાયદા પ્રમાણે ફરજ છે, અથવા કાયદાની કાંઈ ભુલના સબબથી નહી, પણ હકીકતની કાંઈ ભુલન સબબથી જે સખસ શુદ્ધબુદ્ધિથી એમ માને છે કે એ વસ્તુ કરવાની માહારી કાયદા પ્રમાણે ફરજ છે, તે શખસ જો તે વસ્તુ કરે, તો તે ગુન્હો છે એમ સમજવું નહી.

દ્રષ્ટાંતો.

(અ) અન્સોલજર, કાયદાના હુકમ મુજબ, પોતાના ઉપરી અમલદારના ફરમાવ્યાથી લોકોનાં એક ટોળા ઉપર બંદુકનો એક બાહાર કરે, તો અ એ કાંઈ ગુન્હો કીધો એમ સમજવું નહી.

(બ) એક ઈનસાફની કોરટના અમલદાર અ ને તે કોરટે મ ને પકડવાનો હુકમ કર્યા

ઉપરથી ઘટતી તજવીજ કરીને, ઝ ને ય માંનીને તે ઝ ને પકડે, તો અ એ કાંઈ ગુન્હો કીધો એમ સમજવું નહી.

ઈનસાફનું કામ કરતાં કરેલું જડજનું કામ.

૭૭ જે અખત્યાર જે જડજને કાયદાએ આપેલો છે, અથવા જે જડજ શુદ્ધબુદ્ધિથી એમ માને છે કે આ અખત્યાર મને કાયદાએ આપેલો છે, તેવો કોઈ અખત્યાર અમલમાં લાવતાં તે જડજ ઈનસાફનું કામ કરવામાં જે વસ્તુ કરે, તે ગુન્હો છે એમ સમજવું નહી.

ટીકા—કલમ ૧૯ મીમાં જડજની વાખ્યા આપેલી છે તેથી કરીને કમીટીંગ માજી સ્ટરેટને આ કલમનો લાભ મળે નહી.

કોઈ ઈનસાફી કોરટના ફેંસલા અથવા હુકમ મુજબ કરેલું કામ

૭૮. કોઈ ઈનસાફની કોરટનો ફેંસલો અથવા હુકમ કાયમ હોય, તે દરમિયાનમાં તે ફેંસલા અથવા હુકમ મુજબ કરેલી કાંઈ વસ્તુ અથવા તે ફેંસલા અથવા હુકમથી થઈ શકે એવી કાંઈ વસ્તુ ગુન્હો છે એમ સમજવું નહી; પછી તે ફેંશલો અથવા હુકમ કરવાનો તે કોરટનો અધીકાર ન હોય તેની કાંઈ ચીંતા નહી; પરંતુ તે કામ કરનાર શખસે શુદ્ધબુદ્ધિથી એમ માનવું જોઈએ કે તે કોરટને તે અધીકાર છે.

જે કામ કરવાની જે શખસને કાયદાથી રજા છેએમ જે શખસ કાંઈ હકીકતની ભુલને લીધે માનેછે, તે શખસે કરેલું તે કામ

૭૯. જે શખસને જે વસ્તુ કરવાની કાયદાથી રજા છે, અથવા કાયદાની કાંઈ ભુલના સબબથી જે શખસ શુદ્ધબુદ્ધિથી એમ માને છે કે એ વસ્તુ કરવાની મને કાયદાથી રજા છે તે શખસ જો તે વસ્તુ કરે, તો તે ગુન્હો છે એમ સમજવું નહી.

દ્રષ્ટાંત.

ઝ ખુન કરે છે એવુ સમજીને અ, ઝ ને પકડે, હવે ખુન કરનારાઓને ખુન કરતાં પકડવાનો અખત્યાર કાયદાએ સઘળા શખસોને આપ્યો છે તે અખત્યાર પોતાની અકલ શુદ્ધબુદ્ધિથી ચલાવીને અમલમાં લાવતાં અ, ઝ ને પકડે, એવા હેતુથી કે તેને યોગ્ય અમલદારની આગળ હાજર કરવો, તો અ એ કાંઈ ગુન્હો કરચો એમ શમજવુ નહી; પછી એમ માલમ પડે કે ઝ પોતાના બચાવમાં કાંઈ કામ કરતો હતો, તોપણ.

ટીકા—કલમ ૭૬ થી તે કલમ ૭૯ સુધી એવા શખસોને લાગુ પડે છે કે 'જેઓ કાયદાના અખિકારથી વરતતા હોય અથવા જેઓ એવું માનતા હોય કે તેમને કાયદાથી અખિકાર છે.

જો કોઈ પણ શખસ અમુક કૃત કરવાને કાયદાથી બંધાએલો હોય અથવા તેમ કરવાને તેને બ્યાજબી માલમ પડતું હોય, ત્યારે બેશક તે મુદા વિશે કાંઈ પણ વાંધો રેહેશે નહી, તે શખ્શના અમલથીજ જે તે કરે છે તે બ્યાજબી છે. પણ જે કાયદાની રૂએ તે કરે છે તે જો અપવાદ વાળો હોય તો કોઈ કોઈ વખતે કાંઈ મુશકેલી આવી પડે.

એજ મુળ તત્વ ઉપર આધાર રાખીએ તો દીલ્લીના રાજાનો હુકમ માનવાને અને

તે કર આપવાને દીલ્લીના લોકોએ છેલા બળવાની વખતે જે કરચું હતું તે બાજબી ગણાય. પણ આગ્રામાં જો તેમ થયું હોત તો એ ઉલટું કેહેવાત કેમકે ઇંગ્રેજ સરકારનો ત્યાં તે વખતે અમલ હતો, અને તેથી કરીને જે રઈયત પોતાના રાજાને મદદ કરે તેને કાંઈ પણ શિક્ષા થાય નહી એવું ૭ મા હેનરીના વખતમાં થએલો એક સ્ટેટચુટ છે.

કોઈ પણ રાજાના હુકમથી તે રાજ્યને વાસ્તે કાંઈ કૃત કરવામાં આવ્યું હતું એવો જો બચાવમાં પુરાવો આપવામાં આવે તો એક વધારે મુશકેલ સવાલ ઉઠી શકે. આ ઠેકાણે બતાવેલો બચાવ બાજબીપણાને વાસ્તે નથી પણ હકુમતનો તકરાર વાસ્તે છે, કેમકે જો બરોબર રીતે બચાવ સાબીત થઈ શકે તો કોઈ પણ મ્યુનીસીપલ અધીકારી તે બાબત સાંભળી શકે નહી.

હવે કોઈ "રાજ્યને વાસ્તે કરેલું કૃત્ય" કોને કેહેવુ, તેની વ્યાખ્યા આપવી ઘણી મુશ્કેલ છે કેમકે આવાં કૃત ઘણાં થોડાં બને છે. રાજ્યના કામ સારૂ અથવા રાજાને વાસ્તે જે કામ કરવામાં આવે તે રાજ્યને વાસ્તે કરેલું કૃત્ય કેહેવાય, અને મ્યુનીસીપલ કાયદાથી વધારે ચઢીઆતા આધાર ઉપર તેનો આધારછે (અમીરખાનના કામમાં ૬ બં લો. રી. ૪૩૫) આવાં કૃત્યો ઘણુ કરીને લડાઈના વખતે બને છે કેમકે લડાઈ એ રાજ્યને વાસ્તે થાયછે એ સરવથી વધારે મજબુત પુરાવો છે કે તેથી કરીને ખોટી રીતે કેદ કરવાને વાસ્તે કોઈ મ્યુનીસીપલ કોરટમાં ફરીઆદી થઈ શકે નહી થોડા વખત ઉપર બનેલા કેસમાં નિચે પ્રમાણે બીનાઓ હતી; ઈ. સં. ૧૮૧૮ માં પેશવાના રાજની ઉથલ પાથલ કરયા કેડે, ઇંગરેજ સરકારે તેનો પ્રાંત કબજ કરયો. રાયગઢ કિલ્લાના ગવરનરે તે તાબે કરયો અને તેને પુને જવા દીધો અને લશ્કરી માણસોની દેખરેખ નીચે રાખ્યો ત્યાં રહયો તે દરમ્યાનમાં તે ઘરમાંથી કાંઈ ખજાનો નીકળ્યો અને તે મિલકત લઉકીક (પબ્લીક) ગણીને મુંબાઈની સરકારે જુલાઈ માસમાં કબજ કરી. જુન માસમાં પેશવા તાબે થયો હતો પણ ડીસંબર મહીના સુધી મરાઠી લશ્કર પુરેપુરૂં તાબે થયું નહોતું. થોડા વખત સુધી પુના આ સરકારના કબજામાં હતુ અને વારવાર ગરબડ થતી હતી, એવું કબુલ કરવામાં આવ્યું હતુ, અને વળી એવું પણ કબુલ કરવામાં આવ્યું હતુ કે ઈન્સાફ કરવાને ઈન્સાફની કોરટો બેસતી હતી. રાયગઢના ગવરનરની તરફથી તેના એકસીકયુટરે ફરીયાદ કરેલી તેમાં પ્રીવીકાંઉસીલે એવું ઠરાવ્યું કે તે ફરીઆદ ચાલી શકે નહી.

એવીજ તરેહનો મુળ તત્વ મદ્રાસના બે કેસમાં બાહાલ રહયો હતો અને તેમા મદ્રાસની સરકાર પ્રતિવાદી હતી. પેહેલો કેસ સઈયદઅલ્લી વિરૂદ્ધ ઈસ્ટઈંડિયા કંપનીનો છે (૭ મુર્સ. ઈં. અપીલ ૬૫). એ કેસમા એમ હતું કે વાદીના વડીલોને કરણાટકના નવાબ તરફથી અલતમધા જાગીરની બક્ષીસ મળી હતી. ઈ. સ. ૧૮૦૧ મા સલાહ થઈ ત્યાર પછી ઈસ્ટ ઈંડીયા કંપનીએ કરણાટકનું રાજ ધારણ કરયું અને જે સણદોની રૂએ જાગીરો રાખવામાં આવતી તે સઘળી સણદો કલેકટરને ત્યાં તપાસવાને મોકલવાને હુકમ કરયો, તેની મતલબ એવી હતી કે જે શખસો તેની રૂઇએ હકદાર હશે તેમને તે જાગીરો આપવા. વળી વાદીએ બતાવ્યું હતું કે અલતમધા બક્ષિસો નીરંતરની હોયછે અને તેથી કરીને રાજા લઈ શકે નહી, અને એવી દાદ કરી કે હક વિનાના શખસને ઈસ્ટ ઈંડીયા કંપનીએ જાગીર બક્ષીસ કરી છે. સુપ્રીમ કોરટે એવું ઠરાવ્યું કે નવાબની કરેલી

બક્ષીસ નોરંતરની છે અને તેથી વાદીનો તરફેણમાં હુકમનામું કરી આપ્યું, પણ પ્રીવીકાં ઉન્સીલમાં અપીલ થએલી તેમાં મજકુર હુકમનામું રદ થયું હતું.

બીજો કેસ કમાચી બાઈ વિરૂદ્ધ ઈસ્ટ ઈંડીયા કંપનીનો છે (૭ મુર્સ. ઇ. અપીલ ૪૭૬) અને તે તંજોરનું રાજ જોડી લેવાને લીધે થયો હતો. ઈ. સ. ૧૮૫૫ માં તે રાજા કોઈ પણ વારસ (છોકરો) મુકયા શિવાય ગુજરી ગયો. અને ૧૮૫૬ માં કોરટ ઓફ ડાઇરેકટરસે એવું બતાવ્યું કે તંજોરમા હવે કોઈ રાજા નથી. તેની બ્યવસ્થા કરવાને એક કમીશનરને તંજોર મોકલ્યો હતો. તેણે તે કુટંબને જાહેર કરયું કે આ રાજની સઘળી મિલકતનો કબજો કરવાનો મારો ઈરાદો છે, અને તે વખતે ત્યાં કેટલુંક અંગ્રેજી લશકર હતું તેની મદદથી કીલ્લામાં પ્રવેશ કરયો અને સઘળી મિલકત ઉપર સિક્કા કરયા. મરનાર રાજાની હજુરના માણસોએ ફરીયાદ કરી અને તેમાં તેમણે પબ્લીક મિલકત લેવાની ખુશી બતાવી પણ રાજાની જે ખાનગી મિલકત હતી તેનો હીસાબ લેવા પોતે હકદાર છે એમ જણાવ્યું. ઉપર બતાવેલા સઈયદઅલ્લીના કેસની માફક સુપ્રીમ કોરટે વાદીને હુકમ નામું કરી આપ્યું પણ અપીલમાં પ્રીવીકાઉન્સીલે આ હુકમ રદ કરયો.

વળી એક એવો બીજો કેસ કુરગનો રાજા વિરૂદ્ધ ઈસ્ટ ઈંડીયા કંપનીનો છે. તે કેસમાં તે રાજાએ લડાઈની વખતે પોતાની પાસેથી લીધેલી બે પ્રોમીસરી નોટ પાછી મેળ વાને ઈસ્ટ ઈંડીયા કંપની ઉપર દાવો કરયો અને તેણે બતાવ્યું કે હજી તે કંપની મારા ટ્રસ્ટી તરીકે તે નોટો રાખે છે, તેમાં માસ્ટર ઓફ ધી રોલ્સે એવું કહ્યું કે જો એ નોટો રાજા તરીકે વાદીની મિલકત હોય અને રાજ સત્તાના અમલની રૂઈએ મજકુર કંપ નીએ તે લીધી હોય તો આ કોરટ વચ્ચે પડી શકતી નથી.

મ્યુનીસીપલ હકુમતના સવાલને લાગુ પડે એવાં "રાજ્ય કૃત્ય" અને "કોઇ રાજ્યે ક રેલાં કૃત્ય" એ બેમાં કેવો તફાવત છે તે પ્રિવી કાંઉસીલમાં ચુકેલા બે કેસમાં સ્પષ્ટ રીતે બતાવ્યો છે, અને તેમાંના એક કેસમાં હકુમત મંજુર રાખી હતી અને બીજામાં મંજુર રાખી નહોતી.

પેહેલાંના કેસમાં, ઈ.સ.૧૮૩૬ મા જ્યારે બેગમ સમરૂ મરી ગઇ ત્યારે ઈસ્ટ ઈંડીયા કંપનીએ તેની જમીન લેઈ લીધી અને તેનાં હથિયાર અને સરંજામ કબજે કીધાં. એવું માલમ પડયું કે ઇ. સ ૧૮૦૩ ના પેહેલાં તે બેગમના કબજામાં તે વખતના રાજા સિંધી યાના તાબાના મુલ્કમાં અમુક જમાએ હતો તે જાગીરદારની સ્થિતિમાં હતી અને તેની પાસે એક જઈદાદ ટીન્યુઅર હતું એટલે કે જે રાજા તેના ઉપર રાજ્ય કરતો તે રાજાને જે વખતે લશકરની જરૂર પડે ત્યારે તેને થોડાં માણસોનું લશકર પુરૂ પાડવું એવી સરતે તે ટાન્યુઅરની સઘળી મેહેસુલ પોતે લેતી. ઈ. સ. ૧૮૦૩ ની સાલ પછી સીંધીયાનું રાજ્ય ઈસ્ટ ઈંડીયા કંપનીના હાથમાં ગયું અને તે બેગમની સ્થીતી તો પ્રથમની માફક રહી, ફકત તેનો રાજા બદલાયો. નીચેની કોરટે તે દાવો એવા આધાર ઉપર કાઢી નાખ્યો કે તે રાણીનું જે જે લેવાયું હતું તે રાજ્ય કૃત્ય છે. અને જ્યુડીશીયલ કમીટીએ આ બચાવ રદ કરયો. તેઓએ કહ્યું કે,

" જે પ્રાંતો તે વખત સુધી બીજા રાજ્યના હતા તે આપ મુખત્યારથી લીધા, એ સર કારનું કૃત્ય નથી; પણ અમુક ટીન્યુઅરની રૂઈએ સરકાર પાસેથી પ્રથમ મળેલો જમીન

હતી તે લેવામાં આવી હતી. કાયદેસર હકથી તેનો કબજો લીધો હતો; અને તે હકથી રાજા તરીકે જેટલી ટીપ્પુઅરની જમીન હોય તે સર્વ લેવાને, રાખવાને તથા તેની મેહેસુલ વસુલ કરવાને પોતે મુખત્યાર હતી. જો તે ટીપ્પુઅર ચાલુ રહે તેને લીધે અથવા બીજા કોઈ કારણને લીધે સરકારના આ અધીકાર વિશે વાંધો લેવાય, તો આવો દાવો હિંદુસ્તાનની મ્યુનીસીપલ કોરટો સાંભળી શકે (ફોરેસ્ટર વિરૂદ્ધ સેક્રેટરી, ૧૨ બં. લો. રી. પ્રી. કાઉ ૧૨૦-૧૫૦, ૧૮ સધ. ૩૪૯)

બીજા કેસમાં નિચે પ્રમાણે બીના હતી; મોગલ રાજ્યના બચાવને વાસ્તે ૧૮૦૩ ની સાલમાં જે જમીન ગીરો આપી હતી અને જે જમીનને ૧૮૫૭ના બળવા કેરે જપ્ત કરી કબજ કરી હતી તે (દિલ્હીના રાજાના તાબામાં) જમીનની ગીરવી લેનાર તરીકે પોતાનો હક સાબીત કરવા માટે વાદીઓએ દાવો કર્યો હતો. તે કેસ પણ, હકુમત નહી હોવાના સબબથી કાઢી નાંખ્યો હતો અને આખરે બાહાલ રહ્યો હતો. અને જ્યુડીસીયલ કમીટીએ દિલ્હીના રાજાની સ્થીતી અને બેગમ સમરૂની સ્થીતી એ બંનેનો તફાવત કાઢીને પ્રથમના કેસમાં અને આ કેશમાં શો ફેરછે તે ખુલી રીતે બતાવ્યું. શાહઆલમ પોતે રાજા હતો; અને તે બેગમ તો રાજાની કુંવરી નહોતી એવું ઠરચું હતું પણ સિંધીયાના તાબામાંની ફકત એક જાઈદાદાર હતી. તે જમીન એક જાતની અવ્યુસ્થા પ્રમાણે દિલ્હીના રાજાને શોંપી હતી, અને તેથી કરીને તે રાજ્ય કૃત્ય કેહેવાય.

પ્રિવિ કાઉંસીલની રૂબરૂ થોડા વખત ઉપર એક કેસમાં એવાજ પ્રશ્નની તકરાર કરવામાં આવી હતી, તેમાં જામીએકાના ગવર્નરે એવી દલીલો બતાવી કે ગવર્નર તરીકે તેનાં કૃત્યોની તપાસ કોલોનીઅલ કોર્ટ કરી શકે નહી, અને જો તે સાંભળી શકે તેમ હોય તો જે અમુક કૃત કરચું હતું તે રાજ્ય કૃત્ય હતું. જયુડીશીઅલ કમીટીએ એવું ઠરાવ્યું કે પોતાના અખત્યાર પ્રમાણે સત્તા બજાવીને ગવર્નરે જે કૃત્યો કરચાં છે તેને વાસ્તે તેનો બચાવ થાય કેમકે સરકારના નોકર તરીકે તેણે કરચાં છે. અને તે સરકારી અખત્યાર અમલમાં આણે છે. પણ તેને આપેલા અખત્યાર ઉપરાંત જો તેણે કાંઈ કૃત્યો કરચાં હોય તો તેને તેવો બચાવ મળી શકે નહીં. જો કે તે ગવરનર એમ માને કે ગવરનર તરીકે હું આવાં કૃત્ય કરૂં છુ તો પણ તે સરકારનો તરફથી કરચાં એમ ગણી શકાય નહીં અને એવું અણ કબુલ કરી શકાય નહીં કે તે રાજ્ય કૃત્ય છે. જ્યારે આવી જાતના પ્રશ્ન ઉત્પન્ન થાય ત્યારે મ્યુનીસીપલ કોરટોએ ગવરનરે કરેલા કરેલા કૃત્યોના ખરાપણા વશે નકી કરવુ જોઈએ, અને જો એમ સિધ થાયકે અમુક કૃત્ય કરેલું તે રાજ્ય કૃત્ય છે અને રાજાના અખત્યારથી કરેલું છે તો તેવે પ્રસંગે તેનો બચાવ પુરો થાય છે અને તે કોરટો તેવા કેસ સાંભળી શકતી નથી. (મસ્ગરેવ વીરૂધ પેલીડો, લો. રી. ૫ અપી. કેસ- ૧૦૨-૧૧૧

હવે "રાજ્યને વાસ્તે કરેલાં કૃત્યો" નો વિષય પડતો મુકતાં પેહેલાં કોઈ પણ કૃત્ય કરવાને રાજાએ સ્પષ્ટ રીતે હુકમ કરચો હોય અને જો પછીથી તે બાહાલ રાખ્યો હોયતો તેવાં કૃત્યો ઉપર બતાવ્યા પ્રમાણે કહી શકાય કે નહીં તે જાણવાની જરૂર છે. એજ પ્રમાણે બુરોન વીરૂધ ડેનમનના કેસમાં (૨ એકસચેકર ૧૬૭) ઠરચું હતુ અને મજકુર બતાવેલા કમાચી બાઈ વીરૂધ ઈષ્ટઈંડીયા કંપનીના કેસમાં બાહાલ રાખવામાં આવ્યું હતુ. તે કેશમાં હેઠળ બતાવ્યા પ્રમાણે હતુ. આફ્રિકાના કિનારા ઉપર દુશમનોના વહાણને પકડવાને ફરતું એક

વહાણનો કમાન્ડર પ્રતીવાદી હતો તેણે વાદીના વહાણને પકડીને વાદીનો એક નાહાનો મછવો બાળી નાંખ્યો. મજકુર વાદી સ્પેનનો રેહેવાશી હતો અને ગુલામો વેચવાનો ધંધો કરતો. તેના ગુલામો પેલો પ્રતિવાદી લેઈ ગયો. આ મુકદમો તેના કેહેવાથી ચલાવવામાં આવ્યો નહોતો પણ જ્યારે તે વાતનો રીપોટ બ્રીટીશ ગવરમેંટને મળ્યો ત્યારે તેમણે મંજુર રાખ્યો હતો. એવું ઠરાવ્યુ કે આવી રીતે મંજુર રાખ્યું તે રાજ્ય કૃત્ય કેહેવાય અને તેને વાસ્તે ફકત રાજા જુમેદાર થાય અને તે કોઈપણ મ્યુનીસીપલ અમલદાર સાંભળી શકે નહી. વળી એવું પણ ઠરાવ્યું કે આવી રીતે જે કબુલ કરયું હતું તેની બરોબર સ્થ ળેથી લખીને અથવા મોહોડે કહીને ખબર આપી શકાય અને તે પ્રથમના હુકમની માફક થઈ શકે. મીરઝુલેહ વીરૂધ પશોદાબાઈ, ૯ મુ. હા. કો. ૩૧૪ જુઓ. કલમ ૭૬ ને જે દ્રષ્ટાંત જોડેલું છે તેથી એક વધારે મુસ્કેલ સવાલ ઉત્પન્ન થાય છે તે એ કે કોઈ સોલજર પોતાના ઉપરી અમલદારનો હુકમ બચાવમાં કેટલે દરજ્જે બતાવી શકે. મજકુર દ્રષ્ટાંતમાં બતાવ્યું છે કે એક સોલજરે પોતાના ઉપરીના હુકમથી, એટલુંજ નહી પણ કાયદામાં બતાવ્યા પ્રમાણે એક ટોળા ઉપર બંદુકનો બાહાર કરયો, અને જો તેથી કોઈનું મરણ થાય તો તે સોલજર જવાબદાર ગણી શકાય નહી. જો કોઈ સોલજરને કોઈ ખજાનાની ચોકી કરવા બેસારયો હોય અને કોઈ ટોળુ ખજાનાનાં ઉપર જો કોઈ હલ્લો કરે, અને તે ટોળાને તે સોલજરથી બીજી કોઈ રીતે દુર રાખી શકાય તેમ ના હોય તો, હુકમ શિવાય પણ કલમ ૧૦૩ પ્રમાણે તે તેના ઉપર વાજબી રીતે બંદુકનો બાહાર કરી શકે.

જો હુકમ ગેર કાયદેસર હોય તો તે હુકમ કાંઈ પણ કામનો નહી. જેમકે કોઈ પોલીસનો સીપાઈ એમ કેહે કે મેં તો મારા જમાદારના હુકમથી કોઈ કેદીનો ગુનોહ જોર જુલમથી મનાવ્યો; આવુ બાહાનું નકામું વ્યર્થ છે અને જે અમલદારે આવો હુકમ કરયો તે ઉપરી હોદાનો છે એવા સબબથી કાંઈ ફેર પડતો નથી. પણ આપણે એમ જોવું જોઈએ કે પોલીસ સીપાઈનું ગજુ શું એ સુદબુધિથી એમ માને છે કે ઉપરીએ કરેલો હુકમ કાયદેશર છે અને તેણે અમલમાં લાવવો જોઈએ પણ પછીથી તે ગેર કાયદેસર માલમ પડે ત્યારે તેનું શું થાય? જેમકે એમ ધારો કે કોઈ માજીસ્ટરેટ કોઈ નાતનો વરઘોડો અટકાવે. અને નાતવાળા તે લેઈ જવા યત્ન કરે, અને પોલીસનાં માણસો બસ નથી એમ ધારીને તે માજીસ્ટરેટ લશ્કરી માણસો બોલાવે અને બંદુકના બાહાર કરવાને તેમને હુકમ કરે અને તેમાં કોઈના જીવ જાય, ત્યારે એવે પ્રસંગે સોલજરની સ્થીતી કેવી કેહેવાય? આ ઠેકાણે એતો સ્પષ્ટ છે કે જે માણસોને કાયદેસર ૧૮૮ મી કલમ પ્રમાણે છ મહીનાની કેદના શિક્ષા થાત તેમને મુખ્ય શિક્ષા કરાવવાનો જુમો માજીસ્ટરેટે પોતાને સીર લીધો છે. ઈંગ્લીશ કાયદા પ્રમાણે માજીસ્ટરેટના કૃત્ય "ખુન" કહી શકાય, અને જે સીપાઈઓ તેના ખોટા હુકમને તાબે થયા તેમનાં કૃત્ય પણ તેવાંજ ગણાય. એવીજ રીતે રાણી વિરૂદ્ધ થોમ્સ (૧ રસ. ૮૨૩) ના કેસમાં ઠરાવવામાં આવ્યું હતુ કે જો કોઈ શખસને વાહાણની પાસે નહી આવવા ફરમાવ્યા છતાં તે વાહાણની પાસે આવે અને વાહાણનો પેહેરેગીર વાહાણની સહીસલામતી સિવાયના બીજા કોઈ કારણને વાસ્તે બંદુકનો બાહાર કરે અને તેમાં મૃત્યુ થાય તો તે પેહેરેગીરે ખુન કરયું એમ કેહેવાય.

સોલજરને જવાબદારીમાંથી બાતલ થવાનો આધાર તે કૃત્યના વાજબીપણા ઉપર છે

અને જો સરકારી ફરજ બજાવતાં તેવો હુકમ આપ્યો હોય અને તે અખત્યારની ઉપરાંત ના હોય તો, અને જો તે કાયદાથી માફ થઈ શકે એવી ભુલમાં પડતો હોય તો તે જવાબદાર થઈ શકતો નથી. તે જે ભુલ કરે છે તે ભુલ હકીકતની હોવી જોઈએ. ગેરવ્યાજબી હુકમો આપવાને પોતાના ઉપરીને અધીકાર છે એવું પોતે ભુલ ભરેલી રીતે તે સોલજર ધારતો હોય તો, તે શિક્ષાને પાત્ર થશે, અને આવી તેની ભુલ તેની શિક્ષા કમી કરવાના કામમાં ઉપયોગમાં લેવાશે. વળી હિંદુસ્તાનની સુપ્રીમ ગવરમેન્ટના હુકમો પણ ગેરકાયદેસર કામ કરવાને વ્યાજબી ગણાશે નહી, શિવાય કે તે હકીકતોની રૂઈએ કાંઈ રાજ્યકૃત્ય કરવાનું હોય (રોજર્સ વિરૂદ્ધ રાજેન્દ્રોદત્ત, ૮ મુર્સ. ઈ. અપીલ ૧૩૦).

તોપણ મજકુર બતાવેલાં કૃત્યોના જેવાં કૃત્યો જો કોઈ અમલદારે શુદ્ધબુધિમાં પોતાની ફરજ બજાવવામાં કરયાં હોય અને તે પોતાની સત્તા ઉપરાંત હોય તોપણ તે ખુન કહેવાશે નહી પણ કલમ ૩૦૦ ના ૩ જા અપવાદ પ્રમાણે શિક્ષણીય મનુષવધ કહેવાશે.

પણ હવે તો ઉપર બતાવેલી મુશ્કેલીઓ ૧૮૮૨ ના ૧૦ મા આક્ટ, ક્રીમીનલ પ્રોસીજર કોડના ૯ મા પ્રકરણથી દુર થાય છે. તેમાં કોઈ પણ માજીસ્ટરેટ લશ્કરી માણસોની મદદથી કાયદા વિરૂદ્ધ મંડળીઓને વિખેરી નાખે; જેમકે ક્રીમીનલ પ્રોસીજર કોડની ૧૨૭ મી કલમમાં બતાવ્યું છે કે જ્યારે કોઈ પણ કાયદા વિરૂદ્ધ મંડળીને, અથવા જેથી લોકની સુલેહમાં ગડબડ થવાનો સંભવ હોય એવો પાંચ અથવા વધારે શખસોની મંડળીને, વિખરાઈ જવાનો હુકમ કરવાને કોઈ પણ માજીસ્ટરેટ અથવા જે અમલદારના હવાલામાં કોઈ પોલીસ થાણું હોય તે અમલદાર મુખત્યાર છે, અને એવો હુકમ થએથી તે હુકમ મુજબ વિખરાઈ જવાની તે કાયદા વિરૂદ્ધ મંડળીના અંગભુતોની ફરજ છે. જ્યારે કોઈ પણ માજીસ્ટરેટને એવું માલમ પડે કે લોકોની સહી સલામતીને ઉઘાડી રીતે ધોકો પહોંચશે ત્યારે લશ્કરી મદદથી તેવી કાયદા વિરૂદ્ધ મંડળીને વિખેરી નાખવાનો હુકમ કરે તો તે માજીસ્ટરેટે કાંઈ ગુન્હો કરયો એમ સમજવું નહી; તેમજ તેના હુકમને જે અમલદાર તાબે થયો હશે તેણે તે ગુન્હો કરયો એમ સમજવું નહી.

ક્રીમીનલ પ્રોસીજર કોડના ૯ મા પ્રકરણ પ્રમાણે જે માજીસ્ટરેટોએ, અમલદારોએ, અને સોલજરોએ કૃત્યો કરયાં હશે તેમના ઉપર ફરિયાદ કરવાને હિંદુસ્તાનની સરકારની પરવાનગી જોઈએ. ક્રીમીનલ પ્રોસીજર કોડની કલમ ૧૩૨ જુઓ.

હકીકતની ભુલ હોય તોજ માફ થઈ શકે. જેમકે કોઈ માણસ રાતરે પોતાનાજ ઘરનો માણસ તેના ઓરડામાં આવે તેને ચોર ધારીને ગોળીથી તેને મારી નાખે તો તે જવાબદાર થતો નથી, કેમકે જો તેની ધારણા ખરી પડત તો કલમ ૧૦૩ મુજબ તે ગુન્હેગારને મારી શકત. પણ મજકુર માણસ પોતાના ડાંગરના કયારડામાં ધુસે છે એવું ધારીને દીવશના વખતમાં પોતાની બારીએથી તેજ શખસના સામે બંદુકનો બાહાર કરે તો તે બચી જતો નથી, કેમકે ખરેખરો ધુસનાર હોય તોપણ તેના ઉપર આવા રીતે હલ્લો કરી શકાય નહી.

હકીકતનું અજ્ઞાનપણું કેટલે દરજ્જે સુધી તહોમતના બચાવમાં મુકી શકાય તે આ નીચેના કેસમાં પુરતી રીતે બતાવ્યુ છે; (રાણી. વિ. પ્રીન્સ) કેદીના ઉપર એક ઈંગરેજી સ્ટાટયુટ પ્રમાણે ગુનો સાબીત થયો હતો, તે સ્ટાટયુટ હિંદુસ્તાનના પીનલકોડની ૩૬૧ મી કલમને મળતો હતો તેમા તેણે એક કુંવારી છોકરી, જેની ઉમર સોળ વરસથી ઓછી હ

તી તેને તેના બાપની મરજી ઉપરાંત તેના કબજામાંથી લેઈ ગયો હતો. સઘળી હકીકતોનો પુરાવો લેવાયો હતો અને જુરીએ એવું ઠરાવ્યું કે તે કેદી તેને લેઈ ગયો તે પેહેલાં તે છોકરીએ તેને કહ્યું હતું કે મારી ઉમર અઢાર વરષની છે, અને કેદીએ સુદ્ધબુદ્ધિમાં તેનું કેહેવું ખરૂં માન્યું, અને એમ માને એ વાજબી હતું. પંદર જડજોએ એવું ઠરાવ્યું કે તેને વાજબી રીતે ગુનેગાર ઠરાવ્યો છે. તેમના જજમેન્ટમાં નિચે પ્રમાણે ચાર રૂલ બતાવ્યા છે.

૧. જો કોઈ કૃત્ય સ્પષ્ટ રીતે ગેરવાજબી હોય અને જો તેના સાથે બીજી હકીકતો સામેલ થાય તો વધાર શિક્ષાને પાત્ર થાય તેમ હોય તો, આવી હકીકતોનું અજ્ઞાનપણું હોવાથી વધારે સખત ગુન્હાના તોહોમતને કાંઈ અસર થતી નથી, જેમકે કોઈ પોલીસના સીપાઈને તેની ફરજ બજાવતાં તેના ઉપર ૩૫૩મી કલમ મુજબ હલો કરવાનું તોહોમત હોય તો બચાવમાં એવું કહી શકાય નહીં કે તે પોલીસનો સીપાઈ હતો એવું હું જાણતો ન હતો; તેમજ ૩૬૯માં કલમ પ્રમાણે કોઈ દસ વરષથી અંદરની ઉમરના છોકરાનું હરણ કરી તેના શરિર ઉપરના દાગીના ચોરી લેવાનું તોહોમત હોય તો, બચાવમાં એવું બતાવી શકાય નહી કે તે છોકરૂં દસ વરસની અંદરની ઉમરનું હતું એવું હું જાણતો નહોતો; વળી ૪૪૪ મી કલમ પ્રમાણે રાત્રિએ ગુપ્ત ગ્રહ પ્રવેશ કરવાનું તોહોમત હોય તો બચાવમાં એવું બતાવી શકાય નહી કે જે વખતે ગ્રહ પ્રવેશ કરયો તે સુરજ અસ્ત થયા પછીનો વખત છે, એવું હું જાણતો નહોતો. તેથી કરીને આવી હકીકતો બતાવવાથી કાંઈ ગુનાના તોહોમતમાં ભારે શિક્ષા કરવાને કાંઈ અડચણ છે નહી.

૨. કોઈ કૃત્યની સાથે જો બીજી હકીકતો સામેલ થાય નહીં તો તે કૃત્ય તદન વાજબી અને બીન ગુનાવાળું થાય, તેમ હોય તો, આવી હકીકતોનું અજ્ઞાનપણું તે તોહોમતને અસર કરી શકે. જેમકે કોઈ નાલાયક શેખ્સે શિકાર મોકલ્યો હોય અને તે શિકાર, કોઈ હલકારો લેઈ ગયો એવું હલકારા ઉપર તોહોમત મુકવામાં આવ્યું હોય તો બચાવમાં તે હલકારો એવું બતાવી શકે કે તે શિકાર છે એવું હું જાણતો નથી; અથવા કોઈ વેપારીએ પોતાના કબજામાં કોઈ પણ માલના કોથળા રાખ્યા હોય અને તે કોથળા ઉપર સરકારી "ત્રીશુળ"નું ખોટું નિશાન હોય, તો તે એવું બતાવી શકે કે હું તો કાંઈ જાણતો નથી કે મારા કબજામાં જે માલ છે તેનાં ઉપર સરકારી નિશાન છે.

૩. મજકુર બતાવેલા કેસોમાં પ્રતીવાદીના મનની સ્થિતી તદન એવી હોવી જોઈએ કે તે હકીકતો વિશે બીલકુલ કાંઈ પણ જાણતો નહોતો, એવું સાબીત થઈ સકે. જે કૃત્યો કરવાં કે નહીં કરવા તેની તપાસ કરવી જોઈએ તે છતાં બીલકુલ કોઈ તપાસ કરયા વિના પ્રતિવાદી મના કરેલાં કૃત્યો કરે તો તેવી બાબતમાં પોતે તદન અજ્ઞાન હતો, એવો બચાવમાં પુરાવો આપી શકે નહીં

૪. જો કોઈ ખોટું કૃત્ય અમુક હકીકતો હોવાથી ગુન્હેગાર થવાય તેવું હોય, અને તેવું ખોટું કૃત્ય જો કોઈ શખ્સ કરે તો તે પુરાવામાં એવું બતાવી શકે નહી કે જે હકીકતોથી તે ગુન્હો થયો તે હકીકતો હું જાણતો નહોતો.

કાંઈ કાયદેસર કામ કરતાં ઈતેફાકન.

૮૦. કાંઈ કાયદેસર કામ, કાયદેસર રીતે, કાયદેસર ઉપાયોથી ઘટતી સંભાળ અને ખબરદારીથી, કરતાં ઈતેફાકન અથવા કમનસીબથી અને સાપ્રાધ ઈરાદા કે જ્ઞાન વિના થએલી કાંઈ વસ્તુ ગુનોહ

છે એમ સમજવું નહીં.

દ્રષ્ટાંત.

અ એક કુહાડો લઈને મજુરીનું કામ કરે છે, એટલામાં તેનું માથું હાથામાંથી જુદું થઈને ઉડીને પાસે ઉભેલા એક માણસને લાગીને તે માણસ મરી જાય, તો એ ઠેકાણે જો બરાબર ખબરદારી રાખવામાં અ ની તરફની કાંઇ કસુર ન હોય, તો અ નું કામ માફ કરવા જેવું છે, ગુનોહ નથી, એમ સમજવું.

ટીકા—ઈતેફાકની બાબતમાં મુખ્ય સવાલ બે છે, પેહેલો એ કે બરેખરૂં ધારેલું કૃત્ય નીરપરાધી હતું કે નહી, અને બીજુ કેવી સંભાલથી અને ખબરદારીથી તે કૃત્ય કરયું હતુ. જો કોઈ ઘોડો પોતાના હાંકનાર સહીત દોડી જાય અને રસ્તામાં કોઈ શખ્શને મારે તો આ ઈતેફાક ગણાશે (હોલ્મીઘ વિરૂધ મેથર જુઓ, લા. રી. ૧૦ એક્સ ૨૬૧) પણ જો તેણે પોતેજ પોતાની ગેરવરતણુંકથી આમ કરયું હોય તો, ગમે તો તે કામ તેના દાબ માં ના હોયતો પણ જવાબદાર થાય.

કાયદા પ્રમાણે ખબરદારી રાખવી, તે કાંઈ અત્યંત ખબરદારી રાખવી એમ નથી, પણ તેવીજ સ્થિતિમાં જેવી રીતે કોઈ સાધારણ બુદ્ધીવાળો શખ્સ ખબરદારી રાખે તેની માફક ખબરદારી રાખવી.

જો કોઈ માણસ પોતે જમવા ગયો તે પેહેલાં બંદુક ફોડી હોય, અને જમી આવ્યા પછી તે બંદુક લેઈ તેનો ઘોડો દાબે, એટલામાં તેમાંથી ગોળી નીકલે અને તેની આનું મોત થાય. એમ હોય તો તે કાંઈ જાણતો નહોતો કે તેની ગેરહાજરીમાં તે બંદુક ફરીથી કોઈએ ભરી હશે. જમવા જતાં પેહેલાં પોતે ફોડીને ગયેલો, તેથી તેને ખબર હતી નહીં કે તે બંદુક ભરેલી હશે; આવો પુરાવો ધ્યાનમાં લેઈને મી. જસ્ટીસ ફોસ્ટરે એવું ઠરાવ્યું કે તે બંદુક ભરેલી હતી તે વિશે તે અજ્ઞાન હતો, અને તેથી તેને નિરદોસ ઠરાવ્યો.

આ કલમનો લાભ લેવાને એવું સાબીત કરવું જોઈએ કે જે કામ તે કરતો હતો, તે કાએદેસર હતું, અને તે કાએદેસર રીતે, અને કાયદેસર સાધનોથી અને ઘટતી સંભાળ અને ખબરદારીથી કરયું હતું. એ જો સાબીત થાય નહી તો આ કલમનો લાભ મળી શકે નહીં.

**જે કામથી હાની થાય એવો સંભવ હોય તે કામ, ગુનાના ઇરાદા વગર, તથા બીજી હાની અટકાવવાને કરેલું.**

૮૧. જો કાંઈ વસ્તુ હાનિ કરવાના સાપરાધ ઇરાદા વગર તથા સુબુદ્ધિથી શરીર અથવા મિલકતને થતી બીજી હાનિ અટકાવવાને અથવા તેથી તે બચાવવાને, કરી હોય, તો તે વસ્તુથી હાનિ થશે હેવો સંભવ છે એમ જાણીને તે વસ્તુ કીધી એટલાજ સબબ પરથી તે ગુન્હો છે એમ સમજવું નહી.

ખુલાસો—એવી બાબતમાં તે અટકાવવાની અથવા જેથી બચાવ કરવાનો તે હાનિ એવી તરેહની તથા એટલીજ નજદીક હતી કે જે કામથી બીજી હાનો થશે હેવો સંભવ છે એમ જાણ્યા છતાં તે કામનું જોખમ માથે લેવું એ કાએદેસર અથવા માફ કરવા જેવું ગણાય, એ હકીકતની બાબત છે.

## દ્રષ્ટાંતો.

(अ) એક આગબોટના કપતાન अ ને, એકાએક તથા પોતાની તરફની કાંઈ ભુલ અથવા ગફલત વિના, એમ દીઠામાં આવે કે હું એવી સ્થિતિમાં આવી પડ્યો છું કે જો હું માહારા વાહાણનો મારગ બદલું નહી તો તેને હું અટકાવી શકું તે પેહેલાં, ૨૦ અથવા ૩૦ ઉતારૂ વાળી એક ब હોડીને એ વાહાણ લાગીને જરૂર નીચે બેસાડી દેશે, અને જો હું મારગ બદલું તો માત્ર ૨ ઉતારૂવાળી એક क હોડી નીચે બેસાડી દેવાનું જોખમ માથે લેવું પડે, અને તે હોડી એવી છે કે બને તો બચી પણ શકે હવે એ ઠેકાણે क હોડી નિચે બેસાડી દેવાના ઈરાદા વગર, તથા સુધબુધિથી, ब હોડી માંહેના ઉતારૂઓને બચાવવાના હેતુથી, જો अ પોતાનો મારગ બદલે, તો, જે કામ કરેથી क હોડી નિચે બેસી જસે એવો સંભવ છે એમ જાણ્યા છતાં તે કામ કરેથી क હોડી નિચે બેસી જાય તો પણ, अ એ કાંઈ ગુનો કીધો એમ સમજવું નહી; પરતુ હકીકતની બાબત દાખલ એમ માલમ પડવું જોઈએ કે જે ભયમાંથી બચવાનો તેણે ઈરાદો કરચો તે એટલો મોહોટો હતો કે, તેને લીધે તેણે क હોડી નીચે બેસાડી દેવાનું જોખમ માથે લીધું તે માફ થઈ શકે.

(ब) એક મોહોટી આગમાં अ લોકોનાં ઘરો તોડી પાડે, એટલા સારૂ કે તે આગ પથરાતી અટકે; અને એ કામ તે, સુદ્ધબુધીથી માણસની જિંદગી અથવા મિલકત બચાવવાના ઈરાદાથી કરે, તો એ ઠેકાણે, જો એવું માલમ પડે કે અટકાવવાની હાની એવી તરેહની તથા એટલી નજદીકની હતી કે તેથી अ નું કામ માફ થાય તો, अ એ એ ગુનોહ કીધો એમ સમજવું નહી.

**ટીકા**—દ્રષ્ટાંત ધ્યાનમાં લેઈએ તો "જો કાંઈ વસ્તુ હાનિ કરવાના સાપરાધ ઈરાદા વગર કરી હોય" એ શબ્દોનો એવો અરથ થવો જોઈએ કે, જે થવાનું છે એમ તે જાણે છે, તેનો તેણે ઈરાદો રાખ્યો હતો; અને તેનો નીચે પ્રમાણે નિરણય થાય, જેમકે કોઈ માણસ સાધારણ રીતે એમ માને કે બીજા શખ્સને હાનિ તો થવાનીજ અને પ્રમાણીકપણે એવું કૃત્ય કરે અને તે પોતે જાણે કે તેથી થોડી પણ હાનિ થશે, તો જે હાનિ બચાવ ... થઈ ... વાસ્તે તે જવાબદાર નથી; જેમકે ઉદાહરણ, કોઈ જનરલ સાહેબ પોતાની ટુકડીના બીજા માણસો સહી સલામત જાય તેને માટે, થોડાં માણસોને એક બાબતની પાસે મોકલ્યાં, તે સ્પષ્ટ જાણતો કે મોકલેલાં માણસો બળી જશે.

એક તાડીવાળાની તાડીમાંથી કોઈ શખ્સ હમેશાં તાડી ચોરી જતો, તે ચોરને પકડવા માટે પેલા તાડીવાળાએ તાડીના વાસણમાં એક એવા જાતનો રસ રેડ્યો, કે જે રસ પે તે એવું જાણતો કે જો કોઈ મનુષ તે પીશે તો તેનું મૃત્યુ થશે. પેલી તાડી પેલા ચોરે કોઈ સોબતીઓને વેચી અને પીનારને હાની થઈ; તે ઉપરથી તેને પીનલકોડની કલમ ૩૨૮ મુજબ ગુન્હેગાર ઠરાવ્યો અને એવું કહ્યું કે તેને કલમ ૮૧ નો લાભ મળી શકે નહી (રાણી વિરૂદ્ધ ધનીઆ. ૫ મું. હા. કો. ૫૯.)

હવે એક અગત્યનો પ્રશ્ન એ છે કે પોતાને હાની થતી અટકાવવાને કોઈ શખ્સ બીજાને હાની કરી શકે કે નહીં? જેમકે, કોઈ શખ્સ ભુખે મરતો હોય તો શું તે ચોરી

કરે? એવું ઠરાવ્યું કે તેમ કરી શકે નહી, પણ તેની સ્થિતિ શિક્ષા કમી કરવાને ધ્યાનમાં લેવાય.

જે બાબતમાં "ઈંગ્લીશ લૉ" થી બીજા માણસના હકને જો પોતાના ફાયદાને વાસ્તે નુકશાન કરે તે છતાં પણ લાભ મળે તે એ છે કે, જેમ કોઈ દરિયામાં તોફાન થવાથી વહાણ ભાગી જાય. તે વહાણના એક પાટીઆ ઉપર બે ચાર શખસ અકસ્માતે આવી જાય. અને જો તે પાટીયું ચારે માણસને રાખી શકે તેમ ના હોય, અને જો તેમાંના બીજા માણસોને દરીયામાં ધકેલી મુકીશ નહી, તો મારૂં મોત બેશક થશે એવી સ્થીતિમાં કોઈ માણસ મજકુર માણસોને ધકેલી મુકે તો તે ગુન્હેગાર થતો નથી. કેમકે કાયદાની એક કહેવત છે કે કોઈ માણસને કાંઈ કરવાની જરૂર પડે અને તે જરૂરની રૂઈએ તે કૃત્ય કરે તો તે જરૂરથી તેને માફી મળે છે.

તેમજ કોઈ શેહેર ઉપર ઘેરો ઘાલ્યો હોય તો સર્વની સહી સલામતીને વાસ્તે શેહેર માંના ખોરાકની બરોબર વહેંચણી કરવી જોઈએ.

*૭ વરસથી ઓછી ઉમરના બાળકે કરેલું કામ.*

૮૨. સાત વરસથી ઓછી ઉમરનાં બાળકે કરેલી કાંઈ પણ વસ્તુ ગુનો છે એમ સમજવું નહી.

*૭ વરસથી વધારે અને બાર વરસથી ઓછી ઉમરનું બાળક જેની અકલ જોઈએ એટલી પુખ્ત થઈ નથી તેનું કામ.*

૮૩. સાત વરસથી વધારે અને બાર વરસથી ઓછી ઉમરનું બાળક, જેની અકલ તે વખતે પોતાની ચાલ કેવી છે તથા તેથી શું પરિણામ થશે એ બાબત વિચાર કરી શકે એટલી પુખ્ત થઈ નથી તેણે કરેલી કાંઈ પણ વસ્તુ ગુનો છે એમ સમજવું નહી.

ટીકા—ઈંગ્રેજી કાયદા પ્રમાણે જીંદગીના ત્રણ ભાગ ઠરાવ્યા છે. સાત વરસ સુધીની ઉમરમાં કોઈ પણ ગુન્હો થઈ શકે નહી, અને કલમ ૮૨ માં તેમ ફરમાવ્યું છે. ૧૪ વરસની ઉમર પછી સાપ્રાધ જોખમદારી પુખ્ત ઉમરના માણસની માફક છે. કલમ ૮૩ માં આ વખત બે વરસ ઓછો કરી નાખ્યો છે. પછીના વખતને વાસ્તે સાપ્રાધ જોખમદારી મનની સ્થિતિ ઉપર આધાર રાખે છે.

ઈંગરેજી કાયદા પ્રમાણે ૧૪ વરસનું છોકરૂં બળાત્કારનો ગુન્હો કરવાને તદન નાલાયક છે. પણ તે મહત્વ અહી લાગુ પડે કે નહી તે સવાલ છે. છોકરીઓ ઉપર ગુન્હા થાય છે તેની બાબતમાં કેટલાક વિદ્વાનોનો એવો અભિપ્રાય છે કે યુરોપ કરતાં હિંદુસ્તાનમાં છોકરાઓની પુખ્ત ઉમર થવાને બે વરષ ઓછાં ગણે છે. જેમકે યુરોપમાં જો ૧૪ વરસે પુખ્ત ઉમરે આવે તેમ ગણાતું હોય તો હિંદુસ્તાનમાં ૧૨ વરસે આવે એમ સમજવું. જેમકે કોઈ ૧૦ વરસની ઉમરના બાળક ઉપર ફક્ત ત્રણ વરસની છોકરી ઉપર બળાત્કાર સંભોગ કરવાનો આરોપ મુક્યો હોય, તો કોરટે એવું ઠરાવ્યું કે તે ફક્ત "કોશેશ કરી", એવું સાબીત થાય અને ગેરવરતણુક તરીકે ફક્ત ૧ વરસ કેદની શિક્ષા કરી, જુઓ કરીમ વિરૂદ્ધ મોહન. ૧ મ. ડા. ૧૯૦, ૬૩૬.

છોકરાએ કોઈ કૃત્ય કરયું હોય તેને વાસ્તે આ કાયદામાં કાંઈ શિક્ષા બતાવી નથી, કેમકે જો કે જે કૃત્ય કરયું છે તે છોકરૂ જાણતું હોય તોપણ તેની એવી સમજ નથી કે જે કૃત્ય થયું છે તે ગુન્હો છે, અને તેથી કરીને તેનો સાપ્રાધ તે કૃત્યના જાણવા ઉપર આધાર રાખતો નથી, પણ તેનો કેવો ગુણછે તે જાણવા ઉપર આધાર રાખેછે. (મેકફરસન)

દીવાના સખ્સનું કામ.

૮૪. જે સખ્સ કાંઈ કામ કરતી વખતે, દીવાનગીના સબબથી, હું કેવી રીતનું કામ કરૂ છુ એ અથવા જે કામ હું કરૂછું તે ખોટુ છે અથવા કાયદાથી ઉલટુ છે એવુ જાણી શકતો નથી, તેનું કરેલું તે કામ ગુનાહ છે એમ સમજવું નહી.

ટીકા—કાયદાનો એવો મુળતત્વ છે કે જો ઉલટું સાબીત થાય નહી તો દરેક મનુષ્ય પુખ્ત ઉમરે હોય તે વખતે જે જે કૃત્ય કરે તે સમજીને કરે છે અને તેથી કરી તેને વાસ્તે જવાબદાર થાય. અને જો કોઈ ગાંડા માણસમાં કોઈ કોઈ વખત સમજ હોય તો જે કૃત્ય કરે તે તેણે જે વખતમાં સમજ હતી તે વખતે તે કૃત્ય કરયું એવો અનુમાન થઈ શકે છે પણ કદાપી જો એવું સાબીત થાય કે તેણે જે કૃત્ય કરયું તે વખતે તેનો સ્વભાવ સમજ શકતીમાં નહોતો એવું સાબીત થાય તો ઉપર પ્રમાણે અનુમાન થઈ શકે નહી.

સમજ શકતીની ખામી ત્રણ જાતની છે. તે એ કે ઘેલછા, દીવાનાપણું, અને હસ્તકૃત્ય અથવા થોડો વખત ચાલે તેવી ખામી જેમકે અફીણ ખાવાથી દારૂ પીવાથી, વીગેરે થાય તે.

કોઈ મુરખ અથવા દીવાનો સખ્સ પોતાના કૃત્યનો વાકેફ હોય તે છતાં પણ જો ખબરદાર થઈ શકતો નથી, કેમકે તે કૃત્ય કેવા પ્રકારનું છે અથવા તેનો કેવો ગુણ છે તે જાણતો નથી. કેટલાક દીવાના માણસોમાં તે કૃત્ય કેવા પ્રકારનું છે, તે જાણવાની પુરતી શકતી હોય છે, તે છતાં પણ જો તે એવું જાણતો હોય નહી કે પોતે જે કૃત્ય કરે છે તે ગેરવ્યાજબી અથવા કાયદામાં ફરમાવ્યા પ્રમાણે ઉલટાં છે, તો તેઓ જવાબદાર થતા નથી જેમકે એક સાધારણ ઉદાહરણ તરીકે: જેમકે કોઈ શખ્સ ખેભાનીમાં એમ ધારે કે સામો માણસ મારા જીવ લેવાની તઈયારીમાં છે અને તેથીકરીને પોતાનો બચાવ કરવાને તે મનુસ્યનું અત્ય કરે, તો તે જવાબદાર થતો નથી. પણ જો તેની કલ્પના એવી હોય કે મરનારે મને ઇજા કરી અથવા મારા કોઈ સગાને ઈજા કરી અને તેનું વેર લેવાને જો પોતે તેનું અત્ય કરે તો તેવી બાબતમાં બેશક તે જવાબદાર થાયજ.

ખુનના તોહોમતના ગુન્હામાં અને શરીર સંબંધી ગુન્હાઓમાં બચાવ તરીકે દીવાનાપણું બતાવી શકાય છે.

કોઈપણ શખ્સ ઉપર જ્યારે ગુન્હો કરયાનું તોહોમત મુકવાંમાં આવ્યું હોય તે વખતે જો તે દીવાનો હોય તો તેની તપાસ કોઈ માજીસ્ટરેટ કરી શકે નહી, પણ તેના ગાંડાપણાની વાત બાબત તે માજીસ્ટરેટે ચોકસી કરવી અને તે જીલ્લાના સીવીલસરજન પાસે અથવા સ્થાનિક સરકાર ફરમાવે એવા બીજા વઈદક અમલદાર પાસે તે શખ્સની પરિક્ષા કરાવવી અને તે ઉપરથી સદરહુ સરજન અથવા બીજા અમલદારની શાહેદ દાખલ જુબાની લેવી અને તે જુબાની લખી લેવી.

જ્યારે જ્યારે કોઈ માણસને એવા કરિણો ઉપરથી બિન તકસીરવાર ઠરાવવામાં આવે કે તેણે જે વખતે કાંઈ ગુન્હો કરયાનું કેહેવામાં આવ્યું હોય; તે વખતે તે ગાંડો હોવાને લીધે, તેનું જે કૃત્ય ગુન્હો થાય છે એવું કેહેવામાં આવ્યું હોય તે કૃત્યનો પ્રકાર જાણવાને અશકત હતો, તો એવું વીશેશે કરીને જણાવવું જોઈએ કે તેણે તે કૃત્ય કરેલું કે નહી.

એવા ગાંડા માણસના કેસમાં સ્થાનીક સરકારને રીપોર્ટ કરવો જોઈએ, અને સ્થાનીક સરકાર પછીથી ગાંડા માણસના આશ્રય સ્થાનમાં, અથવા તુરંગમાં, અથવા તેની સહોસલામતી જાળવવાને તેના કોઈ મીત્રને સોંપશે.

પોતાની ખુસી ન છતાં ખએલી કેફના સબબથી જે સખસ વિચાર કરવાને અશકત થયો છે તેનું કામ.

૮૫. જે શખ્સ કાંઈ કામ કરતી વખતે; કેફના સબબથી હું કેવી રીતનું કામ કરૂ છું એ, અથવા હું જે કામ કરૂછું તે ખોટુ છે અથવા કાયદાથી ઉલટુ છે એવું, જાણી શકતો નથી, તેનું કરેલું તે કામ ગુનોહ છે એમ સમજવુ નહી; પણ જે વસ્તુથી તેને કેફ ચહડી તે વસ્તુ તે ન જાણે એમ અથવા તેની ખુશી ન છતાં તેને ખવાડી હોય તો.

ટીકા—જાણી બુજીને કેફ કરી હોય તો તેણે કરેલા ગુન્હાની માફી મળી શકે નહી. પણ જો કોઈ શખ્સને યુકતીથી અથવા દગો ફટકો કરીને કેફી કરયો હોય અથવા અજાણથી કેફી કરયો હોય, (જેમકે કોઈ ડાકતર ભુલથી કાંઈ ઓસડ આપે અને તે ઓસડમાં કેફી કરવાનો ગુણ હોય) અથવા કોઈ શખસના જાણવામાં ના આવે તેવી રીતે કોઈ બીજાં સાધનથી કેફી કરયો હોય અથવા તેની મરજી ઉપરાંત તેને કેફી કરયો હોય, એવી હકીકતોમાં જો ગુન્હો કરે તો તેને માફી મળી શકે છે. તેની કેફ એટલે બધે દરજ્જે ચઢી જવી જોઈએ કે તે જે કૃત્ય કરે છે તે કેવા પ્રકારનું છે અને તે ગુન્હો થઈ શકે તેવું છે, એવું તે બીલકુલ જાણી શકે નહી એમ હોય તો તે બચી જાય.

પોતાની મેળે કેફ કરી ગુન્હો કરે તો તેને આ કલમનો લાભ મળી શકતો નથી. કેમકે કાયદાનો એવો મુળ તત્વ છે કે કોઈ શખ્સ કેફ કરી કાંઈ કૃત્ય કરે તો તેણે જાણે કે કેફ કરી નહી હતી, અને ગુન્હો કરયો છે, એમ ગણવું જોઈએ.

જે ગુનાહમાં અમુક ઈરાદો અથવા ગ્નાન જોઈતુ હોય, તે ગુનો જેને કેફ ચડી હોય એવા માણસે કરેલો.

૮૬. જે જે બાબતોમાં કાંઈ કામ અમુક ગ્નાન અથવા ઈરાદાથી કરયું ન હોય તો તે ગુનોહ ન ગણાય એવુ હોય તે તે બાબતોમાં જે સખસ કેફની હાલતમાં હોઈને તે કામ કરે તે સખસની ઉપર, જાણે તેને કેફ ન ચઢી હોત તો જે ગ્નાન તેને હોત તેજ ગ્નાન તેને હતુ એમ સમજીનેજ, અમલ થવાને તે લાયક થશે; પણ જે વસ્તુથી તેને કેફ ચહડી તે વસ્તુ તે ન જાણે એમ અથવા તેના ખુશી ન છતા તેને ખવડાવી ન હોય તો.

ટીકા—આ કાયદામાં એવું ફરમાવ્યુંછે કે કોઈ શખ્સ જો જાણી જોઈને પોતાની ખુશીથી કેફ કરે અને પછી કાંઈ કૃત્ય કરે તો, જાણે કે તેણે કેફ કરી નહોતી અને સુધિમાં હતો એવુ માનવું જોઈએ માટે જો કોઈ હકીકતો માલમ પડે તો કાયદામાં એવો અનુમાન થઈ શકે તે ખાસ રીતે તેથી વાકેફ હતો, અને તેથી કરીને બચાવમાં, એવું કહી

શકે નહી કે મને તો કેફ ચઢી હતી, જેમકે કોઈ માણસ બીજાને ગોળીથી મારે તો તે એવું કહી શકે નહી કે મને તો કેફ ચઢી હતી અને તેથી કરીને હું જાણતો નોહતો કે મારા હાથમાં પીસ્તોલ હતી અથવા મને ખબર નોહતી કે તે પીસ્તોલ ફોડવાથી મોત થશે, એવુ કહી શકે નહી. તેમજ જો એવી સ્થીતીમાં તે બંદુકનો બાહાર કરે કે જો તે સુધીમાં હોત તો તેના મનમાં કોઈ પ્રકારના ખાસ્તો હેતુ હેત નહી, અને તેથી કરીને એમ કહી શકે નહી કે મને તો કેફ ચડી હતી અને તેથી હું એમ જાણતો કે મારી જીંદગી ભયમાં હતી, પણ ખાસ જ્ઞાન સાબીત કરવાની ફરજ ફરીયાદ કરનાર ઉપર હોય, અને હકીકતો ઉપરથી કાંઈ યોગ્ય અનુમાન થઈ શકતો ન હોય તો, તેવે પ્રસંગે જુદો ધારો લાગુ પડે, જેમકે કોઈ શખસે ખોટો રૂપીયો છે એવુ જાણી તે ચલાવ્યો એવો તેના ઉપર ગુનો મુકવામાં આવ્યો હોય તો, ફરીયાદીએ એવું સાબીત કરી આપવુ જોઈએ કે તે જાણતો હતો કે તે રૂપીઆ ખોટા છે. એમ ધારો કે તે શખસની પાસે બીજા ઘણા ખરા રૂપીઆ હતા અને તેમાં એક ખોટો રૂપીયો પણ હતો અને આ વાત તે બરોબર રીતે જાણતો હતો, તેમ છતાં પણ એવુ સાબીત કરી આપવું જોઈએ કે જે રૂપીઆ તેણે ચલાવ્યા તે ખોટા છે એવુ તે જાણતો હતો.

**જે કામથી મોત અથવા મહાવ્યથા કરવાનો ઈરાદો કરયો નથી, અથવા તે થશે એવો સંભવ જાણ્યામાં નથી, એવું કામ રજામંદીથી કરેલું.**

૮૭. જે વસ્તુથી મોત અથવા મહાવ્યથા કરવાનો ઈરાદો કરયો નથી, અને જેથી મોત અથવા મહાવ્યથા થશે એવો સંભવ છે એમ તે હેનો કરનાર જાણતો નથી, તે વસ્તુ કરવાથી, થતી હાનિ ખમવાની જે સખસે, સાફ રીતે અથવા અરથાંત સમજાય એવી રિતે, રજામંદી આપી હોય, એવા અઢાર વરષથી વધારે ઉમરના કોઈ સખસને કાંઈ હાનિ થાય અથવા કાંઈ હાનિ કરવાનો તે વસ્તુ કરનારે ઈરાદો કરયો હોય, તે હાનિના સબબથી, અથવા એવા જે સખસે તે હાનિનું જોખમ માથે લેવાની રજામંદી આપી હોય તે શખસને તે વસ્તુથી કાંઈ હાનિ થશે એવો સંભવ છે એમ તે વસ્તુ કરનાર જાણતો હોય, તે હાનીના સબબથી, તે વસ્તુ ગુનોહ છે એમ સમજવુ નહિ.

દ્રષ્ટાંત.

**અ** તથા **બ** અમથા રમતને સારૂ એક બીજા સાથે પટા ખેલવાનું કબુલ કરે, તો, એ કબુલતમાં અરથાત હરએકની હેવી રજામંદી સમજાય છે કે વગર દગાબાજીએ તે પટા ખેલતાં જે હાનિ થાય તે ખમવી; હવે **અ** થી વાજબી રિતે ખેલતાં **બ** ને કાંઈ વ્યથા થાય, તો **અ** એ કાંઈ ગુનો કરયો એમ સમજવુ નહી.

**ટીકા**—સાધારણ રીતે બોલીએ તો, પોતાની મિલકત ઉપર અથવા પોતાના શરીર ઉપર કાંઈ ઈજા અથવા નુકશાન સહન કરવાને દરેક મનુષ આપ મુખત્યાર છે. અને આમ પોતે કરવાને બદલે બીજા પાસે કરાવે તો કરનાર કોઈ પણ પ્રકારનો ગુન્હો કરતો નથી. દરેક માણસ પોતાની મિલકત આપી દે અને બીજો જે તેની રજામંદીથી લે તે કાંઈ ચોરી કરતો નથી. પોતે ગમે તે દુઃખ સહન કરે અથવા બીજાના હાથે સહન કરવાની રજા આપે, પણ કાયદા પ્રમાણે બીજાને હાથે પોતાનું ખુન કરવાને અથવા મહાવ્યથા

કરવાને તે રજામંદી આપી શકે નહી.

તેમજ જે કૃત્ય ગુન્હો થાય તેવું કૃત્ય કરવાને કોઈ પણ રજામંદી આપી શકે નહી. જેમકે, કોઈ ઘરનો માલેક પોતાનું ઘર બાળી નાખવાને બીજાને રજામંદી આપે, પણ તેથી કરીને તે ઘરમાં જે માણસ ઊંઘેલાં હોય અથવા બીજાના ઘરમાં જે માણસ હોય તેમને જે નુકશાન થાય, તેમાંથી પેલો બીજો માણસ બચી જતો નથી.

જે કામથી મોત થાય એવો ઇરાદો કરચો નથી, તે કામ, રજામંદીથી, તથા સુદ્ધબુધીથી કોઈ શખસના ફાયદાને માટે કરેલું.

૮૮ જે વસ્તુથી મોત થાય એવો ઇરાદો કરચો નથી તે વસ્તુથી થતી હાનિ ખમવાની અથવા તે હાનિનું જોખમ માથે લેવાની જે સખશે, સાફ રીતે અથવા અરથાંત સમજાય એવી રીતે, રજામંદી આપી હોય, તે સખસના ફાયદાને માટે સુદ્ધબુધ્ધિથી તે કરવામાં તે શખસને કાંઈ હાનિ થાય, અથવા તેને કાંઈ હાનિ કરવાનો ઇરાદો તે કરનારે કરચો હોય, અથવા તેને તેથી કાંઈ હાનિ થશે એવો સંભવ છે એમ તે કરનારે જાણ્યું હોય, તે હાનિના સબબથી તે વસ્તુ ગુનો છે એમ સમજવું નહી.

દૃષ્ટાંત.

અમુક શસ્ત્રક્રિયા કરવાથી ज નું મોત થશે એવો સંભવ છે એમ જાણીને, પણ ज નું મોત આણવાનો ઇરાદો ન કરતાં અને ज કાંઈ દુખકારક રોગથી પીડા પામે છે, તેને ફાયદો થાય એવા ઇરાદાથી, સુદ્ધબુદ્ધિએ, ज ના રજામંદી લઈને, ज ની ઉપર તે શસ્ત્રક્રિયા, अ દાકતર કરે, તો अ એ કાંઈ ગુનોહ કરચો એમ સમજવું નહી.

ટીકા—કોઈ પણ જાતની રજામંદીથી જાણી જોઈને બીજાનું મોત કરી શકાય નહી. પણ જે પુરૂષના ફાયદાને વાસ્તે કોઈ ચીજ કરવામાં આવી હોય તે પુરૂષ એવી રજામંદી આપી શકે કે બીજાએ તે ચીજ કરવી, અને વળી તે પણ એમ તો તેથી મ્રત્યુ થાય. એમ ધારો કે કોઈ શખસ સખત મંદવાડ ભોગવતો હોય અને પોતાના શરીરમાં વાહાડ કાપ કરાવ્યા શિવાય તેનો રોગ મટે નહી, તેમ હોય, અને આમ વાહાડ કાપ કરવામાં તેનું મ્રત્યુ થાય એવો સંભવ હોય, પણ તેમ કરચા શિવાય બીજો ઇલાજ હોય નહી, એમ હોય તે વખતે તે રોગી પુરૂષ વાહાડ કાપ કરવાના જુખમ પોતે લેઈ પોતાની સ્વછ રજામંદી આપે, અને જે શખસ એવી વાહાડ કાપ ઘણી કાળજીથી તથા સંભાળથી કરે અને તેમાંથી મ્રત્યુ થાય તો પેલો ગુન્હેગાર થતો નથી.

વળી કોઈ શખસ ઉપર જો કોઈ જંગલી જનાવરે હલ્લો કરચો હોય અને તે દરમ્યાનમાં પેલો પોતાના મિત્રને તે જનાવર સામે ગોળી મારવાને રજામંદી આપે, અને આવી બાબતમાં પોતે જાણે છે કે પોતાનું મ્રત્યુ થવાનો સંભવ છે, અને પેલો મિત્ર જો તેનો હુકમ માન્ય કરે, તો તે કાંઈ ગુન્હો કરતો નથી.

કોઈ બાળક અથવા દીવાનાના ફાયદા માટે તેના વાલીએ,

૮૯. કોઈ બાર વરસથી ઓછી ઉમરના અથવા દીવાના સખસના ફાયદાને માટે, તે શખસનો જે વાલી હોય અથવા જે બીજા શખસના કાયદેસર હવાલામાં તે સખશ હોય તે, અથવા તેની સાફ રીતે અથવા અરથાંત સમજાય એવી રીતે રજામંદી લઈને કોઈ બીજો

અથવા વાલીની રજામંદીથી બીજા સખસે, સુધબુધથી કરેલું કામ.

શખ્સ, સુદ્ધબુધિથી, કાંઈ વસ્તુ કરે, અને તે વસ્તુથી તે સખસને કાંઈ હાનિ થાય, અથવા તેને કાંઈ હાનિ કરવાનો ઈરાદો તે કરનારે કર્યો હોય, અથવા તેને તેથી કાંઈ હાનિ થશે એવો સંભવ છે એમ તે કરનારે જાણ્યું હોય તો તે હાનિના સબબથી તે વસ્તુ ગુનેહ છે એમ સમજવું નહી; પરંતુ.

શરતો.

પેહેલો.—ઈરાદાથી મોત આણવાને, અથવા મોત આણવાની કોશિસ કરવાને આ અપવાદ લાગુ પડસે નહી.

બીજી—કાંઈ વસ્તુનો કરનાર સખસ એમ જાણતો હોય કે એવો મોત આવે એવો સંભવ છે, તે વસ્તુ મોત અથવા મહાવ્યથા અટકાવવાના, અથવા કાંઈ મોટો રોગ કે અશકતતા દુર કરવાનાં દુર, કરવાનાં કારણથી કાંઈ બીજા કારણથી કાંઈ બીજા કારણ માટે, તે શખ્સ કરે; તેને એ અપવાદ લાગુ પડશે નહી.

ત્રીજી—મોત અથવા મહાવ્યથા અટકાવવાનાં, અથવા કાંઈ મોટો રોગ કે અશકતતા દુર કરવાના, કારણ શિવાય બુદ્ધિપુરવક મહાવ્યથા કરવાને, અથવા મહાવ્યથા કરવાની કોસિશ કરવાને, આ અપવાદ લાગુ પડશે નહી.

ચોથી—જે ગુન્હો કરવાને આ અપવાદ લાગુ પડતો નથી તે ગુન્હો કરવામાં મદદગારી કરવાને પણ એ, લાગુ પડશે નહી.

દષ્ટાંત.

અ. શુદ્ધબુદ્ધિથી, પોતાના બાળકના ફાયદાને સારૂ પોતાના બાળકની રજામંદી શિવાય, તેની પથરી કહડાવવાને તેની જાંગમાં એક દાકતર પાસે ચીરાવે, અને તે એમ જાણતો હોય કે એ શસ્ત્રક્રિયાથી એ બાળકનું મોત થશે એવો સંભવ છે, પણ તે બાળકનો જીવ જાય એવો તેનો ઈરાદો ન હોય, તો અ આ અપવાદમા દાખલ થાય છે કેમકે તેની મતલબ પોતાનાં બાળકનો રોગ જાય એવી છે.

ટીકા—આ કલમની મતલબ એવા છે કે જો તે સહન કરનાર પુખ્ત ઉમરનો અથવા બરેબરી શુદ્ધીનો હોત તેવી વખતે તેણે જે રજામંદી આપી હોય તેની માફક તેના વાલી એ આપેલા રજામંદીની અસર છે. તેથી કરીને જે જે ઠેકાણે રજામંદીની જરૂર છે.અને તે રજામંદી તે પુરૂષ સીવાય બીજા કોઈની હોય, તો રજામંદી આપનાર શખ્સે પોતાની બાબતમાં જેવો વીચાર કરવો જોઇએ, તેવોજ ઘટીત વીચાર કરી રજામંદી આપવી જોઇએ.

કોઈ માબાપ પોતાના છોકરાના ફાયદાના વાસ્તે ધીમથી તેને ચાબુક મારે તો તે કાંઈ ગુન્હો નથી; તેમજ કોઈ માણસ પોતાના છોકરાના ફાયદાને વાસ્તે તેને પુરી રાખે તો તે પણ કાંઈ ગુન્હો નથી; પણ કોઈ શખ્સના ઘર ઉપર મારાઓએ તથા લુટારાઓએ હલ્લો કર્યો હોય અને તે શખ્સ સુદ્ધબુદ્ધિમાં એમ ધારે કે મારી છોકરી તે લુટારાઓના કબજામાં જશે, એવું ધારી, તે પોતે તે છોકરીને મારી નાંખે તો તેને આ કલમના અપવાદનો લાભ મળતો નથી.

હેહેશત અથવા

૯૦. કાંઈ નુકશાનની હેહેસતથી અથવા હકીકતની ખોટી સમજ

ખોટી સમજથી અપાઈ છે એવી જાણેલી રજામંદી બાળક અથવા દીવાના સખ્સની રજામંદી.

થી કાંઈ રજામંદી કોઈ શખ્સથી અપાઈ હોય, અને તે રજામંદી તેવા દેહેસતથી અથવા ખોટી સમજથી અપાઈ છે એમ તે કામ કરનાર શખ્સ જાણતો હોય, અથવા એમ માનવાનું તેને કારણ હોય, અથવા,

જે શખ્સ દીવાનગી અથવા કેફના સબબથી જે કામ બાબત પોતાની રજામંદી આપતો હોય તે કામ કેવા તરેહનું છે તથા તેનો પરીણામ કેવો થશે એ સમજવાને અશકત હોય એવા શખ્સે રજામંદી આપી હોય અથવા, વાકય સબંધી એથી ઉલટું ન દેખાય તો, બાર વરસથી ઓછી ઉમરના કોઈ શખ્સે રજામંદી આપી હોય, તો તે રજામંદીને આ કાયદાની કોઈ પણ કલમમાં લખેલી રજામંદી જેવી સમજવી નહી.

ટીકા.—સ્વતંત્ર અને સમજ ભરેલી રજા મંદી મલવી જોઈએ. એમ ધારો કે કોઈ અજ્ઞાન શખ્સ એમ કહે કે મને તો ગમે તેવું મુશકેલ વાહાડકાપ કરવાનું કામ આવડે છે અને આવું બતાવી રજામંદી મેળવે, તો આવી રજામંદીથી તેને કાંઈ ફાયદો મળતો નથી.

ખોટી સમજથી રજામંદી અપાઈ છે, તેના ઉદાહરણ વાસ્તે રાણી વીરુધ પુનાઈ ફતીમાનો કેસ જુઓ, (૧૨, સબ. ક્રી. ૭ એસ. સો. ૩ બં. બી રી. એ. ક્રી. ૨૫) તે કેસમાં તહોમતવાળો એક બાજીગર હતો, તેણે મરનારને એવી ઉશ્કેરણી બતાવી કે સરપનો ડંશ ઉતારવાનો વીદ્યા મારી પાસે છે, એવું કહીં સાપ કરડવા દીધો હતો, પણ તે ડંશ ઉતારી શકયો નહોતો,

રજામંદી આપનાર શખ્સને થનારી હાનીના સંબંધ વિના પણ જે કામો ગુન્હો છે, તે કામોને ૮૭, ૮૮, તથા ૮૯ મી કલમો માંહેલા અપવાદો લાગુ પડતા નથી.

૯૧. જે શખ્સ રજામંદી આપતો હોય, અથવા જેની વતી રજામંદી અપાતી હોય, તે શખ્સને જે હાની થાય અથવા જે હાની કરવાનો ઇરાદો થયો હોય, અથવા જે હાની થશે એવો સંભવ છે એમ જાણવામાં આવ્યું હોય, તે હાનીના સંબંધ વિના પણ જે કામો ગુન્હા છે, તે કામોને ૮૭, ૮૮ તથા ૮૯ મી કલમોમાંના અપવાદો લાગુ પડતા નથી.

દ્રષ્ટાંત.

(શુદ્ધબુદ્ધિએ કાંઈ સ્ત્રીનો જીવ બચાવવાના હેતુથી ન કરયો હોય, તો) તે સ્ત્રીને તેથી કાંઈ હાની થાય અથવા કાંઈ હાની કરવાનો ઈરાદો કરયો હોય તે હાનીના સંબંધ વિના પણ, ગરભપાત કરવો એ ગુન્હો છે. માટે "તે હાનીના સબબથી, કાંઈ તે ગુન્હો નથી; અને તે સ્ત્રી અથવા તેના વાલીનો રજામંદી લઈને તેનો ગરભપાત કરયો હોય તો તે રજામંદીથી તે કામ નહી ગુન્હો એમ થતું નથી.

કોઈ શખ્સ

૯૨. જે શખ્સના ફાયદાને સારૂં કાંઈ વસ્તુ કરેલી છે તે એવી હાલ

ની વગરરજામં ઠીએ તેના ફાયદા સારૂ શુદ્ધબુદ્ધિ એ કીધેલું કામ કરતો.

તમાં આવી પડ્યો હોય કે તેથી રજામંદી બતાવી શકાતી ન હોય, અને કોઈ વાલી અથવા તેને કાયદેસર હવાલામાં રાખનારો કોઈ બીજો શખસ ન હોય કે તે વસ્તુ કરેથી ફાયદો થાય એ રીતે વખતસર તેની રજામંદી મેળવી શકાય, તો તેવો વેળાએ, શુદ્ધબુદ્ધિથી તે શખસના ફાયદાને સારૂ તેની રજામંદી વગર પણ કાંઈ વસ્તુ કરી હોય તે, તેથી તે શખસને કાંઈ હાની થાય તે હાનીના સબબથી, ગુન્હો છે એમ સમજવું નહી પરંતુ—

પેહેલી—ઈરાદાથી મોત આણવાને, અથવા મોત આણવાની કોશિશ કરવાને, આ અપવાદ લાગુ પડશે નહી.

બીજી—કાંઈ વસ્તુનો કરનાર શખસ એમ જાણતો હોય કે એથી મોત આવે એવો સંભવ છે, તે વસ્તુ, મોત, અથવા મહાબ્યથા અટકાવવાથી, અથવા કાંઈ મોટા રોગ કે અશક્તતા દુર કરવાનાં કારણથી કાંઈ બીજાં કારણ માટે તે શખસ કરે, તેને આ અપવાદ લાગુ પડશે નહી.

ત્રીજી—મોત અથવા બ્યથા અટકાવવાનાં કારણથી કાંઈ બીજાં કારણ માટે બુદ્ધિપુરઃ બ્યથા કરવાને અથવા બ્યથા કરવાની કોશિશ કરવાને, આ અપવાદ લાગુ પડશે નહી.

ચોથી—જે ગુન્હો કરવાને આ અપવાદ લાગુ પડતો નથી, તે ગુન્હો કરવામાં મદદ ગારી કરવાને પણ એ લાગુ પડશે નહી,

દૃષ્ટાંત.

(અ) ક પોતાના ઘોડાપરથી પડીને બેહોશ થઈ જાય, અને તેવામાં અ દાકતર ત્યાં આવી પોહોંચે ને તેના વિચારમાં એમ આવે કે ક ની ખોપરી કાપવી જોઈએ, પછી ક ને વિચાર કરવાની શકતી પાછી આવતાં પેહેલાં અગર અ ક, નું મોત આણવાના ઈરાદાથી નહી, પણ સુબબુધિથી ક ના ફાયદાને માટે ક ની ખોપરી કાપે, તો અ એ કાંઈ ગુનોહ કરયો એમ સમજવુ નહી.

(બ) ક ને એક વાઘ લેઈ જાય છે. તે જોઈ તે અ તે વાઘને તાકીને ગોળી મારે; અને તે ગોળીથી ક નો જીવ જાય એવો સંભવ છે એમ જાણીને, પણ ક નો જીવ લેવાના ઈરાદાથી નહી, અને સુબબુધિએ ક ને ફાયદો કરવાના ઈરાદાથી તે ગોળી મારે, અને તેની ગોળીથી ક ને તેનો જીવ જાય એવુ જખમ લાગે, તો અ એ કાંઈ ગુનોહ કરયો એમ સમજવુ નહી.

(ક) એક બાળક એકાએક એવી આફતમાં આવી પડે, કે તેની ઉપર તુરત કાંઈ શસ્ત્રક્રિયા ન થાય તો તેનો જીવ જાય એવો સંભવ હોય, અને તે બાળકના વાલીની રજા લેવાની વેળા ન હોય એવી હાલત જોઈને તે બાળકના કાલાવાલા પર નજર ન રાખતાં, સુબબુધિએ, તે બાળકના ફાયદાને માટે અ દાકટર તે શસ્ત્રક્રિયા કરે, તો અ એ કાંઈ ગુનેહ કરયો એમ સમજવુ નહી.

(ડ) એક ઘરને આગ લાગી છે. તે ઘરમાં અ છે તથા ક બાળક છે. એવામાં લોક નિચેથી એક ચાદર પોહોળી કરીને પકડી રહે, અને અ તે બાળકને તે ઘરના

છાપરાપરથી નિચે નાંખે, હેવુ ઠનાણીને કે નિચે પડેથી એ બાળકનો જીવ જાય
એવો સંભવ છે, પણ તે બાળકનો જીવ લેવો એવો તેનો ઇરાદો ન હોય,
અને સુધબુધીએ તે બાળકને ફાયદો કરવાનો ઇરાદો તેણે કરચો હોય, તો એ કે
કાણે અગર પડવાથી તે બાળકનો જીવ જાય તો પણ, અ એ કાંઈ ગુનોહ
કરચો એમ સમજવુ નહી.

ખુલાસા—ફકત પઈશાની તરફનો ફાયદો થતો હોય, તેને ૮૮, ૮૯ તથા ૯૨ મી કલ
માના અરથ પ્રમાણેનો ફાયદો સમજવો નહી.

સુધબુધિએ કાંઈ કહેવું.

૯૩. કોઈ સખસના ફાયદાને સારૂ તેને સુધબુધિએ કાંઈ કહેવા
માં આવે, અને જો તેથી તે શખ્સને કાંઈ હાનિ થાય, તો, તે હાનિ
ના સબબથી તે કહેવું ગુનોહ છે એમ સમજવું નહી

દૃષ્ટાંત.

એક માંદા માણસને તેનો ડાકતર અ શુદ્ધબુદ્ધિએ પોતાનો અભિપ્રાય કહે કે તુ જીવી
શકવાનો નથી, અને તે હેબકથી તે માંદો માણસ મરી જાય, તો અગર અ ને
ખબર હતી કે એ પ્રમાણે કહેવાથી તે માંદા માણસનું મોત થાય એવો સંભવ છે
તોપણ, અ એ કાંઈ ગુન્હો કરચો એમ સમજવું નહી.

ટીકા.—જે કૃત્યથી મોત થવાનો સંભવ છે, તેના કૃત્યનો બચાવ થઈ શકે નહીં. અ
ને તેથી કરીને જો કોઈ શખ્સ, કોઇ સ્ત્રી ઉપર બળાત્કાર થતો અટકાવવાને તેનું મૃત્યુ
કરે, અથવા કોઈ માણસને ફાંશાએ જતો અટકાવવાને તેને ઝેર આપી તેનું મૃત્યુ કરે, તો
તેને આ અપવાદનો લાભ મળતો નથી. પણ જો કોઈ સ્ત્રીનો બચાવ કરવાને, તેના પેટ
માંનું છોકરૂં બરોબર રીતે નહીં અવતરતુ હોય અને કોઈ કૃત્ય કરવામાં તે છોકરાંનું મોત થા
ય તો તે ગુન્હો નથી.

તેમજ ફકત પઈશા સબંધી ફાયદો એ ફાયદો ગણી શકાય નહીં. એક વીચીત્ર કે-
સમાં એમ બન્યું કે, કોઈ શખ્સને કોઈ મીલકતમાં જીંદગી પરયંતનો હક હતો, તેણે તે
મીલકત પોતાનાં છોકરાંને આપી અને બાકીની પોતાને મળે એવી રીતે હતું; તેણે પોતા
ની મીલકત ઉપર જામીન તરીકે કાંઈ નાણાં ઉછીતાં લેવાનો વીચાર કીધો. તેને કાંઈ છો
કરાં હતાં નહીં, પણ થાય એવો સંભવ હતો તેથી કરીને જામીન લેવામાં આવ્યા નહો-
તા. અને જો છોકરા ના થાય તો સઘળી મીલકત પોતાનેજ રેહે એવો કરાર થયો હતો;
ત્યારે હવે છોકરાં શી રીતે ના થાય તેને વાસ્તે તેણે એક યુકતી સાધી કહાડી. તેણે એમ
કરયું કે પોતાની ઇંદ્રી પોતે કાપી નાંખી અને ફાતડો બન્યો, જેથી કરીને છોકરાં થવાનો
બીલકુલ સંભવ રહયો નહીં. પણ આવું કૃત્ય આ કાયદા પ્રમાણે ગેર કાયદેસર કેહેવાય. રા
ણી વીરૂધ બાબુલન હોજરા.

જે કામ કોઈ શખ્સને કરથી ક રવું પડે.

૯૪. ખુન તથા રાજ્ય વિરૂદ્ધ જે ગુન્હાઓને માટે મોતની શિક્ષા
ઠરાવેલી છે તે ગુન્હાઓ શિવાય, જે કામ કોઈ શખ્સને કાંઈ ધમકી
ને લીધે કરવું પડે અને તે ધમકી એવી હોય કે જેથી, તે કામ કરતી
વેળાએ, તે શખ્સના મનમાં કારણસર એવી દેહેસત પેદા થાય કે જો
હું એ કામ નહી કરીશ તો મારૂ તાત્કાલિક મોત થશે, તો તે કામ

ગુન્હો છે એમ સમજવું નહી, પણ તે કામ કરનાર શખ્સ પોતાની ખુશીથી અથવા પોતાને તાત્કાલિક ઘાત કરતાં કાંઈ ઓછી હાનિની કારણસર દેહેસતથી, એવી હાલતમાં પોતે આવ્યો હોય કે તેથી તેની ઉપર તે દાબ થયો હોય એમ ન થવું જોઈએ.

ખુલાસો ૧ લો—જે શખ્સ પોતાની ખુશીથી; અથવા માર મારવાની ધમકીના સબબથી, આ માણસો ડાકાઈટ છે એમ જાણીને, તે ડાકાઈટોની ટોળીમાં ભળે, અને પછી કાયદા મુજબ ગુન્હો હોય એવી કાંઈ વસ્તુ તેના ઘાપતીઓના જોરથી તેને કરવી પડે, તો તેને આ અપવાદનો ફાયદો મળી શકતો નથી.

ખુલાસો ૨ જો—કોઈ શખ્સને ડાકાઈટોની એક ટોળી પકડે, અને તેને તુરત મારી નાખવાની ધમકી દેખાડીને કાયદા મુજબ ગુન્હો હોય એવી કાંઈ વસ્તુ તેની પાસે કરાવે, જેમકે કોઈ લુહાર પાસે તેના હથિયાર લેવાડીને પોતે કોઈ ઘરમાં પેશીને તે લુટી લેવા સારૂ તે ઘરનાં બારણાં ઉઘડાવે, તો તેને આ અપવાદનો ફાયદો મળી શકે છે.

ટીકા—કાયદાનો એવો ફરમાન છે કે કોઈ રાજ્યની સામે ગુન્હો કરવાના કરતાં અથવા કોઈ નીરપરાધી મનુશ્યનું ખુન કરવાના કરતાં, પોતે મરવું એ ઘણું સારૂ છે. પણ ખુન અને રાજ્યની સામેના ગુન્હા શિવાય બીજા ગુન્હાઓને વાસ્તે, એ પુરતુ કારણ છે કે તે કૃત્ય જોર જુલમથી અથવા પોતાની જીંદગી બચાવવાને વાસ્તે કરવામાં આવ્યું હતું; જેમકે કોઈ લુહારને એક બલવાખોરની ટુકડીએ પકડ્યો અને કોઈ ઘરનું તાળુ તોડવાને ફરમાવ્યું અને એવી દેહેસત આપી કે જો તું તાળુ તોડીશ નહી તો અમારા હાથમાં ઉઘાડી તરવાર છે તેથી તારૂ માથુ કાપી નાખીશું. આવી વખતે પેલો લુહાર જે કૃત્ય કરે, તે માફ થઈ શકે તેવું છે, કેમકે તે સારી રીતે સમજે છે કે જો પોતે તેમના હુકમને માન્ય કરશે નહી તો એક ક્ષણમાં પોતાનો જીવ જશે.

તેમજ ઘાતની ખરેખરી અને ચાલુ રહે તેવી ધમકીથી કોઈ શખ્સ કોઈ ફીતુરમાં દાખલ થાય તો તે પણ માફ થઈ શકે, જેમકે બલવાખોરોને આશ્રય આપે, અને વળી તેમની સાથે સામેલ થાય. પણ ઘર અથવા માલને નુકશાન કરવાની ધમકી આપે, તો આવી ધમકીથી જે કૃત્ય કરે તે માફ થઈ શકે નહી.

તેમજ પોતાની જીંદગી બચાવવાને કોઈ શખ્સ કોઈ કૃત્ય પોતાની મરજીથી કરે તેને આ કલમનો લાભ મળતો નથી, જેમકે વહાણમાં પોતે બેઠેલો હોય અને તેવામાં વહાણ ડુબવાની તઈયારીમાં હોય, તે વખતે બીજો મછવો, જેમાં ઘણોજ ભાર ભરેલો હોય, તેમાં કુદકો મારી તે મછવાનાં માણસોનો નાશ કરવો.

જુજ હાનિ થાય એવું કામ. ૯૫. કાંઈ વસ્તુથી કાંઈ હાનિ થાય અથવા કાંઈ હાનિ કરવાનો ઈરાદો કરયો હોય અથવા કાંઈ હાનિ થશે એવો સંભવ જાણ્યામાં હોય પણ તે હાની એટલી જુજ હોય કે સાધારણ સમજ તથા સ્વભાવનો કોઈ સખસ તે હાની બાબત ફરિયાદ કરે નહી, તો તે હાનીના સબબથી તે વસ્તુ ગુનેહ છે એમ સમજવુ નહી.

ટીકા—આ કલમ પ્રમાણે જુજ હાની એ ગુન્હો નથી. આ કાયદાની વાખ્યા પ્ર

માણે, કોઈ શખ્સના સહીના ખડીયામાં કલમ બોળવી એ ચોરી છે, કાગળના વેફર જેવો એક ચીજ ભાગવી એ બિગાડ છે, એક માણસની પાસે ઘોડે સ્વાર થઈ જતાં એક દમ તેના ઉપર ધુળ ઉડે એ હુમલો છે, ગાડીમાં બેસતાં એક માણસને દાબીને બેસવું એ બથા છે; આવો જુજ બાબતો કાયદો ધ્યાનમાં લેતો નથી. કેમકે મનુષ મંડળીમાં રેહેતાં દરેક શખ્સ એવા અસંખ્ય ગુન્હા કરે છે, અને આવા ગુન્હા દરેક માણસ વારાફરતી કરેછે અને સહન કરે છે.

જેમકે, સરકારી નીરૂપયોગી જમીન ઉપર કોઈ ઝાડ ઉગેલું હોય, અને તેનું ફળ જેની કીંમત ફકત ૩ પાઈ હોય, એવું ફળ તોડવાને વાસ્તે કેદીને સાત દિવશની કેદની શિક્ષા કરી હતી પણ મુંબાઈની હાઈકોરટે તે રદ કરી, કેમકે જુજ હાની એ ગુન્હો નથી. રાણી વિ. કાળીયા, ૫ મું. હા. કો. ૩૫. જો કોઈ ખાનગી પુરૂષનું તે ઝાડ હોત તો તેવે ઠેકાણે તે કેસ જુદોજ થાત.

છાતી ઉપર છત્રીનો ઝપાટો મારી જે દુઃખ કરવામાં આવ્યું હતું, તેને આ કલમ પ્રમાણે નજીવું ગણવામાં આવ્યું નહોતું, અને વળી જો કે તેનાથી વધારે ઈજા થઈ નહોતી. બંગાળાની તોપણ સરકાર વિરૂદ્ધ શેવ ગુલામ. ૨૪ સપ. ક્રિ. ૬૭.

### ખાનગી બચાવના હક બાબત.

ખાનગી બચાવમાં કરેલી કાંઈ પણ વસ્તુ ગુન્હો નથી.

૯૬. ખાનગી બચાવનો હક અમલમાં લાવતાં કરેલી કાંઈ વસ્તુ ગુન્હો છે એમ સમજવું નહીં.

આ કલમથી તે કલમ ૧૦૬ સુધીની કલમો ખાનગી બચાવને સારૂ છે.

ટીકા—કોઈ શખ્સ રાત્રે બીજાની સ્ત્રિ સાથે સંભોગ કરવાને વાસ્તે તેના ઘરમાં પેઠો, તે સ્ત્રીના ધણીએ પેલાને ખુબ સખત માર મરયો, તેમાં એવું ઠરયું કે મોત શિવાયનું બીજું ગમે તે કૃત્ય ખાનગી બચાવમાં કરવા તેને ઘટીત હતું. રાણી વિરૂધ ધાંમણ ૨૦. સપ. ક્રિ. ૩૬.

શરીર તથા મિલકતના ખાનગી બચાવનો હક.

૯૭. હરએક શખ્સને નીચે લખેલા બચાવ કરવાને હક છે પણ તે હકને ૯૯ મી કલમમાં લખેલી હદો લાગુ પડે છે:--

પેહેલો--શરીર સંબંધી કોઈ પણ ગુન્હાથી પોતાના અથવા બીજા કોઈ પણ શખ્સના શરીરનો બચાવ.

બીજો--ચોરી, અપહરણ, બિગાડ, અથવા સાપ્રાધ પ્રવેશ, એ ગુન્હાઓનાં લક્ષણોમાં દાખલ થઈ શકે, એવો ગુન્હો જે કામ હોય અથવા જે કામ ચોરી, અપહરણ, બિગાડ, અથવા સાપ્રાધ પ્રવેશ કરવાની કોશિશ હોય, તે, કામથી પોતાની અથવા બીજા કોઈ પણ શખ્સની સ્થાવર કે જંગમ મિલકતનો બચાવ.

દીવાના શખ્સ વગેરેનાં કામથી ખાનગી બચાવ.

૯૮. જે કામ બીજી હાલતમાં થએલો અમુક ગુન્હો ગણાય, એવું હોય, તે તો તે કામના કરનારની નાહાની ઉમરના, બુદ્ધિની કાચાઈના, અથવા દીવાનગીના સબબથી, અથવા તેને કેફ ચડી હોય,

ને ૯૮. અથવા તે શખ્સની કાંઈ ખોટી સમજ હોય તે સબબથી, તે ગુન્હો થઈ શકતું ન હોય, તોપણ જાણે તે કામ તે ગુન્હો હોય એવી રીતે તેથી ખાનગી બચાવ કરવાનો હરએક શખ્સનો તેવોજ હક છે.

દૃષ્ટાંતો.

(અ) દીવાનગીના જોરથી ય, અ નો જીવ લેવાની કોશિશ કરે, તો ય એ કાંઈ ગુનો હ કરયો એમ સમજવું નહી પણ ય ડાહ્યો હોય હેવીજ રીતે ખાનગી બચાવ નો અ નો હક છે.

(બ) જે ઘરમાં પેસવાનો અ નો કાયદા પ્રમાણે હક છે તે ઘરમાં અ રાતને વખતે પેસે. ય, સુબુધિએ, અ ને ઘર ફોડનારો સમજીને અ ની ઉપર હુમલો કરે, તો એ ઠેકાણે આ ખોટી સમજને લીધે અ ની ઉપર હુમલો કરવાથી ય એ કાંઈ ગુનો કરયો એમ સમજવું નહી પણ ય તે ખોટી સમજથી કામ ન કરતો હોય એવીજ રીતે યની સહામાં ખાનગી બચાવનો અ નો હક છે.

કિયાં કામોથી ખાનગી બચાવ કરવાનો હક નથી.

૯૯. પેહેલી—જે કામથી મોત અથવા મહાબ્યથા થવાનો કારણસર ભય ઉત્પન થતો નથી એવું કાંઈ કામ કોઈ સરકારી નોકર પોતાના ઓહોદાની રીતથી સુદ્બુધિએ અમલ કરતાં જો કરે અથવા કરવાની કોશીશ કરે, તો, પછી તે કામ બરાબર કાયદા મુજબ ન હોય તો પણ, તે કામથી ખાનગી બચાવનો હક નથી.

ટીકા—જેમકે કોઈ ચોરાએલી મિલકતની તપાસ કરવાને કોઈ પોલીસ અમલદારે વારંટ શિવાય ઘરમાં પ્રવેશ કરવાનો યત્ન કરયો, તેમાં એવું ઠરાવવામાં આવ્યું કે તેને અટકાવ કરયો એ ગેરકાયદેસર હતુ, અને બચાવના આધાર ઉપર બાજબી ગણી શકાય નહી. રાણી વિરૂદ્ધ બંકટરાવ, ૭ મુ. હા. કો. ૫૦.

બીજી— જે કામથી મોત અથવા મહાબ્યથા થવાનો કારણસર ભય ઉત્પન્ન થતો નથી એવું કાંઈ કામ કોઈ સરકારી નોકર પોતાના ઓહદાની રીતથી સુદ્બુધિએ અમલ કરતાં કરેલા હુકમ ઉપરથી જો કોઈ કરે અથવા કરવાની કોશીશ કરે, તો પછી તે હુકમ બરાબર કાયદા મુજબ ન હોય તો પણ, તે કામથી ખાનગી બચાવનો હક નથી.

ત્રીજી—સરકારી અધિકારીઓનો આસરો માગવા જવાની વેળ હોય એવી બાબતોમાં ખાનગી બચાવનો હક નથી.

કેટલી હદ સુધી એ હક અમલમાં લાવી શકાય.

ચોથી—કોઈ પણ બાબતમાં બચાવ કરવાનાં કારણસર કરવી જરૂર હોય તે કરતાં વધારે હાની કરવા સુધીનો ખાનગી બચાવનો હક નથી.

ખુલાસો ૧ લો—આ કામ કરનારો સારકારી નોકર છે એવુ જે શખ્સ જાણતો નથી અથવા એવું માનવાનું જેને કારણ નથી તે સખ્સનો, તે સરકારી નોકર જે કામ કરે અથવા કરવાની કોસીસ કરે તે કામથી, ખાનગા બચાવનો હક જતો નથી.

ખુલાસો ૨જો—આ કામ કરનારો માણસ કોઈ સરકારી નોકરના હુકમથી એ કરે છે એવુ જે શખ્સ જાણતો નથી અથવા એવું માનવાનું જેને કારણ નથી, અથવા હું

ફેલાણુ અખ્તીયારથી એ કામ કરૂં છું એમ તે માણસ કહે નહી, અથવા તે અખ્ત્યાર લખેલો હોય તો, માગેથી તે અખ્ત્યાર બતાવે નહી તો, તે સખસનો, તે સરકારી નોકરના હુકમથી તે માણસ જે કામ કરે અથવા કરવાની કોશીશ કરે તે કામથી, ખાનગી બચાવનો હક જતો નથી.

શરીરના ખાનગી બચાવનો હક મોત કરતા સુધી કયારે પોહોચે છે.

૧૦૦ જે ગુના ઉપરથી ખાનગી બચાવનો હક અમલમાં લાવવો પડે તે ગુન્હો જો નિચે લખેલા પ્રકારોમાંના કોઈ પણ પ્રકારનો હોય, તો હુમલો કરનારને બુધિપુરવક મોત અથવા બીજી કાંઈ પણ હાની કરતા સુધી સરીરના ખાનગી બચાવનો હક પોહોંચે છે, પણ તે હકને ઉપલી કલમમાં લખેલી હદ લાગુ પડે છે. ગુન્હાઓનાં પ્રકારો:—

પોહેલો—જો બચાવનો હક એટલે સુધી અમલમાં ન લેવાય તો તેનો પરિણામ મોત થશે, એવો કારણસર ભય જેથી ઉત્પંન થાય એવો હુમલો.

બીજો—જો બચાવનો હક એટલે સુધી અમલમાં ન લવાય, તો તેનો પરીણામ મહા બથા થશે એવો કારણસર ભય જેથી ઉત્પંન થાય એવો હુમલો.

ત્રીજો.—બળાત્કાર સંભોગ કરવાના ઈરાદાથી હુમલો.

ચોથો—શ્રષ્ટિક્રમ વિરૂદ્ધ મઈથુન ઈચ્છા પુરણ કરવાના ઈરાદાથી હુમલો.

પાંચમો—મનુશ્ય હરણ અથવા મનુશ્યનયન કરવાના ઈરાદાથી હુમલો.

છઠો—કોઈ સખસને ગેરઆજબી રીતે કેદ કરવાના ઈરાદાથી, હુમલો અને તે હેવી હાલતમાં હોય કે તેથી પેલા શખસને કારણસર એવો ભય ઉત્પંન થાય કે પછી એ કેદમાંથી છુટવાને સારૂ સરકારી અધીકારીઓને અરજ કરવાનું માહારાથી બની શકશે નહી.

તે હક મોત સિવાયના કાંઈ બીજી હાની કરતાં સુધી કયારે પોહોંચે છે.

૧૦૧ જો ગુન્હો ઉપલો કલમમાં લખેલા પ્રકારોમાંના કોઈપણ પ્રકારનો નહી હોય, તો શરીરના ખાનગી બચાવનો હક હુમલો કરનારને બુદ્ધિપુરવક મોત કરતા સુધી પોહોંચતો નથી; પણ હુમલો કરનારને મોત સીવાયની બુધીપુરવક કાંઈ બીજી હાની કરતા સુધી પોહોચે છે, અને તે હકને ૯૯ મી કલમમાં લખેલી હદ લાગુ છે.

શરીરના ખાનગી બચાવના હક શરૂઆતની અને તેનું જારી રેહેવું.

૧૦૨. અગર ગુન્હો થયો નહી હોય, તોપણ ગુન્હો કરવાની કાંઈ કોસીસ અથવા ધમકીથી શરીરને જોખમ પોહોંચવાનો કારણસર ભય ઉત્પંન થય કે તુરત શરીરના ખાનગી બચાવનો હક શરૂ થાય છે; અને જ્યાં સુધી શરિરને જોખમનો તે ભય જારી રેહે ત્યાં શુધી તે હક જારી રેહે છે.

મિલકતના ખાનગી બચાવનો હક મોત કરતાં સુધી કયારે પોંચે છે.

૧૦૩. જે ગુન્હો કરવા અથવા જેની કોસીસ કરવા ઉપરથી ખાનગી બચાવનો હક અમલમાં લાવવો પડે; તે ગુન્હો જો નિચે લખેલા પ્રકારોમાંના કોઈ પણ પ્રકારનો હોય, તો ગુન્હો કરનારને બુધિપુરવક મોત અથવા બીજી કાંઈ પણ હાની કરતા સુધી મિલકતના ખાનગી બચાવનો હક પોહોંચે છે; પણ તે હકને ૯૯ મી કલમમાં લખેલી હદ લાગુ પડે છે, ગુન્હાના પ્રકાર:—

પોહેલો—અપહરણ.

બીજો--રાતને વખતે ઘર ફોડવું.

ત્રીજો--કોઈ ઇમારત, તંબુ, અથવા વાહાણ માણસનાં ઘર દાખલ વપરાતું હોય, અથવા મિલકત રાખવાની જગા દાખલ વપરાતુ હોય, તે ઈમારત તંબુ અથવા વાહાણ પર આગથી બિગાડ કરવો.

ચોથો--ચોરી, બિગાડ, અથવા ગ્રહપ્રવેશ, અને તે એવો હાલતમાં કરવો કે તેથી કારણસર એવો ભય ઉત્પન્ન થાય કે જો ખાનગી બચાવનો તે હક અમલમાં નહી લવાય તો તેનો પરિણામ મોત અથવા મહાવ્યથા થશે.

તે હક મોત શિવાયની બીજી કાંઈ હાની કરતાં સુધી કયારે પોંહોંચે છે.

૧૦૪ જે ગુન્હો કરવા અથવા જેની કોશિશ કરવા ઉપરથી ખાનગી બચાવનો હક અમલમાં લાવવો પડે, તે જો ઉપલી કલમમાં લખેલા પ્રકારોમાંના કોઈ પણ પ્રકારની ચોરી, બિગાડ, અથવા સાપ્રાધ પ્રવેશ નહી હોય તો તે હક બુદ્ધિપુરવક મોત કરતાં સુધી પોંહોંચતો નથી; પણ ગુન્હેગારને મોત શિવાયની બુદ્ધિપુરવક બીજી કાંઈ પણ હાની કરતાં સુધી પોંહોંચે છે, અને તે હકને ૯૯ મી કલમમાં લખેલી હદો લાગુ પડે છે.

મિલકતના ખાનગી બચાવના હકની શરૂઆત અને તેનું જારી રેહેવુ.

૧૦૫ પેહેલી—જ્યારથી કાંઈ મિલકતને જોખમનો કારણસર ભય ઉત્પન્ન થાય, ત્યારથી તે મિલકતના ખાનગી બચાવનો હક શરૂ થાયછે.

બીજી--ચોરીથી મિલકતના ખાનગી બચાવનો હક, મિલકત લઈને ગુન્હેગાર નાસી જાય, અથવા સરકારી અધિકારીઓનો આશરો મળે અથવા તે મિલકત પાછી હાથ લાગે, ત્યાં સુધી જારી રેહે છે.

ત્રીજી—અપહરણથી મિલકતના ખાનગી બચાવનો હક જ્યાં સુધી ગુન્હેગાર કોઈ શખસને મોત અથવા વ્યથા અથવા ગેરવ્યાજબી અટકાવ કરે અથવા કરવાની કોશિશ કરે, અથવા જ્યાં સુધી તાત્કાલિક મોતનો અથવા તાત્કાલિક વ્યથાનો, અથવા શરીર સંબધી તાત્કાલિક અટકાવનો ભય જારી રેહે ત્યાં સુધી જારી રેહે છે.

ચોથી--સાપ્રાધ પ્રવેશ અથવા બિગાડથી મિલકતના ખાનગી બચાવનો હક, જ્યાંહાં સુધી ગુન્હેગાર સાપ્રાધ પ્રવેશ અથવા બિગાડ કરવામાં જારી રેહે, ત્યાંહાં સુધી જારી રેહેછે.

પાંચમી--રાતને વખતે ઘર ફોડવાથી મિલકતના ખાનગી બચાવનો હક, તે ઘર ફોડવાથી શરૂ થએલો ગ્રહપ્રવેશ જ્યાંહાં સુધી જારી રેહે, ત્યાંહાં સુધી જારી રેહે છે.

કોઈ બે ગુનાહ શખસને હાની થવાનું જોખમ હોય એવા વેળા એ જીવ લે એવા હુમલાથી ખા

૧૦૬. જો કાંઈ હુમલો એવો થાય કે તેથી મોતનો કારણસર ભય ઉત્પન્ન થાય, અને તે હુમલાથી ખાનગી બચાવનો હક અમલમાં લાવતાં પોતાનો બચાવ કરનાર શખસ એવી હાલતમાં આવી ગએલો હોય કે કોઈ બેગુનાહ શખસને હાની કરવાના જોખમ શિવાય તેથી તે હક ધારેલું થાય એવા રીતે અમલમાં લાવી શકાય નહી, તો તે જોખમમાં પડતા સુધી ખાનગી બચાવના તેનો હક પોંહોંચે છે.

નગી બચાવનો
હક.

દૃષ્ટાંત

**અ** ની ઉપર એક ટોળીએ હુમલો કરયો છે, અને તેનું ખુન કરવાની કોશિશ કરે છે. તે ટોળીની ઉપર બંદુક છોડ્યા શિવાય બારેલું થાય એવી રીતે ખાનગી બચાવનો હક **અ** અમલમાં લાવી શકે એવું નથી, અને તે ટોળામાં કેટલાએક બાળક છોકરાંછે તેઓને હાની કરવાના જોખમ શિવાય **અ** બંદુક છોડી શકતો નથી હવે એવું છતાં બંદુક છોડેથી જો **અ** થી તે છોકરાઓમાંના કોઈ છોકરાઓને કાંઈ હાની થાય, તો, **અ** એ કાંઈ ગુન્હો કરયો એમ સમજવું નહી.

**ટીકા**—આ કલમ નિચેની ટીકા ખાનગી બચાવના હકની સઘળી કલમો ઉપર છે ખાનગી બચાવનો હક શરીર અથવા મિલકતને થતી નુકશાની સામે લાગુ પડે છે, અને તે વળી જે માણસ બચાવ કરે છે તેના પોતાનાજ શરીરને અથવા મિલકતને હોય અગર બીજા કોઈની મીલકત અથવા શરીરને હોય તોપણ.

ખાનગી બચાવના હકનો મહત્વ એવો છે કે જેટલી જરૂર હોય તે પ્રમાણેજ તે હુક વાપરવો.

બંગાળામાં એક કેસમાં એમ બન્યું કે એક ગળીના કારખાનાના નોકરોને જમીન વાવવા નો હક હતો, પણ તેમને ગામના લોકોએ અટકાવ્યા ત્યારે તેઓ પ્રાણ ઘાતક શસ્ત્ર લેઈને, પોતાનો મતલબ પાર પાડવાને, નીકળ્યા; ગામના લોકો પણ તેવીજ રીતે શસ્ત્ર લેઈ તેમની સામે થવા ચાલ્યા; તે વખતે જે બખેડો થયો, તેમાં એવું ઠરાવવામાં આવ્યું કે બંને પક્ષકારોમાંથી કોઈ પણ બાજુ ખાનગી બચાવનો હક બતાવી શકે નહીં, કેમકે તેમની પાસે પોલીસનું સ્ટેશન હતું, માટે ત્યાં તેમણે જાહેર કરવું જોઈતું હતું. રાણી વીરૂધ જીવલાલ. ૭ સથ. ક્રી. ૩૪.

પણ જે શખ્સનો કબજો હોય તે કબજો જોર જુલમથી તેની પાસેથી છીનાવી લેવા બીજો શખ્સ યત્ન કરે, તો પોતાના કબજાનો બચાવ કરવા કબજા વાળા શખ્સને કાયદા પ્રમાણે હક છે. રાણી વિરૂધ તુલસીસીંગ ૨ બં.લો. રી. એપેલેંટ. ક્રીમીનલ. ૧૬.

તેમજ કોઈ શખસો પાસે કોઈ જમીનનો કબજો હોય અને કોઈ ટોળી લાકડીઓ લેઈને તેમાંનો પાક કાપવાને આવી પેલાઓ ઉપર હલ્લો કરે, અને તેવામાં પોલીસની મદદ મેળવવાનો વખત હોય નહી, અને કબજાવાળા શખસો પણ લાકડીઓ લેઈ તેમની સામે થાય, અને બખેડામાં પેહેલામાંનો કોઈ મરે, તો તેમાં એવું ઠરાવ્યું કે, તે વખતે પોલીસની મદદ મેળવવાનો વખત હતો નહી અને કેદીઓ પોતાની મીલકતનો ખાનગી બચાવ કરવાના હકની હદ ઉપરાંત ગયા નહોતા, તેથી તેમને નિરદોષ ઠરાવ્યા. રાણી વિરૂધ ગુરૂચરણ. ૬, બ. લો. રી. અપેંડીકસ. ૯. રાણી વિરૂધ રામલાલ

કોઈ સરકારી નોકર પોતાની નોકરીના હોદ્દાની રૂએ કાંઈ કામ કરતો હોય તો તેવી બાબતમાં ખાનગી બચાવનો હક ભાગ્યેજ ચાલે છે. જે માણસો કાયદેસર કાંઈ પ્રોસેસ (સમન) બજાવતા હોય તેમણે પોતાની પાસેનું વારંટ બતાવવું જોઈએ અને જો વારંટ ના હોય તો ખુલ્લીરીતે પોતાની ધારણા બતાવવી જોઈએ. આમ કરવાથી પોતાનાં બ

ચાવને, તેમજ જેમની સાથે વરતવાનુ છે તેમનાં બચાવને લાભ કારક થઈ પડે છે. પણ જો કોઈ બેલીફ સવારના પોહોરમાં, પોતાના કામની કાંઈપણ ખબર કરયા શિવાય, સુવાના ઓરડામાં ધુસે, અને ત્યાં રેહેનારો, તેને નહી ઓળખવાથી, પોતાના મોનજના જોરથી તરવારથી પેલા બેલીફને જખમ કરે, તો આ કાંઈ ખુન કેહેવાય નહી કેમકે એવું કાંઈપણ હતું નહી કે મરનારો પોતાની સત્તાથી વરતતો હતો એવું કેહીને ખબર પડી શકે.

વારંટ શીવાય કિયા કિયા શખસોને પોલીસ અમલદાર પકડી શકે, તે નીચે પ્રમાણે ક્રીમીનલપ્રોસીજરકોડમાં ( ફોજદારી કાયદો ) બતાવ્યું છે કલમ ૫૪.

૧ જે શખસ હરકોઈ કોગ્નિજેબલ ગુન્હામાં સામીલ થયોછે અથવા જે શખસની ઉપર સદરહુ પ્રમાણે સામીલ થયો છે, એવી બાજબી ફરીયાદ કરવામાં આવી હોય તે અથવા ખાત્રી લાયક ખબર મળી હોય અથવા બાજબી શક રેહેતો હોય તે શખસને.

૨ જે શખસના કબજામાં ઘર ફોડવાનું કાયદેસર કારણ વગર કાંઈ ઓજાર હોય તેવા શખસને.

૩ જે શખસને ફોજદારી કાયદા પ્રમાણે અથવા સ્થાનિક સરકારના હુકમથી ઢંઢેરો કાઢીને ગુન્હેગાર તરીકે પ્રસિદ્ધ કરયો હોય તે શખસને.

૪. આ ચોરીની મિલકત છે એવો બાજબી રીતે શક હોય, તેવી કાંઈપણ વસ્તુ જે શખસના કબજામાં જડે અને જેણે સદરહુ વસ્તુના સંબંધમાં કાંઈ ગુન્હો કરયોછે, એવો બાજબી રીતે શક હોય, તે શખસને.

૫. કોઈ પોલીસ અમલદારને પોતાનું કામ કરવામાં જે શખસ હરકત કરે તે શખસ, અથવા જે શખસ કાયદાસર પેહેરામાંથી નાશી ગયો હોય અથવા નાશી જવાની કોશિશ કરતો હોય, તે શખસને

૬. મલીકામાયાઝમાની જમીનપરની અથવા દરિયાઈ ફોજમાંથી ફલાણો શખસ નાશી ગયો છે, એવો બાજબી રીતે શક હોય, તે શખસને

જ્યારે ભયની બાજબી કલ્પના શરૂ થાય કે બચાવનો હક શરૂ થાય છે, એટલે કે એવી રીતે ભય હોવો જોઈએ કે બચાવ કરવાને તેથી માફી મળી શકે. કોઈ માણસ ઉપર બીજો માણસ જેના પાસે તરવાર હોય, તે હલ્લો કરે, તે ઉપરથી પેહેલો માણસ, એવું ધારીને તેને મારી નાખે, કે તે પોતાની તરવારનો ઉપયોગ કરશે તો તે ચાલે નહી, પણ જો પોતાને તરવાર ખેંચતાં તે જુએ તો પછી તેને રાહ જોવાની જરૂર નથી. રાણી વિરૂદ્ધ આઈજુદીન. ૧૧ સથ. ક્રી ૪૧.

તેવીજ રીતે જો કોઈ શખસ કોઈ ખાતર પાડનારને કોઈ ઘરના બારણાનું તાળું ઉઘાડવમાં ગુંથાએલો દેખે તો, તે પેલો ઘરમાં પેસે તેના પેહેલાં બંદુકનો બાહાર કરી શકે. પણ રાત્રે કોઈ માણસને, પોતાના કંપાઉડમાં, રખડતો જુએ તો તેના ઉપર તે બંદુકનો બાહાર કરી શકે નહી, શિવાયકે તેની એવી ખાત્રી હોય કે તે ઘરમાં પ્રવેશ કરવાની તઈયારીમાં છે.

મિલકતને કરેલી નુકશાનીની સામે બચાવનો હક જ્યાં સુધી નુકશાની ચાલુ રેહે ત્યાં સુધી છે. તેથી કરીને જ્યાં સુધી ખોટું કૃત્ય ચાલુ હોય ત્યાં સુધીજ અટકાવ કરી શકાય. પણ કોઈ ચોર નાશી ગયો હોય, અને પછી તે બીજે દીવશે મળે તો તે વખતે સ્વબચાવ કરવાને તેને મારી શકાય નહી, એટલે કે તે વખતે સ્વબચાવ કરવાને કાંઈ પણ

ગેરકાયદેસર કૃત્ય કરે નહી, તોપણ જો ચોરેલી મિલકત તેના કબજામાં હોય, તો તે પાછી મેળવવાનો હક ફરી જાગ્રત થાય છે. કોઈ ઘર ફોડનાર મિલકત લેઈ નાશો જતો રાતરે માલમ પડે તો તેને મારી શકાય, પણ જો તેજ મિલકત સહીત તે બીજે દિવશે મળ્યો હોય તો તે વખતે તેને મારી નાખવો એ ગેરકાયદેસર કહેવાય, કેમકે ઘર ફોડવાનું કામ તે વખતે પુરૂ થએલું છે.

ચોરીથી મિલકતના ખાનગી બચાવનો હક, મિલકત લેઈને ગુન્હેગાર નાશી જાય, અથવા સરકારી અધીકારીઓનો આશરો મળે, અથવા તે મિલકત પાછી હાથ લાગે, ત્યાં સુધી જારી રેહે છે. મિલકતને વાસ્તે ખાનગી બચાવનો હક જે જે ઠેકાણે મંજુર રખાયો છે તેને વાસ્તે નીચેના કેસ જુઓ, રાણી વિરૂદ્ધ માઈજુદીન. ૧૧ સધ. રિ. ૪૦, રાણી વિરૂદ્ધ ચાકી, ૧૨ સધ. રિ. ૧૫. જે જે ઠેકાણે મંજુર રખાયો નથી તેને વાસ્તે, શરફુદીન વિરૂદ્ધ કાશીનાથ, મહમદ જાન વિરૂદ્ધ બાદી, જુઓ.

મિલકત અથવા શરીરનો શુદ્ધબુદ્ધિમાં ખાનગી બચાવનો હક અમલ કરવામાં ઘાત થયું હોય (અને તે કાયદાથી હદ બતાવી હોય તે ઉપરાંત) તો તે ખુન નથી પણ શિક્ષણીય મનુષ્યવધ છે. કલમ ૩૦૦ નો ૨ જો અપવાદ જુઓ.

મુંબાઈમાં થોડા વખત ઉપર એવું ઠરાવવામાં આવ્યું છે કે દિવાની પ્રોસેસ, અથવા દિવાની દાવામાં પકડાયો હોય, તેમાંથી કોઈ શખસ નાશી જાય તો તે સાપ્રાધ ગુન્હો નથી. રાણી વિરૂધ કાનોન. ૬ મું. હા. કો. ૧૫.



## બાબ ૫ મો

### મદદગારી બાબત.

કાંઈ વસ્તુમાં મદદગારી.

૧૦૭ કાંઈ વસ્તુ સંબંધી નીચે લખ્યા પ્રમાણે જે માણસ કરે તે માણસે તે વસ્તુ કરવામાં મદદગારી કરી એમ સમજવું:—

પેહેલું—જે માણસ તે વસ્તુ કરવાને કોઈ શખસને ઉશકેરે; અથવા.

બીજું જે માણસ તે વસ્તુ કરવા સારૂ કોઈ શખસ અથવા શખસોની સાથે કાંઈ મસ્લતમાં સામીલ થાય; પણ તે ક્યારે કે તે મસ્લત મુજબ, તથા તે વસ્તુ કરવા માટે, કાંઈ કામ અથવા કાયદા વિરૂધ કસુર કરવામાં આવે તો; અથવા—

ત્રીજુ—જે માણસ કાંઈ કામ અથવા કાયદા વિરૂધ કસુર કરીને તે વસ્તુ કરવામાં ઈરાદાથી સહાય કરે;

ટીકા.—જો કાંઈ મહાવ્યથા કરવામાં આવી હોય, અને પુરાવો એવો હતો કે તે હલ્લો કાંઈ પણ ઈરાદા શિવાય થયો હતો, (એટલે કે અણચિંતો), તેમાં એવું ઠરાવવામાં આવ્યું કે જે વખતે બીજાઓ હંગામા કરતા હતા તે વખતે જે કેટલાઓ પાસે ઉભા હતા તેઓ ઉપર આ કલમ પ્રમાણે જાણી જોઈને અથવા ઈરાદાથી મદદગારી કરવાનો ગુન્હો આવી શકે, પણ તેમને ક. ૧૧૪ મુજબ શિક્ષા થઈ શકે નહીં. રાણી વીરૂધ મહમદ કાઝીમ, વાઈ માનનાં ફોજદારી રૂલીંગ. ૨૯.

ખુલાસો ૧ લો—અગર કોઈ શખસ જાણી જોઈને કાંઈ કાંઈ વાત કહીને, અથવા

જે જરૂરની હકીકત જાહેર કરવાની પોતાની ફરજ હોય તે હકીકત જાણી જોઈને છીપાવી ને, બુદ્ધિપુરવક કાંઈ વસ્તુ કરાવે અથવા કરાવવાની કોશીશ કરે, તો તેણે તે વસ્તુ કરવાની ઉશકેરણી કરી એમ સમજવું.

દૃષ્ટાંત.

**अ** એક સરકારી અમલદાર છે, તેને એક ઈનસાફની કોરટમાંથી વારંટ મળેલુંછે. ને વારંટ મુજબ **फ** ને પકડવાનો **अ** નો અખત્યાર છે, હવે એ હકીકત જાણ્યા છતાં, તથા **क** તે **फ** નથી એ પણ જાણ્યા છતાં, **ब** **अ** ને જાણી જોઈને એમ કહે કે **क** તે **फ** છે, અને એમ કરીને ઈરાદાથી **अ** ની પાસે **क** ને પકડાવે, તો એ ઠેકાણે **ब** એ ઉસકેર ણીથી **क** ને પકડાવવામાં મદદગારી કરી એમ સજમવું.

ખુલાસો ૨ જો—કાંઈ કામ કરતા પેહેલાં, અથવા કાંઈ કામ કરતી વખતે તે કામ કરવું સેહેલ કરવા સારૂ જે માણસ કાંઈ વસ્તુ કરે, અને તેમ કરીને તે કામ કરવુ સેહેલ કરે, તે માણસે તે કામ કરવામાં સાંહાય કરયું એમ સમજવું.

ટીકા—તેમજ કોઈ ઉપરી સીપાઈ, જે વખતે બીજા સીપાઈઓ કોઈને માર મારી ગુન્હો મનાવતા હોય તે વખતે જાણી જોઈને ત્યાંથી ખશી જાય. તો તેના ઉપર પણ મદદગારી કરવાનો ગુન્હો મુકી શકાય. રાણી વીરૂધ કાળી ચરણ. ૨૧. સથ. રી. ૧૧.

દૃષ્ટાંતમાં જાણી જોઈને કાંઈ કાંઈ ખોટી વાત કહીને ઉશ્કેરણી કરવા બાબત બતાવ્યું છે. જાણું જોઈને કાંઈ વાત છુપાવીને ઉશ્કેરાણી કરવી એ, જે ઠેકાણે કાંઈ વાત કેહેવાની કોઈ શખ્સની ફરજ હોય અને તે છતાં ના કેહે તેવી બાબતમાં બને છે, પણ કાંઈ નજીવી બાબત છુપાવવાથી અથવા ખોટી રીતે બનાવવાથી, આવી ઉશ્કેરાણી થઈ એમ સમજવું નહી. પણ તેતો જરૂરની હકીકતને જ્યારે છુપાવી હોય ત્યારે, અથવા ઉશ્કેરાણી કરનાર તે વસ્તુ કરાવવાને ધારતો હોય અથવા એમ માનતો હોય કે પોતે તે વસ્તુ કરશે તેવી બાબત-માં ઉશ્કેરાણી થાય છે.

કોઈ શખ્સને કાંઈ કૃત્ય કરવાને સલાહ આપવાથી, અથવા તેને હુકમ કરવાથી, અથ-વા તેને બીજી કોઈ રીતે ઉતેજન આપવાથી, ઉશ્કેરાણી થઈ શકે.

બીજા ખુલાસામાં "મશ્વરત" શબ્દ વાપરયો છે; જ્યારે બે અથવા વધારે માણસો કાંઈ વસ્તુ કરવાને અથવા કરાવવાને એક સંપ કરે ત્યારે તેઓ મશ્વરતમાં ગુંથાયા છે એ-મ કહી શકાય; પણ આવી રીતે તેઓ સામેલ થયા હોય તે છતાં, અને તેમણે ધુકતી ઓ કરી હોય તે છતાં પણ મદદગાર કહી શકાય નહીં, પણ જો આવા તેમના ઈરા-દાથી કાંઈ વસ્તુ બને અથવા થાય, ત્યારેજ ફકત તેઓ મદદગાર કેહેવાઈ શકાય.

જેમકે એમ ધારો કે એક **अ** અને **ब** બે માણસો **फ** ને ઝેર આપવાને મશ્વરત ક રે છે, આ મશ્વરતને લીધે કરીને અને **फ** ને ઝેર ખવરાવવાને માટે **अ**, કોઈ નિપરાધી શ ખ્સ **क** પાસે ઝેર ખરીદ કરાવે છે અને **ब** ને અપાવે છે. આ ઠેકાણે **अ** અને **ब** બંને એ **फ** ના ઘાતની મદદ-ગારી કરી.

મશ્વરતથી મદદગારીનો ગુન્હો કરવાને માટે એક કરતાં વધારે શખ્સની જરૂર છે:

મદદગાર. ૧૦૮. જે શખ્સ કાંઈ ગુન્હો કરવામાં મદદગારી કરે, અથવા, જે કામ મદદગાર શખ્સનાં ઈરાદા અથવા જ્ઞાનથી ગુન્હો કરવાને કાયુ

દા પ્રમાણે કોઈ શકતીમાન શખશે કરવું હોય તો ગુન્હો થાય, એવુ કાંઈ કામ કરવામાં મદદગારી કરે, તે શખસે ગુન્હામાં મદદગારી કરી એમ સમજવું.

ખુલાસો ૧ લો--કાંઈ કામની કાયદા વિરૂધ કસુર કરવામાં મદદગારી કરવી તે ગુન્હો થઈ શકે છે, પછી તે કામ કરવાની અગર તે મદદગારની પોતાની ફરજ નહી હોય તોપણ.

ખુલાસો ૨ જો—મદદગારોનો ગુનોહ થવામાં એવું કાંઈ જરૂર નથી કે, મદદગારો કરેલું કામ થવું જોઈએ, અથવા જે અસર તે ગુન્હો થવામાં જરૂર છે તે અસર૦પેદા થવા જોઈએ.

દૃષ્ટાંતો.

(अ) अ, ब ને क નું ખુન કરવાને ઉશ્કેરે, ब તેમ કરવાની ના કહે તો ब ને ખુન કરવામાં अ એ મદદગારી કરી એમ સમજવું.

(ब) अ, प ને म નું ખુન કરવાને ઉશ્કેરે તે ઉશ્કેરણી મુજબ ब, म ને એક ખંજર મારે, તે જખમથી म સારો થાય તો પણ, अ એ ब ને ખુન કરવાની ઉશ્કેરણી કરી એમ સમજવું

ટીકા—જેમકે, કોઈ अ શખસે એક ब શખસના શેઠના ઘરમાંથી ચોરી કરવાને પોતાને (अ ને) મદદ કરવાને ब ને ઉશ્કેરયો, અને ब એ, अ નેશિક્ષા કરાવવાના ઈરાદાથી પોતાના શેઠની સંમતાથી અને પોતાનાં શેઠના જાણપણાથી, પોતાના શેઠની મીલકત ખસેડવામાં મદદ કરી, ત્યારે તેમાં એવું ઠરાવ્યું કે કાંઈ પણ ચોરી થઈ નથી, પણ ચોરીને મદદ કરવાને વાસ્તે अ ને બ્યાજબી રીતે ગુન્હેગાર ઠરાવ્યો. શાણી વીરૂધ ત્રોપજઓ. ૪ ક ૩૬૬.

ખુલાસો ૩ જો—એવુ કાંઈ જરૂર નથી કે જે સખસને મદદગારી કરી હોય તે શખસ કાંઈ ગુનો કરવાને કાયદા પ્રમાણે શકતીમાન જોઈએ, અથવા તે મદદગારના જેવો જ તે શખસનો સાપ્રાધ ઈરાદો કે જ્ઞાન જોઈએ, અથવા તે શખસનો કાંઈ પણ સાપ્રાધ ઈરાદો અથવા જ્ઞાન જોઈએ.

ટીકા—તો પણ એતો જરૂરનું છે કે જે કૃત્યની મદદગારી કરી હોય તે કૃત્યજ પોતે ગુન્હો હોવું જોઈએ અને જે શખસ તે કૃત્ય કરે છે૦તેને ઉમરને લીધે અથવા બાજી કોઈ અશકયતાને લીધે માફ થઈ શકે તેમ હોય તે છતાં પણ મદદગારી કરેલું કૃત્ય તો ગુન્હો હોવોજ જોઈએ, એક માણસને, એક ધણીની હયાતી હોવા છતાં બીજો ધણી કરાવવાના ગુન્હાને મદદગારી કરયા બાબત, તપાસવામાં આવ્યો હતો. બીજા ધણીને પરણાવાનો ગુન્હો થયો તેમાં એમ હતું કે કોઈ મૂસલમાન એક જુવાન છોકરીનો વાલી હતો, તે છોકરી પરણેલી હતી, તે છતાં પણ તેણે પેલી છોકરી જાણે નહી તેવી રીતે અને તેની કબુલાત શિવાય, બીજા શખસને પરણાવી. આમાં એમ બન્યું કે ધરમ ક્રિયા બરોબર થવાથી તે લગ્ન ખરેખરૂ થયું; તે છોકરીના ઉપર ૪૯૪ મી કલમ પ્રમાણે એક ધણી હોવા છતાં બીજો ધણી કરવાનો ગુન્હો આવી શકે નહી, કેમકે પ્રથમ પરણેલી હતી એવું તે કાંઈ જાણતી નહોતી માટે એમાં એમ ઠરાવ્યું કે એમાં ગુન્હો પણ નથી અને ગુન્હો કરનાર પણ નથી, અને તેથી કરીને જે વસ્તુ હયાતીમાં નથી તેના શી રીતે મદદગારી થઈ શકે. શાણી વિરૂદ્ધ અબદુલ કરીમ. ૪ કલ. ૧૦

### દ્રષ્ટાંતો.

(अ) अ સાપ્રાધ ઈરાદાથી, એક બાળકને અથવા ગાંડા માણસને કાંઈ કામ કરવાને ઉશ્કેરે, અને તે કામ એવું હોય કે ગુન્હો કરવાને કાયદા પ્રમાણે શકતીમાન હો ય એવો કોઈ શખ્સ अ ના જેવા ઈરાદાથી તે કામ કરે તો તે ગુન્હો ગણાય, તો એ ઠેકાણે अ એ ગુન્હામાં મદદગારી કરી એમ સમજવું, પછી તે કામ ક રવામાં આવે કે નહી તો પણ.

(ब) ड નું ખુન કરવાના ઈરાદાથી अ સાત વરસથી ઓછી ઉમરનાં એક બાળક ब ને એક એવુ કામ કરવાને ઉશ્કેરે કે તેથી ड નું મોત થાય. ब તે મદદગારી ઉપરથી તે કામ કરે, અને તે કામથી ड નું મોત થાય તો, એ ઠેકાણે, જો ब ગુન્હો ક રવાને કાયદા પ્રમાણે શકતીમાન નથી તોપણ જાણે ब ગુન્હો કરવાને કાયદા પ્ર માણે શકિતમાન હોય, અને તેણે ખુન કર્યું હોય તેજ મિશાલે, अ શિક્ષા થવાને લાયક છે; માટે તેને મોતની શિક્ષા થઈ શકે.

(क) अ એક ઘરને આગ લગાડવાને ब ને ઉશ્કેરે. अ ની ઉશ્કેરણી ઉપરથી ब તે ઘર ને આગ લગાડે. અને દીવાનગાના સબબથી તે કામ કેવી તરેહનું છે તે, અથવા પોતે જે કામ કરે છે તે કામ ખોટુ અથવા કાયદા વિરૂધ છે એવું જાણવાને ब અશકત હોય. તો ब એ કાંઈ ગુન્હો કરયો એમ સમજવુ નહી; પણ अ એ ઘર ને આગ લગાડવાના ગુન્હામાં મદદગારી કરી, અને તે ગુન્હાને માટે ઠરાવેલી સી ક્ષાને તે લાયક છે, એમ સમજવુ.

(ड) ચોરી કરવાના ઈરાદથી ड ના કબજામાંથી કાંઈ अ ની મિલકત લેવાને अ ब ને ઉસકેરે. अ ब ના મનમા એવો વિશ્વાસ ઉતપન્ન કરે કે તે મીલકત अ ની છે. પછી સુદબુદ્ધિથી તે મિલકત अ ની છે એમ માનીને, ब તે મિલકત ड ના કબજા માંથી લે, તો એ ખોટી સમજણથી કામ કરયું તેથી તેણે તે બદદ્યાનતથી લીધી એમ કેહેવાય નહી; માટે તેણે ચોરી કરી એમ સમજવું નહી. પણ अ એ ચો રીમાં મદદગારી કરી, અને ब એ ચોરી કરી હોય ને જે શિક્ષા ब ને થાય તે જ શીક્ષાને अ લાયક છે, એમ સમજવું.

ખુલાસો ૪ થો—કોઈ ગુન્હામાં મદદગારી કરવી એ ગુન્હો છે, માટે એવી મદદગારી માં મદદગારી કરવી તે પણ ગુન્હો છે, એમ સમજવું.

### દ્રષ્ટાંત.

ड નું ખુન કરવાને क ને ઉસકેરવાને अ ब ને ઉશ્કેરે તે ઉપરથી ड નું ખુન કરવાને ब क ને ઉશ્કેરે, અને ब ની ઉશ્કેરણી ઉપરથી क તે ગુન્હો કરે, તો પોતાના ગુન્હાને માટે ब ખુનની સીક્ષાને લાયક છે. અને તે ગુન્હો કરવાને अ એ ब ને ઉશ્કેરયો માટે अ પણ તેજ સીક્ષાને લાયક છે, એમ સમજવું.

ખુલાસો ૫ મો—મસલતથી મદદગારીનો ગુન્હો કરવામાં એવું કાંઈ જરૂર નથી કે જે શખ્સ ગુન્હો કરે તે શખ્સની સાથે તે મદદગારે તે ગુન્હા બાબત મનસુબો કરવો જોઈ એ. જે મસલત મુજબ તે ગુન્હો કરવામાં આવે તે મસલતમાં તે સામિલ થયો તો બસ છે.

દ્રષ્ટાંત.

अ ब ની સાથે મનસુબા કરીને તેઓ ड ને ઝેર દેવાની ગોઠવણ કરે. તેમાં એમ ઠરે કે अ એ ઝેર આપવું પછી તે ગોઠવણ ब क ને સમજાવે, અને એમ કહે કે એક ત્રીજો શખસ ઝેર આપવાનો છે, પણ अ નું નામ કહે નહી. क ઝેર લઈ આવવું કબુલ કરે અને સમજાવેલી રીતે વાપરવા સારૂ તે ઝેહેર તે ब ને હવાલે કરે પછી अ તે ઝેહેર આપે, અને તેના જોરથી ड મરી જાય, તો એ ઠેકાણે अ તથા क એઓએ મળીને કાંઈ મશ્વરત કરી નથી, તોપણ જે મશ્વરત મુજબ ड નું ખુન થયું તે મશ્વે क સામીલ થયો, માટે क એ આ કલમમાં બયાન કરેલો ગુન્હો કર્યો, અને તે ખુનની સિક્ષાને લાયક છે, એમ સમજવું.

જે મદદગારી પરથી મદદગારી કરેલું કામ કરવામાં આવે, અને તે એવી મદદગારીને માટે ચીજે દેવા સારૂ શિક્ષા ન ઠરાવી હોય તેની શિક્ષા.

૧૦૯ અગર કોઈ માણસ કાંઈ ગુન્હામાં મદદગારી કરે અને તે મદદગારી ઉપરથી તે મદદગારા કરેલું કામ કરવામાં આવે, અને તે મદદગારીની શિક્ષાને માટે આ કાયદામાં કાંઈ સાફ ઠરાવ કરેલો નહી હોય, તો તે ગુન્હાને માટે ઠરાવેલી શિક્ષા તે માણસને કરવામાં આવશે.

ખુલાસો—કાંઈ કામ અથવા ગુન્હો મદદગારી ઉપરથી કરવામાં આવ્યો એમ ક્યારે સમજવું કે જ્યારે તે કામ અથવા ગુન્હો, તે મદદગારીમાં જે ઉશકેરણી, અથવા મસલત, અથવા સહાય આપ્યું હોય તે ઉશ્કેરણી ઉપરથી, અથવા તે મસલત મુજબ, અથવા તે સાહાયથી કરવામાં આવે ત્યારે.

દ્રષ્ટાંતો.

(अ) ब એક સરકારી નોકર છે તેણે પોતાના ઓહદાનો અમલ ચલાવવામાં अ ની ઉપર કાંઈ મહેરબાની બતાવવાના બદલામાં अ ब ને કાંઈ લાંચ આપવા માંડે, અને ब તે લાંચ લે, તો ૧૬૧ મા કલમમાં બયાન કરેલા ગુન્હામાં अ એ મદદગારી કરી એમ સમજવું.

(ब) ખોટી સાહેદી આપવાને अ ब ને ઉશ્કેરે, અને તે ઉશ્કેરણી ઉપરથી ब તે ગુન્હો કરે, તો अ એ તે ગુન્હામાં મદદગારી કરી, તથા ब ના જેવીજ સીક્ષાને લાયક છે, એમ સમજવું.

(क) अ તથા ब. ड ને ઝેહેર આપવાની મસલત કરે, તે મસલત મુજબ अ ઝેહેર લાવી ब ને હવાલે કરે, એટલા સારૂ કે ब તે ઝેહેર ड ને આપે, અને તેથી ड નું મોત થાય, તો એ ઠેકાણે ब ખુનનો તકસીરવાર છે; અને अ એ મસલતથી તે ગુન્હામાં મદદગારી કરી, તથા તે ખુનની શિક્ષાને લાયક છે એમ સમજવું.

| | | | | | |
|---|---|---|---|---|---|
| જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે અગર વગર વારંટે પકડી શકતા હોય તો વગર વારંટે પોલીસ પકડી શકે, નહી તો નહી. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે પ્રથમ વારંટ નીકળી શકતુ હોય તો વારંટ ને જો પ્રથમ સમન નીકળી શકતા હોય તો સમન નીકળે. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે જામીન લેઈ શકાતા હોય તો જામીન લેઈ શકાય, નહો તો નહી. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે માંડીવાળી શકાતા હોય તો માંડીવાળી શકાય, નહો તો નહી. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાનો ઇનસાફ જે કોરટ કરે તે કોરટથી. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે જે શિક્ષા હોય તેજ સિક્ષા થાય. |

ટીકા—મદદગારીના ગુંન્હાને મુળ ગુન્હા સાથે કાંઈ સંબંધ નથી, તેથી કરીને એમ નહીં સમજવું કે મુખ્ય ગુન્હો કરનારને જો સજા થાય તોજ મદદગારને થાય મુખ્ય ગુન્હો કરનાર છુટી જાય અને મદદગારને શિક્ષા થઈ શકે છે. રાણી વીરૂધ મારૂતી દાદાનો કેસ જુઓ. ૧ ઇં. લો. રી. મું. ૧૫.

મુખ્ય ગુન્હો કરનારનું કૃત્ય જો મદદગારીને લીધે થયું હોય તો જે શિક્ષા મુખ્ય ગુન્હો કરનારને થાય તેજ શિક્ષા મદદગારને થવી જોઈએ.

આ કલમ પ્રમાણે મદદગારી કરવાના તોહોમત ને ટેકા મળવાને વાસ્તે એવા પુરાવાની જરૂર છે કે ૧૦૭મી કલમમાં જેજે બાબતો બતાવી છે, અને જેથી કરીને એમ માની શકાય કે મદદગારી થઈ, તેતે બાબતો અને કારચ સાબીત થવ જોઈએ. જેજે કાંઈ કરવામાં આવે તે આ કાયદા પ્રમાણે ગુન્હો થઈ શકે એવુ હોવું જોઈએ.

જો કોઈ શખસને મુખ્ય ગુન્હો કરનાર તરીકેના ગુન્હા માટે એકવાર શિક્ષા થઈ હોય તો ફરીને તેજ ગુન્હાની મદદગારી કરવાના ગુન્હા માટે શિક્ષા થઈ શકે નહીં. આ બાબત રાણી વીરૂધ જીતુ, ૪ સધ. કો. રૂ. ૨૩, અને રાણી વીરૂધ રામ નારાયણ, તનાજ ૩૭ મા પાને જુઓ—

અગરમદદગારી કરેલો શખસ તે કામ મદદગારના ઈરાદા કરના જુદા ઈરાદાથી કરે, તો તે મદદગારીની સીક્ષા.

‘૧૧૦. અગર કોઈ માણસ કાંઈ ગુન્હામાં મદદગારી’ કરે, અને મદદગારી કરેલો સખસ મદદગારના ઈરાદા અથવા જ્ઞાન કરતા જુદાજ ઈરાદા કે જ્ઞાનથી તે કામ કરે, તો બીજા ઈરાદાથી અથવા જ્ઞાનથી નહી પણ મદદગારનાં જેવાજ ઈરાદાથી અથવા જ્ઞાનથી અગર તે કામ કરયું હોય તો જે ગુન્હો થાય, તે ગુન્હાને માટે ઠરાવેલી શિક્ષા તે માણસને કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે અગર વગર વારંટે પકડી શકતા હોય તો વગર વારંટે પોલીસ પકડી શકે, નહીતો નહી. | જે ગુન્હાની મદદગારી કરી હોય, તે ગુન્હાને માટે પ્રથમ વારંટ નીકળી શકતું હોય તો વારંટ અને જો પ્રથમ સમન નીકળી શકતો હોય તો સમન નીકળે. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે જામીન લેઈ શકાતા હોય તો જામીન લેઈ શકાય, નહીતો નહી. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે માંડવાળી શકાતા હોય તો માંડવાળી શકાય, નહી તો નહી. | જે ગુન્હાની મદદગારી કરી હોય, તે ગુન્હાનો ઇનસાફ જે કોરટ કરે તે કોરટ ઇનસાફ કરે. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે જે શિક્ષા થાય તેજ શિક્ષા થાય. |

એક કામમાં મદદગારી કરી હોય અને જુદુંજ કામ બને, ત્યારે મદદગારની જવાબદારી. શરત.

૧૧૧. અગર એક કામમાં મદદગારી કરવામાં આવે અને બીજું કામ બને, તો જાણે તેજ કામમાં મદદગારી હોય એવીજ રીતે તથા તેટલેજ દરજ્જે તે મદદગાર તે બનેલા કામને માટે જવાબદાર છે; પણ તે બનેલું કામ તે મદદગારીનું સંભાવ્ય ફળ હોવું જોઈએ, તથા જે ઉશ્કેરણી અથવા સહાય, અથવા મશ્વરત તે મદદગારીમાં આવેલા હોય તે ઉશ્કેરણીના જોરથી, અથવા તે સાહાયથી, અથવા તે મશ્વરત મુજબ, તે કામ થવું જોઈએ.

દૃષ્ટાંતો.

(अ) ज ના ખોરાકમાં ઝેર ઘાલવાને એક બાળકને ઉશ્કેરીને अ તે કારણસર તે બાળકને કાંઈ ઝેર સોંપે, પછી તે ઉશ્કેરણી ઉપરથી, य ના ખોરાક ज ના ખોરાકની પાસે છે તેમાં ચુકથી તે ઝેર ઘાલે, તો એ ઠેકાણે, જો તે બાળકે તે ઉશ્કેરણીના જોરથી કામ કરેલું હોય, અને સઘળો હાલ જોતાં જે કામ થયું તે મદદગારીનું સંભાવ્ય ફળ હોય, તો અગર अ એ તે બાળકને य નાજ ખોરાકમાં ઝેર ઘાલવાને ઉશ્કેર્યા હોય એવીજ રીતે તથા તેટલેજ દરજ્જે अ જવાબદાર છે.

(ब) ज નું ઘર બાળી નાંખવાને अ ब ને ઉશ્કેરે, અને ब તે ઘરને આગ લગાડી તેજ વખતે ત્યાંહાં કાંઈ મિલકતની ચોરી કરે; તો અગર તે ઘર બાળવામાં મદદગારી કરવાનો अ તકસીરવાર છે તોપણ તેણે તે ચોરીમાં મદદગારી કરી એમ સમજવું નહી; કેમકે ચોરી તે જુદુંજ કામ છે; અને તે બાળવાનું સંભાવ્ય ફળ નથી.

(क) અપહરણના કારણસર મધ રાતરે એક વાસેલું ઘર ફોડવાને अ ब તથા क એઓને ઉશ્કેરે, અને તે કારણસર તે તેઓને શસ્ત્ર આપે પછી ब તથા क તે ઘર ફોડીને અંદર જાય, અને તે ઘર માંહેલા એક માણસ ज તેઓની સામા થએથી તેઓ ज નું ખુન કરે, તો એ ઠેકાણે, જો તે ખુન તે મદદગારીનું સંભાવ્ય ફળ હોય, તો अ ખુનને માટે ઠરાવેલી શિક્ષાને લાયક છે એમ સમજવું.

| | | | | | |
|---|---|---|---|---|---|
| જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે અગર વગર વારંટે પકડી શકતા હોય તો વગર વારંટે પોલીસ પકડી શકે, નહી તો નહી. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે પ્રથમ વારંટ નીકળી શકતુ હોય તો વારંટ અને જો પ્રથમ સમન નીકળી શકતો હોય તો સમન નીકળે | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે જામીન લેઈ શકાતો હોય તો જામીન લેઈ શકાય, નહી તો નહી. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે માંડી વાળી શકાતો હોય માંડીવાળી શકાય, નહી તો નહી. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાનો ઇનસાફ જે કોરટથી થઈ શકે તે કોરટ ઇનસાફ કરે. | જે ગુન્હાની મદદગારી કરવાનો ઇરાદો કર્યો હોય, તે ગુન્હાને માટે જે શિક્ષા હોય તેજ શિક્ષા. |

ટીકા—જે કાર્ય થયું છે તે મદદગારીનો ઘણું કરીને પરીણામ હતો, એવું હોય તો બસ છે. ઘણું કરીને તે પરિણામ થશે, એવું મદદગાર જાણતો, એમ હોવાની જરૂર નથી.

મદદગારને મદદગારી કરેલા કામની તથા બનેલાં કામની એ બંને કામની શિક્ષા કયારે થઈ શકે.

૧૧૨. મદદગારી કરેલું કામ પણ કરવામાં આવે, અને ઉપલી કલમ મુજબ જે કામને માટે મદદગાર જવાબદાર છે તે કામ પણ કરવામાં આવે, અને તે કામ જુદોજ ગુનો થાય, તો તે મદદગાર તે ગુન્હાઓમાંના હરએક ગુન્હાની શિક્ષાને લાયક છે.

દૃષ્ટાંત.

એક સરકારી નોકરે કરેલી જપ્તીની સામા થવાને अ. ब ને ઉશ્કેરે, પછી તે ઉપરથી ब તે જપ્તીની સામા થાય, અને સામા થવામાં ब તે જપ્તી કરનાર અમલદારને બુદ્ધિ પુરવક મહાવ્યથા કરે, તો તે જપ્તીની સામા થવાનો ગુન્હો તથા બુદ્ધિપુરવક મહાવ્યથા કરવાનો ગુન્હો, એ બંને ગુન્હા ब એ કરયા, માટે ब એ બને ગુન્હાની શિક્ષાને લાયક છે; અને અગર अ એ એમ જાણ્યું હોય કે તે જપ્તીની સામા થવામાં ब બુદ્ધિપુરવક મહાવ્યથા કરશે એવો સંભવ છે, તો अ પણ એ ગુન્હાઓમાંના હરએક ગુન્હાની શિક્ષાને લાયક છે એમ સમજવું.

મદદગારી કરેલાં કામથી મદદગારના ધારયાં કરતાં જુદી અસર પેદા થાય, તે અસરને માટે તે મદદગારીની જવાબદારી.

૧૧૩. એક મુકરર અસર પેદા કરવાના ઇરાદાથી મદદગાર શખ્સ કાંઈ કામમાં મદદગારી કરે; અને તે મદદગારી ઉપરથી જે કામને માટે તે મદદગાર જવાબદાર હોય એવું કાંઇ કામ તે મદદગારે ધારેલી હોય તે કરતાં જુદીજ અસર પેદા કરે, તો અગર તે મદદગાર તેજ અસર પેદા કરવાના ઇરાદાથી તે કામમાં મદદગારી કરી હોય એવીજ રીતે તથા તેટલે દરજ્જે; તે મદદગાર તે પેદા કરેલી અસરને માટે જવાબદાર છે; પણ તે મદદગારી કરેલા કામથી તે અસર થવાનો સંભવ છે એમ તેણે જાણ્યુ હોય તો.

દૃષ્ટાંત

अ ને મહાવ્યથા કરવાને अ ब ને ઉશ્કેરે, પછી ब તે ઉશ્કેરણી ઉપરથી अ ને મહાવ્યથા કરે, અને તેથી કરીને अ મરી જાય, તો એ ઠેકાણે, અગર ब अ अ

મ નહ્યું હોય કે તે મદદગારી કરેલી મદદથી તેનું મોત થશે એવો સંભવ છે તો, ખુનને માટે ઠરાવેલી શિક્ષા પામવાને પણ લાયક છે, એમ સમજવું.

| | | | | | |
|---|---|---|---|---|---|
| જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે અગર વગર વારંટે પકડી શકતા હોયતો વગર વારંટે પોલીસ પકડી શકે, નહીતો નહી. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે જો પ્રથમ વારંટ નીકળી શકાતું હોયતો વારંટ અને જો પ્રથમ સમન નીકળી શકતો હોયતો સમન નીકળે | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે જો જામીન લેઈ શકાતો હોય તો જામીન લેઈ શકાય, નહીતો નહી. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે માંડીવાળી શકાતો હોયતો માંડીવાળી શકાય નહી તો નહી. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાનો ઇનસાફ જે કોરટથા થઈ શકે તે કોરટ ઇનસાફ કરે. | પએલા ગુન્હાને માટે જે શિક્ષા હોય તેજ શિક્ષા. |

ટીકા—જે પરિણામ અચાનક થઈ પડે, અથવા જે પરિણામ કાંઈ પણ મનમાં ખ્યાલ હોય નહીં તેવી રીતે થાય, તેવા પરિણામને વાસ્તે કોઈ શખ્સ જોખમદાર થઈ શકે નહીં. જેમકે એક જ પુરૂષને થોડીક વ્યથા કરવાને ઉશ્કેરણી કરી હતી, (જે વ્યથાથી તેની જીંદગીને કાંઈ નુકશાન થાય નહીં એવી), અને જ કોઈ અમિતાહારપણાંથી (બદપરહેજી) અથવા કોઈની ગફલતથી અથવા તેની ખોટી બરદાશ થવાથી, મરણ પામે છે; તો આવી બાબતમા ઉશ્કેરણી કરનાર તેના મોતને વાસ્તે જોખમદાર નથી.

આ કલમનો અને ૧૧૧ મી નો ફેરફાર છે તે ઉદાહરણમાં બરોબર રીતે ખુલાસાથી સમજાવ્યું છે.

ગુન્હો થતી વખતે મદદગાર હાજર હોય તો.

૧૧૪. જે શખ્સ અગર ગેરહાજર હોય તો મદદગાર દાખલ સીક્ષા પામવાને લાયક થાય, તે સખ્સને તે મદદગારીને લીધે જે કામ અથવા ગુન્હાને માટે શિક્ષા થઈ શકે એવું હોય, તે કામ અથવા ગુન્હો થતી વખતે, તે સખ્સ જો ત્યાં હાજર હોય, તો તણે તે કામ અથવા ગુન્હો કર્યો એમ સમજવું.

| | | | | | |
|---|---|---|---|---|---|
| જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે અગર વગર વારંટે પાલીસ પકડી શકતા હોયતો વગર વારંટે પકડી શકે, નહી તો નહી. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે જો પ્રથમ વારંટ નીકળી શકતુ હોયતો વારંટ અને જો પ્રથમ સમન નીકળી શકતો હોયતો સમન નીકળે | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે જો જામીન લેઈ શકાતો હોય તો જામીન લેઈ શકાય, નહી તો નહી. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હો જો માંડીવાળી શકાતો હોય તો માંડીવાળી શકાય, નહી તો નહી. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાનો ઇનસાફ જે કોરટથી થઈ શકે તે કોરટ ઇનસાફ કરે. | પએલા ગુન્હાને માટે જે શિક્ષા હોય તેજ શિક્ષા થાય. |

ટીકા—કોઈ શખ્સને, કાંઇ કૃત્ય થયું હોય તે વખતે ગેરહાજર હોવા છતાં પણ મદદ

ખાર તરીકે ગુન્હેગાર ઠરાવવાને એવું સાબીત કરી આપવું જોઈએ કે જે વખતે તે કૃત્ય ખ
રે ખરૂં કરવામાં આવ્યું, તે વખત તેણે મદદગારી કરી હતી, અથવા ઉશ્કેરણી કરી હતી
અથવા તેના મશ્વરતમાં સામેલ થયો હતો જેમકે કેટલાક કેદીઓએ મહાવ્યથા કરી હ
તી, અને તે વખતે બીજાઓ ફકત પાસે ઉભાજ હતા, અને પુરાવા ઉપરથી એમ જણાય
કે જે હલ્લો થયો હતો, તે કાંઈ પણ ઇરાદા સિવાય થયો હતો; તેમાં એવું ઠરાવવામા
આવ્યું કે જે લોકો પાસે ઉભા થઈ રહ્યા હતા, તેમને મદદગાર તરીકે શિક્ષા થઈ શકે,
કેમકે ક. ૧૦૭ના રકમ ૩ મુજબ તેમણે મદદગારી કરી હતી, પણ ક. ૧૧૦ પ્રમાણે મુખ્ય
ગુન્હો કરનાર તરીકે શિક્ષા થઈ શકે નહીં. કેમકે જો તેઓ તે વખતે ગેરહાજર હોતતો તે
ઓને બીલકુલ શિક્ષા થાત નહીં. રાણી વીરૂધ મહમદ કાઝીમ. ૪ વીમ. ક્રી. ૨૯. પણ
જો તે કેદીઓએ ખરે ખરી મદદ કરી હોતતો ક. ૩૪ પ્રમાણે દરેક માણસ પોતે તે કૃત્ય
કરયું તેવી રીતે ગુન્હેગાર થઈ શકત.

ક. ૧૧૪ના પ્રોવીઝનને લીધે કરીને આવા મદદગારનું જ્યારે કામ ચાલતું હોય ત્યારે
જાણેકે તેણે પોતેજ તે ગુન્હો કરયો છે, એવું તોહોમત મુકી શકાય. જેમકે એમ ધારો કે
કોઈ ગુન્હો કરતા વખતે કટલાક માણસો હાજર છે અને તેમાં સંબંધ રાખે છે, પણ તે-
માંના કીયા શખ્સે તે ગુન્હો કરયો, અને કોણે મદદગારી કરી, તે નકી થઈ શકતું નથી;
આવી બાબતમાં દરેક શખ્સને મુખ્ય ગુન્હો કરનાર તરીકે શિક્ષા થવી જોઈએ.

મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા થઈ શકે એવા ગુન્હામાં મદદગારી કરવામાં આવે, અને તે ગુન્હો તે મદદગારી ઉપરથી ન થાય તો તે મદદગારીની શિક્ષા.

અગર જેથી વ્યથા થાય એવું કાંઈ કામ તે મદદગારી ઉપરથી કરવામાં આવે, તો.

૧૧૫. મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા થઈ શકે
એવો કાંઈ ગુન્હો કરવામાં કોઈ માણસ મદદગારી કરે, અને તે મદદગા
રી ઉપરથી તે ગુન્હો કરવામાં આવે નહી, તથા તે મદદગારી માટે શિક્ષા
સંબંધી આ કાયદામાં કાંઈ સાફ ઠરાવ નહી કરેલો હોય, તો તે માણ
સને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા
કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર, તે
મદદગારી ઉપરથી જે કામને માટે તે મદદગાર જવાબદાર હોય, અને
જે કામથી કોઈ શખસને વ્યથા થાય, એવું કાંઈ કામ કરવામાં આવે,
તો તે મદદગારને ચઉદ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની
કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

દૃષ્ટાંતો.

(ક) ક નું ખુન કરવાને અ બ ને ઉશ્કેરે, પણ તે ગુન્હો કરવામાં આવે નહી. હવે અ
ગર બ ક નું ખુન કરે, તો તે મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષાને લા
યક થાય એવું છે; માટે અ સાત વરસની મુદત સુધીની કેદને તથા દંડને પણ લા
યક છે એમ સમજવું અને તે મદદગારી ઉપરથી જો ક ને કાંઈ વ્યથા કર

વામાં આવે તો તે માણસ અ ચઉદ વરસની મુદત સુધીની કેદને તથા દંડને લાયક થશે, એમ સમજવું.

| | | | | | |
|---|---|---|---|---|---|
| જે ગુન્હાની મદદગારો કરી હોય તે ગુન્હા માટે અગર વગર વારંટે જો પોલીસ પકડી શકતા હોય તો વગર વારંટે પકડી શકે, નહી તો નહી | જે ગુન્હાની મદદગારો કરી હોય તે ગુન્હાને માટે જો પ્રથમ વારંટ નીકળી શકતું હોય તો વારંટ, અને જો પ્રથમ સમન નીકળી શકતો હોય તો સમન | જે ગુન્હાની મદદગારી કરી હોય તે જો માંડી વાળી શકાતો હોય તો માંડીવાળી સકાય, નહી તો નહી. | જામિન લેઈ સકાય નહી. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાનો ઈનસાફ જે કોરટ કરે તે કોરટ ઈનસાફ કરે. | ૭ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
| અથવા જે કૃત્યની મદદગારી કરવાથી જો વ્યથા થાય તો. | જામીન લેઈ શકાય નહી. | બાકી ઉપર પ્રમાણે. | ચઉદ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | | |

ટીકા.—પ્રથમને વાસ્તે મદદગારી કરવાનો અથવા બીજા કોઈ ઉશકેરણી કરવાનો પુરાવો હોવો જોઈએ. અને બીજાને વાસ્તે તે કૃત્યના પરિણામથી વ્યથા થઈ એવો પુરાવો આવવો જોઈએ.

કેદની શિક્ષા થઈ શકે એવા ગુન્હામાં મદદગારી કરવામાં આવે, અને તે ગુન્હો તે મદદગારી ઉપરથી ન થાય તો તે મદદગારીની શિક્ષા.

અગર તે મદદગારે અથવા મદદગારી કરેલો સરકારી નોકર હોય અને તેની ફરજ તે ગુન્હો અટકાવવાની હોય તો.

૧૧૬. કેદની શિક્ષા થઈ શકે એવા કાંઈ ગુન્હામાં કોઈ માણસ મદદગારો કરે, અને તે મદદગારી ઉપરથી તે ગુન્હો કરવામાં આવે નહી, તથા તે મદદગારીને માટે શિક્ષા સંબંધી આ કાયદામાં કાંઈ સાફ ઠરાવ નહી કરેલો હોય, તો તે માણસને તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા તે ગુન્હાને માટે કેદની ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની પા મુદત સુધીની કેદની, અથવા તે ગુન્હાને માટે ઠરાવેલા દંડની અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે; અને અગર તે મદદગાર અથવા જેને મદદગારો કરો હોય તે સખસ સરકારી નોકર હોય, અને તેની ફરજ તે ગુન્હો થતો અટકાવવાની હોય, તો તે મદદગારને તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા તે ગુન્હાને માટે કેદની ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની અડધી મુદત સુધીની કેદની, અથવા તે ગુન્હાને માટે ઠરાવેલા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

દૃષ્ટાંત.

(અ) બ એક સરકારી નોકર છે. તે પોતાના હોદ્દાનો અમલ બજાવવામાં અ ના

ઉપર કોઈ મેહેરબાની કરે તેના બદલામાં अ ब ને કાંઈ લાંચ આપે, અને ब તે લાંચ લે નહી, તો अ ને આ કલમ મુજબ સીક્ષા થઈ શકે.

(ब) જુઠી સાહેદી આપવાને ब ને ઉશ્કેરે, તો એ ઠેકાણે, અગર ब જુઠી શાહેદી આપે નહી, તોપણ अ એ આ કલમમાં બયાન કરેલો ગુન્હો કરયો, અને તે મુજબ તેને સીક્ષા થઈ શકે, એમ સમજવું.

(क) अ એક પોલીસ અમલદાર છે, તેની ફરજ અપહરણ અટકાવવાની છે, તે અપહરણ કરવામાં મદદગારી કરે, તો એ ઠેકાણે, અગર તે અપહરણ ન થાય તો પણ, તે ગુન્હાને માટે કેદની ઘણામાં ઘણી જે મુદત ઠરાવા હોય, તેની અરધી મુદતની કેદને, તથા દંડને પણ अ લાયક છે, એમ સમજવું.

(ग) अ એક પોલીસ અમલદાર છે તેની ફરજ અપહરણ અટકાવવાની છે. તેની પાસે તે ગુન્હો કરાવવામાં ब મદદગારી કરે તો એ ઠેકાણે, અગર તે અપહરણ ન થાય તોપણ, તે અપહરણના ગુન્હાને માટે કેદની ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની અરધી મુદતની કેદને, તથા દંડને પણ ब લાયક છે, એમ સમજવું.

| | | | | | |
|---|---|---|---|---|---|
| જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે અગર વારંટ વગર જો પોલીસ પકડી શકતા હોય તો વગર વારંટે પકડી સકે, નહી તો નહી. | જે ગુન્હાની મદદગારી હોય તે ગુન્હાને માટે પ્રથમ વારંટ નીકળતું હોય તો વારંટ, અને જો પ્રથમ સમન નીકળતો હોય તો સમન. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે જો જામિન લેઈ શકાતા હોય તો જામિન લેઈ શકાય નહી તો નહી. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે જો માંડી વાળી શકાતો હોય, તો માંડીવાળી શકાય, નહી તો નહી. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાનો ઈનસાફ જે કોરટથી થઈ શકે તે કોરટ ઈનસાફ કરે. | તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા ઘણામાં ઘણી મુદત ઠરાવી હોય તેની ¼ મુદત સુધી કેદ અથવા દંડ અથવા બંને |
| અથવા મદદગાર અથવા મદદગારી કરેલો શખ્સ નોકર હોય, અને તેની ફરજ તે ગુન્હો અટકાવવાના હોય. | બાકી ઉપર પ્રમાણે. | તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા ઘણામાં ઘણી મુદત જે ઠરાવી હોય તેહેની ½ મુદત સુધી કેદ અથવા દંડ અથવા બંને. | | | |

એક તોહોમતદાર ઉપર આ કાયદાની ૧૬૧ મી કલમ પ્રમાણેના ગુન્હામાં મદદગારી કરવાનું તોહોમત આ કલમના બીજા ભાગ પ્રમાણે મુકવામાં આવ્યું, (એટલે કે સરકારી નોકર તરીકે ) કેમકે જે શખ્સને મદદગારી કરી તે શખ્સ સીવીલસરજન હતો; તેમાં એવું ઠરાવ્યું કે આ કલમમાં બતાવ્યા પ્રમાણે સીવીલસરજન સરકારી નોકર નહોતો, અને તેથી કરીને આ કલમના પાછલા ભાગમાં વધારે બતાવેલી શિક્ષા થઈ શકે નહી. રાણી વિ. રાંમનાથ ૨૧ સથ. ક્રી. ૯. જેમકે આ કલમમાં "સરકારી નોકર" બતાવ્યા છે તે એવો અમલદાર હોવો જોઈએ કે જેની ફરજ ગુન્હો અટકાવવાની હોય.

લોક પાસે અથવા દસથી વધારે માણસો પાસે ... **૧૧૭.** લોક પાસે અથવા કોઈ પણ વરગના દસથી વધારે સખસો પાસે કાંઈ ગુન્હો કરાવવામાં જે માણસ મદદગારી કરે, તેને ત્રણ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ

કાંઈ ગુન્હો ક બંનેની શીક્ષા કરવામાં આવશે.

રાવવામાં મદદ
ગારી.

દૃષ્ટાંત.

અ એક સરીયામ જગ્યામાં એક જાહેરનામુ ચોહોડે, અને તે મહેથે દશથી વધારે માણસોના એક તડવાળાઓને એવી રીતે ઉશ્કેરે કે તમારા સામા તડવાળા માણસો ફલાણી વખતે તથા ફલાણે ઠેકાણેથી એક વરઘોડો લેઈ જવાના છે તેઓની ઉપર હુમલો કરવાના કારણસર તમે તે વખતે તે ઠેકાણે એકઠા થજો, તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કરયો, એમ સમજવું.

| | | | | | |
|---|---|---|---|---|---|
| જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે અગર વગર વારંટે જો પોલીસ પકડી શકતા હોય તો વગર વારંટે પકડી શકે, નહી તો નહી | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે જો પ્રથમ વારંટ નીકળી શકતુ હોય તો વારંટ અને જો પ્રથમ સમન નીકળી શકતો હોય તો સમન. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે જામીન લેઈ શકાતા હોય, તો જામીન લઈ શકાય, નહિ તો નહીં | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હો માંડી વાળી શકાતો હોય તો પતા માંડીવાળી શકાય નહી તો નહી. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાનો ઇનસાફ જે કોરટથી થાય તે કોરટ ઇનસાફ કરે. | ૩ વરસ સુધી કેદ ના ગમે તે પ્રકારની કે દંડ, અથવા દંડ અથવા બંને. |

ટીકા—દરેક શખ્સ તદન ઈલાયદો અને જુદો ગુન્હો કરે તેવે ઠેકાણે આ કલમ લાગુ પડી શકતી નથી જેમકે કોઈ શખ્સ દસ બાર કોળીઓને એવી ઉશ્કેરણી આપે કે તમારે દરેક જણે પોત પોતાનો કરાર તોડવો—

પેહેલી પદવીનો "મુખ્ય ગુન્હો કરનાર" કોને કેહેવો તે નીચે પ્રમાણે જે શખ્સ ખરેખરી રીતે અથવા ગરભિત રીતે, ગુન્હો તરત કરે તે શખ્સ; બીજી પદવીનો "મુખ્ય ગુન્હો કરનાર" તે એ કે જે બીના થતી હોય અથવા થવાની હોય તે વખતે હાજર હોય, અથવા મદદ કરતો હોય, અથવા મદદગારી કરતો હોય.

કોઈ બીના બન્યા પ્રથમનો "મદદગાર" કોને કહેવો—તે એકે જે શખ્સ, ગુન્હો થયો તે વખતે ગેરહાજર હોવા છતાં, બીજાને ગુન્હો કરવાને મદદ કરતો હોય, સમજુતી આપતો હોય, હુકમ કરતો હોય અથવા મદદગારી કરતો હોય; કોઈ બીના બન્યા પછીનો "મદદગાર કોને કહેવો"—તે એ કે જે શખ્સ એમ જાણે કે બીજા શખ્સે ગુન્હો કર્યો છે, તે છતાં તેને પોતાના કબજામાં લે છે, તેને મુકત કરે છે, દીલાસો આપે છે, અથવા મદદ કરે છે, તે શખ્સ.

મદદગારી કરયા પછી ત્રણ જાતની બીનાઓ ઉત્પન્ન થાય છે, તે એ કે; પ્રથમ—કાંઈ પણ ગુન્હો બને નહીં; આવે ઠેકાણે ગુન્હેગારને કલમ ૧૧૫ અને ૧૧૬ પ્રમાણે ગુન્હો કરવાનો પ્રયત્ન કરવાને વાસ્તે શિક્ષા કરી શકાય, બીજુ—જે કૃત્યને વાસ્તે મદદગારી કરી હોય તેજ કૃત્ય થાય—અને તેમાં કલમ ૧૦૯ અને ૧૧૦ પ્રમાણે શિક્ષા થઈ શકે; અને ત્રીજુ

અ કે, કાંઈ જુદાજ પ્રકારનું કાર્ય થાય,(પણ સ્વાભાવિક રીતે મદદગારી કરેલા કૃત્યમાંથી થા ય) તેમાં ઉશ્કેરણી કરનારને કલમ ૧૧૧—૧૧૩ પ્રમાણે શિક્ષા થાય.

મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા થઈ શકે એવો કોઈ ગુન્હો કરવાની ધારણા છુપાવવી.

અગર તે ગુન્હો થાય તો, અગર તે ગુન્હો ન થાય તો.

૧૧૮. મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા થઈ શકે એવો કોઈ ગુન્હો કરવો સેહેલ કરવાના ઈરાદાથી, અથવા તે પોતાથી સેહેલ થશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં, અગર કોઈ માણસ, કાંઈ કામ અથવા કાયદા વિરૂદ્ધ કસુર કરીને, તે ગુન્હો કરવાની, ધારણા થઈ હોય તે ધારણા બુધિપુરવક છુપાવે, અથવા તે ધારણા બાબત પોતે જેને ખોટી જાણતો હોય એવી કાંઈ વાત જાહેર કરે, તો તે માણસને જો તે ગુન્હો થાય તો, સાત વરષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે; અથવા જો તે ગુન્હો ન થાય તો તે માણસને ત્રણ વરષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે અને ગુન્હો થાય તોપણ, અને ન થાય તોપણ ઉપલી શિક્ષાની સાથે દંડને પણ તે માણસ લાયક થશે.

દ્રષ્ટાંત.

અ એક ઠેકાણે ડાકાઈટીનો ગુન્હો થવાનો છે એમ જાણ્યા છતાં, મ માજીસ્ટરેટને એવી ખોટી ખબર કરે કે તેથી સામા રસ્તાપર એક ક નામની જગ્યાછે ત્યાં તે ગુન્હો થવાનો છે અને એમ કરીને તે માજીસ્ટરેટને છેતરે એવા ઈરાદાથી કે તે ગુન્હો કરવો સેહેલ કરવો અને તે ધારણા મુજબ બ જગાપર તે ગુન્હો કરવામાં આવે તો મ ને આ કલમ મુજબ શિક્ષા થઈ શકે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે અગર વગર વારંટે જો પોલીસ પકડી શકતા હોય તો, વગર વારંટે પોલીસ પકડી શકે, નહીતો નહી. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે જો પ્રથમ વારંટ નીકળી શકતુ હોય તો વારંટ અને જો પ્રથમ સમન નીકળી શકતો હોયતો સમન | જામીન લેઈ શકાય નહી. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હો માંડીવાળી શકાતો હોય તો માંડીવાળી શકાય, નહીં તો નહી. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાનો ઈનસાફ જે કોરટથી થાય તે કોરટ ઈનસાફ કરે. | ૭ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
| અને જો ગુન્હો ના થાય તો. | | ઉપર પ્રમાણે. | ૩ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | | |

આ કલમમાં "કાયદા વીરૂધ કસુર કરીને" જે શબ્દો છે, તે એવે ઠેકાણે લાગુ પડે છે અને ક્યારે ગુન્હો થાય તે નીચે પ્રમાણે છે એટલે કે એવા કોઇ શખ્સે કસર કરી હોય કે જે શખ્સની કાયદાથી, એવી ફરજ હોય કે ગુન્હાઓનો રીપોર્ટ કરવો, તેવો કોઈ શખ્સ કસુર કરે તેવી બાબતમાં લાગુ પડે છે.

"ઈરાદો હોવો જોઈએ;" બતાવ્યા પ્રમાણે ભવિશ્યમાં કોઈ કૃત્ય કરવાને ઈરાદો હતો, એવું સાબીત કરવું જોઈએ, અને આવો ઈરાદો હતો, એવો કોરટની નજરમાં પુરાવો મળી શકે નહીં તો, ગુન્હેગાર ઠરાવી શકાય નહીં.

જે વાત છુપાવવાની છે, તે બુદ્ધિપુરવક છુપાવેલી જોઈએ, એટલે જે માણસ છુપાવવાનો હોય, તેણે એમ કરવા ધારેલું હોવું જોઈએ.

જે ગુન્હો અટકાવવાની ફરજ હોય એવો કોઈ ગુન્હો કરવાની ધારણા કોઈ સરકારી નોકરે છુપાવવી.

૧૧૯. કોઈ માણસ સરકારી નોકર હોય, અને સરકારી નોકર દાખલ જે ગુન્હો થતો અટકાવવાની તેની ફરજ હોય, એવો કોઈ ગુન્હો કરવો સેહેલ કરવાના ઈરાદાથી, અથવા પોતાથી તે સેહેલ થશે એવો સંભવ છે એમ જાણીને, અગર તે સરકારી નોકર, કાંઈ કામ કે કાયદા વિરૂધ કસુર કરીને, ને ગુન્હો કરવાની ધારણા થઈ હોય તે ધારણા બુધિપુરવક છુપાવે, અથવા તે ધારણા બાબત પોતે જેને ખોટો જાણતા હોય એવી કાંઈ વાત જાહેર કરે તો તે માણસને, જો તે ગુન્હો થાય તો,

અગર તે ગુન્હો થાય તો.

તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા તેને માટે કેદની જે ઘણામાં ઘણી મુદત ઠરાવી હોય તેની અરધી મુદત સુધીની કેદની, અથવા તે ગુન્હાને માટે ઠરાવેલા દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે; અથવા

અગર તે ગુન્હો મોત વગેરેની સીક્ષા જોગ હોય તો.

જો તે ગુન્હો મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની સીક્ષા થઈ શકે એવો હોય તો તે માણસને દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે; અથવા જો તે ગુન્હો ન

અગર તે ગુનો ન થાય, તો.

થાય, તો તે માણસને, તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા તેને માટે કેદની જે ઘણામાં ઘણી મુદત ઠરાવી હોય તેની પા. મુદત સુધીની કેદની, અથવા તે ગુનાને માટે ઠરાવેલા દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

દૃષ્ટાંત.

અ એક પોલીસ અમલદાર છે, અને અપહરણ કરવાની જે જે ધારણા તેના જાણ્યામાં આવે તે સરવેની ખબર આપવાની કાયદા મુજબ તેની ફરજ છે. તેના જાણ્યામાં એમ હોય કે અપહરણ કરવાની બ ધારણા કરે છે, અને તે તે ગુનો કરવો સેહેલ કરવાના ઇરાદાથી તે ખબર આપવામાં કસુર કરે, તો એ ઠેકાણે કાયદા વિરૂધ, કસુર કરીને, અ એ બ ની ધારણા છે તે છુપાવી માટે તે આ કલમના ઠરાવ મુજબ સીક્ષાને લાયક છે, એમ સમજવું.

| | | | | | |
|---|---|---|---|---|---|
| જે ગુન્હાની મદદગારા કરી હોય તે ગુન્હાને માટે અગર વગર વારંટે પોલીસ પકડી શકતું હોય તો, વગર વારંટે પકડી શકે, નહી તો નહી. | જે ગુન્હાના મદદગારા કરી હોય તે ગુન્હાને માટે જો પ્રથમ વારંટ નીકળી શકાતો હોય તો વારંટ અગર જો સમન ની કળી શકતો હોય તો સમન. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે જામન લેઈ શકતા ના હોય તો જામિન લેઈ શકાય, નહી તો નહી. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હો જો માંડી વાળી શકાતો હો ય તો માંડી વાળી શકાય નહી તો નહી. | જે ગુન્હાની મદદગારી કરા તે ગુન્હાનો ઈનસાફ જે કોરટથી થાય તે કોરટ ઈનસાફ કરે. | તે ગુનાહને માટે ઠરાવેલાં પ્રકારની તથા ધણામાં ધણી મુદત જે ઠરાવી હો તેહેની ¼ મુદત સુધી કેદ, અથવા દંડ અથવા બંને. |
| અગર તે ગુનોહ મોત અથવા સમુદ્રપારની શિક્ષા લેવાં જોગ હોય તો. | જામીન લેઈ શકાય નહી. | બાકી ઉપર પ્રમાણે. | ૧૦ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ | | |
| અગર ગુનોહ ના થાય તો. | મદદગારા કરલા' ગુનાહને વાસ્તે 'જામાંન લઈ શકાતા હોય તો લેવાય, નહી તો નહી. | બાકી ઉપર પ્રમાણે. | ગુનાહને માટે ઠરાવેલા પ્રકારની તથા ધાણામાં ધણી મુદત જે ઠરાવા હોય તેના ¼ મુદત સુધી કેદ અથવા દંડ અથવા બંને. | | |

કેદની શિક્ષા થઈ શકે એવો કોઈ ગુનો કરવાની ધારણા છુપાવવી.

૧૨૦ કેદની સીક્ષા થઈ શકે એવો કોઈ ગુન્હો કરવો સેહેલ કરવાના ઈરાદાથી, અથવા તે પોતાથ સેહેલ થશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં, અગર કોઈ માણસ કાંઈ કામ અથવા કાયદા વિરૂધ કસુર કરીને, તે ગુનો કરવાની ધારણા થઈ હોય તે ધારણ બુધિપુરવક છુપાવે અથવા તે ધારણા બાબત પોતે જેને ખોટી જાણતો હોય એવી કાંઈ વાત જાહેર કરે, તો તે માણસને જો તે ગુનો થાય, તો તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા તે ગુન્હાને માટે કેદની જે ધણામાં ધણી મુદત ઠરાવી હોય તેની ¼ મુદત સુધીની કેદની, અને જો ગુન્હો ન થાય તો તે ધણામાં ધણી મુદતના એક અષ્ટમાસ મુદત સુધીની કેદની, અથવા તે ગુન્હાને માટે ઠરાવેલા દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

અગર તે ગુન્હો થાય તો, અગર ન થાય તો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે અગર વગર વારંટે જો પોલીસ પકડી શકતા હોય તો વગર વારંટે પકડી શકે, નહી તો નહી. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે જો પ્રથમ વારંટ નીકળી શકતુ હોય તો વારંટ, અને જો સમન નીકળી શકતો નહી. હોય તો સમન. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે જો જામીન લેઈ શકાતો હોય તો જામીન લેઈ શકાય, નહી તો નહી. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હો માંડ વાળી શકાતો હોય તો પતો માંડ વાળી શકાય, નહી તો નહી. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાનો ઈનસાફ જે કોરટથી થઈ શકતો હોય ત કોરટ ઈનસાફ કરે. | ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા ધણામાં ધણી મુદ્દત જે ઠરાવી હોય તેની ¼ મુદત સુધી કેદ અથવા દંડ અથવા બંને |

| | | |
|---|---|---|
| અગર ગુનો નહી થાય તો. | બાકી રૂપ ૧ પ્રમાણે. | તે ગુનાને માટે ઠરાવેલા પ્રકારની તથા ધણામાં ધણી મુદત જે ઠરાવી હોય તેના ¼ ભાગ સુધી કેદ અથવા દંડ અથવા બંને. |

ટીકા—એક કેસમાં એવું બન્યું કે કેટલાક કેદીઓને ખુન કરવા માટે ગુન્હેગાર ઠરાવ્યા હતા, અને પાંચમી કેદી, જે ખુન થયેલા શખ્સની સ્ત્રી હતી, તેના ઉપર કલમ ૧૧૮મી મુજબ તોહોમત મુકવામાં આવ્યું હતુ, કેમકે પુરાવા ઉપરથી એવું જણાયું કે તેના ધણીનું ખુન થવાનું છે એવું તે જાણતી હતી અને જાણી જોઈને તે વિશે તેણે તેના ધણીને ચેતવણી આપી નહીં કે તારૂં ખૂન થવાનું છે; મદ્રાસની હાઈ કોરટે તેણીને ગુન્હેગાર ઠરાવી હતી.

જે સરકારી નોકરની એવી ફરજ છે કે ગુન્હા અટકાવવા, તેવા નોકરો છુપાવે તો તે વીશે આ કાયદામાં વધારે સખ્તાઈ બતાવી છે, (જુઓ કલમ ૧૧૯) આવી બાબતમાં જે જે ભુલ તેઓ કરે તે ગેર કાયદેસર છે, કેમકે જે જે ફરજ બજાવવાને વાસ્તે તેમને પગાર આપવામાં આવે છે તે ફરજનો તેઓ ભંગ કરે છે, માટે આ કલમ એવા શખ્સોને લાગુ પડે છે કે જેમની તે ગુન્હો અટકાવવાની ફરજ હોય. કાંઈ તોફાન થતુ અટકાવવાની ફરજ કોઈ રવીન્યુ અમલદારની અથવા જયુડીસીઅલ સુપ્રીન્ટેનડેનટની નથી, તેમજ કોઇ પોલીસ કોન્સ્ટેબલની ફરજ કોઈ ગામનો હીસાબ તપાસવાની નથી.

ફોજદારી કાયદાની કલમ ૪૪ મુજબ, ઈંડીયન પીનલ કોડની ૧૨૧મી ૧૨૧ અ, ૧૨૨ મી, ૧૨૩, ૧૨૪, ૧૨૪ અ, ૧૨૫, ૧૨૬, ૧૩૦, ૩૦૨, ૩૦૩, ૩૦૪, ૩૮૨, ૩૯૨, ૩૯૩, ૩૯૪, ૩૯૫, ૩૯૬, ૩૯૭, ૩૯૮, ૩૯૯, ૪૦૨, ૪૩૫, ૪૩૬, ૪૪૯, ૪૫૦, ૪૫૬, ૪૫૭, ૪૫૮, ૪૫૯, અને ૪૬૦ મી કલમ પ્રમાણે શિક્ષા થઈ શકતી હોય એવો હરકોઈ ગુન્હો કરયા વશે, અથવા કરવાના બીજા હરકોઈ શખ્સના ઈરાદા વશે, ઈલાકાનાં મુખ્ય શેહેરોની અંદર કે બાહાર, જે શખ્સ જાણતો હોય, તેવા દરેક શખ્સે, વાજબી સબબ નહીં હોયતો, પાસેના માજીસ્ટ્રેટને અથવા પોલીસ અમલદારને તે બાબતની તાબડતોબ ખબર આપવી. વાજબી સબબ છે, તે સાબીત કરવાનો બોજો સદરહુ પ્રમાણે જાણનાર શખ્સને માથે છે એમ સમજવું.

—❦—

## બાબ ૬ ઠો

### રાજ્ય વિરૂધ ગુન્હાઓ બાબત.

રાણીના સામા લડાઈ કરવી, અથવા લડાઈ કરવાની કોસીસ કરવી, અથવા લડાઈ કરવામાં મદદગારી કરવી.

૧૨૧. જે માણસ રાણીની સામે લડાઈ કરે, અથવા લડાઈ કરવાની કોસીસ કરે, અથવા લડાઈ કરવામાં મદદગારી કરે, તેને મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની સીક્ષા કરવામાં આવશે, અને તેની સઘળી મીલકત જપ્ત થશે.

| વગર વારંટે પોલીસથી પકડાય નહી. | પ્રથમ વારંટની કળે. | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાયનહી | સેશન કોરટથી તપાસ થાય. | મોત અથવા જીવતાં સુધી સમુદ્રપારની તથા મિલકત સરકારમાં જપ્ત થાય |
|---|---|---|---|---|---|

ટીકા—"જે માણસ રાણીની સામે લડાઈ કરે" એ શબ્દોનો અરથ એવો છે કે જેઓ રાણીની પ્રજા હોય, અથવા રાણીની પ્રજા ન હોય પણ રાણીના મુલકમાં રહેતા હોય, તેવા શખ્સોને લાગુ પડે છે. પણ જે માણસો પારકી રઈયત છે, અથવા જેમને વાસ્તે હીંદુસ્તાનની કાયદા બાંધનારી મંડળી કોઈ પણ બંધનકારક કાયદો કરી શકતી નથી તેવા શખ્સોને લાગુ પડે નહીં. તેથી કરીને કોઈ રાજા અથવા પરરાજ્યની રઈયત, જે આ પણી સરકારની સામે કાયદેસર લડાઈ કરે છે, તેને આ કલમ લાગુ પડતી નથી. પણ જે પરદેશીઓ સ્થાનીક પ્રજાધરમ પાળે છે તેમને આ કલમ લાગુ પડે છે.

"લડાઈ કરે" તેનો અરથ એવો છે કે જેઓ પોતાના પ્રજાધરમની ફરજ દુર મુકીને લડાઈ કરવાને વાસ્તે હથિયાર લેઈ તઈયાર થાય, અથવા બળવો કરે. એમાં એવો અરથ ગરભિત હોવો જોઈએ કે રાજાનો નાશ કરવો અથવા રાજ બદલાય.

૧૨૧ મી. કલમ પ્રમાણે સીક્ષા કરવા લાયક ગુન્હો કરવાનો સંપ કરવો.

"૧૨૧. અ.—જે માણસ બ્રિટીસ ઈંડીયામાં અથવા બ્રિટીશ ઈંડીયા બાહાર ૧૨૧ મી કલમ પ્રમાણે શિક્ષા કરવા લાયક કાંઈ ગુન્હો કરવાનો અથવા બ્રિટીસ ઈંડીયાનું અથવા તેના કાંઈ ભાગનું રાણી સાહેબનું રાજ્ય છીનવી લેવનો સંપ કરશે, અથવા ઈંડીયા સરકારને અથવા હરકોઈ ઈલાકાની સરકારને સાપ્રાધ બળથી અથવા સાપ્રાધ બળના દેખાવથી ડરાવવાનો સંપ કરશે તે માણસને જીવતાં સુધી અથવા થોડી મુદત સુધી સમુદ્રપાર મોકલવાની શિક્ષા કરવી, અથવા ઘણામાં ઘણા દસ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવી.

"ખુલાસો—આ કલમ પ્રમાણે સંપ કરવાનો ગુન્હો થવા સારૂ સંપ કરવાના કામમાં હરકોઈ કામ અથવા કાયદા વિરૂદ્ધ કસુર થવીજ જોઈએ એવું સમજવું નહી."

દ્રષ્ટાંત.

(અ) રાણીની સામા એક બંડ થાય તેમાં અ સામિલ થાય, તો, આ કલમમાં બ્યાન

કરેલો ગુન્હો અ એ કર્યો એમ સમજવું.

(ખ) પિલાન મહેરના બંડખોરોને હથિયારો મોકલીને ત્યાંના રાણાના રાજ્યની સામા બંડ કરવામાં અ હિંદુસ્થાનમાં રહ્યો મદદગારી કરે, તો અ એ રાણીની સામા લડાઈ કર વામાં મદદગારી કરવાનો ગુન્હો કીધો એમ સમજવુ.

| વગર વારંટે પોલીસથી પ પકડાય ન હી. | પ્રથમ વા રંટનીકળે. | જામીન લે ઈ શકાય નહી. | માંડીવાળી શકાયનહી | સેશન કો રટથી ઈન સાફ થાય. | જીવતાં સુધી અથવા હરકો ઈ થોડી મુદ્દત સુધી, સમુદ્ર પારની શિક્ષા, અથવા દસ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ. |
|---|---|---|---|---|---|

ટીકા.—રાણીની સામે લડાઈ કરવાનો ગુન્હો કરવાને વધારે શખ્સ જોઈએ, એવી કાંઈ જરૂર નથી. ત્રણ અથવા ચાર માણસો હોયતો બસ છે. તેમજ એમ હોવાની કાંઈ જરૂર નથી કે તે માણસો લડાઈ કરવાની માફક મોટો વરઘોડો ચડાવી જતા, અને તેમની પાસે સરવ જાતનાં શસ્ત્ર હતાં. કબજામાં હથિયાર હોય, એ ફકત ગુન્હાને વધારે મજબુત કરે છે. જો માણસો વધારે હોય અને એવો અનુમાન થઈ શકે કે તેઓ નાશ કરવાને બસ છે, તો કદાચ તેમની પાસે હથિયાર હોયકે ના હોય, તે કાંઈ સવાલ નથી. તેમજ એવી કાંઈ જરૂર નથી કે ખરે ખર ફટકા મારવામાં આવ્યા હતા. લડાઈ કર્યા શિવાય, નામ દાખલ કરાવી કુચ કરવી એ બસ છે.

લડાઈ કરવાના ગુનાનું તોહોમત મુકવામાં આવ્યું હોય તેમાં જે કામ થયાં છે તેની કેવી મતલબ હતી અથવા તે કેવા અરથમાં થયાં છે તે કેદીઓ સાબીત કરે, એવો કાંઈ જરૂર નથી. સઘળી બીનાઓ સાબીત કરવી એટલુંજ નહીં પણ શી મતલબથી ગુન્હો થયો છે, તે ફરીઆદી કરનારે સાબીત કરવું જોઈએ.

*રાણીના સામા લડાઈ કરવાના ઈરાદાથી હથિયારો વગેરે એકઠાં કરવાં.*

૧૨૨ જે સખસ રાણીની સામા લડાઈ કરવાના ઈરાદાથી, અથવા લડાઈ કરવાને તઈયાર થવાના ઈરાદાથી, માણસો, હથિયારો, અથવા દારૂ ગોળા એકઠા કરે, અથવા લડાઈ કરવાની બીજી રીતે તઈયારી કરે તો તે સખસને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે અને તેની સઘળી મિલકત સરકાર જપ્ત થશે.

| વગર વારંટે પોલીસ પક ડો શકે નહી | પ્રથમ વા રંટનીકળે. | જામીન લે ઈ શકાય નહી. | માંડીવાળી શકાયનહી | સેશન કોર ટથી ઈન સાફ થશે. | જીવતાં સુધી સમુદ્રપાર, અથવા ૧૦ વરસ સુધી એમાં ના ગમે તે પ્રકારની કેદ તથા મિલકત સરકાર જપ્ત થાય. |
|---|---|---|---|---|---|

ટીકા.—આ કલમથી જે કૃત્યો શિક્ષાને પાત્ર થાય છે, તે પ્રયત્ન કહી શકાય નહીં. પણ ઉઘાડી રીતે લડાઈ કરવાનો ગુનો કરવાની તે તયારીયો કહેવાય. જે શખ્સો લડાઈ કરતા હોય અથવા કરવાનો ઈરાદો રાખતા હોય, તેમને મદદ કરવામાં જો મજકુર રીતે કૃત્ય કરયાં હોય, તો કરનાર મદદગાર થાય છે.

લડાઈનું કામ શેહેલ કરવાના ઈરાદાથી લડાઈની ધારણા છુપાવવી.

૧૨૩. રાણીની સામા લડાઈ કરવાની કાંઈ ધારણા થઈ હોય તે ધારણા કાંઈ કામ અથવા કાયદા વિરૂધ કસુર કરીને જો કોઈ માણસ છુપાવે, અને તે એવા ઈરાદાથી કે એ પ્રમાણે તે ધારણા છુપાવેથી તે લડાઈ કરવી સેહેલ થાય, અથવા એ પ્રમાણે તે છુપાવેથી તે લડાઈ કરવી સેહેલ થશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં, તો તે માણસને દશ વરષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે; અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય નહીં | માડીવાળી શકાય નહી | સેશન કોરટથી ઈનસાફ થાય. | ૧૦ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

કોઈ કાયદેસર અખતિયાર અમલમાં આણાવવાના અથવા ના આણવવાના ઈરાદાથી ગવરનર જનરલ ગવરનર વગેરે પર હુમલો કરવો.

૧૨૪. હિંદુસ્થાનના ગવરનર જનરલ, અથવા કોઈ પ્રેસીડેન્સીના ગવરનર અથવા કોઈ લિવટેનંટ ગવરનર, અથવા હિંદુસ્થાનના ગવરનર જનરલની કાંઉન્સીલના અથવા કોઈ પ્રેસિડેન્સીની કાંઉન્સીલના કોઈ સભાસદના કાયદેસર અખતિયાર માંહેલા કાંઈ પણ અખતિયાર, તે ગવરનર જનરલ અથવા ગવરનર અથવા લિવટેનંટ ગવરનર અથવા કાંઉન્સીલના સભાસદને સમજાવીને અથવા જબરદસ્તીથી તેના પાસે કોઈ પણ રીતે અમલમાં આણાવવા અથવા ના આણવવાના ઈરાદાથી, જે માણસ તે ગવરનર જનરલ અથવા ગવરનર અથવા લિવટેનંટ ગવરનર અથવા કાંઉન્સીલના સભાસદની ઉપર હુમલો કરે, અથવા તેને ગેરબાજબી અટકાવ કરે, અથવા ગેરબાજબી અટકાવ કરવાની કોસીસ કરે, અથવા સાપ્રાધ બળથી અથવા સાપ્રાધ બળના દેખાવથી તેને ડરાવે, અથવા તે રીતે ડરાવવાની કોસીસ કરે, તે માણસને સાત વરષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાયનહી | સેશન કોરટથી ઈનસાફ થાય. | ૭ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

એ હિલી ઉ

“૧૨૪. અ—કોઈ માણસ બ્રિટીશ ઈંડીયામાં કાયદાની રૂઈએ જે

ત્પંન કરવી.

સરકારનો અમલ સ્થાપેલો છે તે સરકાર બાબત લોકોના મનમાં બેદિલી ના વિચાર બોલેલા શબ્દો વડે અથવા કોઈ વાંચે તેવા ઇરાદાથી લખે લા શબ્દો વડે અથવા ઈસારત કરીને અથવા પ્રતક્ષ કાંઈ દેખાડીને અ થવા બીજી રીતે ઉત્પન કરશે અથવા ઉત્પન કરવાની કોસીસ કરે તો તે ને જીવતાં સુધી અથવા હરકોઈ મુદત સુધી સમુદ્રપાર મોકલવાની શિક્ષા કરવી અને વળી જોઈએ તે દંડ પણ કરવો અથવા ઘણામાં ઘણી ત્રણ વરષ સુધીની કેદની શિક્ષા કરવી અને વળી જોઈએ તો દંડ પણ કરવો અથવા દંડ કરવો."

"ખુલાસો—સરકારી યોજના બાબતની જે નાપસંદી સરકારનો કાયદાસર અધીકાર મા નવાના ધોરણને અનુસરીને હોય અને સરકારનો કાયદાસર અધીકાર નહી સરખો કરવા બા બત અથવા તેને હરકત કરવા બાબત કાયદા વિરૂદ્ધ રીતે કરેલી કોસીસ વીરૂદ્ધ સરકારના અ ધીકારને મદત કરવાના ધોરણને અનુસરીને હોય તે ના પસંદીને બે દીલી સમજવી નહી વાસ્તે એવાજ પ્રકારની ના પસંદીજ લોકના મનમાં લાવવાના ઈરાદાથી સરકારની યોજના બાબત ટીકા કરવી તે આ કલમના અરથ પ્રમાણે ગુન્હો થતો નથી."

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પક ડી શકે નહી. | પ્રથમ વા રંટ નીકળે | જામીન લે ઈ શકાય નહી. | માંડીવાળી શકાયનહી | સેશન કોર ટથી ઈન સાફ થાય. | જીવતાં સુધી અથવા હરકો ઈ થોડી મુદત સુધી સમુ દ્રપારની શિક્ષા તથા દંડ, અથવા ૩ વરસ સુધી એમાં ના ગમે તે પ્રકારની કેદ તથા દંડ અથવા દંડ. |

ટીકા.—આ કલમ ૧૮૭૦ના આકટ ૨૭ માની કલમ ૧૩-૧૪થી વધારવામાં આવીછે

રાણીની સામે મઈત્રી રાખનારા એશિયાના કોઈ રાજાની ઉપર લ ડાઈ કરવી.

૧૨૫. રાણીની સાથે મઈત્રી હોય અથવા સલાહ હોય એવા એ શિયાના કોઈ પણ રાજાના રાજ્યની સામા જે માણસ લડાઈ કરે, અ થવા લડાઈ કરવાની કોસીસ કરે, અથવા લડાઈ કરવામાં મદદગારી કરે, તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની સીક્ષા કરવામાં આવશે, અને તે ની સાથે તેને દંડ પણ થઈ શકે; અથવા સાત વરષની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને તેની સા થે તેને દંડ પણ થઈ શકે અથવા દંડની શિક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પક ડી શકે નહી. | પ્રથમ વારં ટ નીકળે. | જામીન લે ઈ શકાય નહી. | માંડીવાળી શકાયનહી | સેશન કો રટ ઈનસા ફ કરે. | જીવતાં સુધી સમુદ્રપાર તથા દંડ, અથવા સાત વર્ષ સુધી એ માંના ગમે તે પ્રકારની કે દ તથા દંડ અથવા દંડ. |

ટીકા.—જેશખ્શો આપણા કાયદાને નાખે છે, તેઓ જો બ્રીટીશ ઈંડીયાની હદની બ હાર આવા ગુના કરે તોપણ તેમને શિક્ષા થઈ શકે છે.

રાણીની સાથે સલાહરાખનારા કોઈ રાજાના મુલકપર લુટ કરવી.

૧૨૬. રાણીની સાથે મઈત્રી અથવા સલા હોય, એવા કોઈ પણ રાજાના મુલકપર જે માણસ લુટ કરે, અથવા લુટ કરવાની તઈયારી કરે, તે માણસને સાત વરષની મુદ્દત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને, તથા લુટ કરવામાં વાપરેલી અથવા વાપરવાને ધારેલા અથવા તે લુટમાંથી મળેલી જે મિલકત હોય તે મીલકત સરકાર જપ્ત થવાને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પક ડી શકે નહી | પ્રથમ વા રંટ નીકળે | જામીન લે ઈ શકાય નહી. | માંડીવાળી શકાયનહી | સેશન કો રટ ઈન સાફ કરે. | ૭ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ, અથવા કાંઈ મુકરર મિલ કત સરકાર જપ્ત થાય. |
|---|---|---|---|---|---|

ટીકા.“—લુટ કરે” એ શબ્દોનો એવો અરથ છે કે કોઈ એક શખ્સનીમિલકત ઉ-પર હલ્લો કરે તે કરતાં તેમાં વધારે બાબત હોવો જોઈએ.

૧૨૫મી તથા ૧૨૬ મી કલમમાં લખ્યા પ્રમાણે લડાઈ અથવા લુટથી મળેલી મીલકત લેવા.

૧૨૭. ૧૨૫ મી, તથા ૧૨૬ મી કલમમાં લખેલા ગુન્હાઓ માંહે લા કોઈ ગુન્હા કરવામાં મળેલી કાંઈ મીલકત જે માણસ તે તે રીતે મળવેલી છે એમ જાણીને લે, તે માણસને સાત વરષની મુદ્દત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને, તથા તે લીધેલી મિલકત સરકાર જપ્ત થવાને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પક ડી શકે નહી. | પ્રથમ વારં ટ નીકળે. | જામીન લે ઈ શકાય નહી. | માંડીવાળી શકાયનહી | સેશન કો રટથી ઈન સાફ થાય. | ૭ વરષ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ, તથા કાંઈ મુકરર મિલકત સરકાર જપ્ત થાય. |
|---|---|---|---|---|---|

ટીકા—લુટારા ગમે તો આપણી રઈયત હોય, અથવા પરરાજ્યના હોય અને લુટેલી વસ્તુ સહીત, આપણી સરહદમાં આવી આશ્રય લેતા હોય, તોપણ લુટેલી મીલકત તેમના કબજામાં હોવાના સબબથી આ પ્રોવીઝનમાં આવી શકે નહીં. તેમની પાસે તે મીલકત બીજાઓ પાસ્રથી થોડી મુદ્દતમાં આવેલી હોવી જોઈએ. લુટેલી વસ્તુછે એવું જાણવા છતાં પણ જે માણસ ઢોર વીગેરે કાંઈ વસ્તુ, જુજ કીંમત આપી લે, તેઓને આ કલમ લાગુ પડે.

સરકારી નોક

૧૨૮. જે માણસ, સરકારી નોકર છતાં, પોતાના હવાલામાંના કો

ર બુદ્ધિપુરવક પોતાના હવાલામાં કોઈ રાજ્યકોય અથવા લડાઈના કેદીને નાસી જવા દે, તે બાબત.

ઈ રાજ્યકય કેદીને અથવા લડાઈના કેદીને, જે જગામાં તે કેદીને કેદ કરચો હોય તે જગામાંથી બુદ્ધિપુરવક નાસી જવા દે, તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા અથવા, દસ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે નહી | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાયનહી | સેશન કોરટ ઈનસાફ કરે. | જીવતાં સુધી સમુદ્રપાર, અથવા ૧૦ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |

ટીકા.—આ કલમ પ્રમાણે તહોમતદાર ઠરાવવાને એવો પુરાવો જોઈએ કે નાઠેલો શખ્સ રાજકીય અથવા લઢાઈનાકેદી તરીકે કેદમાં હતો; તહોમતદાર જોખર છે, અને તેના પેહેરામાં તે કેદી હતો, અને તેણે જાણી જોઈને તેને નાશી જવા દીધો અથવા નાશી જવાની મતલબ પાર પાડવાને તેને જોઈતાં સાધનો આપી ઉશ્કેરણી કરી.

સરકારી નોકર ગફલતથી પોતાના હવાલામાંના કોઈ રાજ્યકય અથવા લડાઈના કેદીને નાસી જવા દે, તે બાબત.

૧૨૯. જે માણસ, સરકારી નોકર છતાં; પોતાના હવાલામાંના કોઈ રાજ્યકય કેદીને અથવા લડાઈના કેદીને કેદની જે જગામાં તે કેદીને કેદ કરચો હોય તે જગામાંથી ગફલતથી નાસી જવા દે, તે માણસને ત્રણ વરસની મુદત સુધીની આસાન કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે,

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાય નહી | શેસન કોરટ, અથવા પ્રેસીડેંસી માજીસ્ટરેટ, અથવા પેહેલા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૩ વરસ સુધી આસાન કેદ તથા દંડ. |

ટીકા.—આ કલમમાં બતાવેલો ગુન્હો ગઈ કલમમાં બતાવેલા જેવો છે. પણ ફકત ફેર એટલો કે આમાંનો ગુન્હો બુદ્ધિ પુરવક કરેલો નથી પણ ગફલતથી થયેલો છે. ગઈ કલમની માફકજ સાબીત કરવું જોઈએ.

નાશી ગયો એ વાત, પોતેજ દરોગાની ગફલતી સાબીત કરી આપે છે, કેમકે કેદીને સહી સલામત રાખવો, એ એની ફરજ હતી, પણ આવો બાબત નકારમાં સાબીત થઈ

શકે, જેમકે એવું બતાવે કે કેદી જોર વાપરીને છટકી ગયો અથવા હરકોઈ બીજી હકીકતો.

તેવા કેદીને નાસી જવામાં સહાય કરવું, છોડાવવો અથવા ઘરમાં રાખવો.

૧૩૦. કોઈ રાજ્યકુય કેદીને અથવા લડાઈના કેદીને કાયદેસર કેદમાંથી નાસી જવામાં જે માણસ સાહાય અથવા મદદ કરે, અથવા એવા કોઈ કેદીને જે છોડાવે, અથવા છોડવવાની કોશિસ કરે, અથવા એવા કાયદેસર કેદમાંથી નાસી ગયો હોય તેને જે ઘરમાં રાખે અથવા સંતાડે, અથવા એવા કેદીને પાછો પકડવામાં જે હરકત કરે, અથવા હરકત કરવાની કોસીસ કરે, તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ખુલાસો—જે રાજ્યકુય કેદીને અથવા લડાઈના કેદીને પોતાના વચનપરથી બ્રીટીશ ઈંડિયાની કેટલીએક મુકરર કરેલી હદમાં છુટો રેહેવા દીધો હોય, તે કેદી જે હદમાં છુટો રેહેવાની તેને રજા હોય તે હદમાંથી બાહાર જાય તો તે કાયદેસર કેદમાંથી નાસી ગયો એમ સમજવું.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે નહી | પ્રથમ વારંટ નીકળે. | જામિન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી | સેસન કોરટ ઈનસાફ કરે. | જીવતાં સુધી સમુદ્રપાર, અથવા ૧૦ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ. |

ટીકા.—ક. ૧૨૭મી શિવાય, આ પ્રકરણમાંના ગુન્હાને વાસ્તે તપાસ કરવાને કોઈ પણ કોરટને સરકારનો હુકમ જોઈએ અથવા ગવરનર જનરલ ઈન કાંઉસીલે કોઈ અમલદારને સત્તા આપી હોય, તેવા અમલદારનો હુકમ જોઈએ, અથવા જો એડવોકેટ જનરલ ફરીયાદી કરે તો તે ચાલે.

ક. ૧૨૧ અ અને ૧૨૪ અ પ્રમાણે શિક્ષા કરવા લાયક ગુન્હાની તપાસ કોઈ પણ કોરટ સરકારના અથવા સ્થાનિક સરકારના હુકમ શિવાય કરી શકે નહીં.



## બાબ ૭ મો.

### જમીનપરના તથા દરિયાઈ ફોજ સંબંધી ગુન્હાઓ બાબત.

બંડમાં મદદગારી કરવી અથવા કોઈ સોલજરને કે ખલાસીને પોતાની નોકરીથી ભ્રષ્ટ ક

૧૩૧ રાણીની જમીનપરની અથવા દરિયાઈ ફોજમાંના કોઈ આફિસરે, સોલજરે, અથવા ખલાસીએ બંડ કરવામાં જે માણસ મદદગારી કરે, અથવા તેવા કોઈ આફિસર, સોલજર, અથવા ખલાસીને પોતાના પ્રજા ધરમથી અથવા પોતાના શેવા ધરમથી ભ્રષ્ટ કરવાની જે માણસ કોસીસ કરે, તેને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી

રવાની કોશિશ તે દંડને પણ લાયક થશે.
કરવો.

ખુલાસો.—આ કલમમાં "આફિસર" અને "સોલજર" આ શબ્દો લખેલા છે તેમાં મલિકા માઆઝમાના લશ્કરનો વધારે સારો બંદોબસ્ત રાખવા બાબતના લશ્કરી આઈન અથવા સન ૧૮૬૯ના ૫ માં આકટની લશ્કરી આઈન જે માણસને લાગુ હોય તે માણસનો સમાસ થાય છે એમ સમજવું.

| વગર વારંટે પોલીસ પકડી શકે | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી. | સેશન કોરટ ઈનસાફ કરે. | જીવતાં સુધી સમુદ્રપાર અથવા ૧૦ વરષ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

ટીકા.—બીલકુલ તાબામાં નહીં રેહેવું એવી જો ધારણા હોય તો બંડનો ગુન્હો થઈ શકે છે, જેમકે કોઈ સીપાઈ પોતાના લશ્કરી ઉપરીને બળથી અટકાવ કરે, અથવા જો વધારે સીપાઈઓ હોય તો તેઓ તેનો સામા થાય, સરકારની સામે અથવા દીવાની અમલદારોની સામે એવાં કોઈ ફીતુરી કામ કરે, તેથી પણ બંડ કરયું કેહેવાય.

બંડ કરવામાં મદદગારી કરવાથી જો બંડ થાય તો તેની સીક્ષા.

૧૩૨. રાણીનો જમીનપર અથવા દરિયાઈ ફોજમાંના કોઈ આફિસરે, સોલજરે, અથવા ખલાશીએ બંડ કરવામાં જો કોઈ માણસ મદદગારી કરે, અને તે મદદગારી ઉપર બંડ થાય તો તે માણસને મોતની, અથવા જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને લાયક પણ થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી | સેશન કોરટ ઈનસાફ કરે. | મોત અથવા જીવતાં સુધી સમુદ્રપાર અથવા ૧૦ વરષ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

ટીકા.—આ ઠેકાણે બતાવેલો ગુન્હો મદદગારી કરયાનો છે, અને તેનો પરિણામ બંડ થવું જોઈએ. પુરાવામાં પ્રથમનો મદદગારી અને બંડ થયુંછે, એ બંને સાબીત કરવાં જોઈએ.

કોઈ ઉપરી અમલદાર પોતાનો હોદ્દો ચલાવતો હોય તે દરમિયાનમાં તેની ઉપર હુમલો કરવામાં મદદગારી કરે તેની સીક્ષા.

૧૩૩. રાણની જમીનપરની અથવા દરિયાઈ ફોજમાંના કોઈ આફિસરે, સોલજરે, ખલાશીએ કોઈ ઉપરી અમલદાર પોતાના હોદ્દાનું કામ કરતો હોય તેવામાં તેની ઉપર હુમલો કરવામાં જે માણસ મદદગારી કરે તેને ત્રણ વરષની મુદત સુધીની એમાંનાગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

ઉપર કોઈ આફીસરે, સોલજરે, અથવા ખલાસીએ હુમલો કરવામાં મદદગારીકરવી

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાયનહી | સેશનકોરટ, અથવા પરેસીડેન્સી માજીસ્ટરેટ, અથવા ૧લા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૩ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

જો હુમલો થાય તો તે હુમલામાં મદદગારીની સીક્ષા.

૧૩૪. રાણીની જમીનપરની અથવા દરિયાઈ ફોજમાંના કોઈ આફીસરે, સોલજરે, અથવા ખલાસીએ કોઈ ઉપરી અમલદાર પોતાના હોદાનું કામ કરતો હોય તેવામાં તેની ઉપર હુમલો કરવામાં જો કોઈ માણસ મદદગારી કરે, અને તે મદદગારી ઉપરથી તે હુમલો થાય, તો તે માણસને સાત વરષની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાયનહી | સેશન કોરટ ઈનસાફ કરે. | ૭ વરષ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

ટીકા.—જો ખરે ખરો હુમલો કરવામાં આવે તો, વધારે શિક્ષા થઈ શકે.

કોઇ સોલજર અથવા ખલાશીને નાશી જવામાં મદદગારી કરવી.

૧૩૫. રાણીની જમીનપરની અથવા દરિયાઈ ફોજમાંના ફલાણા અફિસરે, સોલજરે, અથવા ખલાસીએ નાશી જવામાં જે માણસ જો મદદગારી કરે, તેને બે વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડીશકે | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાયનહી | પરેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧લા અથવા ૨જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૨ વરષ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ, અથવા બંને. |
|---|---|---|---|---|---|

ટીકા.—લશ્કરમાંથી અથવા ફોજમાંથી નાશી જવાનો ગુન્હો નીચે પ્રમાણે હોય ત્યારે

બને છે, જેમકે કોઈ ઓફીસર, સોલજર, અથવા ખલાસી પોતાની ફરજ ઉપરથી ગેરકાયદેસર ગેરહાજર રહે અને પાછા આવવાનો તેનો ઈરાદો હોય નહીં. પલટણમાંથી ગમે તો રજા લીધા શિવાય જાય અગર ગેરહાજર રેહેવાની રજા લઈને જાય તોપણ જો પાછા આવવાનો તેનો ઈરાદો ના હોય તો તે નાશી જનાર કેહેવાય. નાશી જવાના ગુન્હાની મદદગારી કરવાના ગુન્હાને શિક્ષા થવા "નાહાશી જવું" બનવું જોઈએ.

નાસી આવેલાને ઘરમાં રાખવો.

૧૩૬. રાણીની જમીનપરની અથવા દરિયાઈ ફોજમાંનો કોઈ આફીસર, સોલજર, અથવા ખલાસી નાસી આવેલો છે એમ જાણીને, અથવા એમ માનવાનું કારણ છતાં નીચેનો અપવાદ ન લાગતાં જે માણસ તે અધિકારી, સોલજર, અથવા ખલાસીને ઘરમાં રાખે, તેને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની સીક્ષા કરવામાં આવશે.

અપવાદ—કોઇ સ્ત્રી પોતાના વરને ઘરમાં રાખે તેને આ ઠરાવ લાગુ પડતો નથી.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાયનહી | પરેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૨ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|

ટીકા.—આવો આશરો કોઈ ગુન્હેગારની સ્ત્રી આપે તો તે ગુન્હેગાર નથી.

કોઈ વેપારી વાહાણમાં માસ્તરની ગફલતથી કોઈ નાશી જનારે સંતાયો હોય તો.

૧૩૭. જે વેપારી વાહાણમાં રાણીની જમીનપરની અથવા દરિયાઈ ફોજમાંથી કોઈ નાશી જનારો સંતાયો હોય, તે વાહાણનો માસ્તર અથવા જે શખ્સના હવાલામાં તે વાહાણ હોય તે શખ્સ અગર તેના સંતાયાની વાતથી અજાણ્યા હોય તોપણ જો તે માસ્તરે, અથવા જે શખ્સના હવાલામાં તે વાહાણ હોય તે સખ્સે પોતાનો હોદ્દો બજાવવામાં કાંઈ ગફલત ન કરી હોત, અથવા વાહાણપર પાકો બંદોબસ્ત રાખ્યો હોત તો તેના જાણ્યામાં તે વાત આવત એવું હોય તો તે માસ્તર અથવા જે સખસના હવાલામાં તે વાહાણ હોય તે સખસ પાંચસેં રૂપીયા સુધીના દંડને લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી | પ્રથમ સમન નીકળે. | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાયનહી | પરેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧લા અથવા ૨ જા વર્ગનો માજીસ્ટરેટ ઈન્સાફ કરે | ૫૦૦ રૂપીઆ દંડ. |
|---|---|---|---|---|---|

ટીકા.—કોઈ નાશી જનાર કોઈ વાહાણ ઉપર છુપાતો માલમ પડ્યો હોય તેઉપ-

રથી એવો અનુમાન થઈ શકે નહી કે વાહાણનો માલેક આ વાત જાણતો નથી. વહાણના માલેકે સાબીત કરી આપવું જોઈએ કે હું જાણતો નહોતો કે એ નાશી આવ્યો છે, નહીં તો તે ગુન્હેગાર થાય.

કોઈ સોલજર અથવા ખલાસીને ના ફરમાનીનું કાંઈ કામ કરવામાં મદદગારી કરવી.

૧૩૮. ફલાણું કામ ના ફરમાનીનું કામ છે એમ જાણીને તે કામ રાણીની જમીનપરની અથવા દરિયાઈ ફોજમાંના કોઈ આફિસરે, સોલજરે, અથવા ખલાસીએ કરવામાં જો કોઈ માણસ મદદગારી કરે, અને તે મદદગારીથી તે ના ફરમાનીનું કામ થાય, તો તે માણસને છ મહિનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાયનહી | પરેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧લા અથવા ૨જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | છ મહીના સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|

ટીકા.—કોઈ પણ સોલજર અથવા ખલાસી કાંઈ પણ વ્યવસ્થાનો જાણી જોઈને ભંગ કરે તો તે આ કલમ પ્રમાણે ના ફરમાનીનું કૃત્ય કહી શકાય.

લશ્કરી કાયદાને તાબેના સખસને આ કાયદા મુજબ સીક્ષાથઈ શકેનહી.

૧૩૯. રાણીની જમીનપરની અથવા દરિયાઈ ફોજને સારૂ, અથવા રાણીની જમીનપરની અથવા દરિયાઈ ફોજના કોઈ ભાગને સારૂ, કરેલા કોઈ લશ્કરી કાયદાને તાબે હોય એવા કોઈ શખસને આ કાયદા મુજબ આ બાબમાં બ્યાન કરેલા ગુન્હાઓમાંના કોઈ ગુન્હાને સારૂ સીક્ષા થઈ શકશે નહીં.

સોલજરનો પોશાક પેહેરવો.

૧૪૦. રાણીની જમીનપરની અથવા દરિયાઈ ફોજમાંનો જે માણસ સોલજર નથી, તે માણસ તેવો સોલજર પેહેરતો હોય એવો કાંઈ પોશાક પેહેરે, અથવા તેવો સોલજર જે ચિન્હ વાપરતો હોય તેના જેવું કાંઈ ચિન્હ વાપરે, એવા ઇરાદાથી કે તેવો સોલજર છે એમ માનવામાં આવે, તો તે માણસને ત્રણ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથત્રા પાંચસેં રૂપીયા સુધીના, દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

| વગર વારટે પોલાસ પકડી શકે. | પ્રથમ સમન નીકળે. | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાયનહી | કોઈ પણ માજીસ્ટરેટ ઈનસાફકરે | ૩ મહિના સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા ૫૦૦ રૂપીયા દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|

ટીકા.—કોઈ શખ્સ બીલકુલ જ્ઞાન શિવાય, એટલે નિરપરાધીપણા રીતે, આવો કોઈ પોશાક પેહેરે અને જો તે ગુન્હો ગણી શકાતો હોય તો તેને વાસ્તે ઘણી હલકી શિક્ષા થવી જોઈએ.

—∞∞∞—

## બાબ ૮ મો

### લોકની સમાધાનીની વિરૂધ ગુન્હાઓ બાબત.

કાયદા વિરૂદ્ધ મંડળી.

૧૪૧. જો પાંચ અથવા વધારે શખ્સોની એક મંડળી મળે, અને જે શખ્સો તે મંડળીમાં હોય તેઓનો સામાન્ય હેતુ નિચે લખ્યા પ્રમાણે હોય, તો તે મંડળીને "કાયદા વિરૂદ્ધ મંડળી" કેહેવી.

પેહેલો—હિંદુસ્તાનની કાયદા કરનારી અથવા હકુમત કરનારી સરકારને, અથવા કોઈ પ્રેસીડેન્સીની સરકારને, અથવા કોઈ લીવટેનંટ ગવરનરને, અથવા પોતાના હોદ્દાનો કાંઈ કાયદેસર અખત્યાર અમલમાં લાવનાં કોઈ સરકારી નોકરને, સાપ્રાધ બળ કરીને અથવા સાપ્રાધ બળ દેખાડીને ડરાવવો; અથવા,

બીજો—કાંઈ કાયદો કે કાંઈ કાયદેસર હુકમ બજાવતાં હરકત કરવી અથવા,

ત્રીજો—કોઈ બીગાડ અથવા સાપરાધ પ્રવેશ અથવા બીજો ગુન્હો કરવો; અથવા,

ચોથો—કોઈ શખ્સની ઉપર સાપરાધ બળ કરીને અથવા તેને સાપ્રાધ બળ દેખાડીને કાંઈ મીલકતનો કબજો લેવો અથવા મેળવવો, અથવા કોઈ શખ્સનો અથવા જવાનો હક, અથવા પાણી વાપરવાનો હક અથવા બીજો જે નીરાકાર વસ્તુ સંબંધી હક તે શખ્સના કબજામાં કે ભોગવટામાં હોય તે તેની પાસેથી લઈ લેવો, અથવા કાંઈ હક કે ધારેલો હક અમલમાં લાવવો; અથવા,

પાંચમો—સાપ્રાધ બળ કરીને અથવા સાપરાધ બળ દેખાડીને જે કામ કારવાના જે શખ્સની કાયદા પ્રમાણે ફરજ નહી હોય તે કામ તે શખ્સ પાસે કરાવવું, અથવા જે કરવાને તેનો કાયદા પ્રમાણે હક હોય તે કરવામાં તેની પાસે કસુર કરાવવી.

ખુલાસો—જે મંડળી પ્રથમ મળતી વખતે કાયદા વિરૂદ્ધ ન હોય તે પાછળથી કાયદા વિરૂધ મંડળી થઈ શકે.

ટીકા.—"તે મંડળીના શખ્સોનો સામાન્ય હેતુ" એ વીગેરે શબ્દો છે. પાંચ અથવા વધારે શખ્સો જે એકઠા મળ્યા હોય તેમનો હેતુ દરશાવ્યા પ્રમાણે ગેર કાયદેસર હોવો જોઈએ. જ્યારે તેઓ એકઠાં મળે તે વખતે તેમના મનમાં તે હેતુ હેય અગર ના હોય અથવા એ હેતુ પછીથી થાય, એ જોવાની જરૂર નથી. પણ તે મંડળીમાં જે શખ્સો હોય તેઓનો સામાન્ય હેતુ હતો, એ અવશ્ય છે, એટલે કે તેઓ સરવ તે વાતથી વાકેફ હોય અને તેમાં મળતા આવતા હોય. વળી તેઓનો સામાન્ય હેતુ તુરત અમલમાં લાવવાનું તરતનું કારણ હોવું જોઈએ.

આ કલમમાં સામાન્ય હેતુ કરાવવાનો હોવો જોઈએ એમ છે. ડરાવવાનો અરથ એવો છે કે ડરાવવાનો કાંઈ પણ હક નહી છતાં ડર દેખાડવો.

જે મંડળી પ્રથમ મળતી વખતે કાયદા વિરૂધ ન હોય, તોપણ તે પછીથી કાયદા વિરૂધ મંડળી થઈ શકે તે નીચે પ્રમાણે.

જેમકે સરકાર કોઈ જાતનો કર અથવા વેરો રઈયત ઉપર નાખેઃ હવે રઈયત આવે વેરો આપવાને ખુશી નથી અને ઘણાક માણસોએ ઠરાવ કરયો કે આપણે સરકારને તે વીશે અરજી કરવી. આવો ઠરાવ કરી તેઓ એકઠા મળી અરજી સરકારને કરી, અને એવો પોતાનો નિશ્ચય જણાવ્યો કે જો સરકાર આ અરજી ધ્યાનમાં લેશે નહીં તો અમુક કામ કરી અથવા અમુક ગોઠવણ કરી, અથવા તે મતલબ પાર પાડનારને ડર દેખાડી સરકારની મતલબ પાર પાડવા દેશી નહીં. આમ હોય ત્યારે, એમ થાય કે પ્રથમ તે મંડળી સરકારને અરજી કરવા કાયદેસર મળી હતી, પણ પછીથી ગેરકાયદેસર કામ કરવાનો તેઓનો હેતુ જણાયો, તો તે પાછળથી કાયદા વિરૂધ મંડળી થઈ ગઈ એમ ગણાય.

કાયદા વિરૂદ્ધ મંડળીનો અંગભુતતે શું.

૧૪૨. જે હકીકતોને લીધે કોઈ મંડળી કાયદા વિરૂધ મંડળીમાં થતી હોય તે હકીકતો જાણ્યા છતાં જે માણસ ઈરાદાથી તે મંડળીમાં સામિલ થાય, અથવા તેમાં જારી રહે, તે માણસને કાયદા વિરૂધ મંડળીનો અંગભુત સમજવો.

ટીકા.—કાયદા વિરૂધ મંડળી તે શું; એની ગઈ કલમમાં વાખ્યા આપી છે. હવે આ કલમમાં બતાવ્યું છે કે કાયદા વિરૂધ મંડળીનો અંગભુત તે શું. જે માણસો પ્રથમ એકઠા થાય, તે ગમતો પાંચ હોય નહીં, અથવા તેઓનો સરવનો સામાન્ય હેતુ હોય નહીં, કે જેથા કરીને તેમનું મળવું કાયદા વિરૂધ ગણી શકાય. પણ ઉપર બતાવેલી દરેક બાબતમાં જો સંખ્યા પાંચ અગર વધારે થાય, અથવા તેઓનો હેતુ સામાન્ય થાય કે તરતજ તે મંડળી કાયદા વિરૂધ થઈ એમ સમજવું. અને જે શખ્સો કાંતો પ્રથમ જાણતા હોય અને તે વખતે હાજર હોય અગર ના હોય, પણ તેઓનો સામાન્ય હેતુ કેવો છે તે જાણે અને પછી તેમની સાથે વળગી રહે, કે તરતજ તે કાયદા વિરૂધ મંડળીનો અંગભુત થયો એમ સમજવું.

સીક્ષા.

૧૪૩. જે માણસ કોઈ કાયદા વિરૂદ્ધ મંડળીનો અંગભુત હોય તેને ૬ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથથ સમન નીકળે. | જામિન સેઈ શકાય. | માંડીવાળી શકાય નહી | કાઈપણ માજીસ્ટરટ ઈનસાફ કરે. | ૬ મહીના સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને |
|---|---|---|---|---|---|

ટીકા—એક પોલીસ સ્ટેશનનો અમલદાર બીજા પોલીસ સ્ટેશનના અમ્મલદારને તેની હદમાંના એક ઘરનો ઝાડો લેવાનું વારંટ મોકલે તે અમલદાર પોતાના તાબાના માણસને મોકલે પણ તેને કાંઈ વારંટ આપે નહી, અને તેથી કરીને જો ઘરના માલેકો સામા થાય તો એ ઘરના માલેકો ઉપર આ કલમ પ્રમાણે તોહોમત આવે નહી. રાણી વીરૂધ નારાયણ. અ. હા. રી. પ્ર. ૩૦૬.

જીવ લે એવું કાંઈ હથિયાર પાસે છતાં કોઇ કાયદા વિરૂધ મંડળીમાં સામીલ થવું.

૧૪૪ જીવ લેનારૂ કાંઈ હથિયાર, અથવા જે મારેથી સામા માણસનો પ્રાણ જાય એવો સંભવ હોય એવી કાંઈ વસ્તુ પાસે છતાં જે માણસ કોઈ કાયદા વિરૂદ્ધ મંડળીનો અંગભુત તેને બે વરષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની સીક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાય નહીં | કોઈપણ માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૨ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |

કોઈ કાયદા વીરૂધ મંડળીને વીખરાઈ જવાનો હુકમ થયો છે એમ જાણ્યા છતાં તેમાં સામીલ થવું અથવા જારી રેહેવુ.

૧૪૫. કોઈ કાયદા વિરૂધ. મંડળીને કાયદામાં ફરમાવેલો રોતે વિખરાઈ જવાનું ફરમાવ્યું છે એવુ જાણ્યા છતાં જે માણસ તે કાયદા વિરૂધ મંડળીમાં સામીલ થાય અથવા જારી રહે, તેને બે વરષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા બંનેની સીક્ષા કરવામાં આવસે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાય નહીં | કોઈપણ માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૨ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |

**ટીકા.**—ક્રીમીનલ પ્રોસીજરકોડની કલમ ૧૨૭ મી પ્રમાણે, કોઈપણ કાયદા વીરૂધ મંડળીને અથવા જેથી લોકોની સુલેહમાં ગડબડ થવાનો સંભવ હોય એવી પાંચ અથવા વધારે શખ્સોની મંડળીને, વિખરાઈ જવાનો હુકમ કરવાને કોઈપણ માજીસ્ટરેટ, અથવા જે અમલદારના હવાલામાં કોઈ પોલીસ-થાણુ હોય તે અમલદાર મુખત્યાર છે; અને એવો હુકમ થયેથી તે હુકમ મુજબ વિખરાઈ જવાની તે કાયદા વીરૂધ મંડળીના અંગભુતોની ફરજ છે.

આ પ્રમાણે હુકમ કરવા છતાં તે મંડળી વિખરાઈ જાય નહી, અથવા તેઓ વિખરાઈ જવાના નથી, એવો લોકોનો જો દ્રઢ નિશ્ચય માલમ પડે તો તે મંડળીને જબરાઈથી વીખેરી નંખાય.

સામાન્ય હેતુ પાર પાડવામાં એ

૧૪૬. કોઈ કાયદા વીરૂધ મંડળીનો સામાન્ય હેતુ પાર પાડવામાં તે કાયદા વીરૂધ મંડળી અથવા તેનો કોઈ અંગભુત બળ અથવા જો

**ક અંગભુતે વાપરેલું બળ.** ક્ષમ વાપરે, તો તે મંડળીના દરએક અંગભુતે હંગામાનો ગુન્હો કર્યો એમ સમજવુ.

**ટીકા**—કાયદા વિરૂદ્ધ મંડળી જો પોતાની સામાન્ય મતલબ પરિપુર્ણ કરવાને આગળ **વધે** અથવા તેમ કરવામાં જો બળ વાપરે, તો તેઓ હંગામાના ગુન્હો કરેછે. ખરેખર બળ વાપર્યું એમ સાબીત થવુ જોઈએ, પણ ફક્ત બળ વાપરવાનો ડોળ દેખાડ્યો એ કાંઈ બસ નથી અને વળી તે બળ તેઓની સામાન્ય મતલબ પાર પાડવામાં વાપરેલું જોઈએ; અને આમ કરવામાં ગમે તો સઘળાઓએ બળ વાપર્યું હોય અગર તેમાંના કોઈ એકે બળ વાપર્યું હોય તે છતાં પણ સરવને એક સરખી રીત ગુન્હો લાગુ પડે છે.

**હંગામા કરવાની સીક્ષા.** ૧૪૭. જે માણસ હંગામાનો ગુન્હો કરે, તેને બે વરષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બનેની, સીક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાય નહી | કોઈ પણ માજીસ્ટરેટ ઈનસાફ કરે | ૨ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |

**જીવ લે એવુ હથીયાર પાસે રાખીને હંગામા કરવો.** ૧૪૮. જીવ લેનારૂ કાંઈ હથીયાર, અથવા જે મારેથી સામા માણસનો પ્રાણ જાય એવો સંભવ હોય એવી કાંઈ વસ્તુ પાસે છતાં જે માણસ હંગામા કરે, તેને ત્રાણ વરષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બનેની સીક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાય નહી | સેશન કોરટ અથવા પરસીડેન્સી માજીસ્ટ અથવા ૧ લા વરગ નો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૩ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |

**ટીકા**—જે માણસના મકાન ઉપર હંગામા થયો હોય તે માણસને મારી નાખવાનો ગુન્હો, અને કલમ ૧૪૮ પ્રમાણે જીવ લે એવાં હથિયાર પાસે રાખીને જે શખસો હંગામા કરે, તે બને ગુન્હા તદન જુદાજ છે, અને પ્રથમ કહેલા ગુન્હાને વાસ્તે કલમ ૩૦૪ પ્રમાણે જુદી શિક્ષા થઈ શકે. રાણી વિરૂદ્ધ કાળાચંદ.

**કોઈ કાયદા વિરૂધ મંડળીનો સામાન્ય હેતુ પાર પાડવામાં કાંઈ ગુન્હો થાય, તો** ૧૪૯. કોઈ કાયદા વિરૂદ્ધ મંડળીનો સામાન્ય હેતુ પાર પાડવામાં તે મંડળીના કોઈ અંગભુતથી કાંઈ ગુન્હો થાય, અથવા એવો કાંઈ ગુન્હો થાય કે તે હેતુ પાર પાડવામાં તે ગુન્હો થશે એવો સંભવ તે મંડળીના અંગભુતોના જાણ્યામા હોય તો તે ગુન્હો થતી વખતે જે જે શખસ તેજ મંડળીના અંગભુત હોય તે દરેક શખસે તે ગુન્હો કરયો એ

| | |
|---|---|
| તે મંડળીના પ્રત્યેક અંગભુતને તે ગુન્હાનો તકસીરવાર સમજવો. | ...મ સમજવુ. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| તે ગુનાહને માટે જો વગર વારંટે પોલીસ પકડી શકતા હોય તો, પકડે નહી તો નહી. | તે ગુનાહને માટે જો પ્રથમ સમન નીકળી શકતો હોય તો સમન, અને જો વારંટ નીકળી શકતુ હોય તો વારંટ, નીકળે. | તે ગુનાહને માટે જો જામીન લેઈ શકાતો હોય તો લેઈ શકાય નહી તો નહી. | માંડીવાળી શકાય નહી. | તે ગુનાહનો ઇનસાફ જે કોરટથી થઈ શકતો હોય તે કોરટકરે. | તે ગુનાહને માટે જે હોય તેજ. |

ટીકા—એક તકરારી જમીનના કડકા ઉપરથી એક શખસને હાંકી કાઢવાને કેટલાક શખસો ગયા. મજબુત અટકાવ થવાથી, તે ટોળીમાંના એક શખસે બંદુક ફોડી અને અટકાવ કરતાં એક શખસને મારી નાંખ્યો. તેમાં એવુ ઠરાવવામાં આવ્યું કે તે શખસ "ખુન" કરવાના ગુન્હાનો ગુન્હેગાર છે; પણ તે કાયદા વીરૂધ મંડળીના બીજા અંગભુતો આ કલમ પ્રમાણે, "ખુન" કરવાને વાસ્તે ગુન્હેગાર નથી, કેમકે આ કૃત્ય અકસ્તમાત થયું છે અને તેમ કરવા કાંઈ ધારી રાખેલું નહોતુ, અને તેથી કરીને તેઓની સામાન્ય મતલબ તેમ કરવાની હતી નહી; રાણી વીરૂધ સાબિદઅલી. ૧૧ બે. લો. રી. પ્રો. ૭૪૭ રાણી વીરૂધ બીનોદ. ૨૪ સધ. ક્રી. ૬૬.

જો ઘણા શખસો કાંઈ ક્રુર કૃત્ય કરવાને જાય, અને તેઓની પાસે જીવ લે એવાં હથીયાર હોય, અને તેઓનો એવો વીચાર હોય કે પોતાનું ધારેલું કામ કરવાને જો કોઈ અટકાવે તો બળ વાપરી સામા થવુ આવો બોત હોય તો તેમાં જે પરિણામ નીપજે અને ખુન થાય તો સરવે ખુનના ગુન્હેગાર થાય કેમકે તેઓ સારી રીતે જાણતા હતા કે જે હથીયાર તેમની પાસે હતાં તે વાપરવાથી કાંઈ ત્રાસદાયક પરિણામ થવાનો હતો.

કોઈ કાયદા વીરૂધ મંડળીમાં સામીલ થવાને પઈસા આપવા કરીને કોઈ શખસોને રાખવા અથવા તેઓને રાખવામાં ચશ્મપોસી કરવી.

૧૫૦ જે માણસ કોઈ શખસને કાંઈ કાયદા વીરૂધ મંડળીમાં સામીલ થવાને અથવા અંગભુત થવાને પઈસા આપવા કરીને અથવા કોઈ બીજી રીતે રાખે, અથવા પઈસા આપવા કરીને અથવા કાંઈ બીજી કોઈ રીતે રાખવામાં મદદ કરે, અથવા ચશ્મપોશી કરે, તે માણસને તે કાયદા વીરૂધ મંડળીના અંગભુત દાખલ, તથા તે પઈસા આપવા કરીને અથવા બીજી કોઈ રીતે રાખવા ઉપરથી તે રાખેલા શખસથી તે કાયદા વીરૂધ મંડળીના અંગભુત દાખલ જે કાંઈ ગુન્હો થાય તે ગુન્હાને માટે, જાણે તે માણસ તે કાયદા વીરૂધ મંડળીનો અંગભુત હોય, અથવા જાણે તેણે પોતેજ તે ગુન્હો કર્યો હોય, એવી રીતે, શીક્ષા કરવામાં આવશે

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પક ડી શકે | તે પઈસા આપવા ક રીને અથવા બીજી રીતે રાખેલા સખસે જે ગુન્હો કરયો હો ય તે મુજબ. | તે ગુન્હાને માટે જામીન લેઈ શકા તો હોય તો લેઈ શકાય નહી તો નહી. | માંડવા ળી શકા ય નહી. | તે ગુન્હાને માટે જે કો રટથી ઈનસા ફ થઈ શક તો હોય તે કોરટ ઈન સાફ કરે. | તે મંડળીના અંગભુતનોજ શિક્ષા, તથા તે મંડળીનો અં ગભુત જેગુન્હો કરે તે ગુન્હાની જે શિક્ષા હોય તેજ. |

ટીકા—આ કલમ પ્રમાણે તહોમતદાર ઠરાવવાને ત્રણ જાતનો પુરાવો જોઈએ.

૧ લું એ કે, મંડળી કાયદા વીરૂધ હતી; ૨ જુ, તે મંડળીના અંગભુતે ગુન્હો કરયો છે; અને ૩ જુ એ કે પઈસા આપવા કરીને, અથવા અખાડા કરીને સામેલ થયો હતો.

પાંચ અથવા વધારે શખ્સોની કોઈ મંડળીને વીખરાઈ જવાનો હુકમ થયા પછી જાણીબુઝીને તે મડળીમાં સામીલ થવુ અથવા જારી રેંહેવુ.

૧૫૧. જેથી લોકની સુલેહમાં ગડબડ થાય એવો સંભવ હોય એવી પાંચ અથવા વધારે શખ્સોની મંડળીને વીખરાઈ જવાનો કાયદેસર રીતે હુકમ થયા પછી, જે માણસ જાણી બુજીને તે મંડળીમાં સામીલ થાય અથવા જારી રેંહે તેને છ મહીનાની મુદત સુધીંનો બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની સીક્ષા કરવામાં આવશે.

ખુલાસો--અગર તે મંડળી ૧૪૧ મી કલમના અરથ પ્રમાણેની કાયદા વિરૂધ મંડળી હોય તો તે ગુન્હેગારને ૧૪૫ મી કલમ મુજબ સીક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પક પકડી શકે. | પ્રથમ સમ ન નીકળે. | જામીન લે ઈ શકાય | માંડીવાળી શકાય નહી | કોઈ પણ માજીસ્ટરેટ ઈનસાફ કરે | ૬ મહિના સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથ વા દંડ અથવા બંને. |

ટીકા-આ કલમમાં બતાવેલો ગુન્હો કાયદા વિરૂધ મંડળી હોવાના સબબને વાસ્તે નથી પણ કાયદાના ફરમાનને નહી તાબે થવાને વાસ્તે છે; તે જો કે તેમને વિખરાઈ જવાનો હુકમ થવા છતાં ના વિખરાઈ જાય; એમ ધારો કે કાંઈ કાયદેસર કૃત્યને વાસ્તે પાંચ અથવા વધારે મનુશો એકઠાં થાય; તેમને વિખેરી જવાનો હુકમ એ કાયદેસર હુકમ કહેવાય નહી, અને તેથી આ કલમમાં બતાવેલો ગુન્હો થતો નથી. પણ જે વખતે તેઓ મળ્યા હોય અને જે જગોએ તેઓ મળ્યા હોય, તે ઉપરથી જો એવો અનુમાન થઈ શકે કે તેઓ સુલેહનો ભંગ કરવાના છે, અને જો તેવે વખતે તેમને વિખરી જવાનો હુકમ કરવામાં આવે તો તે હુકમ કાયદેસર હુકમ કહેવાય અને જો તને તાબે થાય નહી તો તેઓ શિક્ષાને પાત્ર થાય.

હંગામો બંધ પાડવા વગેરેનું કા

૧૫૨. કોઈ સરકારી નોકર પોતાનો સરકારી હોદ્દો બજાવવામાં કાંઈ કાયદા વિરૂધ મંડળાને વિખેરી નાંખવાની અથવા કાંઈ હંગામો કે બ

મ કરતો હોય તે વામાં કોઈ સરકારી નોકરની ઉપર હુમલો કરવો અથવા તેને હરકત કરવી.

એવો બંધ પાડવાની મેહેનત કરતો હોય તેવામાં તેની ઉપર જે માણસ હુમલો કરે, અથવા હુમલો કરવાનો ડર દેખાડે અથવા તેને હરકત કરે, અથવા હરકત કરવાની કોશીશ કરે, અથવા તે સરકારી નોકરપર સાપરાધ બળ વાપરે, અથવા તે વાપરવાનો ડર દેખાડે અથવા તે વાપરવાની કોશીશ કરે, તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની સીક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાયનહી | સેશન કોરટ, અથવા પરેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧લા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૩ વરષ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ, અથવા બંને. |

ટીકા.--હંગામા થતો અટકાવવાને, સરકારી નોકરોની કેવી ફરજ અને સત્તા છે, તે ક્રીમીનલ પ્રોસીજર કોડમાં બતાવેલું છે, તે વિશે આ કાયદામાં કાંઈ કહ્યું નથી.

જે માણસને હરકત કરી છે તથા જેના ઉપર હુમલો કરયોછે, તે સરકારી નોકર છે, એવુ જ્ઞાન હોય તો બેશક આ કલમમાં બતાવેલો ગુન્હો થાય છે,

હંગામા કરાવવાના ઈરાદાથી દુષ્ટતાથી કોઈના મનમાં ક્રોધ ઉત્પન કરવો.

૧૫૩. જે માણસ દવેશ બુધીથી અથવા દુષ્ટતાથી કાંઈ કાયદા વિરૂધ વસ્તુ કરીને કોઈ સખસના મનમાં ક્રોધ ઉત્પંન કરે અને તે એવા ઈરાદાથી કે તે ક્રોધ હંગામાનો ગુન્હો કરાવે અથવા તે ક્રોધ હંગામાનો ગુન્હો કરાવશે એવો સંભવ છે એમ જાણીને તે એ પ્રમાણે કરે તો અગર તે ક્રોધ ઉત્પન થયાથી હંગામાનો ગુન્હો થાય તો તે માણસને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની સીક્ષા કરવામાં આવશે;

અગર હંગામા ન થાય તો.

અને અગર હંગામાનો ગુન્હો ન થાય, તો તે માણસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બનેની સીક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાયનહી | કોઈ પણ માજીસ્ટરેટ ઈનસાફ કરે | ૧ વરષ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ, અથવા બંને. |

અગર નહી થાય તો.

| | | |
|---|---|---|
| પ્રથમ સમન નીકળે. | બાકી ઉપર પ્રમાણે. | અને ૬ મહીના સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |

ટીકા—હંગામા કરવાને વાસ્તે ક્રોધ ઉત્પન્ન કરવો, તે કોઈ ગેરકાયદેસર કૃત્યથી થવો જોઈએ. ગેરકાયદેસર કૃત્યથી ક્રોધ ઉત્પન્ન કરવો એટલુંજ નહી પણ તે કાંઈ પણ કારણ શિવાય અને દુષ્ટતાથી કરવો જોઈએ; અને વળી શો પરીણામ થશે તે વીશે પણ દુષ્ટ જ્ઞાન હોવુ જોઈએ.

જે જમીનપર કાંઈ કાયદાવિરૂધ મંડળી હોય તે જમીનનો માલીક અથવા કબજેદાર.

૧૫૪. જ્યારે કાંઈ કાયદા વિરૂધ મંડળી મળે અથવા હંગામા થાય ત્યારે જે જમીનપર તે કાયદા વિરૂધ મંડળી મળે અથવા તે હંગામા થાય તે જમીનના માલીક અથવા કબજેદારને, તથા તે જમીનમાં જેનો હક હોય અથવા જે હકનો દાવો કરતો હોય એવા સખસને એક હજાર રૂપીયા સુધીના દંડની શિક્ષા કરવામાં આવશે; પણ તે કવારે કે જો તે અથવા તેનો મુખ્તિયાર કે કારભારી, તે ગુન્હો થાયછે અથવા થયો છે એવુ જાણીને, અથવા એવો સંભવ છે એમ માનવાનું કારણ છતાં, પાસેમાં પાસેની પોલીસની ચોકીપરના મુખ્ય અમલદારને તે બાબતની પોતાથી બનતી જલદીમાં જલદી ખબર નહી આપે તો; અને તે ગુન્હો થવાનો છે એમ માનવાનું તેને અથવા તેઓને કારણ, છતાં તે અથવા તેઓ તે ગુન્હો અટકાવવાને સારૂ પોતાથી બનતા સઘળા કાયદેસર ઈલાજો કામ નહી લગાડે તો; અને તે ગુન્હો થયા પછી તે હંગામા બંધ પાડવાને અથવા તે કાયદા વિરૂદ્ધ મંડળીને વિખેરી નાંખવાને પોતાથી બનતા સઘળા કાયદેસર કામ ઈલાજો નહી લગાડે તો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ સમન નીકળે. | જામીન લેઈ શકાય. | માંડોવાળી શકાય નહી | પ્રેસીડેન્સી માજીસ્ટરેટ અથવા પેહેલા અથવા બીજા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૧૦૦૦ રૂપીયા દંડ. |

ટીકા.—જમીનોના માલેકો ઉપર પોલીસની ઘણી ફરજો નાખેલી છે; આવી ફરજો હોય તે છતાં પણ એવો વધાર તેમના ઉપર ફરજ મુકેલી છે, કે તેઓની જમીન ઉપર જે શખસો એકઠા થાય તેઓનો કેવો ઈરાદો છે, તે તેમણે જાણવુજ જોઈએ અને તેથી કરીને તેની ખબર પોલીસને કરવી એટલુંજ નહી પણ આવી મંડળીઓને તેમણે વિખેરી નાખવી જોઈએ અથવા અટકાવવી જોઈએ.

જે શખસના

૧૫૫. જો કોઈ શખસના ફાયદાને સારૂ, અથવા તેની વતી, કાંઈ

ફાયદાને સારૂ કાંઈ હંગામા કરવામાં આવે, તે સખસની જવાબદારી.

હંગામા કરવામાં આવે, અને જે જમીન બાબત તે હંગામા થાય તે જમીનનો તે સખસ માલીક અથવા કબજેદાર હોય, અથવા તે જમીનમાં અથવા જે કાંઈ તકરાર ઉપરથી તે હંગામા થયો હોય તે તકરારની બાબતમાં, કાંઈ હકનો તે શખસ દાવો કરતો હોય; અથવા તેમાંથી તે શખસને કાંઈ ફાયદો થયો હોય અથવા તેણે કાંઈ ફાયદો કબુલ કર્યો હોય, તો તે શખસને દંડની શિક્ષા કરવામાં આવશે; પણ ક્યારે કે જો તે અથવા તેનો મુખત્યાર કે કારભારી, તે હંગામા થવાનો સંભવ છે, અથવા તે હંગામા જેથી થયો હોય તે કાયદા વિરૂધ મંડળી મળવાનો સંભવ છે, એમ માનવાનું તેને કારણ છતાં, તે મંડળી મળતી અથવા હંગામા થતો અટકાવવાને, તથા તે હંગામા બંધ પાડવાને અને તે મંડળીને વિખેરી નાખવાનો પોત પોતાથી બનતા સઘળા કાયદેસર ઈલાજો કામે નહીં લગાડે તો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે નહી | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાયનહી | પ્રેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | દંડ. |

ટીકા —આ કલમની મુળ મતલબ એવી છે કે જેઓના ફાયદાના વાસ્તે કાંઈ હંગામા થાય, તેવા શખસો જો એમ સાબીત કરી શકે નહી કે તે ગુન્હો અટકાવવાને વાસ્તે તેવોથી બન્યો તેટલો પ્રયત્ન કરયો છે, તો તેમને તથા તેમના નોકરોને દંડ થાય, એવો આ કલમનો હેતુ છે,

આ કલમ પ્રમાણે તોહોમત સાબીત કરવાને નીચે પ્રમાણે બાબતોની જરૂર છે.

૧ હંગામા થયેલો હોય,

૨ અને એવી હકીકતો હોવી જોઈએ કે તે શખસના ફાયદાને વાસ્તે તે હંગામા થયો હતો.

વળી એવુ પણ સાબીત કરવાની જરૂર છે કે હંગામા થવાનો સંભવ છે એવુ તેનામાં જ્ઞાન હતુ.

કેટલો દંડ કરવો જોઈએ તેની હદ બતાવેલી નથી, પણ એવુ યાદ રાખવુ કે દંડની રકમ અતીશય હોવી ન જોઈએ.

જે માલિક અથવા કબજેદારના ફાયદાને સારૂ કાંઈ હંગામો કરવામાંઆવે તે શખસ

૧૫૧. જો કોઈ શખસના ફાયદાને સારૂ અથવા તેની વતી; કાંઈ હંગામા કરવામાં આવે, અને જમીન બાબત તે હંગામા થાય તે જમીનનો તે સખસ માલિક અથવા કબજેદાર હોય, અથવા તે જમીનમાં અથવા જે કાંઈ તકરાર ઉપરથી તે હંગામા થયો હોય તે તકરારની બાબતમાં, કાંઈ હકનો તે શખસ દાવો કરતો હોય, અથવા તેમાંથી તે શખસને કાંઈ ફાયદો થયો હોય અથવા તેણે કાંઈ ફાયદો કબુલ કરયો

ના અખત્યાર ની જવાબદારી.

હોય, તો તે શખસ મુખત્યાર અથવા કારભારીને દંડની શિક્ષા કરવામાં આવશે; પણ ક્યારે કે જો તે મુખત્યાર અથવા કારભારી, તે હંગામો થવાનો સંભવ છે, અથવા તે હંગામો જેથી થયો હોય તે કાયદા વિરૂદ્ધ મંડળી મળવાનો સંભવ છે, એમ માનવાનું તેને કારણ છતાં તે મંડળી મળતી અથવા હંગામો થતો અટકાવવાને, તથા તે હંગામો બંધ પાડવાને અને તે મંડળીને વિખેરી નાંખવાને પોતાથી બનતા સઘળા કાયદેસર ઈલાજો કામે નહીં લગાડે તો.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી | પ્રથમસમન નીકળે. | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાયનહી | પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટ્રેટ ઈનસાફ કરે. | દંડ |
|---|---|---|---|---|---|

**ટીકા.**—આખા કાયદામાં આ કલમ તથા પાછલી કલમમાંજ ફકત દંડની હદ બતાવી નથી. બીજી કલમોમાં કેટલો દંડ કરવો તેની રકમ બતાવી છે, પણ આ બે કલમોમાં કાંઈ કહ્યું નથી.

કોઈ કાયદા વિરૂધ મંડળીને સારૂ પઈશા આપવા કરીને રાખેલા સખસોને ઘરમાં રાખવા.

૧૫૭. જે માણસ પોતાના કબજા કે હવાલા માંહેના અથવા પોતાના અખત્યાર તળેના કોઈ ઘર કે જગામાં, કોઈ શખસોને રાખે; અથવા દે, અથવા એકઠા કરે, અને તે એવુ જાણીને કે કોઈ કાયદા વિરૂધ મંડળીમાં સામિલ થવાને અથવા અગભુત થવાને એ શખસોને પઈશા આપવા કરીને અથવા કોઈ બીજી રીતે રાખેલા છે, અથવા પઈશા આપવા કરીને અથવા કોઈ બીજી રીતે રાખવાની છે, તો તે માણસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની સીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમસમન નીકળે. | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાયનહી | પરેસીડેન્સી માજીસ્ટ્રેટ, અથવા ૧લા અથવા ૨ જા વરગનો માજીસ્ટ્રેટ ઈનસાફ કરે. | ૬ મહીના સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|

**ટીકા**—ઘરમાં રાખેલા શખસોની સંખ્યા ગમે તેટલી થોડી હોય તોપણ જો એકઠા કરનાર શખસ જે કામને વાસ્તે એકઠા કર્યા હોય તે જાણતો હોય તો શિક્ષાને પાત્ર થાય છે.

ઘરમાં રાખેલા શખસોની પાસે ધારેલું કામ કરાવવાનું છે, એવો પુરાવો મળવો જોઈએ અને તેમને તોહોમતવાળાના ઘરમાં અથવા તેના કબજાની બીજી કોઈ જગોએ રાખેલા છે, એવું પણ સાબીત થવું જોઈએ.

કોઈ કાયદા વીરૂદ્ધ મંડળી અથવા હંગામામાં સામિલ થવા સારૂ પઈસા લેવા કરીને રેહેવું.

૧૫૮. ૧૪૧ મી કલમમાં લખેલાં કામો માંહેના કાંઈ પણ કામ કરવાને અથવા તે કરવામાં મદદ કરવાને જે માણસ પઈસા લેવા કરીને અથવા કોઈ બીજીરીતે રેહે, અથવા પઈશા લેવા કરીને કે કોઈ બીજી રીતે રેહેવાનું કેહે અથવા રેહેવાની કોસીસ કરે, તે માણસને ૭ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે; અને ઉપર લખ્યા પ્રમાણે પઈશા લેવા કરીને અથવા કોઈ બીજી રીતે રહ્યા પછી, જે માણસ જીવ લેનારૂં કાંઈ હથિયાર અથવા જે મારેથી સામા માણસનો પ્રાણ જાય એવી કાંઈ વસ્તુ સાથે લેઈને ફરે અથવા ફરવાનું કબુલ કરે કે કેહે, તે માણસને બે વરષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવમાં આવશે

અથવા હથિયાર બંધ થઈને ફરવુ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાયનહી | પરેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧લા અથવા ૨ જા વર્ગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે | ૨ વરસ સુધી બેમાંના ગમેતે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |

બખેડો.

૧૫૯. જ્યારે બે અથવા વધારે શખ્સો કોઈ જાહેર જગ્યામાં મારા મારી કરીને લોકોની સુલેહમાં ગડબડ કરે, ત્યારે તેઓએ તે "બખેડો" કરયો એમ સમજવું.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ સમન નીકળે. | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાયનહી | કોઈ પણ માજીસ્ટરેટ ઈનસાફ કરે | ૧ મહીના સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા રૂ૧૦૦ દંડ અથવા બંને. |

બખેડો કરવાની સીક્ષા.

૧૬૦ જે માણસ બખેડો કરે તેને એક મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એકસો રૂપિયા સુધીના દંડની અથવા એ બંનેની સીક્ષા કરવામાં આવશે.

**ટીકા.**—લોકીક મતલબો પુરી પાડવાનો અથવા ખાનગી મતલબો પુરી પાડવાનો કાયદા વિરૂધ મંડળીઓનો હેતુ હોય છે, એવુ કલમ. ૧૪૧ માં બતાવ્યુ છે. જે ઠેકાણે તેમની મતલબ લોકીક હોય, તો આવી મંડળીમા અને ૧૨૧ મી કલમ પ્રમાણે લડાઈ કરવી એમાં નીચે પ્રમાણે તફાવત છે તે એ કે, ભવિશ્યમાં બળ વાપરવાની ધમકો આપવો, એ કાયદા વિરૂધ મંડળી કેહેવાય; પણ જો તે મંડળીની એવી ધારણા હોય કે તે મંડળીનો ઈરાદો તરતજ અમલમાં લાવવો, તો આ લડાઈ કરયા બરાબર થાય. જેમકે કોઈ કાયદા બાંધનારી સભા લોકો ઉપર કર નાંખવાનો પ્રયોજન કરતી હોય; હવે જે લોકો આમ થતું અટકાવવાને અથવા જેઓ કરવાની તરફણમા અભીપ્રાય આપતા હોય તેવા શખ્સોને મા-

રવાને વાસ્તે, જથા બંધ એકઠા થતા હોયતો આ કાયદા વિરૂધ મંડળી કહેવાય. પણ જો તે લોકો, કર નાંખવો બંધ કરવાની ફરજ પાડવા સારૂ, બળ વાપરીને તે સભામાં દાખલ થાયતો આ લડાઈ કરચા બરોબર થાય.

કોઈ લોકીક પરિણામ પ્રાપ્ત કરવાના સબબથી સંખ્યા બંધ લોકો એકઠા થાય તો આવી તેમની સંખ્યા હોવાના સબબથી તે મંડળી કાયદા વિરૂધ છે એમ કહી શકાય નહીં. કોઈ પ્રકારના કાયદેસર કૃત્યને વાસ્તે લોકોનો અભીપ્રાય લેવાને અથવા લોકોનો અભિપ્રાય ફેરવાવવાના હેતુથી લોકીક સભાઓ વ્યાજબી રીતે મળી શકે.

કાયદા વિરૂધ મંડળીના અંગભુતોને હંગામા કરચા બાબત ગુન્હેગાર ઠરાવવાને વાસ્તે જે બળ અથવા જોર વાપરેલું હોય તે બળ અથવા જોર આવી મંડળીની સામાન્ય મતલબ હાંસલ કરવામાં વાપરેલું જોઈએ, જેમકે કોઈ રેવીન્યુ અમલદાર જપ્તી કરતો હોય તેને અટકાવવાને એકુતો એકઠા થાય તો તે કલમ ૧૪૧° રકમ ૫ મી મુજબ, કાયદા વિરૂદ્ધ મંડળી કહેવાય; અને જો તેમાંનો કોઈ તે અમલદારને મારે અથવા જપ્ત કરેલો માલ છોડાવે તો આ હંગામા કરચો કહેવાય, અને તેને વાસ્તે હરેક શખ્સ જવાબદાર થાય.

કેટલાક શખ્સોની એક સંખ્યા એક સ્ત્રીનું હરણ કરી જવા વાસ્તે એકઠી થઈ; તેઓ આશૂપાશ આવ્યા; અને તેમાના એકે એક સ્ત્રીનું ખુન કરચું જે સ્ત્રીનું ખુન થયું તે સ્ત્રી પેલી સ્ત્રીનું હરણ થતુ અટકાવનાર હતી; જે શસ્ત્રથી ખુન થયું તે શસ્ત્ર બીજાઓ પાસે હતાં તેનાજ જેવુ હતુ; તેમાં આખરે એવું ઠરાવ્યું કે જે શખ્સો તે વખતે તે કાયદા વિરૂદ્ધ મંડળીના અંગભુતો હતા તેઓ સઘળા ખુનના ગુન્હેગાર છે. રાણી વિરૂદ્ધ ગુલામ આરફીન. ૪ બં. લો રી. અપેંડીક્ષ ૪૭.

કેટલાક શખ્સોની એક મોટી ટોળીએ રસ્તામાં સામી આવતી ટોળી ઉપર ધાડ પાડી. તેમાં મારામારી થતાં એક ટોળીનો એક શખ્સ જખમી થયો. આવ રીતે જખમ થવાથી પોતે એક બાજુએ જઈ બેઠો, અને તેઓની મારામારીમાં બીલકુલ ભાગ લીધો નહી. મારામારી થતાં સામી ટોળીના એક શખ્સનું ખુન થયું; તેમાં ખુન કરનારી ટોળીના સઘળા અંગભુતોની સાથે પેલા દુર બેઠેલા જખમ થએલા શખ્સને પણ તોહોમતદાર ગણ્યો; તેમાં એવું ઠરાવ્યું કે જે વખતે ખુન થયું તે વખતે દુર બેઠેલો શખ્સ કાયદા વિરૂદ્ધ મંડળીનો અંગભુત હતો નહી અને તેથી કરીને તેના ઉપર તોહોમત આવી શકે નહી. રાણી વિરૂદ્ધ કાબીલ કાઝી. (૩ બં. લો. રી. એ. ક્રી. ૧)



## બાબ ૯ મો.

### સરકારી નોકરોના અથવા તેઓ સંબંધી ગુન્હાઓ બાબત.

કોઈ સરકારી નોકરીના કામ સંબંધી કાયદેસર મેહેનતાણા સિવાય કોઈ સરકા

૧૬૧. જે માણસ સરકારી નોકર હોય, અથવા સરકારી નોકર થવાની ઉમેદ રાખતો હોય તો, તે માણસ પોતાના હોદ્દાનું કાંઈ કામ કરવા અથવા ન કરવાનાં કારણ દાખલ અથવા બદલામાં, અથવા પોતાના હોદ્દાનો અમલ ચલાવવામાં કોઈ શખ્સની ઉપર મેહેરબાની અથવા ઈતરાજી કરવા અથવા ન કરવાના કારણ દાખલ અથવા બદલામાં, અથ

રી નોકરે કાંઈ બીજો અવેજ લે વો.

વા હિંદુસ્તાનની કાયદા બાંધનારી કે હુકુમત કરનારી સરકારની જોડે, અ થવા કોઈ પ્રેસીડેન્સીની સરકારની જોડે, અથવા કોઈ લીવટેનંટ ગવર નરની જોડે, અથવા કોઈ પણ સરકારી નોકરની જોડે તેના સરકારી હોદા સંબંધી કોઈ શખસને માટે અથવા કોઈ શખસની વિરૂદ્ધ કાંઈ વ ગ ચલાવવાનાં અથવા વગ ચલાવવાની કોસીસ કરવાનાં કારણ દાખલ અથવા બદલામાં, કોઈ પણ શખસ પાસે, પોતાને માટે અથવા બીજા કોઈ શખસને માટે, કાયદેસર મેહેનતાણા સિવાય બીજો કાંઈ પણ અ વેજ લે, અથવા મેળવે, અથવા લેવાને કબુલ કરે, અથવા મેળવવાને કોસીસ કરે, તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગ મે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

ખુલાસો—"સરકારી નોકર થવાની ઉમેદ રાખતો હોય" અગર કોઈ શખસ સરકારી નો કર થવાની ઉમેદ ન રાખતો હોય, અને તે બીજાઓને એમ સમજાવે કે મને સરકારી નોકરી મળવાની છે અને ત્યારે હું તમારૂં કામ કરી આપીશ, અને એ પ્રમાણે તેઓને ઠ ગીને કાંઈ અવેજ મેળવે તો તે ઠગાઈનો ગુન્હેગાર થઈ શકે, પણ તે કાંઈ આ કલમમાં બયાન કરેલો ગુન્હાનો તકસીરવાર ગણાય નહી.

"અવેજ" અવેજ શબ્દ વડે એકલાજ પઈસા, અથવા જેની કીમત પઈશાથી થઈ શકે એવો અવેજજ સમજવો નહી.

"કાયદેસર મેનતાણુ," "કાયદેસર મેનતાણુ," એ શબ્દો વડે કોઈ સરકારી નોકર જે મેનતાણુ કાયદા મુજબ માગી શકે તે મેનતાણુજ સમજવુ નહી, પણ જે સરકારની તે નોકરી કરતો હોય તે સરકારની તેને જે જે મેનતાણુ લેવાની પરવાનગી હોય તે સઘળા મેનતાણાનો તેઓમાં સમાવેશ થાય છે.

"કરવાનું કારણ અથવા બદલો," કોઈ શખસ જે વસ્તુ કરવાનો ઈરાદો રાખતો ન હોય તે વસ્તુ કરવાના કારણ દાખલ, અથવા જે વસ્તુ તેણે કરી ન હોય તે વસ્તુ કરવાના બદલામાં, કાંઈ અવેજ લે, તો તે શબ્દોમાં દાખલ થાય છે.

દૃષ્ટાંત.

(અ) એક મુનસફ, અ એક સરાફ ફ ની તરફનુ હુકમનામુ આપવાના બદલામાં પોતાના ભાઈને ત્ર ની પાસે ( ત્ર ની પેઢીમાં ) એક જગ્યા અપાવેતો અ એ આ કલમમાં બયાન કરેલો ગુન્હો કરયો એમ સમજવુ.

(બ) એક કુમ્મક કરનારા રાજાના દરબારમાં રેસીડેન્ટના ઓહોદાપર છતાં તે રાજાના પ્રધાન પાસેથી અ એક લાખ રૂપીયા લે, અને એમ નહી માલમ પડે કે પો તાના હોદાનું ફલાણુ મુકરર કામ કરવા અથવા ન કરવાના કારણ દાખલ અથવા બદલામાં, અથવા તે રાજાને માટે બ્રીટીશ સરકારની સાથે કાંઈ મુકરર બાબતમાં વગ ચલાવવા અથવા વગ ચલાવવાની કોશિશ કરવાનાં કારણ દાખલ અથવા બદ લામાં, અ એ ઉપલી રકમ લીધી, પણ એમ માલમ પડે કે પોતાના ઓહોદા નો અમલ ચલાવવામાં તે રાજાની ઉપર અકસર મેહેરબાની રાખવાના કારણ દા

બલ અથવા બદલામાં **अ** એ તે રકમ લીધી, તો **अ** એ આ કલમમાં બયાન કરેલો ગુનોહ કરયો એમ સમજવુ.

(क) કોઈ સરકારી નોકર **अ** **ज** ને એમ ખોટું સમજાવે કે સરકારની સાથે મારા વગથી તને ખોતાબ મળ્યો અને એમ કરીને તે ચાકરીના બદલામાં **ज** તેને કાંઈ નાણું આપે એમ કરે, તો **अ** એ આ કલમમાં બયાન કરેલો ગુન્હો કરયો એમ સમજવું.

| વગર વારંટે પોલો પકડી શકે નહી. | પ્રથમ સમન નીકળે | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી | સેશન કોરટ અથવા ૧ લા વરગનો માજીસ્ટરેટ અથવા પ્રેસીડેન્સી માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૩ વરસસુધી બેમાંનાગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|

**ટીકા.**—આ કલમમાં બતાવેલો ગુન્હો થવાને વાસ્તે એવું જરૂર છે કે કાંઈપણ લાંચ લેવી જોઈએ અથવા મેળવવાને યત્ન કરવો જોઈએ, રાણી વીરૂધ બળદેવ સહાઈ. ૨ અલા. ૨૫૩; કોઈ ગેરકાયદેસર કૃત કરવુ જોઈએ અથવા નહી કરવુ જોઈએ, એમ હોવાની કાંઈ જરૂર નથી; ફકત લાંચ લીધી અથવા લેવાનો યત્ન કરયો હોય તો બસ છે.

કોઈ કેદીને ફાંસીની સજા થએલીછે; તેના મીત્ર તરફથી કોઈપણ જાતની બક્ષીસ મેળવવી એ સાપ્રાધ થઈ શકે જો તે લેવાનું કારણ એવુ હોય કે કોઈપણ કાયદેસર કૃત્ય કરવાને અથવા નહી કરવાને બક્ષીસ તરીકે આપવાનું હોય; આવી રીતે મેહેનત બદલ લેવાના વિચારથી લેવી જોઈએ. જે માણસ લાંચ લે છે, તણે તે કામ કરવાને ધારેલું હતુ એમ હોવાની કાંઈ જરૂર નથી. જો તે બક્ષીસ કપટ ભરેલા ઈરાદાથી આપવામાં આવી હોય, અને લેનારે તે સ્વીકારી હોય, તો ગુન્હો થઈ ચુકયો છે.

કોઈ સરકારી નોકરની સાથેલાંચના અથવા કાયદા વીરૂધ ઉપાયથી વગ ચલાવવા માટે કાંઈ અવેજ લેવો.

૧૬૨ લાંચના અથવા કાયદા વીરૂદ્ધ ઉપાયથી કોઈ સરકારી નોકરને પોતાના ઓહદાનું કાંઈ કામ કરવા અથવા ન કરવા ને લલચાવવાના કારણ દાખલ અથવા બદલામાં; અથવા તે સરકારી નોકરને પોતાના હોદાનો અમલ ચલાવવામાં કોઈ શખસની ઉપર મેહેરબાની અથવા ઈતરાજી કરવાને લલચાવવાના કારણ દાખલ અથવા બદલામાં; હીંદુસ્તાનનો કાયદા બાંધનારી કે હકુમત કરનારી સરકારની જોડે, અથવા કોઈ પરેસીડેન્સીની સરકારની જોડે, અથવા કોઈ લીવટેનંટ ગવરનરની જોડે, અથવા કોઈ પણ સરકારી નોકરની જોડે, તેના સરકારી ઓહદા સંબંધી, કોઈ સખસને માટે અથવા કોઈ શખસની વીરૂદ્ધ વગ ચલાવવાને અથવા વગ ચલાવવાની કોશિશ કરવાને લલચાવવાનાં કારણ દાખલ અથવા બદલામાં, જે માણસ કોઈ પણ સખસ પાસે, પોતાને માટે અથવા બીજા કોઈ પણ શખસને માટે, કાંઈ પણ અવેજ લે, અથવા મેળવે, અથવા તે લેવાને કબુલ કરે, અથવા મેળવવાને કોશિશ કરે, તે માણ

સને ત્રણ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અ થવા દંડની, અથવા એ બંનેની સિક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી | પ્રથમ સમન નીકળે. | જામિન લેઈ શકાય. | માંડીવાળી શકાય નહી | સેસન કોરટ અથવા પરેસીડેન્સી માજીસ્ટરેટ અથવા પેહેલા વરગનો માજીસ્ટરેટ ઈનનસાફ કરે. | ૩ વરસસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|

ટીકા—કાંઈ પણ અવેજ લીધાનું અથવા લેવાની કોશિશ કર્યાનું તોહોમત હોય તો તે અવેજ કીયા શખસ પાસેથી લેવામાં આવ્યો હતો અને કીયા સરકારી નોકર પાસે વગ ચલાવવાના કારણ સારૂ લેવામાં આવ્યો હતો, તે જ્યાં સુધી સાબીત થાય નહી ત્યાં સુધી આ કલમમાં બતાવેલો ગુન્હો થતો નથી.

કોઈ સરકારી નોકરની સાથે પોતાનો વગ ચલાવવા સારૂ કાંઈ અવેજ લેવો.

૧૬૩. પોતાનો ખાનગી વગ ચલાવીને કોઈ સરકારી નોકરનો પોતાના હોદાનું કાંઈ કામ કરવા અથવા ન કરવાને લલચાવવાના કારણ દાખલ અથવા બદલામાં; અથવા તે સરકારી નોકરને પોતાના હોદાનો અમલ ચલાવાવમાં કોઈ શખસની ઉપર મેહેરબાની અથવા ઈતરાજી કરવાને લલચાવાનાં કારણ દાખલ અથવા બદલામાં, અથવા હીંદુસ્તાનની કાયદા બાંધનારી કે હુકુમત કરનારી સરકારની જોડે, અથવા કોઈ પરેસીડેન્સીની સરકારની જોડે, અથવા કોઈ લીવટેનંટ ગવરનરની જોડે, અથવા કોઈ પણ સરકારી નોકરની જોડે, તેના સરકારી હોદા સંબંધી, કોઈ શખસને માટે અથવા કોઈ શખસની વીરૂધ વગ ચલાવવાને અથવા વગ ચલાવવાંની કોસીસ કરવાને લલચાવવાનાં કારણ દાખલ અથવા બદલામા, જે માણસ કોઈ પણ શખસ પાસે પોતાને માટે અથવા બીજા કોઈ શખસને માટે, કાંઈ પણ અવેજ લે, અથવા મેળવે, અથવા લેવાને કબુલ કરે, અથવા મેળવવાને કોસીશ કરે, તે માણસને એક વરષની મુદત સુધીની આસાન કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

દૃષ્ટાંત.

કોઈ વકીલ કોઈ જડજની આગળ કોઈ મુકદમામાં તકરાર કરવાને કાંઈ ફી લે તે; સરકારને કાંઈ અરજી કરવી હોય, અને તેમાં અરજદારની ચાકરી તથા તેના દાવાનું બ્યાન કરવું હોય, તે અરજીની બીના બરાબર ગોઠવવા સારૂ તથા તે અરજી સુદ્ધ કરવા સારૂ કોઈ માણસ કાંઈ અવેજ લે તે; કોઈ તકસીરવાર ઠરેલા માણસનો પઈસા આપીને રાખેલો મુખત્યાર જે તે માણસને ગેરઈનસાફથી સેતે તકસીરવાર ઠરાવ્યો છે એવું બતાવવાને સરકારની આગળ કાંઈ મજકુર લખીને રજુ કરે તે:—એ શખસો આ કલમમાં દાખલ થતા નથી કેમકે તેઓ પોતાનો ખાનગી વગ ચલાવતા અથવા ચલાવવાનું કેહેતા નથી.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ સમન નીકળે. | જામીન લે ઈ શકાય | માંડીવાળી શકાયનહી | પરેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા વરગનો માજીસ્ટ્રેટ. | ૧ વરષ સુધી આસાન કેદ અથવા દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|

ટીકા—સરકારી નોકરોની સાથે પોતાની વગ ચલાવવાને વાસ્તે જેઓ લાંચ લે છે તેવા શખસોને આ કલમ લાગુ પડે છે.

સરકારી નોકર ઉપર ધ્યાન કરેલા ગુન્હાઓમાં મદદગારી કરે તેને શિક્ષા.

૧૬૪. કોઈ માણસ સરકારી નોકર હોય, તેની બાબતમાં ઉપલી બે કલમો મધ્યે ધ્યાન કરેલા બે ગુન્હાઓ માંહેનો ગમે તે ગુન્હો કરવામાં આવે, અને તે ગુન્હામાં મદદગારી કરે તો તે માણસને ત્રણ વરષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

દ્રષ્ટાંત.

**અ** એક સરકારી નોકર છે તે **અ** ની વહુ **બ** **અ** ની પાસે કોઈ મુકરર શખસને કાંઈ જગા આપવાનું **અ** ને કેહેવાના કારણ દાખલ કાંઈ નજરાણું લે, અને **અ** **બ** ને તે લેવામાં મદદગારી કરે, તો **બ** ને એક વરસની મુદત સુધીની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, સીક્ષા થઈ શકે; અને **અ** ને ત્રણ વરષની મુદત સુધીની કેદની અથવા દંડની, અથવા એ બંનેની સીક્ષા થઈ શકે.

| વગર વારંટે પોલીસથી પકડાયનહી. | પ્રથમસમન નીકળે. | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાયનહી | સેશનકોરટ અથવા પરેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા વરગનો માજીસ્ટ્રેટ ઈનસાફકરે | ૩ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|

ટીકા—ખરાબ ઈરાદાથી સરકારી નોકરો લાંચ લે તે ગુન્હો છે અને ફોજદારી કોરટો તે સાંભળી શકે અને શિક્ષા કરી શકે. પણ ખરાબ ઈરાદા શિવાય કોઈ સરકારી નોકર કોઈ બક્ષીસ લે તો તે શિક્ષાને પાત્ર નથી.

કોઈ સરકારી નોકરની આગળ કાંઈ મુકદમો અથવા મામલો ચાલતો હોય તે મધ્યે નિસબત રાખનારા કોઈ શખસ પાશેથી તે સરકારી નોકર

૧૬૫. કોઈ સરકારી નોકર જે મુકદમો અથવા મામલો ચલાવતો હોય અથવા ચલાવવાનો હોય, અથવા જે મુકદમો કે મામલો પોતાના અથવા પોતે જે સરકારી નોકરને તાબે હોય એવા કોઈ સરકારી નોકરના હોદાના અમલની સાથે નિસબત રાખતો હોય, એવા કોઈ મુકદમા કે મામલા મધ્યે જે શખસનું કાંઈ લાગતુ વળગતુ હતુ; અથવા છે અથવા થવાનો સંભવ છે, એમ તે જાણતો હોય, એવા કોઈ શખસની પાશેથી, અથવા એ પ્રમાણે લાગતુ વળગતુ હોય, તેવા શખસની સાથે જે શખસોનો કાંઈ સંબંધ અથવા સગપણ છે એમ તે જાણતો હોય એવા કોઈ શખસ પાસેથી, તે સરકારી નોકર, કિંમત આપ્યા વગર, અથવા

રે વગર કીંમત આપે કાંઈ કીંમતદાર વસ્તુ લેવી.

પોતાના જાણ્યા મુજબ ઓછી કીમત આપીને પોતાને માટે અથવા બી જા કોઈ શખસને માટે, કાંઈ કીંમતી વસ્તુ લે, અથવા મળવે, અથ વા લેવાને કબુલ કરે, અથવા મળવવાની કોસીસ કરે, તો તેને બે વર ષની મુદત સુધીની આસાન કેદની, અથવા દંડની, અથવા એ બનેની સીક્ષા કરવામાં આવશે.

દૃષ્ટાંત.

(अ) अ એક કલેકટર છે, તેની આગળ જમાબંદી બાબતનો એક ब नो મુકદમા ચા લે છે. હવે ब નું એક ઘર अ ભાડે લે અને એવો બંદોબસ્ત થાય એ દર મહિને પચાસ રૂપીઆ આપવા, અને તે ઘર એવુ હોય કે, અગર તે સાદ્ધ શુદબુદ્ધિએ થયું હોય તો अ એ દર મહિને બસે રૂપિયા આપવા પડે, તો अ એ ब પાસેથી પુરી કિમત આપ્યા વિના કિમતી વસ્તુ મળવી એમ સમજવું.

(ब) अ એક જડજ છે તેની કોરટ મધ્યે ब નો એક મુકદમા ચાલે છે તે ब ની પાસેથી બજારમાં સરકારી પ્રામિસરી નોટો વધારે ભાવે વેચાય છે એવી વખતે, ઓછે ભાવે अ કાંઈ સરકારી પ્રામીસરી નોટો ખરીદ કરે, તો अ એ ब ની પાસેથી પુરી કિમત આપ્યા વિના કિમતી વસ્તુ મળવી એમ સમજવુ.

(क) ब ના ભાઈને ખોટી શાહેદી આપવાનાં તોહોમતપરથી પકડીને अ માજીસ્ટરેટ ની આગળ લેઈ ગયા છે હવે કોઈ બંકના શેર બજારમાં ઓછે ભાવે વેચાતા હોય એવી વખતે अ તે બંકના કાંઈ શેર क ને વધારે ભાવે વેચે, અને તે ભા વ પ્રમાણે ब अ ને તે શેરના નાણાં ભરે, તો अ એ એ રીતે મળવેલા નાણાં ને તેણે પુરી કીમત આપ્યા વિના લીધેલી કિમતી વસ્તુ સમજવો,

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ સમન નીકળે. | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય નહીં. | પ્રેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૨ વરષ સુધીની આસાન કેદ અથવા દંડ અથવા બને. |
|---|---|---|---|---|---|

ટીકા.—આ કલમમાં જે મુકદમા અથવા મામલો બતાવ્યો છે તે સરકારી નોકર ક રતો હોવો જોઈયે. અથવા તે પોતે કરતો ના હોય પણ પોતાના ઉપરીના અખત્યારથી ક- રતો હોવો જોઈએ. જ્યારે કાંઈ કીંમતદાર વસ્તુ કાંઈ પણ કીંમત આપ્યા વગર અથવા થો ડી કીંમત આપી ને કોઈ સરકારી નોકરે લાધી હોય તેવી બાબતમાં આ કલમ લાગુ પ ડે છે. પણ વકીલો મુખત્યારો, વોગેરે પોતાના ધંધા બદલ ઈનામ લે છે તેમને આ કલમ લાગુ પડતી નથી.

કોઈ શખસને નુકશાન કરવાના ઈરાદાથી

૧૬૬ કોઈ માણસ સરકારી નોકર હોય, અને તેણે પોતાના સર કારી ઓહદાસર કેમ ચાલવુ એ બાબતનો કાંઈ કાયદાનો હુકમ તે જાણીબુઝીને ન માને, એવા ઈરાદાથી કે તે ન માનવાથી કોઈ શખસને

કોઈ સરકારી નો કાંઈ નુકશાન કરવું, અથવા તેથી કાંઈ નુકશાન થશે એવો સંભવ છે કે કાયદાનો હુકમ એમ જાણ્યા છતાં, તો તે માણસને એક વરસની મુદત સુધીની આસાન કેદની અથવા દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

દ્રષ્ટાંત.

ક ની તરફનું એક ઈનસાફની કોરટે હુકમનામુ કરી આપ્યું હોય તે હુકમનામુ પુરૂ કરવા સારૂ તે બજારમાં કાંઈ મીલકત જપ્ત કરવાનો કાયદાએ અ અમલદારને હુકમ કરયો હોય, તે કાયદાનો હુકમ અ જાણીબુઝીને ન માને અને તે એમ જાણતો હોય કે હું એ હુકમ નહી માનીશ તેથી ક ને નુકશાન થવાનો સંભવ છે તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કરયો એમ સમજવું.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ સમન નીકળે. | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાય નહી | પરેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૧ વરસ સુધીની આસાન કેદ, અથવા દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|

ટીકા —" કોઈ પણ કાયદાનો હુકમ" એ શબ્દોનો અરથ એવો છે કે તે હુકમ કાં તો લખેલા કાયદાથી મળેલો હોય અથવા તો કાયદા પ્રમાણે જે અમલદારને તે સરકારી નોકર તાબે હોય તેવા અમલદાર તરફથી મળેલો હુકમ હોય, જેમકે કોઈ કેદીને કેદમાંથી છોડાવવાનો હુકમ હોય.

આ કલમમાં જે ગુન્હો બતાવ્યો છે તે કાયદાનો હુકમ બેફીકરાઈથી તોડવાથી થાય છે એમ નહીં પણ ખરાબ ઈરાદાથી તોડવાથી તે ગુહો થાય છે કેમકે કલમમાં સ્પષ્ટ બતાવ્યું છે કે કોઈ પણ સરકારી નોકર જાણી જોઈને કોઇ કાયદાનો હુકમ તોડે, અને જાણી જોઈને તોડવાથી કોઈ શખ્સને તેની મીલકતમાં અથવા તેની જાતમાં અથવા તેની કીરતીમાં કાંઈ નુકશાન થાય તેમ હોય ત્યારે આ કલમ પ્રમાણે ગુન્હો બને છે

આ કલમ પ્રમાણે ગુન્હો થવાને એવું સાબીત કરવાની જરૂર છે કે તે હુકમ જાણી જોઈને તોડયો હતો તથા કાંઈ નુકશાન કરવાના ઈરાદાથી તોડયો હતો. કેમકે સરકારી નોકરે પોતાનો ફરજ જાણવી જોઈએ. પણ જો તેના ઉપરીના કેહેવાથી તેમ થયું હોય, તો પોતાના બચાવમાં તેના ઉપરીનો હુકમ બતાવી શકે, અને તેવો હુકમ શીક્ષા કમી કરવામાં કોરટ ધ્યાનમાં લેશે.

નુકશાન કરવાના ઈરાદાથી કોઈ સરકારી નોકરે કાંઈ ખોટો લેખ બનાવવો.

૧૬૭. કોઈ માણસ સરકારી નોકર હોય અને તેને પોતાના સરકારી હોદાના જોરથી કાંઈ લેખ તઈયાર કરવાનું અથવા તેનો તરજુમો કરવાનું સોપ્યું હોય તે માણસ પોતે જેને ખોટો જાણતો અથવા માનતો હોય એવી રીતે તે લેખ બનાવે અથવા તેનો તરજુમો કરે એવા ઈરાદાથી કે તેમ કરીને પોતે કોઈ શખ્સનું નુકશાન કરવું અથવા તેમ કરવાથી પોતાથી કોઈનું નુકશાન થાય એવો સંભવ છે એમ જાણ્યા છ

નાં, તો તે માણસને ત્રણ વરષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકાર ની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ સમન નીકળે | જામીન લેઈ શકાય. | માંડી વાળી શકાય નહી | સેશન કોરટ અથવા પરસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૩ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |

ટીકા—આ કલમમાં બતાવેલો ગુન્હો થવાને વાસ્તે ઈરાદો અથવા જ્ઞાન હોવાની જરૂર છે. એવુ સાબીત થવુ જોઈએ કે ગુન્હેગાર સરકારી નોકર છે અને દસ્તાવેજ તઈયાર કરવાનું તેનું કામ છે, તથા દસ્તાવેજ ખોટો કરયોછે અને કોઈ શખસને નુકશાન કરવાના ઈરાદાથી તે ખોટો કરયો છે.

સરકારી નોકરે કાયદા વીરૂધ વેપાર કરવો.

૧૬૮. જે માણસ સરકારી નોકર હોય અને પોતાના સરકારી હોદ્દાને લીધે કાયદા મુજબ જેની વેપાર નહી કરવાની ફરજ હોય, તે માણસ જો વેપાર કરે, તો તેને એક વરસના મુદત સુધીની આસાન કેદની અથવા દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીશ પકડીશકે નહી | પ્રથમ સમન નીકળે. | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાય નહી. | પરેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧લા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે.. | ૧વર્ષસુધી આસાન કેદ અથવા દંડ અથવા બંને. |

ટીકા—આ કલમ પ્રમાણે ગુન્હો બતાવ્યો છે તેનું કારણ એમ છે કે જો કોઈ સરકારી નોકર કોઈ ખાનગી વેપાર કરે તો સરકારી કામને અમુક જાતનું નુકશાન પહોંચે કેમકે ખાનગી વેપાર કરવા દેવાથી તેનો અમુક વખત તે કામમાં રોકાય તથા તેનું ધ્યાન તે તરફ ખેચાય અને બરોબર કાળજીથી સરકારી ફરજ બજાવી શકે નહી. અને તેથી કરીને જ્યાં સુધી સરકારી નોકરી કરતો હોય ત્યાં સુધી કોઈ સરકારી નોકરને હિંદુસ્તાનના કોઈ પણ ભાગમાં ખેતીવાડીના કામ સારૂ જમીન લેવા દેતા નથી.

સરકારી નોકરે કાયદા વિરૂધ કાંઈ મીલકતની ખરીદી અથવા માગણી કરવી.

૧૬૯. જે માણસ સરકારી નોકર હોય, અને પોતાના સરકારી હોદ્દાને લીધે કાયદા મુજબ જેનો કાંઈ મીલકતની ખરીદી અથવા માગણી નહી કરવાની ફરજ હોય, તે માણસ જો, પોતાને નામે અથવા બીજાને નામે અથવા બીજાઓની સાથે રહીને કે ભાગમાં તે મીલકતની ખરીદી અથવા માગણી કરે, તો તેને બે વરષની મુદત સુધીની આસાન કેદની અથવા દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે; અને અગર તે મીલકત ખરીદ થઈ હોશે, તો તે સરકારમાં જપ્ત કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પક ડી શકે નહી. | પ્રથમ સમન નીકળે. | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાય નહી. | પરેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૨ વરસ સુધી આસાન કેદ, અથવા દંડ અથવા બંને, અથવા જે મીલકત ખરીદ કરી હોય તો તે સરકાર જમ થાય. |
|---|---|---|---|---|---|

ટીકા—કોઈ પણ ટટુ તે ડબામાં પુરયું હોય અને તે જો કોઈ પોલીસ અમલદાર ખરીદ કરે તો તેને આ કલમ પ્રમાણે ગુન્હેગાર ઠરાવી શકાય. રાણી વિરૂદ્ધ રામકૃષ્ન બી સ્વાસ. ૮ બં. લૉ. રી. એપે. ૧ એસ. સી.

કોઈ સરકારી નોકરનો વેશ લે વે.

૧૭૦. જે શખસ પોતે અમુક હોદાપર નથી એમ જાણ્યા છતાં, સરકારી નોકર દાખલ તે હોદાપર હોવાનો ઢોંગ કરે, અથવા તે હોદાપર હોય એવા કોઈ બીજા સખસનો વેસ લે અને તે વેશ લઈને તે હોદાથી કરતો હોય એવી રીતે કાંઈ કામ કરે અથવા કામ કરવાની કોસીસ કરે, તે શખસને બે વરશની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની સીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાય નહી | કોઈપણ માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૨ વરસ સુધી બેમાંના મન્ને તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|

ટીકા—આ કલમમાં બતાવેલા બે જુદા જુદા ગુન્હા છે જેમકે કોઈ અ શખસ એમ કહે કે બ શખસ મરી ગયો છે તેની જગોએ મને દરોગો નીમ્યોછે, અથવા એવી રીતે ખોટુ કહે કે હું બ શખસ છું. મજકુર બંને બાબતમાંની ગમે તે બાબતમાં તેમ કરે અથવા કરવાની કોશીશ કરે તો ગુન્હો થાય છે. પણ આ કલમમાં બતાવેલો ગુન્હો થવાને એવી જરૂર છે કે જે હોદાનો તે વેશ ધરાવતો હોય તે હોદો હયાતીમાં હોવો જોઈયે.

કોઈ સરકારી નોકર જેવો પોશાક પેહેરતો હોય અથવા જેવી નીશાણી સાથે રાખતો હોય તેવા પોશાક અથવા તેવી નિશાણી દગલબાજીના ઈરાદાથી પેહેરવો અથવા સાથે રાખવો.

૧૭૧. જે માણસ સરકારી નોકરોના અમુક વરગનો નહી છતાં, તે વરગના સરકારી નોકરોના પોશાક જેવો પોશાક પેહેરે અથવા તેઓની નીશાણી જેવી નીશાણી સાથે રાખે, એવા ઈરાદાથી કે તે માણસ સરકારી નોકરોના તે વરગમાંનો છે એમ માનવામાં આવે, અથવા એમ માનવામાં આવશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં, તો તે માણસને ત્રણ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા બસેં રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની; સીક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પક ડી શકે. | પ્રથમ સમ ન નીકળે. | જામિન લે ઈ શકાય. | માંડીવાળી શકાય નહી | કોઈપણ મા જીસ્ટ્રેટ ઈન સાફ કરે. | ૩ મહીના સુધી એમાંનામા મ તે પ્રકારની કેદ અથવા રૂ૨૦૦ દંડ અથવા બંને. |

ટીકા—ધારેલો ઈરાદો પાર પાડવાના સબબથી જાણી જોઈને જે પોશાક પેહેરે અથવા એવી નીશાની ધારણ કરે કે ગુન્હો થાય છે, આ કલમમાં બતાવેલો ગુન્હો સીદ્ધ કરવાને એવો જરૂર છે કે સરકારી નોકર જે પોશાક પેહેરતો હોય અથવા જેવી નીશાની સાથે રાખતો હોય તેવીજ રીતે દગલબાજીના ઈરાદાથી પોશાક પેહેર્યો હતો અથવા નીશાની રાખી હતી એમ સાબીત કરવું જોઈએ.

---

## બાબ૧૦ મો

### સરકારી નોકરોના કાયદેસર અખત્યારના તિરસ્કાર બાબત.

કોઈ સરકારી નોકરની તરફથી થએલો સમન કે હુકમ ન પોહોચે એટલા માટે નાહાસી જવુ.

૧૭૨ જે સરકારી નોકરને પોતાના સરકારી ઓહદાના જોરથી સમન અથવા નોટીસ, અથવા હુકમ કરવાનો કાયદા મુજબ અખત્યાર હોય એવો કોઈ સરકારી નોકરે કરેલો સમન, અથવા નોટીસ અથવા હુકમ પોતાને ન પોહોંચાડાય એટલા માટે જે માણસ નાશી જાય, તે માણસને એક મહીનાની મુદત સુધીની આસાન કેદની અથવા પાંચસે રૂપીયા સુધીના દંડની અથવા એ બનેની, શીક્ષા કરવામાં આવશે અથવા અગર તે સમન, નોટીસ, અથવા હુકમ જાતે અથવા મુખત્યારની મારફતે કોઈ ઈનસાફની કોરટમાં હાજર થવા બાબતનો અથવા કાંઈ લેખ હાજર કરવા બાબતનો હોય તો તે માણસને છ મહીનાની મુદત સુધીની આસાન કેદની અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસપક ડીશકે નહી | પ્રથમસમ ન નીકળે. | જામીન લે ઈ શકાય. | માંડીવાળી શકાયનહી | કોઈ પણ માજીસ્ટરેટ ઈનસાફકરે | ૧ મહિનાસુધીની આસાન કેદ અથવા ૫૦૦ રૂપીયા દંડ અથવા બને. |
| અને જો તે સમન અથવા નોટીસમાં કોઈ શખસને જાતે હાજર થવા ફરમાવ્યું હોય તો. | | | | ઉપર પ્રમાણે. | ૬ મહિના સુધીની આસાન કેદ અથવા રૂ૧૦૦૦) દંડ અથવા બંને. |

ટીકા.—આ કલમના પેહેલા ભાગ પ્રમાણે ગુન્હો થવાને તે સમન અથવા નોટીસ અધીકારવાળા સરકારી નોકરે કાયદેસર કાઢેલી હોવી જોઈએ અથવા નાશી જવાની વખતે કાઢેલી હોવી જોઈએ.

બંગાળામાં એવું ઠરાવવામાં આવ્યું છે કે કોઈ શખ્સની સામે કોઈ માજીસ્ટરેટે વારંટ કાઢ્યું હોય, તે વારંટ પોતાના ઉપર બજતું અટકાવવાને કોઈ શખ્સ નાશી જાય તો તે આ કલમ પ્રમાણે ગુન્હેગાર નથી. રાણી વીરૂધ અમીર જાન ૭ નો.વે.પો.૩૦૨ કેમકે વારંટ એ કાંઈ સમન પણ નથી તેમજ નોટીસ પણ નથી અને તેમાં જે હુકમ લખેલો છે તે, અમલદારના ઉપર મોકલેલો છે, અને જે શખ્સને તે હાજર થવાનું છે તેને કાંઈ તે મોકલેલો નથી.

કોઈ પણ કોરટના અથવા સરકારી નોકરના કાયદેસર અખત્યાર નો તીરસ્કાર કરયાનું તોહોમત મુકતો તેવી બાબતમાં, તે કોરટની અથવા તે નોકરના ઉપરીની પરવાનગી શીવાય ફરીયાદી ચાલી સકશે નહીં.

તેમજ હીંદુસ્તાનના પીનલકોડની ૧૯૩ મી, ૧૯૪, ૧૯૫, ૧૯૬, ૧૯૯, ૨૦૦, ૨૦૫, ૨૦૬, ૨૦૭, ૨૦૮, ૨૦૯, ૨૧૦, ૨૧૧, અથવા ૨૨૮ મી કલમ પ્રમાણે શિક્ષા કરવા લાયક કોઈ પણ ગુન્હો જ્યારે તે હરકોઈ કોરટમાં ચાલેલાં હરકોઈ કામમાં અથવા કામના સંબધમાં કરયો હોય ત્યારે તે કોરટની અથવા બીજી જે કોરટના તાબામાં તે કોરટ હોય તેની, પ્રથમ મંજુરીયત લીધા વગર અથવા તેની ફરીયાદ વગર કોઈ પણ કોરટ સાંભળશે નહીં.

તેવીજ રીતે પુરાવામાં આપેલા દસ્તાવેજો સંબંધી કેટલાક ગુન્હા બાબત પણ મંજુરીયતની જરૂર છે, કેવી કેવી બાબતમાં મંજુરીયત જોઇએ તેને વાસ્તે ૧૮૮૨ ના ૧૦મા આકટની (ફોજદારી કાયદાની) ક. ૧૯૫ જુઓ.

**સમન અથવા બીજો હુકમ પોંહોંચતો અટકાવવો અથવા તે જાહેર થતો અટકાવવો.**

૧૭૩ જે સરકારી નોકરને પોતાના ઓહદાના જોરથી સમન, અથવા નોટીસ, અથવા હુકમ કરવાનો કાયદા મુજબ અખત્યાર હોય એવા કોઈ સરકારી નોકરે કરેલો સમન, નોટીસ, અથવા હુકમ પોતાને અથવા બીજા કોઈપણ સખ્સને પોંહોંચે તો જે માણસ કોઈ પણ રીતે ઈરાદાથી અટકાવે અથવા કાયદા મુજબ તે સમન, નોટીસ અથવા હુકમ કોઈ જગોપર ચોહોડતાં જે, માણસ કોઈપણ રીતે ઈરાદાથી અટકાવે અથવા જે જગોપર તે સમન, નોટીસ અથવા હુકમ કાયદા મુજબ ચોહોડયો હોય તેવી કોઈ જગોપરથી જે માણસ કોઈપણ રીતે ઈરાદાથી બગોડે, અથવા જે સરકારી નોકરને પોતાના સરકારી ઓહદાનાં જોરથી કાંઈ જાહેરખબર આપવાનું ફરમાવવાનો કાયદા મુજબ અખત્યાર હોય તેવા કોઈ સરકારી નોકરના હુકમથી તેવી કાંઈ જાહેરખબર કાયદા મુજબ અપાતી જે માણસ કોઈ પણ રીતે ઈરાદાથી અટકાવે, તે માણસને એક મહિનાની મુદત સુધીની આસાન કેદની અથવા પાંચસે રૂપિયા સુધીના દંડની, અથવા એ બનેની શિક્ષા કરવામાં આવશે; અથવા, અગર તે સમન, નોટીસ, હુકમ કે, જાહેર ખબર જાતે અથવા મુખત્યારની મારફતે કોઈ ઈનસાફની કોરટમાં હાજર થવા બાબતની અથવા કાંઈ લેખ હાજર કરવા બાબતની હશે તો, તે માણસને છ મહિનાની મુદત સુધીની આસાન કેદની અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બનેની, શિક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પક ડી શકે નહી. | પ્રથમ સ મન ની કલે. | જામીન લે ઈ શકાય. | માંડીવાળી શકાય નહી | પરેસીડેન્સી માજી સ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટ રેટ ઈનસાફ કરે. | ૧ મહિના સુધીની આસાન કેદ, અ થવા ૫૦૦ રૂપીયા દંડ અથવા બંને. |

| | | |
|---|---|---|
| અને જો તે સમનમાં કોઈ શખસને ઈનસાફની કોરટમાં જાતે હાજર થ વા વીગેરે ફરમાવ્યું હોય તો. | ઉપર પ્ર માણે. | ૬ મહીના સુધીની આસાન કેદ અથ વા રૂ૧૦૦૦) દંડ અથવા બંને. |

ટીકા—નોટીસ ઘણી રીતે બજાવી શકાય છે. જ્યારે કોઈ શખસને પોતાનાજ ઉપર સમન અગર નોટીસ બજાવી શકાય નહી, ત્યારે અમુક બાબતોમાં એમ થાય છે કે જે ઘરમાં તે રેહેતો હોય તેના કોઈ પ્રખ્યાત ભાગ ઉપર તે સમન અથવા નોટીસ ચોહોડે છે અથવા જાહેરનામું કાઢે છે. અને આમ કરે તો તે માણસ ઉપર સમન બજાવવામાં આવ્યો છે એવુ ગણવામાં આવે છે.

આ કલમ એવી બાબતમાં લાગુ પડે છે કે જેઓ આગલી સમન બજાવવાની રીતો છે તેનો કોઈ પણ રીતે અટકાવ કરે અથવા તે માણસના પોતાના ઉપર સમન બજતો અટકાવે, તેવા શખસોને આ કલમ લાગુ પડે છે. કાંઈ ઈનસાફનો અથવા કોઈ સરકારી નોકરનો અનાદર કરવાનો જો ઈરાદો હોય નહી, તો કાંઈ ગુન્હો થતો નથી. જો એમ મા લમ પડે કે કોઈ શખસે આવી રીતે સમન બજાવતાં અટકાવ કરયો, તો તે માણસે સા બીત કરવુ જોઈએ કે મેં કાંઈ ખરાબ ઈરાદાથી અટકાવ કરયો નથી.

સમન ઉપર સહી કરવાની ના પાડવી, તેથી કરીને આ કલમ પ્રમાણે સમન બજતો અટકાવ્યો, એવો ગુન્હો થતો નથી. રાણી વિરૂદ્ધ કાળીયા ફકીર. ૫ મું. હા. કો. ક્રી. રૂ. ૭૪. રાણી વિરૂદ્ધ ભુબનેશ્વરદત્ત

કોઈ સરકારી નોકરની તરફથી થયેલા હુકમ મુ જબ હાજર ન થવું.

૧૭૪. જે સરકારી નોકરને પોતાના સરકારી હોદ્દાના જોરથી સમન, નોટીસ, હુકમ, અથવા જાહેર ખબર આપવાનો કાયદા મુજબ અખત્યાર હોય, એવા કોઈ સરકારી નોકરે કરેલા સમન, નોટીસ, હુ- કમ, અથવા જાહેર ખબર મુજબ ફલાણે ઠેકાણે તથા ફલાણી વખતે જાતે, અથવા મુખત્યારની મારફતે હાજર થવાની જે માણસની કાયદા મુજબ ફરજ હોય, તે માણસ અગર ઈરાદાથી તે ઠેકાણે અથવા તે વ ખતે હાજર થવામાં કસુર કરે, અથવા જે ઠેકાણે હાજર થવાની ફરજ હોય તે ઠેકાણેથી જવાની કાયદેસર વખત થતાં પેહેલાં, ત્યાંહાંથી જાય, તે માણસને એક મહીનાની મુદત સુધીની આસાન કેદની અથવા પાં ચસે રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવ શે; અથવા અગર તે, સમન, નોટીસ, હુકમ, કે જાહેર ખબર જાતે અથવા મુખત્યારની મારફતે કોઈ ઈનસાફની કોરટમાં હાજર થવા બા

ખતની હોશે તો, તે માણસને છ મહીનાની મુદત સુધીની આસાન કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

દ્રષ્ટાંત.

(અ) કલકત્તાની સુપ્રીમ કોરટમાંથી થએલા સમન મુજબ તે કોરટ મધ્યે હાજર થવાની કાયદા મુજબ ફરજ છતાં અ હાજર થવામાં ઇરાદાથી કસુર કરે તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કર્યો એમ સમજવું.

(બ) કોઈ જીલ્લા જડજે કરેલા સમન મુજબ તે જીલ્લા જડજના હજુરમાં હાજર થવાની કાયદા મુજબ ફરજ છતાં અ હાજર થવામાં ઇરાદાથી કસુર કરે તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કરયો એમ સમજવુ.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ સમન નીકળે. | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાય નહી | કોઈપણ માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૧ મહીના સુધી આસાન કેદ અથવા ૫૦૦) રૂપીયાનો દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|
| અને જો તે હુકમમાં કોઈ શખ્સને ઈનસાફની કોરટમાં જાતે હાજર થવા ફરમાવ્યું હોય તો. | ઉપર પ્રમાણે. | ૬ મહીના સુધીની આસાન કેદ, અથવા ૧૦૦૦ રૂ પીયાનો દંડ અથવા બંને. | | | |

ટીકા.—પક્ષકારે સમનને તાબે થવું જોઇએ એમ સાબીત કરવાની જરૂર છે. આ કલમ પ્રમાણે ગુન્હેગાર ઠરાવવાને એવી જરૂર છે કે તે સમન તેના પોતાનાજ ઉપર બજાવવામાં આવ્યો હતો. રાણી વીરૂધ હરીનાથ ચોધરી. પણ કોઈ દીવાની કોરટનું હુકમનામું બજાવવા વારંટ કાઢયું હોય અને તેમાં કોઈ શખ્સને પકડયો હોય અને ત્યાંથો સટકી જાય તેને આ કલમ લાગુ પડતી નથી. રાણી વીરૂધ સરદાર ૫મુ. ૧ મું. હા. કો. ૩૮

ફોજદારી કેસમાં કોઈ પ્રતીવાદીએ હાજર થવાને જામીન આપ્યા હોય અથવા મુચરકો લખી આપ્યો હોય તેને પણ આ કલમ લાગુ પડે છે. તે શખ્સ હાજર થયો નહીં તેને વાસ્તે તેના જામીને જામીન ખતમાં લખેલી રકમ આપી છે, એ કાંઈ બચાવ કેહેવાય નહીં તેમ છતાં પણ તેણે ગુન્હો કરયો, એમ ગણાય—રાણી વીરૂધ તાજા મંદી. જુરર અથવા આસેસર તરીકે કોઈ શખ્સ કોઈ ફોજદારી તપાસ વખતે હાજર થાય નહીં તો ક્રીમનલ પોસીજર કોડની ક. ૩૭૪ મુજબ ગુન્હેગાર છે.

કોઈ પ્રતીવાદી ઉપર સમન બજાવવામાં આવ્યો હોય નહીં પણ તેને બારણું જો ચોડયો હોય અને તે હાજર થાય નહીં તો કાંઈ પણ ગુન્હો થતો નથી. ૬ મું. હા. કો. રૂ. ૨૯; ગુન્હેગાર થવાને વાસ્તે એવી જરૂર છે કે તે સમન તેના પોતાનાજ ઉપર બજાવેલો જોઇએ. કોઈ માણસને સમન કરી બોલાવ્યો હોય, અને પછીથી તપાસ કરવાનો દીવસ મુલતવી રાખવામાં આવે અને તે શખ્સને ઠેરવેલે દીવસે હાજર થવાને મોઢેથી ફરમાવ્યું હોય, અને જો તે પ્રમાણે હાજર થાય નહીં તો આ કલમ પ્રમાણે ગુન્હેગાર થાય છે; પણ અમુક દીવસે આવવાનું છે એવું સ્પષ્ટ કહ્યું હોય નહીં, અને સાધારણ હુકમ કરયો હો

પડે જ્યારે જરૂર પડે ત્યારે આવવું, તો કાંઈ ગુન્હો થતો નથી. સમનમાં બતાવવું જોઈએ કે અમુક દીવસે અને અમુક જગોએ આવવાનું છે અને જો તે પ્રમાણે બતાવ્યું હોય નહીં, અને કોઈ શખ્સ હાજર થાય નહીં અને તેથી તેને ગુન્હેગાર ઠરાવે, તો તે ગેરબાજબી છે.

કોઈ સબ માજીસ્ટરેટે સમન કાઢયો હોય અને તે સમનને માન્ય નહીં કરીને કોઈ શખ્સ હાજર થાય નહી, તો તે માજીસ્ટરેટ આ કલમ પ્રમાણે પોતે તેની તપાસ કરી શકે નહી. રાણી વીરૂધ હીરા લાલદાસ, રાણી વીરૂધ રામ લોચન—

કોઈ સરકારી નોકરની આગળ કાંઈ લેખ હાજર કરવાની જે શખસની કાયદા મુજબ ફરજ હોય તે શખસ તે લેખ હાજર કરવામાં કસુર કરવી.

૧૭૫. સરકારી ઓહદાના જોરથી કોઈ સરકારી નોકરની આગળ કાંઈ લેખ હાજર કરવાની અથવા તેને કાંઈ લેખ સ્વાધીન કરવાની કાયદા મુજબ ફરજ છતાં જે માણસ તે લેખ હાજર કરવામાં અથવા સ્વાધીન કરવામાં ઈરાદાથી કસુર કરે, તે માણસને એક મહીનાની મુદત સુધીની આસાન કેદની, અથવા પાંચસે રૂપીયા સુધીના દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે. અથવા, અગર તે લેખ કોઈ ઈનસાફની કોરટમાં હાજર કરવાનો અથવા કોરટને સ્વાધીન કરવાનો હોશે તો, તે માણસને છ મહીનાની મુદત સુધીની આસાન કેદની અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

દ્રષ્ટાંત.

કોઈ જીલ્લા કોરટ મધ્યે કાંઈ લેખ હાજર કરવાની કાયદા મુજબ ફરજ છતાં **અ** તે લેખ હાજર કરવામાં ઈરાદાથી કસુર કરે, તો **અ** એ આ કલમમાં બયાન કરેલો ગુન્હો કરયો એમ સમજવું.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ સમન નીકળે. | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાય નહ | જે કોરટમાં તે ગુન્હો થયો હોય તે કોરટ, સને ૧૮૮૨ના ૧૦ મા આકટના ૩૫ મા બાબને અનુસરીને, ઈનસાફ કરે; અથવા તે ગુન્હો કોઈ કોરટમાં નહી થયો હોય, તો પ્રેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧લા અથવા ૨જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૧ મહીના સુધી આસાન કેદ અથવા પાંચસે રૂપીયા દંડ અથવા બંને. |

| | | |
|---|---|---|
| અથવા તે લેખ કોઈ ઈનસાફની કોરટમાં હાજર સ્વાધીન કરવાનું ફરમાવ્યું હોય તો. | બાકી ઉપર પ્રમાણે. | ૬ મહીના સુધી આસાન કેદ અથવા ૧૦૦૦) રૂપીયા સુધી દંડ અથવા બંને. |

ટીકા.—એવું સાબીત કરવાની જરૂર છે કે તે દસ્તાવેજ રજુ કરવાને તે શખ્સ કાય

દુસર રીતે બંધાયેલો છે, અને તેમ કરવાની તેની ફરજ છે એવું સીદ્ધ કરવાને ઘટીત ઉપાયો લેવામાં આવ્યા ના હોય તો તેને આ કલમ લાગુ પડતી નથી. જેમકે કોઈ શાહેદ એમ જાણતો હોય કે અમુક દસ્તાવેજ કોરટ મંગાવશે, તે છતાં પણ જાણી જોઈને તે ઘેર મુકીને આવે છે, તે છતાં પણ તે ગુન્હેગાર થતો નથી પણ જો તે રજુ કરવાની તેને ખરેખર નોટીસ આપી હોય અને તે લાવે નહીં તો ગુન્હેગાર થાય છે. પણ જો તે દસ્તાવેજ ખરેખર તેના ખીસ્સામાં તે વખતે હોય, તો જુદીજ હકીકત બને છે, કેમકે જો તે દસ્તાવેજ કોરટમાં હોય તો તે રજુ કરવાને તે બંધાયેલો છે.

હિંદુસ્તાનના પુરાવાના આકટની (૧૮૭૨ નો આકટ ૧ લો ) કલમ ૧૬૨ માં બતાવ્યું છે કે કોઈ સાહેદને કાંઈ દસ્તાવેજ રજુ કરવાનો સમન્સ થયો હોય, તે દસ્તાવેજ રજુ કરવાને અથવા પુરાવામાં લેવા યોગ્ય ગણવાને હરકોઈ હરકત હોય તે છતાં પણ જો તેના કબજામાં અથવા તેના અધીકારમાં હોય તો તેણે તે કોરટમાં હાજર કરવો; તેની દલીલો વીશે કોરટ ઘટીત ઠરાવ કરશે..

કોઈ સરકારી નોકરને નોટીસ અથવા ખબર આપવાની જે શખ્સની કાયદા મુજબ ફરજ હોય તે સખ્સે તે નોટીસ અથવા ખબર ન આપવી.

૧૭૬. સરકારી ઓહદાના જોરથી કોઈ સરકારી નોકરને કાંઈ બાબત સંબંધી કાંઈ નોટીસ અથવા ખબર આપવાની કાયદા મુજબ ફરજ છતાં જે માણસ કાયદામાં ફરમાવેલી રીતે તથા વખતે તે તે નોટીસ અથવા ખબર આપવામાં ઈરાદાથી કસુર કરે, તે માણસને એક મહીનાની મુદત સુધીની આસાન કેદની, અથવા પાંચસે રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે; અથવા, અગર તે આપવાની નોટીસ અથવા ખબર કાંઈ ગુન્હો થવા બાબતની હોય, અથવા કાંઈ ગુન્હો થતો અટકાવવાના કારણસર, અથવા કોઈ ગુન્હેગારને પકડવા માટે આપવી જોઈતી હોય તો તે માણસને છ મહીનાની મુદત સુધીની આસાન કેદની અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે,

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે નહી | પ્રથમ સમન નીકળે. | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાયનહી | પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટ્રેટ ઈનસાફ કરે. | ૧ મહીના સુધી નીઆસાન કેદ અથવા રૂ ૫૦૦ દંડ અથવા બંને. |
| અગર જે નોટીસ અથવા ખબર આપવા જોઈએ, તે કાંઈ ગુન્હો થવા વગેરે હોય તો. | | | ઉપર પ્રમાણે. | ૬ મહીના સુધી આસાન કેદ અથવા ૧૦૦૦) દંડ અથવા બંને. | |

ટીકા.—કોઈ ડાકાઈટી વીશે કોઈ શખ્સ કાંઈ પણ કહેતો હોય નહી, અને તેમાં સામેલ થવાની પોતના પાડે છે એટલાજ સબબથી તેણે જાણી જોઈને ખબર આપી નહી એમ સમજવું નહી. રાણી વીરૂધ ફુલચંદ, રાણી વીરૂધ લછમણ પ્રસાદ.

કોઈ સરકારી નોકરને કોઈપણ બાબત વીશે ખબર આપાવને કોઈ કાયદાથી ફરજ બતાવી હોય, અને તે જો માન્ય કરે નહી તો આ કલમ પ્રમાણે ગુન્હેગાર થાય છે.

ક્રીમીનલ પ્રોસીજર કોડ (સને ૧૮૮૨ નો ૧૦ મો) ની કલમ ૪૪ પ્રમાણે નીચે બતાવેલા પીનલકોડના ગુન્હામાં, હરકોઈ ગુન્હો કરયા વિશે અથવા કરવાના બીજા હરકોઈ શખસના ઈરાદા વિશે ઈલાકાના મુખ્ય શેહેરોની અંદર કે બાહાર જે શખસ જાણતો હોય તેવા દરેક શખસે, બાજબી સબબ નહી હોય તો, પાસેમાં પાસેના માજીસ્ટરેટને અથવા પોલીસ અમલદારને, તે બાબતની ખબર તાબડતોબ આપવી; બાજબી સબબ છે તે સાબીત કરવાનો બોજો સદરહુ પ્રમાણે જાણનાર શખસને માથે છે એમ સમજવું.'

કલમ—

૧૨૧—રાણીની સામે લડાઈ કરવાની કોશીશ કરવી અથવા મદદગારી કરવી

૧૨૧ અ—કલમ ૧૨૧ માં બતાવેલો ગુન્હો કરવાને માટે એકસંપ કરવો

૧૨૨—રાણીની સામે લડાઈ કરવાના વીચારથી હથીયાર એકઠાં કરવાં.

૧૨૩—લડાઈનું કામ સેહેલ કરવાના ઈરાદાથી લડાઈની ધારણા છુપાવવી.

૧૨૪—કાંઈ કાયદેસર અધિકાર અમલમાં આણાવવા અથવા ના આણાવવાના ઈરાદા થીગવરનર જનરલ, અથવા કોઈ ગવરનર ઉપર હુમલો કરવો.

૧૨૪ અ—બેદીલી ઉત્પન્ન કરવી અથવા ઉત્પન્ન કરવાની કોશીશ કરવી.

૧૨૫—રાણીની સાથે મઈત્રી અથવા સલાહ રાખનારા એશીયાના કોઈ રાજા ઉપર લડાઈ કરવી અથવા તેવી લડાઈ કરવામાં મદદગારી કરવી.

૧૨૬—રાણીની સાથે મઈત્રી રાખનારા અથવા સલાહ રાખનારા કોઈ રાજાના મુલક ઉપર લુટ કરવી.

૧૩૦—રાજકીય અથવા લડાઈના કેદીને નાશી જવામાં મદદગારી કરવી, છોડાવવો, અથવા ઘરમાં રાખવો, અથવા તેને પાછો પકડે તેમાં સામા થવુ.

૩૦૨—ખુન.

૩૦૩—જન્મ ટીપના કેદીએ કરેલું ખુન.

૩૦૪—ખુનથી ઉતરતા દરજાનું મનુષવધ.

૩૮૨—મોત અથવા બથા વીગેરે કંવાની તઈયારી કરીને ચોરી કરવી.

૩૯૨—અપહરણ.

૩૯૩—અપહરણ કરવાની કોશીશ.

૩૯૪—અપહરણ કરવામાં અથવા તેની કોશિશમાં બુદ્ધિપુરવક બથા કરવો વિગેરે

૩૯૫—ડાકાઈટી.

૩૯૬—ખુન સાથે ડાકાઈટી.

૩૯૭—ખુન અથવા મહાબથા કરવાની કોશિશ સાથે અપહરણ અથવા ડાકાઈટી.

૩૯૮—કાંઇ ભયંકર શસ્ત્ર ધારણ કરયું હોય તે વખતે અપહરણ અગર ડાકાઈટી કરવાની કોશીશ.

૩૯૯—ડાકાઈટી કરવાની તઈયારી કરવી (આખા પીનલ કોડમાં તઈયારી કરવાને વાસ્તે શિક્ષા થાય તે ફકત આ કલમ પ્રમાણે છે, અને શિક્ષા ૧૦ વરસ કેદની છે)

૪૦૨—ડાકાઈટી કરવાના કારણસર મળેલા પાંચ અથવા વધારે શખસોમાં હોવું.

૪૩૫—૨૧૦૦) ની કે વધારે નુકશાની કરવાના ઈરાદાથી આગનીવડે અથવા અવાજ સાથે ફુટે એવા કોઈ પદારથવડે બીગાડ કરવો.

૪૪૯—મોતની શિક્ષા થઈ શકે એવો કાંઈ ગુન્હો કરવા સારૂ ગ્રહપ્રવેશ કરવો.

૪૫૦—જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા થઈ શકે એવો કોઈ ગુન્હો કરવા ગ્રહપ્રવેશ કરવો.

૪૫૬—રાતરે ગ્રહપ્રવેશ કરવો અથવા ઘર ફોડવુ.

૪૫૭—કેદની શિક્ષાને પાત્ર એવો ગુન્હો કરવા સારૂ રાતરે ગુપ્ત ગ્રહપ્રવેશ કરવો અથવા ઘર ફોડવુ.

૪૫૮—વ્યથા વિગેરે કરવાની તઈયારી કરીને રાતરે ગુપ્ત ગ્રહપ્રવેશ કરવો અથવા ઘર ફોડવુ.

૪૫૯—ગુપ્ત ગ્રહપ્રવેશ અથવા ઘર ફોડવાનો ગુન્હો કરતાં કોઈને મહાવ્યથા કરવી.

૪૬૦—ઘણા શખસો રાતરે ઘર ફોડવા વિગેરેમાં સામીલ હોય અને તેઓમાંનો કોઈ મોત અથવા મહાવ્યથા કરે.

વળી ગામના મુખીઓએ, જમીનદારોએ, અને બીજાઓએ અમુક બાબતોની ખબર આપવી જોઈએ, તેને વાસ્તે ક્રીમીનલ પ્રોસીજર કોડની (૧૮૮૨ ના ૧૦ મા આકટની) કલમ ૪૫ જુઓ.

ખોટી ખબર આપવી.

૧૭૭. સરકારી હોદ્દાના જોરથી કોઈ નોકરને કાંઈ બાબત સંબંધી કાંઈ ખબર આપવાની કાયદા મુજબ ફરજ છતાં તે બાબત સંબંધી જે ખબર પોતે ખોટી છે એમ જાણતો હોય, અથવા એમ માનવાનું પોતાને કારણ હોય, એવી કાંઈ ખબર ખરી ખબર દાખલ જે માણસ આપે તે માણસને છ મહીનાની મુદત સુધીની આસાન કેદની અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે; અથવા, અગર જે ખબર આપવાની તેની કાયદા મુજબ ફરજ હોય તે ખબર કાંઈ ગુન્હો થયા બાબતની હોય, અથવા કાંઈ ગુન્હો થતો અટકાવવાના કારણસર, અથવા કાંઈ ગુન્હેગારને પકડવા માટે આપવી જોઈતી હોય તો તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

દૃષ્ટાંત.

(અ) અ જમીનદાર, પોતાની જમીનદારોની હદમાં એક ખુન થએલું જાણ્યા છતાં તે જીલ્લાના માજીસ્ટ્રેટને જાણી જોઈને એવી ખોટા ખબર આપે કે એ મોત એક સાપના ડંસથી અકસમાત થયું છે, તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કર્યો એમ સમજવું.

( ) એક પાસેની જગામાં રેહેનારા એક માતબર વેહેપારી ફ ના ઘરમાં ડાકાઈટીનો ગુન્હો કરવા માટે પોતાના ગામમાંથી ઘણાએક અજાણ્યા માણસો ગયા છે એમ જાણ્યા છતાં; તથા બંગાળાના કાયદાના પુસ્તક માંહેલા સન ૧૮૨૧ ના ૩ જા કાયદાની ૭ મી કલમની ૫ મી રકમ મુજબ તે હકીકતની જલદી તથા બરાબર ખબર પાસેમાં પાસે પોલીસની ચોકીના અમલદારને આપવાની પોતાની ફરજ છતાં, અ તે ગામનો રખવાળ જાણી જોઈને તે પોલીસ અમલદારને એવી ખોટી ખબર આપે

રૂ (તે માણસો ગયા હોય તેથી જુદી દિશા બતાવીને) આશરે કાંઈ દુર જગ..ર ડાકાઈટીનો ગુન્હો કરવાના વિચારથી જેઓની ઉપર ગુમાન જાય એવા કેટલાએક શખસોનું એક ટોળુ આ ગામમાંથી ગયું તો એ ઠેકાણે અ એ આ કલમમાં બયાન કરેલો ગુન્હો કર્યો એમ સમજવું.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ સમન નીકળે. | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાય નહી | પરેસીડેન્સી માજીસ્ટ્રેટ, અથવા ૧લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૬ મહીના સુધીની આસાન કેદ, અથવા ૧૦૦૦ રૂપીયા દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|
| અથવા જે ખબર આપવી જોઈએ તે કાંઈ ગુન્હો થયા વીગેરેની હોય તો. | | | ઉપર પ્રમાણે. | બે વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. | |

ટીકા.—આ કલમમાં અને પાછલી કલમમાં તફાવત એટલો છે કે પેહેલીમાં ખબર આપવાની કસુર કરવા બાબત છે અને આ કલમમાં જાણી બુઝીને કોઈ સરકારી નોકરને ખોટી ખબર આપવા બાબત દરશાવ્યું છે.

કોઈ સરકારી નોકરે કાયદા મુજબ સોગંદ ખાવાનું ફરમાવ્યા છતાં સોગંદ ખાવાની ના કહેવી.

૧૭૮. સાચુ બોલાવવાને સોગંદ આપવાનો જે સરકારી નોકરને કાયદા મુજબ અખત્યાર હોય તેવા કોઈ સરકારી નોકરે સાચુ બોલવાને બંધાવા સારૂ કોઈ માણસને સોગંદ ખાવાનું ફરમાવ્યા છતાં તે માણસ અગર તે પ્રમાણે સાચુ બોલવાને બંધાવા સારૂ સોગંદ ખાવાની ના કહે તો તે માણસને છ મહીનાની મુદત સુધીની આસાન કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ સમન નીકળે. | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાય નહી. | જે કોરટમાં તે ગુન્હો થયો હોય તે કોરટ ક્રીમીનલ પ્રોસીજરના ૩૫ મા બાબના ઠરાવોને અનુસરીને ઈનસાફ કરે; અને તે ગુનોહ કોઈ કોરટમાં નહી થયો હોય તો ૧ લા અથવા ૨ જા વરગનો માજી. અથવા પરેસીડેન્ટસી મા. ઇનસાફ કરે | ૬ મહીના સુધીની આસાન કેદ, અથવા રૂ૧૦૦૦) નો દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|

ટીકા.—કાંઈ વ્યાજબી કારણ શિવાય કોઈ શાક્ષી તેને પુછેલા સવાલનો જવાબ આ

પવા ન પાડે તો માજીસ્ટરેટ તેને સાત દીવસ સુધી કેદની સજા કરી શકે, અથવા જો સૈસન કોરટ હોય તો તેને ઘટીત લાગે તેટલા વખત સુધી કેદની સજા કરે, પણ જો તે દરમ્યાનમાં તે જવાબ આપવા કબુલ કરે તો તેની શીક્ષા માફ કરવી. અને જો જવાબ આપવાની ના પાડે તો ક્રીમીનલ પ્રોસીજર કોડની કલમ ૪૮૫ પ્રમાણે કરવું.

સવાલ પુછવા નો અખત્યાર હોય એવા કોઈ સરકારી નોકરને કાંઈ સવાલનો જવાબ દેવાની ના કહેવી.

૧૭૯. કોઈ સરકારી નોકર પોતાના સરકારી ઓહદાના કાયદેસર અખત્યારનો અમલ કરતાં કોઈ બાબતમાં કાંઈ સવાલ પુછે, અને તે બાબતમાં તે સરકારી નોકરને સાચી વાત કહેવાની કાયદા મુજબ પોતાની ફરજ છતાં જે માણસ તે સવાલનો જવાબ દેવાની ના કહે, તે માણસને છ મહીનાની મુદત સુધીની આસાન કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ સમન નીકળે | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાય નહી | ક. ૧૭૮ માં બતાવેલી કોરટ અથવા માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૬ મહિના સુધીની આસાન કેદ અથવા રૂ૧૦૦૦) દંડ અથવા બંને. |

ટીકા—જે બાબતની તપાસ કરવાને સરકારી નોકરને અધીકાર હોય તેવી બાબતને લાગતા કોઈ સવાલનો જવાબ નહી આપવાથી આ કલમ પ્રમાણે ગુન્હો થાય છે.

કાંઈ મજકુર ઉપર સહી કરવા ના કહેવી.

૧૮૦. કોઈ માણસે કાંઈ મજકુર કહ્યો હોય તે મજકુર ઉપર તેને સહી કરવાનું ફરમાવવાને કાયદા મુજબ મુખ્ત્યાર હોય તેવા કોઈ સરકારી નોકરે તે મજકુર ઉપર સહી કરવાનું ફરમાવ્યા છતાં અગર તે માણસ તે ઉપર સહી કરવાની ના કહે, તો તેને ત્રણ મહીનાની મુદત સુધીની આસાન કેદની, અથવા પાંચસે રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ સમન નીકળે. | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય નહી | પાછલી કલમમાં બતાવેલી કોરટ અથવા માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૩ મહીના સુધીની આસાન કેદ અથવા રૂ૫૦૦) દંડ અથવા બંને. |

ટીકા.—કોઈ મહેસુલ વીશેની તપાસમાં કોઈ શખ્સ જુબાની આપતો હોય તો તેમાં સહી કરવાને તે બંધાયેલો નથી, અને તેમ કરવાની ના પાડવાને માટે આ કલમ પ્રમાણે ગુન્હેગાર બનતો નથી.

કેદીને જડજે તેની તપાસ વખતે જે સવાલ પુછયા હોય તેનો જવાબ આપતાં જે કહેલું હોય તેમાં સહી કરવાને જો કેદી નાપાડે તો તેને આ કલમ પ્રમાણે ગુન્હેગાર ઠરાવી શકાય નહી. રાણી વીરૂધ સીરસાપા ૪ મુ. ૧૫.

કોરોનરની ( અકસ્માતથી થયેલાં મોત વીશે તપાસ કરનાર ) રૂબરૂ આપેલી જુબાનીમાં સહી કરવા ના પાડવી એ આ કલમ પ્રમાણે ગુન્હો છે.

**જે સરકારી નોકર અથવા સખસોને સોગંદ આપવાનો અખત્યાર હોય તેની આગળ સોગંદ ખાઈને જુઠો મજકુર કહેવો.**

૧૮૧. કોઈ સરકારી નોકરને અથવા કાયદા મુજબ સોગંદ આપવાનો જેને અખત્યાર હોય એવા કોઈ બીજા સખસને કાંઈ પણ બાબતમાં સાચી વાત કહેવાને કાંઈ સોગંદથી કાયદા મુજબ બંધાયા છતાં જે માણસ સદરહુ સરકારી નોકર અથવા, બીજા શખસને તે બાબતમાં એવો કાંઈ મજકુર કહે કે તે ખોટો હોય, અને તે મજકુર ખોટો છે એમ તે માણસ જાણતો કે માનતો હોય, અથવા તે ખરો છે એમ તે માણસ માનતો ન હોય, તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે; અને વળી તે દંડને પણ લાયક થશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ વારંટની કળે | જામીન લેઈ શકાય. | માંડી વાળી શકાય નહી | સેશન કોરટ અથવા પરસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૩ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ. |

**ટીકા.**—જે અમલદાર પોતાની હકુમત ઉપરાંત કોઈ કેસ ચલાવતો હોય તો કોઈ શખસ સાચે સાચુ કહેવાને બંધાએલો નથી. ૨ મદ્રાસ. હા. કો. ૪૩૮.

**કોઈ સરકારી નોકર પાસે તેનો કાયદેસર અખત્યાર અમલમાં અણાવીને બીજા શખસને નુકશાન કરાવવાના ઈરાદાથી ખોટી ખબર આપવી.**

૧૮૨. કોઈ સરકારી નોકરથી પોતાના સરકારી હોદાનો કાયદેસર અખત્યાર વાપરતાં કોઈ શખસને નુકસાન અથવા દુખ થાય, અથવા સાચે સાચી હકીકત તે સરકારી નોકરના જાણવામાં આવી હોય તો જે વસ્તુ જે તે સરકારી નોકરે ન કરવી જોઈએ અથવા જે વસ્તુ કરવામાં તેણે કસુર ન કરવી જોઈએ તે કરે, અથવા તે કરવામાં તે કસુર કરે, એવા ઈરાદાથી અથવા તે એમ કરશે, એવો સંભવ છે એવું જાણયા છતાં જે માણસ તે સરકારી નોકરને પોતે જે ખબર ખોટી જાણતો હોય અથવા ખોટી માનતો હોય એવી કાંઈ ખબર આપે, તે માણસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

દ્રષ્ટાંત.

(અ) અ કોઈ માજીસ્ટરેટને એવો ખબર આપે કે તમારા હાથ તળેના એક પોલીસ અમલદારે નોકરીમાં ગફલત કરી છે અથવા બદચાલ ચલાવી છે, અને તે ખબર

ખોટી છે એમ તે પોતે જાણતો હોય તથા તે ખોટી ખબર પરથી તે માજીસ્ટ્રેટ ઝ ને બરતરફ કરશે એવો સંભવ છે એમ પણ તે જાણતો હોય, તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કર્યો એમ સમજવું.

(ખ) અ કોઈ સરકારી નોકરને એવી ખોટી ખબર આપે કે મને કરેલું નિમક ઝ એ એક છાને ઠેકાણે સંતાડ્યું છે, અને તે ખબર ખોટી છે એમ પોતે જાણતો હોય, તથા તે ખોટી ખબરનો પરિણામ એવો થસે કે ઝ ની જગાનો ઝાડો લેવાશે, તથા ઝ ને દુખ થશે એવો સંભવ છે એમ પણ તે જાણતો હોય, તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કર્યો એમ સમજવુ.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ સમન નીકળે. | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાય નહી | પરેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧લા અથવા ૨ જા વરગનો માજીસ્ટ્રેટ ઈનસાફ કરે. | ૬ મહિના સુધીની એમાંની ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|

ટીકા.—કોઈ કેદી પોતાના બચાવમાં કાંઈ કહે, તે આ કલમના અરથ પ્રમાણે ખોટી ખબર આપી એમ કહી શકાય નહીં રાણી વીરૂધ દરીયાખાન. ૨ નો. વે. પ્રો, ૧૨૯.

આ કલમ પ્રમાણે ગુન્હો ઠરાવવાને એવું સાબીત કરવું જોઈએ કે તે ખબર ખોટી છે એવું તોહોમતદાર જાણતો હતો અથવા ખોટી છે એવું માનવાને તેને પુરતુ કારણ હતું અને એવા જ્ઞાનથી ખબર આપી.

કોઈ સરકારી નોકરના કાયદેસર અખત્યારથી કાંઈ મીલકત જપ્ત થતી હોય તેમાં સામા થવું.

૧૮૩. આ શખસ સરકારી નોકર છે એમ જાણીને, અથવા એમ માનવાનું કારણ છતાં, તે સરકારી નોકરના કાયદેસર અખત્યારથી કાંઈ મીલકત જપ્ત થતો હોય તેમાં જે માણસ સામો થાય, તે માણસને છ મહીનાની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ સમન નીકળે | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય નહી | પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટ્રેટ ઈનસાફ કરે. | ૬ મહીના સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા રૂ૧૦૦૦ દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|

ટીકા.—હુકમનામાના લેણદારની સામે હુકમનામું બજાવવામાં જો કોઈ બેલીફ ત્રીજા શખસનું બારણું ઉઘાડે અને તે ઘરમાં હુકમનામાનો લેણદાર અથવા તેનો કાંઈ માલ મળી આવે નહીં, તો બેલીફે ખોટો પ્રવેશ કર્યો કહેવાય,

મીલકત જપ્ત થતી હોય તે કાયદેસર અખત્યારથી હોય અને તેમાં અટકાવ કરે તો જ શીક્ષાને પાત્ર થાય છે.

કોઈ સરકારી નોકરના અખત્યારથી વેચવા કાઢેલી મીલકતના વેચવામાં અડચણ કરવી.

૧૮૪. કોઈ સરકારી નોકરના પોતાના સરકારી હોદ્દાના કાયદેસર અખત્યારથી વેચવા કાઢેલી કાંઈ મીલકતના વેચાણમાં જે માણસ ઈરાદાથી કાંઈ અડચણ કરે, તે માણસને એક મહીનાની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા પાંચસેં રૂપીઆ સુધીના દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે નહી | પ્રથમ સમન નીકળે. | જામિન લેઈ શકાય. | માંડીવાળી શકાય નહી | પરેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૧ મહીના સુધીએમાંનાગમેતે પ્રકારની કેદ અથવા રૂ૫૦૦ નો દંડ અથવા બંને. |

ટીકા.—આ કલમ પ્રમાણે ગુન્હો થયાને એવું સાબીત કરવું જોઈએ કે મીલકત વેચવા કાઢેલી હતી, વેચવા કાઢનાર સરકારી નોકર હતો અથવા તેના હુકમથી કાઢી હતી, અને વેચાણ કરવામાં તોહોમતદારે હરકત કરી.

પણ જો કોઈ શખ્સ શુદ્ધ બુદ્ધીથી પોતાની મીલકત છે એવું ધારી નોટીસ આપે તો તે હરકત કેહેવાય નહી.

કોઈ સરકારી નોકરના અખત્યારથી વેચવા કાઢેલી મીલકતની કાયદા વીરૂધ ખરીદી અથવા માગણી.

૧૮૫ કોઈ સરકારી નોકરના પોતાના સરકારી હોદ્દાના કાયદેસર અખત્યારથી કાંઈ મીલકતનું વેચાણ થતું હોય તે વેચાણમાંથી તે મીલકત ખરીદ કરવાને ફલાણો શખ્સ કાયદા મુજબ અશક્ત છે એમ જાણ્યા છતાં તે શખ્સને હીસાબે, પછી તે શખ્સ પોતેજ હોય કે કોઈ બીજો શખ્સ હોય તો પણ જે માણસ તે મીલકત ખરીદ કરે અથવા તેની માગણી કરે અથવા માગણી કરેથી જે ફરજ પોતાની ઉપર આવતી હોય તે ફરજ અદા કરવાનો પોતાનો ઈરાદો નહી છતાં જે માણસ તે મીલકતની માગણી કરે, તે માણસને એક મહીનાની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા બસેં રૂપીઆ સુધીના દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ સમંન નીકળે. | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય નહી. | પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૧ મહીના સુધીની એમાંનાગમે તેપ્રકારની કેદ અથવા રૂ૨૦૦ દંડ અથવા બન્ને |

**ટીકા—**જે સરકારી નોકરો ગેરકાયદેસર ખરીદ કરે છે અથવા માગણી કરે છે તેમ ને કલમ ૧૬૯ મુજબ શીક્ષા થાય છે.

કોઈ નદીમાં હોડી ફેરવવા વાસ્તે માજીસ્ટ્રેટ જાહેર લીલામ કરતો હોય અને તે માં મશકરી ભરેલી રીતે માગણી કરે તો તેને આ કલમ લાગુ પડે છે. રાણી. વીરૂધ રીઝુદીન ૩ સધ. ફી. ૭૭.

*કોઈ સરકારી નોકરને તેના સરકારી કામ કરવામાં અડચણ કરવી.*

૧૮૬. કોઈ સરકારી નોકરને તેના સરકારી કામ કરવામાં જે માણસ બુધિપુરવક અડચણ કરે, તે માણસને ત્રણ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા પાંચશેં રૂપીયા સુધીના દંડની અથવા એ બનેની સીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ સમન નીકળે. | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાય નહી. | પરેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૩ મહીના સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ રૂ ૫૦૦) અથવા બંને. |
|---|---|---|---|---|---|

**ટીકા—**કાયદેસર હવાલામાંથી કોઈ શખસ નાશી જાય તેને આ કલમ પ્રમાણે શીક્ષા થઈ શકે નહી પણ ક. ૨૨૪ મો પ્રમાણે તોહોમત મુકવુ જોઈએ. રાણી વીરૂધ પોસુ બંબાજી ૨ મું. હા. કો. ૧૩૪.

બુદ્ધી પુરવક હરકત કરી હોય તો ગુન્હો થાય છે.

*કાયદા મુજબ મદદ કરવાની ફરજ છતાં કોઈ સરકારી નોકરને મદદ કરવામાં કસુર કરવી.*

૧૮૭. કોઈ સરકારી નોકરને તેની સરકારી નોકરી બજાવવામાં મદદ કરવા અથવા આપવાની જે માણસની કાયદા પ્રમાણે ફરજ હોય, તે માણસ અગર ઈરાદાથી તે પ્રમાણે મદદ આપવામાં કસુર કરે, તો તે માણસને એક મહીનાની મુદત સુધીની આસાન કેદની અથવા બસેં રૂપીયા સુધીના દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે; અને મદદ માગવાનો કાયદા પ્રમાણે જેને અખતિયાર હોય એવા કોઈ સરકારી નોકરે કોઈ ઈનસાફની કોરટે કાયદા મુજબ કરેલા કોઈ હુકમ બજાવવાનાં કારણસર અથવા કાંઈ ગુન્હો થતો અટકાવવાના કારણસર અથવા કાંઈ હંગામો કે બખેડો બંધ પાડવાના કારણસર અથવા જે શખસની ઉપર કાંઈ ગુન્હાનું તોહોમત મુકયું હોય, કે જે કાંઈ ગુન્હાનો તકસીરવાર હોય કે કાયદેસર કેદમાંથી નાસી ગયો હોય, એવા કોઈ શખસને પકડવાના કારણસર, તે મદદ માગી હોય તો તે માણસને છ મહિનાની મુદત સુધીની આસાન કેદની, અથવા પાંચસેં રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| | વગર વારંટે પોલીસ પકડી શકે નહી | પ્રથમ સમન નીકળે. | જામીન લઈ શકાય. | માંડીવાળી શકાય નહી | પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટ્રેટ ઈનસાફ કરે | ૧ મહીના સુધી આસાન કેદ અથવા ૨૦૦ રૂપીયા દંડ અથવા બંને |
| અને જો કાંઈ હુકમ બજાવવામાં, ગુન્હો અટકાવવામાં વીગેરે કામમાં કોઈ સરકારી નોકરે મદદ માગ્યા છતાં જાણી જોઈને મદદ કરવામાં કસુર કરે તો. | ઉપર પ્રમાણે. | | | | | ૬ મહીના સુધી આસાન કેદ અથવા ૨૫૦૦) દંડ અથવા બંને. |

ટીકા.—જે માણસોએ સરકારી નોકરોને ખબર આપવો જોઈએ તેમ કરવામાં ગેરવરતણુંક ચલાવે તેમને ક. ૧૭૬ અને ૧૭૭ વીગેરે પ્રમાણે શિક્ષા થાય છે. કોઈ સરકારી નોકરને મદદ આપવાની ફરજં હોવા છતાં તે ફરજ તોડે તેમાં ગુન્હો બને છે.

ક્રીમીનલ પ્રોસીજર કોડ (આક્ટ ૧૮૮૨ નો ૧૦ મો) ની કલમ. ૪૨ પ્રમાણે :—ઈલ્લાકાના મુખ્ય શેહેરોની અંદર કે બાહાર કોઈ માજીસ્ટરેટ અથવા પોલીસ અમલદાર હેઠળ લખેલી બાબતોમાં જે માણસની વ્યાજબી રીતે મદદ માગે તેવાં દરેક માણસે તેને મદદ કરવી જોઈએ

(૧) બીજા કોઈ માણસને પકડવાનો સદરહુ માજીસ્ટ્રેટને અથવા પોલીસ અમલદારને અધીકાર હોય તેવા માણસને પકડવામાં

(૨) સુલેહના ભંગનો, અથવા હરકોઈ નેહેર, રેલવે, ટેલીગ્રાફ, અથવા સારવજનીક મીલકતને નુકશાન કરવાની કોશીશનો અટકાવ કરવામાં

(૩) હંગામા અથવા બખેડો બંધ પાડવામાં.

તેજ કાયદાની કલમ ૪૩ પ્રમાણે જ્યારે પોલીસ અમલદાર શિવાય બીજા કોઈ શખસના નામનું વારંટ કરવામાં આવે, ત્યારે જે શખ્સના નામનું તે વારંટ કર્યું હોય તે શખ્સ નજદીક હોય અને વારંટ બજાવવાનું કામ કરતો હોય તો બીજો કોઈ પણ શખ્સ તે વારંટ બજાવવામાં મદદ કરવાને મુખ્તયાર છે.

કોઈ સરકારી નોકરે કાયદા મુજબ જાહેર કરેલો હુકમ ન માનવો.

૧૮૮. કોઈ સરકારી નોકરને કાંઈ હુકમ જાહેર કરવાનો કાયદા મુજબ અખતિયાર હોય, તે પ્રમાણે હુકમ જાહેર કરીને તે કોઈ માણસને એ પ્રમાણે ફરમાવે કે તમારે ફલાણા કામથી દુર રેહેવુ, અથવા તમારા કબજામાં કે તમારા વહિવટમાં ફલાણી મીલકત છે તે બાબત ફલાણી તરેહનો બંદોબસ્ત રાખવો અને એ પ્રમાણે તે સરકારી નોકરે ફરમાવેલું છે એમ જાણ્યા છતાં તે માણસ તે હુકમ ન માને અને તે હુકમ તેણે ન માનવાથી અગર કાયદેસર કહેલા કોઈ શખસોને કાંઈ અડચણ, દુખ, કે નુકશાન થાય અથવા થશે એવુ થાય અથવા કાંઈ અડચણ, દુખ કે નુકશાનનું જોખમ થાય અથવા થશે એવું થાય, તો તે માણસ

ને એક મહીનાની મુદત સુધીની આસાન કેદની અથવા બસેં રૂપીયા સુધીના દંડની અથવા એ બંનેની સીક્ષા કરવામાં આવશે, અને અગર તેણે તે હુકમ ન માનવાથી માણસની જીંદગીને, તનદુરસ્તીને અથવા સલામતીને જોખમ થાય અથવા થશે એવુ થાય, અથવા હંગામો કે બખેડો થાય અથવા થશે એવુ થાય, તો તે માણસને ૬ મહિનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

ખુલાસો—તે ગુન્હેગારે હાની કરવાનો ઈરાદો કરવો જોઈએ અથવા તે હુકમ ન માનેથી હાની થવાનો સંભવ છે એવો તેને વિચાર થવો જોઈએ, એમ કાંઈ જરૂર નથી તે એમ જાણે કે હું ફલાણો હુકમ માનતો નથી, તથા તે હુકમ તેણે ન માનવાથી હાની થાય અથવા થશે એવો સંભવ હોય, તો બસ છે.

દ્રષ્ટાંત.

જે સરકારી નોકરને કાયદા મુજબ હુકમ જાહેર કરવાનો અખત્યાર હોય એવો કોઈ સરકારી નોકર અગર એ પ્રમાણે એક હુકમ જાહેર કરે કે ફલાણો ધરમ સબંધીનો વરઘોડો ફલાણે રસ્તે થઈને જાય નહી અને પછી જાણીબુજીને અ તે હુકમ ન માને, અને તેથી હંગામાનું જોખમ થાય, તો અ એ આ કલમમાં બયાન કરેલો ગુન્હો કર્યો એમ જાણવુ.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી | પ્રથમ સમનીકળે | જામીન લઈ શકાય | માંડીવાળી શકાયનહી | પ્રેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૧ મહીના સુધી આસાન કેદ અથવા રૂ૨૦૦ દંડ અથવા બંને |
|---|---|---|---|---|---|
| અથવા તે નહી માનવાથી માણસની જીંદગીને, તનદુરસ્તીને અથવા સલામતીને જોખમ થાય તો | બાકી ઉપર પ્રમાણે. | | | | ૬ મહીના સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ રૂ૧૦૦૦) અથવા બંને. |

ટીકા.—પાછલા ભાગ પ્રમાણે જો વધારે શિક્ષા કરવામાં આવી હોય તો તે ફેસલામાં બતાવવું જોઈએ કે એવી હકીકતો છે કે જેથી કરીને વધારે શિક્ષા થઈ શકે રાણી વીરૂધ રતનરાવ. ૩ મુ. હા. કો. ૩૨.

કરેલો હુકમ ખરો હતો કે નહીં એ જોવાની જરૂર નથી. પણ જે સરકારી નોકરને તે હુકમ કર્યાની સત્તા છે તેણે હુકમ કર્યો હોય તો બસ છે.

પણ આવો હુકમ જે શખ્સે કરયો હોય તે શખ્સને તેવો હુકમ કરવાને જો બીલકુલ અધીકાર હોય નહીં તો જે માણસની સામે તે હુકમ કરેલો છે, તે તેને નીરૂપયોગી ગણી શકે; જેમકે એક શખ્સ કોઈ મીલકત ઉપર પોતાનો હક બતાવતો હોય તો તેવી મીલકતમાં વચે નહી પડવાને વાસ્તે કોઈ માજીસ્ટરેટ બીજા શખ્સને હુકમ કરે, પણ તે માજી—

સ્ટેટ તે મીલકત વેચાવાનો હુકમ કરી શકે નહીં, અને કોઈ પણ શખ્સ આવો હુકમ ર-દ કરાવી શકે.

ક્રીમીનલ પ્રોસીજર કોડ (૧૮૮૨ નો ૧૦નો આકટ) ની ૧૪૪ મી કલમમાં બતાવ્યું છે કે—

જો કોઈ જીલ્લા માજીસ્ટ્રેટ અથવા પેટા તુકડી માજીસ્ટ્રેટ અથવા અધીકાર વાળા માજીસ્ટ્રેટની નજરમાં એમ આવે કે ફલાણા શખ્સને હેઠળ લખ્યા પ્રમાણે ફરમાવ્યાથી કાયદાસર રીતે કામ કરનારા કોઇ પણ માણસોને અડચણ, દુઃખ, અથવા નુકશાન થતું અથવા અડચણ, દુખ, અથવા નુકશાનનું જોખમ થતું અથવા માણસની જીંદગીને અથવા તનદુરસ્તીને અથવા સલામતીને જોખમ થતુ અથવા કાંઈ હંગામા અથવા બખેડો થતા ઘણું કરીને અટકશે અથવા અટકે એવુ છે તો તે માજીસ્ટ્રેટ એક લખેલો હુકમ કાહાડીને તે માણસને ફરમાવે કે તમારે ફલાણા કામથી દુર રેહેવુ અથવા તમારા કબજામાંની ફલાણી મિલકતની ફલાણી બ્યવસ્થા કરવી.

કોઈ સરકારી નોકરને નુકશાન કરવાનો ડર દેખાડવો.

૧૮૯. કોઈ સરકારી નોકરને પોતાના સરકારી ઓહદાના અમલ સંબંધી કાંઈ કામ કરવાને, અથવા કાંઈ કામ ન કરવાને, અથવા કાંઈ કામમાં ઢીલ કરવાને લલચાવવાના કારણસર, તે સરકારી નોકરને ખુદને, અથવા જે શખ્સની સાથે તે સરકારી નોકરને સંબંધ છે એમ પોતે માનતો હોય એવા કોઈ શખ્સને, કાંઈ નુકશાન કરવાનો, જે માણસ ડર દેખાડે તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ સમનની કળે | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય નહી. | પરેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૨ વરષ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ, અથવા બંને. |

**ટીકા.**—આ કલમ પ્રમાણે ગુન્હો સીદ્ધ કરવાને એવું સાબીત કરવાની જરૂર છે કે જે શખ્સને નુકશાન કરવાનો ડર દેખાડવામાં આવ્યો છે તે શખ્સ સરકારી નોકર છે, અને એ ડર દેખાડવાની મતલબ એવી છે કે તેને ખુદને નુકશાન કરવું, અથવા જેહેની સાથે તેહેનો સંબંધ હોય તેને નુકશાન કરવું અને એટલા સારૂં કે તે પોતાના હોદાનું કામ કરે અગર ન કરે.

કોઈ સરકારી નોકરનીપાસે આશરો માગવાની અરજ કરવાથી દુર રેહેવાને કોઈ

૧૯૦. કાંઈ નુકશાનથી કોઈનું રક્ષણ કરવાનો અથવા કરાવવાનો જે સરકારી નોકરને કાયદા મુજબ અખત્યાર હોય, એવા કોઈ સરકારી નોકરની આગળ કોઈ શખ્સને કાંઈ નુકશાનથી પોતાનું રક્ષણ થવા બાબત કાયદેસર, અરજ ન કરવાને અથવા અરજ કરે તો અટકાવવાને લલચાવવાના કારણસર, જે માણસ તે શખ્સને કાંઈ નુકશાન કરવાનો ડર દેખા

શખસને લલચાવવા સારૂ તેને નુકશાન કરવાનો ડર દેખાડવો.

કે તે માણસને એક વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે નહી | પ્રથમ સમન નીકળે. | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાય નહી | પરેસીડેન્સી માજીસ્ટરેટ અ પવા ૧લા અથવા ૨જા વર્ગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે | ૧ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |

ટીકા.—કોઈ સરકારી નોકરની પાસે આશરો માગવાની અરજ કરવાથી દુર રેહેવાને કોઈ શખસને લલચાવવા સારૂં તેહેને ડર દેખાડવો તેને માટે આ કલમ છે.

—o—

## બાબ ૧૧ મો.

### ખોટા પુરાવા તથા સરકારી ઈનસાફ વિરૂધ ગુન્હા બાબત.

ખોટી શાહેદી આપવી.

૧૯૧. કાંઈ સોગંદથી અથવા કાયદાના ખાસ ઠરાવથી સાચુ બોલવાને જે માણસ કાયદા મુજબ બંધાએલો હોય, અથવા કાંઈ પણ બાબત સંબંધી કાંઈ એકરાર કરવાને કાયદાથી બંધાએલો હોય, તે માણસ એવી કાંઈ વાત કેહે કે જે ખોટી હોય, અને જે ખોટી છે એમ તે જાણતો કે માનતો હોય, અથવા ખરી છે એમ તે ન માનતો હોય, તો તે માણસે ખોટી શાહેદી આપી એમ સમજવુ.

ખુલાસો ૧ લો—કાંઈ વાત મોહોડેથી કહી હોય અથવા કોઈ બીજી રીતે કહી હોય તોપણ તેને આ કલમના અરથ પ્રમાણેની વાત સમજવી.

ખુલાસો ૨ જો—શાહેદી આપનાર શખસ પોતાના માનવા બાબત જે ખોટી વાત કેહે, તેને પણ આ કલમના અરથ પ્રમાણેની વાત સમજવી અને જેમ જે વસ્તુ કોઈ શખસ જાણતો ન હોય ને તે કેહે કે હું જાણુ છું તેથી તે શખસ ખોટી શાહેદી આપ્યાનો ગુન્હેગાર થાય તેમજ જે વસ્તુ તે માનતો નહી હોય તે વિશે તે એમ કહે કે હું એ માનુંછું તો તેથી પણ તે શખસ ખોટી શાહેદી આપ્યાનો ગુન્હેગાર થઈ શકે છે.

દ્રષ્ટાંત.

(અ) ન ની ઉપર બ નો હજાર રૂપીયાનો એક બાજબી દાવો છે તેની મજબુતીમાં ઈનસાફની વખતે અ આવીને એવા ખોટા સોગંદ ખાય કે બ નો દાવો બાજબી છે એમ ન ને કબુલ કરતાં મેં સાંભળ્યો, તો અ એ ખોટી શાહેદી આપી એમ સમજવુ.

(બ) કાંઈ સોગંદથો સાચુ બોલવાને બંધાએલો છતાં, અ એ પ્રમાણે કહે કે ફલાણી સહી ન ની લખેલી છે એમ હું માનું છું, અને ન ની લખેલી છે એમ તે ન માનતો હોય, તો એ ઠેકાણે અ જે વાત પોતે ખોટી જાણે છે તે કહે છે, માટે તેણે

ખોટી શાહેદી આપી એમ સમજવુ,

(क) स ના અક્ષરનું વલણ अ જાણે છે અને તે એ પ્રમાણે કહે કે ફલાણી સહી ञ ની લખેલી છે એમ હું માનું છું, અને તેમજ તે સહી તેનીલખેલી છે એમ अ સુધ બુધિએ માનતો હોય, તો એ ઠકાણે अ ની વાત ફક્ત તેના માનવા વિશે છે અને તેના માનવા વિશે તે સાચી છે, માટે, અગર તે સહી ञ ની લખેલી ન હોય તોપણ अ એ ખોટી શાહેદી આપી એમ સમજવું નહી.

(ग) કાંઈ સોગંદથી સાચુ બોલવાને બંધાએલો છતાં, अ એ પ્રમાણે કહે કે ફલાણુ દહાડે ञ ફલાણે ઠેકાણે હતો એમ હું જાણુ છુ, અને તે બાબત अ કાંઈ જાણતો ન હોય, તો, અગર તે દહાડે ञ તે ઠેકાણે હતો કે નહી તો પણ अ એ ખોટી શાહેદી આપી એમ સમજવુ.

(ह) अ કોઈ સમજાવનારો કે તરજુમો કરનારો છે, અને તે જે વાત અથવા લેખ ખરી રાતે સમજાવવા અથવા તેનો તરજુમો કરવાને સોગંદથી બંધાએલો છે, તે વાતની અથવા લેખની એવી સમજણ આપે અથવા એવો તરજુમો કરે, અથવા તે સમજણ અથવા તરજુમો ખરો છે એમ સરટીફીકેટ આપે, કે તે સમજણ અથવા તરજુમો ખરો ન હોય, અને તે તેને ખરો માનતો ન હોય, તો अ એ ખોટી શાહેદી આપી એમ સમજવુ.

ખોટો પુરાવો બનાવવો.

૧૯૨. જે માણસ કાંઈ બીના બનાવે, અથવા કાંઈ ચોપડી કે દફતર મહેલે કાંઈ ખોટી રકમ લખે, અથવા કાંઈ લેખ કરે અને તેમાં કાંઈ ખોટી વાત લખે, એવા ઈરાદાથી કે કોઈ ઈનસાફી મુકદમામાં, અથવા કોઈ સરકારી નોકરની આગળ તેના સરકારી ઓહદાની કાયદા મુજબ ચાલતા મુકદમામાં, અથવા કોઈ લવાદની આગળ, તે બીના, ખોટી રકમ, અથવા ખોટી વાત પુરાવામાં રજુ થાય, તથા તે રજુ થનારી બીના, અથવા ખોટી રકમ, અથવા ખોટી વાતથી, તે મુકદમામાં પુરાવા ઉપરથી જે શખસ કાંઈ અભિપ્રાય બાંધનાર હોય તે શખસના મનમાં તે મુકદમાંના ફેસલાને લગતી કાંઈ જરૂરની બાબત સંબંધી ખોટો અભીપ્રાય આવે, તો તે માણસે ખોટો પુરાવો બનાવ્યો એમ સમજવું.

દૃષ્ટાંત.

(अ) ञ ની એક પેટીમાં अ કાંઈ ઘરેણાં મુકે, એવા ઈરાદાથી કે તે ઘરેણાં પેટીમાંથી જડે, તથા એ બીનાથી ञ ની ઉપર ચોરી સાબીત થાય, તો अ એ ખોટો પુરાવો બનાવ્યો એમ સમજવું.

(ब) अ પોતાની દુકાનના ચોપડામાં એક ખોટી રકમ લખે, એટલા સારૂ કે કોઈ ઈનસાફની કોરટમાં તે પુષ્ટીકર પ્રમાણે દાખલ વાપરવી, તો अ એ ખોટો પુરાવો બનાવ્યો એમ સમજવું.

(क) ञ ની ઉપર બદમઆરતનો ગુન્હો સાબિત કરવાના ઈરાદાથી अ ञ ના જેવા અક્ષર કરાને એક કાગળ લખે, એવી રીતે કે જાણે તે કાગળ તે બદમઆરત માંહેના કોઈ સોબતિને લખેલો હોય અને પોલીસના અમલદારો ફલાણે ઠેકાણે ખોળ કર

ચે એવો સંભવ છે એમ જાણીને તે કાગળને તે ઠેકાણે મુકે, તો અ એ ખોટો પુરાવો બનાવ્યો એમ સમજવું.

**ટીકા.**—પાછલી કલમમાં એટલે ૧૯૧ મી કલમમાં એવી બાબતો બતાવી છે કે જેમાં કોઈ પણ પક્ષકારને સાચે સાચી વાત કહેવાની છે. તેથી કરીને જો કોઈ વેપારી આવક વેરો ઉઘરાવનારા કોઈ કમીશનરને પોતાની આવક વીશે કાંઈ પત્રક ભરી મોકલે તો તેણે કલમ ૧૯૧ મુજબ, કહેણ કરવું એમ સમજવું; માટે તેણે સાચે સાચુ કહેવું જોઈએ, તેવીજ રીતે કોઈ મ્યુનીસીપાલીટીના વેરાનું પત્રક કોઈ શખ્સ ઉપર તેમાં પોતાનો કર ભરી મોકલવા મોકલ્યું હોય અને તેમાં જુઠું લખે તો તે પણ ગુન્હેગાર થાય છે; તેવીજરીતે કોઈ ખત રજીસ્ટર કરવા કોઈ રજીસ્ટ્રારે કાંઈ સવાલ પુછયા હોય અને તેનો જવાબ જુઠો આપે તો ગુન્હેગા થાય છે, કેમકે કાયદાની રૂએ તે શખ્સ સાચે સાચુ કહેવાને બંધાયેલો છે.

પણ કોઈ ઘોડાનો વેપારી હોય અને તે ઘોડાના સારાપણા વીશે કાંઈ કહે તો તેણે ખોટી સાહેદી આપી એમ સમજવું નહીં કેમકે તે પ્રસંગે તે કોઈ પણ કાયદાથી અથવા સોગનથી સાચે સાચું કહેવાને બંધાયલો નથી અને તેથી કરીને ક. ૧૯૧ મુજબ તેના ઉપર કામ ચલાવી શકાય નહીં.

આ કલમમાં જે ખોટો પુરાવો બનાવવાબાબત છે તે એવો હોવો જોઈએ કે જે અમલદારની રૂબરૂ તે કામ ચાલેછે તે અમલદાર તે વીશે કોઈને નુકશાન થાય એવો રીતે ખોટો અભીપ્રાય કરી શકે. પણ એમ ધારો કે કાંઈ ખરો અભીપ્રાય થઈ શકે ત્યારે કેમ કરવું? જેમકે કોઈ વેપારી જો કોઈ શખ્સને કાંઈ માલ આપ્યો હોય, પણ તે વીશે પોતાના ચોપડામાં કાંઈ મુદ્દો હોય નહીં અને તેથી કરીને પોતાના ચોપડામાં કાંઈ રકમ દાખલ કરે, તો શું આ ખોટો પુરાવો બનાવ્યો એમ કહેવાય કે નહીં? તેનો પરીણામ એ થાય કે કાંઈ મુદ્દાની બાબત ઉપર સારો અભીપ્રાય રાખવાને જડજનુ મન ઉશ્કેરાય; એટલે કે વાદીની ચોપડીમાં એવી કોઈ રકમ હતી કે નહીં કે જેથી કરીને એમ જણાઈ આવે કે તે માલ આપ્યો હતો કે નહોતો આપ્યો. પણ એવો ખોટો અભીપ્રાય રાખવાને એનું મન ઉશ્કેરાય, કે તે બાબત વીશે વાદીના ચોપડામાં રકમ હતી કે નહીં; ખરૂં જોતાં તે નહોતા, તેથી કરીને તેણે ખોટો પુરાવો બનાવ્યો એમ ગણી શકાય.

ખોટી શાહેદી તથા ખોટા પુરાવાની શીક્ષા.

૧૯૩ જે માણસ કાંઈ ઈનસાફી મુકદમાના કોઈ પણ ભાગમાં ઈરાદાથી ખોટી શાહેદી આપે, અથવા કોઈ ઈનસાફી મુકદમાના કોઈ પણ ભાગમાં વપરાય એવા કારણસર ખોટો પુરાવો બનાવે તે માણસને સાત વરષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; તથા બીજી કોઈ બાબતમાં જે માણસ ઈરાદાથી ખોટી શાહેદી આપે અથવા ખોટો પુરાવો બનાવે, તે માણસને ત્રણ વરષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે; અને વળી તે દંડને પણ લાયક થશે.

ખુલાસો ૧ લો.—કોઈ કોરટ માર્સલ અથવા મોજણીની કોરટ આવ રિક્વેસ્ટની

આગળ તજવીજ ચાલતી હોય તેને ઈનસાફી મુકદમા સમજવો.

ખુલાસો ૨ જો.—કોઈ ઈનસાફની કોરટની આગળ મુકદમા ચાલતાં પેહેલાં કાયદા એ ફરમાવેલી તજવીજ થતી હોય તેને ઈનસાફી મુકદમાનો એક ભાગ સમજવો, પછી તે તજવીજ કોઈ ઈનસાફની કોરટની આગળ નહી થતી હોય તોપણ.

દ્રષ્ટાંત.

અ ને તેનો ઈનસાફ થવા સારૂ કમિટ કરવો જોઈએ કે નહી એ ઠરાવવા સારૂ કોઈ માજીસ્ટરેટની આગળ ચાલતી તજવીજમાં અ સોગંદ ખાઈને એવી વાત કહે કે જે ખોટી છે એમ તે જાણતો હોય, તો એ તજવીજ ઈનસાફી મુકદમાનો એક ભાગ છે, માટે અ એ ખોટી શાહેદી આપી એમ સમજવુ.

ખુલાસો ૩ જો—કોઈ ઈનસાફની કોરટે કાયદા મુજબ કાંઈ તજવીજ કરવાનું ફરમાવ્યું હોય, અને તે તજવીજ કોઈ ઈનસાફની કોરટના હુકમ મુજબ થતી હોય, તો તે તજવીજને ઈનસાફી મુકદમાનો એક ભાગ સમજવો પછી તે તજવીજ કોઈ ઈનસાફની કોરટની આગળ નહી થતી હોય તોપણ, કાંઈ જમીનની હદ મુકરર કરવા સારૂ એક ઈનસાફની કોરટે કોઈ અમલદારને તે જગોપર મોકલ્યો હોય, તે અમલદારની આગળ થતી તજવીજમાં અ સોગંદ ખાઈને એવી એક વાત કેહે કે જે ખોટી છે એમ તે જાણતો હોય, તો, એ તજવીજ ઈનસાફી મુકદમાનો એક ભાગ છે માટે, અ એ ખોટી સાહેદી આપી એમ સમજવું.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| | વગર વારંટે પોલીસ પકડી શકે નહી | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય નહીં. | માંડીવાળી શકાય નહી | સેશન કોરટ અથવા પરેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે | ૭ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
| અને જો બીજા કોઈ કામમાં ખોટી શાહેદી આપી હોય અથવા ખોટો પુરાવો બનાવ્યો હોય તો. | બાકી ઉપર પ્રમાણે. | | | | | ૩ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |

ટીકા—આ કલમમાં "ઈનસાફી મુકદમા" એ શબ્દો બતાવ્યા છે તેનો એવો અરથ છે કે કોઈપણ જડજ જે પોતાના હોદાની રૂએ કામ કરતો હોય તેની રૂબરૂ જે મુકદમા ચાલતો હોય તે મુકદમા; અને જડજ કોને કેહેવો તેની વાખ્યા કલમ ૧૯ માં બતાવેલી છે પણ આ કલમમાં તેનો અરથ છે કે ઈનસાફનું કામ કરતી વખતે પોતાની રૂબરૂ જે કેસ ચાલતો હોય તેમાં જે કોરટ કાંઈપણ કરે, તે ઈનસાફી મુકદમા સમજવો; અને વળી ઈનસાફી મુકદમાનાં કોઈ પણ ભાગમાં જો ખોટો પુરાવો અપાયો હોય અને તેમાં ફેસલો આપી શકાય એમ ના હોય તોપણ તે ઈનસાફી મુકદમાનો ભાગ કહી શકાય. જેમકે કોઈ ફોજદારની રૂબરૂ અપકરાણના તોહોમતની તપાસ ચાલતી હો

ય, તો તે કામમાં જો કે ફોજદાર છેવટ ફૈસલો કરી શકતો નથી તોપણ તેની કરેલી ત પાસ ઈનસાફી મુકદમાનો ભાગ કહી શકાય. કલમ ૧૯ માં જડજની જે વ્યાખ્યા આપી છે તે એવી છે કે કોઈપણ શખસ પોતાના હોદાની રૂએ છેવટ ફૈસલો આપી શકે તે શખ સ જડજ કેહેવાય વીગેરે, એવી મતલબ છે, તેમ છતાં પણ મજકુર તપાસ ઈનસાફી મુ કદમાનો ભાગ ગણી શકાય.

પણ જો તે તપાસ ઈન્સાફી મુકદમામાં કાંઈ પણ સંબંધ વીનાની બાબત વીશે થઈ હો ય તો એમ ન થાય. જેમકે કોઈ માજીસ્ટરેટને કોઈ નનામો કાગળ મળ્યો, તેમાં એમ લખેલુંછે કે કોઈ અમુક શખ્સોએ એક ખુન કરેલુંછે, અને તે ઉપરથી તે માજીસ્ટરેટે કો ણે તે કાગલ લખ્યો છે તે વીશે પુરાવો લીધો, તો તેમાં એવું ઠરાવવામાં આવ્યું કે માજી સ્ટરેટે કરેલી તે તપાસ ઈન્સાફી મુકદમાનો ભાગ ગણી શકાય નહીં અને તેથી કરીને ક. ૧૯૨ પ્રમાણે સજા થઈ શકે નહીં. રાણી વીરૂધ વઈકુંઠનાથ. ૧ આર. સી. કો. ૭૧.

જંગલ ખાતાના અધીકારી તેમજ બીજા કોઈ અધીકારી જેમને કાંઈ તજવીજ કરી કોરટ ભરવાની સત્તા નથી તેમની રૂબરૂ કાંઈ ખોટા હીસાબ બનાવી રજુ કરયો હોય તો તે આ કલમ પ્રમાણે ગુન્હો નથી. રાણી વિરૂદ્ધ રામજીરાવ. ૧૨ મું. હા. કો. ૧.

પેહેલા વરગના માજીસ્ટરેટની રૂબરૂ કાંઈ ગુન્હો થયો હોય, અને ફરીયાદી કરવા તે મંજુરીયાત આપતો ના હોય તો પ્રથમ અરજી જીલ્લા માજીસ્ટરેટને કરવી પણ સેશન કો રટને કરવી નહી, રાણી વિરૂદ્ધ પદમન ભાયાઈ, રાણી વિરૂદ્ધ ગુરૂ દીપાળ.

ખોટા પુરાવો આપવો એ જે કોરટની રૂબરૂ ખોટા પુરાવો અપાયો હોય, તે કોરટ નું અપમાન કરવા બરોબર છે અને તેથી કરીને તેની તપાસ તેજ કોરટ કરી શકે નહી. રાણી વિરૂદ્ધ નવરંગબેગ, ૧૦ મું. હા. કો. ૭૩, રાણી વિરૂદ્ધ પરસાપા. ૧ ઈ. લો. રી. મું. ૩૩૯, રાણી વિરૂદ્ધ ગાજી કોમરાણુ. ૧ ઈ. લો. રી. મું. ૩૧૧.

જ્યારે કોઈ શાહેદ કમીટ કરનારા માજીસ્ટરેટની રૂબરૂ કાંઈ કહે અને તેથી ઉલટુંજ સેશન જડજને બીજું કહે, અને બે બાબતમાંથી કીયું ખોટુ છે, તે વિશે કાંઈ જણાય નહી તો તેણે સેશન કોરટની રૂબરૂ ગુન્હો કરયો નથી એમ સમજવું, કે જેથી કરીને તે કોરટ, માજીસ્ટરેટની કોરટને પોતાની રૂબરૂ કરેલા ગુન્હાની તપાસ કરવાને મંજુરીયાત આપી શકે. રાણી વિરૂદ્ધ નોમલ.

જે કોરટ મંજુરીયાત આપે તે કોરટે કીયા શબ્દો ખોટા છે એ સ્પષ્ટ બતાવવુ જોઈએ. અને ખોટો પુરાવો આપવા બાબત સાધારણ મંજુરીયાત આપવી જોઈએ નહી પણ સ્પષ્ટ શબ્દો બતાવવા જોઈએ.

જો તોહોમતદાર મહારાણીની વિલાયતી રઈયત હોય તો હાઈકોરટમાં તેની તપાસ થવાને જે અમલદારને કમીટ કરવાની સત્તા હોય તે અમલદારની રૂબરૂ હાજર થવાને તેની પાસેથી જામીન લે અથવા કેદમાં મોકલે.

દેહાંત સીક્ષા જોગ ગુન્હો કોઈની ઉપર સાબીત કરવાનાઈરાદાથી

૧૯૪. જો કોઈ માણસ ખોટી સાહેદી આપે અથવા ખોટો પુરાવો બનાવે એવા ઈરાદાથી કે તેમ કરવાથી કોઈ શખસની ઉપર આ કાયદા મુજબ (સને ૧૮૭૦ ના આકટ ૨૭ મા પ્રમાણે "ઈંગલાંડ દેશ ના કાયદા મુજબ") દેહાંત સીક્ષા જોગ હોય એવો કોઈ ગુન્હો સાબીત

ખોટી શાહેદી આપવી અથવા ખોટો પુરાવો બનાવવો.

થાય અથવા તેમ કરવાથી સાબીત થશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં, તો તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દશ વરષના મુદત સુધીની સખત કેદની, સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે, અને અગર તે ખોટી શાહેદીને લીધે કોઈ બેગુન્હા શખસના ઉપર ગુન્હો સાબીત થઈને તેનો જીવ લેવામાં આવે તો તે ખોટી શાહેદી આપનાર શખસને અગર તો મોતની અથવા ઉપર બયાન કરેલી સીક્ષા કરવામાં આવશે.

અગર તેમ કરવાથી કોઈ બેગુન્હા શખસની ઉપર ગુન્હો સાબીત થઈને તેનો જીવ લેવામાં આવે તો.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| | વગર વારંટે પોલીસ પકડી શકે નહી | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી. | સેશન કોર્ટ ઈનસાફ કરે. | જીવતાં સુધી સમુદ્રપાર, અથવા ૧૦ વરસ સુધી સખત કેદ તથા દંડ. |
| અને જો તેમ કરવાથી કોઈ બેગુન્હા શખસની ઉપર ગુન્હો સાબીત થઈને તેનો જીવ લેવામાં આવે તો. | | | | | ઉપર પ્રમાણે. | મોત અથવા ઉપર મુજબ. |

**ટીકા**—**અ** શખસ ઉપર ખુનની તપાસ ચાલતી હતી તે વખતે એક શખસે કહ્યું કે **અ** એ ખુન કરયું નથી, પણ **બ** નામનો શખસ જે વખતે પોલીસના હવાલામાં હતો નહી, તેણે ખુન કરયું છે, એમ કહ્યુ, તો તેણે કલમ ૧૯૪ પ્રમાણે ગુન્હો કરયો નથી, કેમકે તેના પુરાવાથી કોઈ શખસને દેહાંત શિક્ષા જોગ ગુન્હાનો ગુન્હેગાર કરી શકાય તેમ નથી. પણ તેને કલમ ૧૯૩ પ્રમાણે શિક્ષા થઈ શકે. રાણી વિરૂદ્ધ હરૂદયાળ. ૩ બં. લો. રી. અપેલેન્ટ ક્રીમીનલ ૩૫.

સમુદ્રપારની અથવા કેદની શીક્ષા થઈ શકે એવો ગુન્હો કોઈની ઉપર સાબીત કરવાના ઈરાદાથી ખોટી શાહેદી આપવી અથવા ખોટો પુરાવો બનાવવો.

૧૯૫ જે માણસ ખોટી શાહેદી આપે, અથવા ખોટો પુરાવો બનાવે, એવા ઈરાદાથી કે તેમ કરવાથી કોઈ શખસની ઉપર આ કાયદા મુજબ ( સને ૧૮૭૦ ના આકટ ૨૭ મા પ્રમાણે "અથવા ઈંગલાંડ દેશના કાયદા મુજબ" ) દેહાંત શિક્ષા જોગ નહી પણ જીવતાં સુધી સમુદ્રપારની, અથવા સાત બરસ અથવા તેથી વધારે મુદત સુધી કેદની, શીક્ષા થઈ શકે એવો કોઈ ગુન્હો સાબીત થાય અથવા તેમ કરવાથી સાબીત થશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં; તો તે માણસને જે માણસની ઉપર તે ગુન્હો સાબિત થયો હોય તેને જે શિક્ષા કરવામાં આવે, તે શિક્ષા કરવામાં આવશે.

દૃષ્ટાંત.

એક ઈનસાફની કોરટ આગળ **અ** ખોટી શાહેદી આપે એવા ઈરાદાથી કે તેમ કર વાથી **અ** ની ઉપર ડાકાઈટીનો ગુન્હો સાબીત થાય. ડાકાઈટીની શીક્ષા જીવતાં સુધી સમુદ્રપાર, અથવા દશ વરસની મુદત સુધીની, દંડ સાથે અથવા દંડ વિના, કેદ એછે માટે **અ** તે સમુદ્રપારની, અથવા, દંડ સાથે દંડ વિના; કેદની શીક્ષાને લાયક છે એમ સમજવુ.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય નહી | માંડીવાળી શકાયનહી | સેશન કોરટ ઈનસાફ કરે. | તે ગુન્હાને માટે જે શિક્ષા હોય તેજ શિક્ષા. |
|---|---|---|---|---|---|

ટીકા—કોઈ શખસ પોતાનું ઘર બાળે અને તે ઘર બીજાએ બાળ્યું, એવુ તેના ઉપર તોહોમત મુકે તો તેને કલમ ૨૧૧ મુજબ ગુન્હેગાર ઠરાવવો જોઈએ, અને આ કલમ પ્રમાણે નહી. રાણી વિરૂદ્ધ ભગવાન અહીર. ૮ સબ. ક્રી. ૬૫.

ખોટા પુરાવો. ૧૯૬ કાંઈ શાહેદી ખોટી છે અથવા પુરાવો બનાવટનો છે એવુ જાણીને જે માણસ દુષ્ટ ભાવથી તે શાહેદી અથવા પુરાવાને ખરી શાહેદી અથવા ખરા પુરાવાની માફક વાપરે અથવા વાપરવા કોશીશ કરે, તે માણસને જાણે તેણે ખોટી શાહેદી આપી હોય અથવા ખોટો પુરાવો બનાવ્યો હોય એવા રીતે શીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ વારંટ નીકળે. | તેવી શાહેદી આપવાના ગુન્હાને માટે જામીન લેઈ શકાતો હોય, તો લેઈ શકાય, નહીં તો નહી. | માંડીવાળી શકાય નહી. | સેશનકોરટ, અથવા પરેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે | ખોટી શાહેદી આપવા અથવા ખોટા પુરાવો બનાવવા માટે જે સજા હોય તે. |
|---|---|---|---|---|---|

ટીકા.—જે કહ્યુ છે તે ખોટું હતું એવું તે જાણતો હતો અથવા માનતો હતો એ કાંઈ બસ નથી. સાહેદોનું પણ તેવુંજ જ્ઞાન હતું એમ જરૂર છે, કેમકે નહીં તો પુરાવો ખોટો કહેવાય નહીં.

ખોટુ સરટી ૧૯૭. જે સરટીફીકેટ આપવાનું અથવા જે સરટીફીકેટ ઉપર સ ફીકેટ આપવું હી કરવાનું કાયદામાં ફરમાવ્યુ હોય એવું સરટીફીકેટ; અથવા જે હકીક અથવા તે પર તના પુરાવામાં જે સરટીફીકેટ કાયદા પ્રમાણે લઇ શકાય તેવા કાંઈ હકી

સહી કરવી. કત બાબતનું કાંઈ સરટીફીકેટ, કાંઈ જરૂરની બાબતમાં ખોટુ છે એમ જાણીને અથવા એમ માનીને જે માણસ તે સરટીફીકેટ આપે અથવા તે પર સહી કરે, તેને જાણે તેણે ખોટી સાહેદી આપી હોય એવી રીતે સીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી | પ્રથમ વારંટ નીકળે. | જામીન લઈ શકાય | માંડીવાળી શકાયનહી | સેશન કોરટ અથવા પ્રેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧લા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે | ખોટી શાહેદી આપવા માટે જે શિક્ષા હોય તે, |
|---|---|---|---|---|---|

ટીકા.—આ કલમ પ્રમાણે તોહોમત સાબીત કરવાને સારૂ નીચે પ્રમાણે હકીકતો હોવી જોઈએ.

૧ સરટીફીકેટ આપ્યું અથવા સહી કરી

૨ સરટીફીકેટમાં બતાવેલી બીનામાંની મુખ્ય બીના ખોટી છે

૩ સરટીફીકેટ આપનાર જાણતો હતો અથવા માનતો હતો કે મુખ્ય બીના ખોટી છે, તેમ છતાં સરટીફીકેટ આપ્યું.

કાંઈ જરૂરની બાબતમાં ખોટુ છે એવુ જાણેલું સરટીફીકેટ ખરા નીમાફક વાપરવુ. ૧૯૮. એવું કાંઈ સરટીફીકેટ કાંઈ જરૂરની બાબતમાં ખોટુ છે એમ જાણીને જે માણસ દુષ્ટ ભાવથી તે સરટીફીકેટને ખરા સરટીફીકેટની માફક વાપરે અથવા વાપરવાની કોસીસ કરે, તેને જાણે તેણે ખોટી શાહેદી આપી હોય એવી રીતે શીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહીં. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાયનહીં | સેશન કોરટ અથવા પ્રેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા વરગરગનો માજીસ્ટરટ ઈનસાફકરે | ખોટી શાહેદી આપવા માટે જે શિક્ષા હોય તે શિક્ષા. |
|---|---|---|---|---|---|

ટીકા.—મુખ્ય બાબતમાં તે સરટીફીકેટ ખોટું હતું એમ જાણીને ખરી રીતે વાપરયું એ સાબીત કરવાની જરૂર છે.

કાયદા પ્રમાણે પુરાવામાં લઈ શકાય એવા કોઈ એકરારમાં લખેલી ખોટી ૧૯૯. જે એકરાર કોઈ ઈનસાફની કોરટ, અથવા કોઈ સરકારી નોકર, અથવા બીજો શખસ કાંઈ હકીકતના પુરાવા દાખલ કબુલ કરવાને કાયદાથી બંધાએલો અથવા અખત્યાર પામેલો હોય, એવા કોઈ એકરાર મધ્યે, જે કારણસર તે એકરાર કરવામાં અથવા વાપરવામાં આવે તેને લગતી કાંઈ જરૂરની બાબત સંબંધી ખોટી હોય એવી તથા

ફેંકીયત. — ખોટી છે એવુ પોતે જાણતો કે માનતો હોય એવી, કાંઈ અથવા ખરી છે એવુ પોતે ન માનતો હોય એવી, કેફીયત જે માણસ તે એકરાર કરે અથવા તે પર સહી કરે તે માણસ લખે તો તે માણસને જાણે તેણે ખોટી સાહેદી આપી હોય, એવી રીતે સીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાય નહી | સેશન કોરટ, પરેસીડેન્સી માજીસ્ટરેટ, અથવા ૧ લા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ખોટી શાહેદી આપવા માટે જે શિક્ષા હોય તેજ. |
|---|---|---|---|---|---|

ટીકા.—આ કલમ પ્રમાણે ગુન્હો સ્થાપીત કરવા માટે એવું સાબીત થવું જોઈએ કે એકરારમાં જે હકીકત કહી તે ખોટી હતી એવું તે જાણતો હતો અગર માનતો હતો તથા જેને વાસ્તે એકરાર કરવામાં આવે તે મતલબ સારૂ તે એકરારમાં લખેલી વાત ખોટી હતી.

એવો કોઈ ખોટો જાણેલો એકરાર ખરાની માફક વાપરવો. — ૨૦૦ એવો કોઈ એકરાર કાંઈ જરૂરની બાબતમાં ખોટો છે એમ જાણીને જે માણસ દુષ્ટ ભાવથી તે એકરારને ખરા એકરારની માફક વાપરે અથવા વાપરવાની કોસીસ કરે, તેને જાણે તેણે ખોટી શાહેદી આપી હોય, એવી રીતે સીક્ષા કરવામાં આવશે.

ખુલાસો.—જે એકરાર કરતાં કાંઈ ગેરસીરસ્તે વાત બની હોય તે સબબ ઉપરથીજ પુરાવામાં કબુલ નહી થઈ શકતો હોય તેને પણ ૧૯૯ મી તથા ૨૦૦ મી કલમોના અરથ પ્રમાણેનો એકરાર સમજવો.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાય નહી | સેશન કોરટ, પરેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧લા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ખોટી શાહેદી આપવા માટે જે શિક્ષા હોય તેજ. |
|---|---|---|---|---|---|

કોઈ ગુનો કરનારને બચાવવાના ઈરાદાથી તે ગુન્હો થયાનો પુરાવો ઉડાવવો, અથવા તે બાબત ખોટો ખબર આપવી. — ૨૦૧ કાંઈ ગુન્હો થયો છે એવુ જાણીને અથવા એવુ માનવાનું કારણ છતાં જે માણસ તે ગુન્હેગારને કાયદા મુજબ થતી શીક્ષાથી બચાવવાના ઈરાદાથી તે ગુન્હો થયાનો કાંઈ પુરાવો ઉડાવે, અથવા એવા ઈરાદાથી જે માણસ પોતે ખોટી જાણતો અથવા માનતો હોય એવી કાંઈ ખબર તે ગુન્હા બાબત આપે, તે માણસને, અગર જે ગુન્હો થયો, એવુ તે જાણતો અથવા માનતો હોય તે ગુન્હાને માટે મોતની શિક્ષા થઈ શકતી હોય તો, સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે માણસ દંડને પણ પાત્ર

ક થશે, અને જો તે ગુન્હાને માટે જીવતાં સુધી સમુદ્રપારની અથવા દસ વરશ સુધીની કેદની, સીક્ષા થઈ શકતી હોય, તો તે માણસને ત્રણ વરષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે; અને વળી તે માણસ દંડને પણ લાયક થશે. અને જો ગુન્હાને માટે દસ વરસથી ઓછી મુદત સુધીની કેદની શીક્ષા થઈ શકતી હોય તો તે માણસને તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા તે ગુન્હાને માટે કેદની ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની પા મુદત સુધીની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

દૃષ્ટાંત.

**બ** એ **ક** નું ખુન કર્યું છે, એવુ જાણીને, **બ** ને શીક્ષાથી, બચાવવાના ઈરાદાથી, લાશ સંતાડવવામાં **બ** ને **અ** મદદ કરે તો સાત વરસની બેમાંના ગમે તે પ્રકારની કેદને તથા દંડને પણ **અ** લાયક છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે નહી | પ્રથમ વારંટ નીકળે. | જામિન લેઈ શકાય. | માંડીવાળી શકાય નહી | સેશન કોરટ ઈનસાફ કરે. | ૭ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ |
| અને જો જીવનાં સુધી સમુદ્રપારની શિક્ષા જોગ અથવા ૧૦ વરસની કેદનો શિક્ષા જોગ હોય તો. | સેશનકોરટ, અથવા પરેસીડેન્ટશી માજીસ્ટરેટ અથવા પેહેલા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | | બાકી ઉપર પ્રમાણે. | | ૩ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
| અને જો ૧૦ વરસથી ઓછી મુદતની કેદની શીક્ષા જોગ હોય તો. | પરેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા વરગનો માજીસ્ટરેટ અથવા જે કોરટથી તે ગુન્હાનો ઈનસાફ થઈ શકતો હોય તે કોરટ ઈનસાફ કરે | | બાકી ઉપર પ્રમાણે. | | તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા ઘણામાં ઘણી મુદત જે ઠરાવી હોય તેની પા મુદત સુધીની કેદ અથવા દંડ અથવા બંને. |

ટીકા.—પોલીસની તપાસથી હરકત થાય તેમાંથી મુકત થવાને મુડદાને ઠેકાણે કરવું એ ગુન્હો નથી. રાણી વીરૂધ તુલશી ૫૦ નો. વે, પ્રો. ૧૮૬.

ખુન થતું અટકાવવાને કોઈ શખ્સ બીકથી વચે પડે નહીં પણ પછીથી તે મુડદાને છુપાવવામાં મદદ આપે, તેમાં એવું ઠરાવ્યું કે તે શખ્સ આ કલમ પ્રમાણે ગુન્હેગાર છે, પણ ખુનની મદદગારી કર્યાનું તેના ઉપર તોહોમત આવે નહીં. રાણી વીરૂધ ગોવરધન. ૬ સધ. ક્રી. ૯૦

આ કલમ પ્રમાણે ગુન્હો સ્થાપીત કરવા માટે એવું સીદ્ધ થવું જોઈએ કે ગુન્હો બનો છે એવું તોહોમતદાર જાણતો હતો અને ગુન્હા સંબંધી પુરાવો ઉડાવ્યો અને એમ ક

રીને તોહોમતદારને શિક્ષા ન થાય એવો તેનો ઈરાદો હતો.

**કોઈ ગુન્હા બાબત ખબર આપવાની જેની ફરજ હોય, તે શખસ ઈરાદાથી ખબર આપવામાં કસુર કરે તો.**

૨૦૨. જે ગુન્હા બાબતની કાંઈ ખબર આપવાની જે માણસની કાયદા પ્રમાણે ફરજ હોય તે માણસ, તે ગુન્હો થયોછે એવુ જાણીને અથવા એવુ માનવાનું તેને કારણ છતાં; ઈરાદાથી તે ખબર આપવામાં કસુર કરે, તો તે માણસને છ મહીનાની મુદત સુધીની એમાંના ગમેતે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની સીક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ સમન નીકળે | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાયનહી | પરેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૬ મહીના સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ, અથવા બંને. |

**ટીકા**—જેઓ કોઈ પણ કાયદાની રૂએ ખબર આપવાને બંધાયેલા હોય તેઓ ગેરકાયદેસર તેમ કરે નહીં તેમને આ કલમ પ્રમાણે ગુન્હેગાર ઠરાવી શકાય. કાંઈ પણ ગુન્હો થયો છે એમ જાણવુ અથવા માનવુ એ જરૂરનું છે.

**કાંઈ ગુન્હો થયો હોય તેની ખોટીખબર આપવી.**

૨૦૩ કોઈ ગુન્હો થયો છે એવુ જાણીને અથવા એવુ માનવાનું કારણ છતાં, તે ગુન્હા બાબત પોતે ખોટી જાણતો અથવા માનતો હોય એવી કાંઈ ખબર જે માણસ આપે તેને બે વરષની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બનેની શીક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે નહી | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાય નહી | પરેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧લા અથવા ૨ જા વર્ગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે | ૨ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |

**ટીકા.**—આ કલમ પ્રમાણે ગુન્હેગાર ઠરાવવાને કેદીનો ઈરાદો કેવો હતો તે જોવાની કાંઇ જરૂર નથી પણ એવું સાબીત થવુ જોઈએ કે ગુન્હો થયો છે એવુ માનવાને તેને કારણ હતું એટલુંજ નહીં પણ તે ગુન્હો થયો એવું તે જાણતો હતો અથવા માનતો હતો. રાણી વારૂધ જોય નારાયણ પત્રો. ૨૦. સધર. ક્રી. ૬૬.

**કોઈ લેખને પુરાવા દાખલ દા**

૨૦૪. કોઈ ઈનસાફની કોરટમાં, અથવા કોઈ સરકારી નોકરની આગળ તેના હોદ્દાના જોરથી કાયદા પ્રમાણે ચાલતા કોઈ મુકદમામાં

જાહેર પતો અટકાવવાને તેનો નાશ કરવો.

જે લેખ કોઈ માણસ પાસે કાયદા પ્રમાણે પુરાવા દાખલ હાજર કરાવી શકાય એવો કાંઈ લેખ તે માણસ છુપાવે અથવા તેનો નાશ કરે, અથવા ઉપર લખ્યા મુજબની કોરટ કે સરકારી નોકરની આગળ પુરાવા દાખલ તે લેખ હાજર થતો અથવા વાપરતો અટકાવવાના ઈરાદાથી, અથવા તે કારણસર તે લેખ હાજર કરવાનો તેને કાયદા પ્રમાણે સમન અથવા હુકમ થયા પછી, તે માણસ તે આખા લેખને અથવા તેમાંના કાંઈ ભાગને ચોરી નાંખે અથવા વંચાય નહીં એવો કરે, તો તેને બે વરષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

કોઈ મુકદમા મધ્યે કાંઈ કામ કરવા સારૂ ખોટો વેષ લેવો.

૨૦૫. જે માણસ ખોટી રીતે કોઈ બીજાનો વેષ લે, અને તે વેષ લેઈને કાંઈ કબુલાત કરે, અથવા કાંઈ મજકુર કહે, અથવા કબુલાતથી ફેંસલો કરાવે, અથવા કાંઈ હુકમ કહડાવે, અથવા હાજર જામીન કે બીજી તરેહનો જામીન થાય, અથવા કોઈ દીવાની કે ફોજદારી મુકદમામાં કાંઈ બીજુ કામ કરે, તે માણસને ત્રણ વરષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ વારંટની કળે | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાય નહી | સેશન કોરટ અથવા પરસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૩ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |

ટીકા.—ખોટું નામ વાપરીને ફકત ઠગવાથી આ ગુન્હો થાય છે એમ નહીં, પણ જો કોઈ ખરા શખ્સનું નામ ધારણ કરીને અને તેવી રીત વરતીને કાંઈ કબુલાત વીગેરે કરે, તેને વાસ્તે શિક્ષા થાય છે.

"અથવા કાંઈ સમન કઢાવે" એ શબ્દોનો અરથ એવો છે કે કાંઈ ખરેખરો સમન ગુન્હેગાર કાંઈ નામ ધારણ કરીને કઢાવે જેમકે એક અ શખ્સ એવુ ધારણ કરે કે હું બ નો લેહેણદાર છું અને અ ને નામ અ નું જે લેહેણું હોય તે લેવા માટે બ ઉપર સમન કઢાવે.

કાંઈ મીલકત સરકાર જપ્ત થતી અથવા હુકમનામુ બજાવવામાં લેવાતી અટકાવવા સારૂ તે મીલકત દમલબાજ

૨૦૬. જો કોઈ માણસ કાંઈ મીલકત અથવા માંહેલો કાંઈ હક દમલબાજીથી કયાં ખસેડે કે છુપાવે, અથવા કોઈ શખસના નામપર ચહડાવે કે કોઈને સ્વાધીન કરે, એવા ઈરાદાથી કે તેમ કરવાથી કોઈ ઈનસાફની કોરટે અથવા બીજા મુખ્તિયાર અધિકારીએ કાંઈ શીક્ષાનો હુકમ કરયો હોય અથવા કાંઈ હુકમ તે કરશે એવો સંભવ છે એમ તે માણસ જાણતો હોય તે હુકમ મુજબ તે મીલકત અથવા તે માંહેલો હક સરકાર જપ્ત થતો અથવા દંડને પેટે વસુલ થતો અટકે, અથવા કેટ

છુપી ખસેડવી અથવા છુપાવવી.

ઈ ઇનસાફની કોરટે કોઈ દીવાની મુકદમામાં કાંઈ હુકમનામુ અથવા હુકમ કરચો હોય, અથવા કાંઇ હુકમનામુ કે હુકમ તે કરશે એવો સંભવ છે એમ તે માણસ જાણતો હોય તે હુકમનામુ અથવા હુકમ બજાવવામાં તે મીલકત અથવા તે માંહેલો તે હક લેવાતો અટકે, તો તે માણસને બે વરષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી | પ્રથમવારંટ નીકળે | જામિન લેઈ શકાય. | માંડીવાળી શકાય નહી | પરેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનનસાફ કરે. | ૨ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|

ટીકા.—આ કલમ પ્રમાણે જે મીલકત ખસેડી હોય તે બદ દાનતથી ખસેડી એમ સાબીત કરવું જોઇએ.

કાંઈ મીલકત સરકાર જપ્ત થતી અથવા હુકમનામુ બજાવવામાં લેવાતી અટકાવવા સારૂ દગલબાજીથી તે મીલકતપર દાવો કરવો.

૨૦૭ ફલાણી મીલકત અથવા તે માંહેલા ફલાણા હકપર માહરો કાંઈ હક અથવા બાજબી દાવો નથી એવુ જાણીને જે માણસ દગલબાજીથી તે મીલકત અથવા તે માંહેલો તે હક કબુલ કરે, અથવા લે, અથવા તેનો દાવો કરે, અથવા જે માણસ કોઈ મીલકત અથવા તે માંહેલા કાંઈ હકપરના કોઈ હક બાબત કાંઈ તરેહની ઠગબાજી કરે એવા ઈરાદાથી કે તેમ કરવાથી કોઈ ઇનસાફની કોરટે અથવા બીજી મુખત્યાર અધીકારીએ કાંઈ સીક્ષાનો હુકમ કરચો હોય અથવા કાંઇ હુકમ તે કરશે એવો સંભવ છે એમ તે માણસ જાણતો હોય તે હુકમ મુજબ તે મીલકત અથવા તે માંહેલો તે હક સરકાર જપ્ત થતો અથવા દંડને પેટે વસુલ થતો અટકે, અથવા કોઈ ઇનસાફની કોરટે કોઈ દીવાની મુકદમામા કોઈ હુકમનામુ અથવા હુકમ કરચો હોય અથવા કાંઈ હુકમનામુ કે હુકમ તે કરશે એવો સંભવ છે એમ તે માણસ જાણતો હોય તે હુકમનામુ અથવા હુકમ બજાવવવામાં તે મીલકત અથવા તે માંહેલો તે હક લેવાનો અટકે, તો તે માણસને બે વરસની મુદત સુધીનો બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી | પ્રથમવારંટ નીકળે. | જામીન લે ઈ શકાય. | માંડીવાળી શકાયનહી | પરેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટ્રેટ ઈનસાફ કરે. | ૨ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|

ટીકા.—ઠગવાના ઈરાદાથી જે શખ્સ મીલકત લે તે આ કલમ પ્રમાણે ગુન્હેગાર થાય છે.

જે રકમ લેણી નથી તેને સારૂ દગલબાજીથી હુકમનામુ થવા દેવું.

૨૦૮. કોઈ શખ્સ ફરીયાદી કરયા ઉપરથી જે રકમ લેહેણી નહોય હોય તે રકમને સારૂ, અથવા તે સખસને જેટલી રકમ લેવા હોય તે કરતાં વધારે રકમને સારૂ, અથવા જે મીલકતપર કે તેના જે હકપર તે શખસનું કાંઈ પોહોંચતુ ન હોય એવી મિલકતને સારૂ, અથવા એવા હકને સારૂ, જે માણસ દગલબાજીથી પોતાની ઉપર કાંઈ હુકમનામુ કે હુકમ કરાવે અથવા થવા દે, અથવા કાંઈ હુકમનામુ કે હુકમ પુરો થયા પછી, અથવા જે વસ્તુ સંબંધી તે પુરો થયો હોય તે વસ્તુ સબંધી જે માણસ દગલબાજીથી પોતાની ઉપર તે હુકમનામુ કે હુકમ બજવાવે અથવા બજવા દે, તે માણસને બે વરષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

દૃષ્ટાંત.

**અ** **ઝ** ની ઉપર એક ફરિયાદી કરે, **અ** નું મારી ઉપર હુકમનામુ થશે એવો સંભવ છે એમ જાણીને **બ** જેનો **ઝ** ની ઉપર કાંઈ વાજબી દાવો નથા તેણે ફરાયાદી કરેથી વધાર રકમનું હુકમનામુ **ઝ** દગલબાજીથી પોતાની ઉપર થવા દે, એવા હેતુથી કે **અ** ના હુકમનામાની રૂઈએ **ઝ** ની મીલકતનું જે વેચાણ થાય તેમાંથી જે રૂપિયા ઉપજે તેમાં **બ** પોતાને હિસાબે અથવા **ઝ** ના ફાયદાને સારૂ ભાગ બળે તો આ કલમ મુજબ **ઝ** એ ગુન્હો કરયો એમ સમજવું.

| વગર વારંટે પોલીસ પકડીશકેનહી. | પ્રથમવારંટ નીકળે. | જામીન લે ઈ શકાય. | માંડીવાળી શકાયનહી | પરેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા પેહેલા વરગનો માજીસ્ટ્રેટ ઈનસાફ કરે. | ૨ વરસ સુધીની બેમાંનાં ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|

કાંઈ પણ ઠગવાના ઈરાદા શીવાય શુદ્ધબુદ્ધીથી કાંઈ બક્ષીસ કરી હોયતો તે લેહેણદારની સામે, હીંદુઓમાં વાજબી ગણાય છે. અને આ કલમ પ્રમાણે ગુન્હો કરયો કેહેવાય નહીં. ગુલાબાઈ વીરૂધ શ્રીનીવસ. ૪ મ. હા. કો. ૮૪

**કોઈ ઈનસાફની કોરટમાં બદ્યાનતથી ખોટો દાવો કરવો.**

૨૦૯. જે માણસ દગલબાજીથી અથવા બદ્યાનતથી, અથવા કોઈ શખસને નુકસાન કરવાની કે દુઃખ આપવાના ઈરાદાથી, કાંઈ દાવો ખોટો છે એમ જાણીને કોઈ ઈનસાફની કોરટમાં તે દાવો કરે, તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે. અને વળી તે દંડને પણ લાયક થશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે નહી | પ્રથમ વારંટની કજે. | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાય નહી. | પરેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧લા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૨ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |

ટીકા.—જાણી જોઈને ખોટો દાવો કરવો એ એટલુંજ નહીં, પણ તેમાં ઠગવાની અથવા સામા શખસને ગેર વ્યાજબી નુકશાન કરવાની, અથવા હરકત કરવાની મતલબ હોવી જોઈએ.

ફરીયાદ અરજી દાખલ કરી અથવા કાંઈ મીલકત ઉપર દાવો કલમબંધી આણી, એ આ કલમ પ્રમાણે ઉદાહરણ છે. હરકત કરવાને સારૂ દાવો કરવો હોય તેને વાસ્તે શિક્ષા કરવા કાંઈ છે નહી, પણ અમુક કાએદાથી, અથવા રેગ્યુલેશનથી કોઈ પણ જડજને એમ માલમ પડે કે કાંઈ પણ આધાર શીવાય દાવો કરવો છે અથવા ખોડાવાના સબબથી કરવો છે, તો તે જડજ વાદીનો દંડ કરે છે અને જ્યાં સુધી તે દંડ વસુલ થાય નહીં ત્યાં સુધી કેદમાં મોકલી શકે છે.

**જે રકમ લેણી ન હોય તેને સારૂ દગલબાજીથી હુકમનામુ કરાવી લેવુ.**

૨૧૦. જે રકમ લેણી ન હોય તે રકમને સારૂ અથવા લેણી હોય તે કરતાં વધારે રકમને સારૂ, અથવા જે મિલકતપર કે તેમાંના જે હકપર પોતાનુ કાંઈ પોંહોંચતુ ન હોય એવી મિલકતને સારૂ અથવા એવા હકને સારૂ, જે માણસ દગલબાજીથી કોઈ શખસની ઉપર કાંઈ હુકમનામુ કે હુકમ કરાવી લે, અથવા કાંઈ હુકમનામુ કે હુકમ પુરો થયા પછી, અથવા જે વસ્તુ સંબંધી તે પુરો થયો હોય તે સંબંધી, જે માણસ દગલબાજીથી કોઈ શખસની ઉપર તે હુકમનામુ કે હુકમ બજાવાવે, અથવા દગલબાજીથી એવુ કાંઈ કામ પોતાને નામે થવા દે અથવા કરવાની રજા આપે, તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની સીક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમવારંટ ની કજે. | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાય નહી. | પરેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧ વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૨ વરસ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |

નુકશાન કરવાના ઈરાદાથી મુકેલું ગુન્હાનું ખોટું તોહોમત.

૨૧૧. જો કોઈ માણસ કોઈ શખ્સને નુકશાન કરવાના ઈરાદાથી તે શખ્સની ઉપર કાંઈ ફોજદારી કરે અથવા કરાવે. અથવા કોઈ શખ્સની ઉપર કાંઈ ગુન્હો કર્યાનું ખોટુ તોહમત મુકે, અને તે એવુ જાણીને કે તે શખ્સની ઉપર તે ફોજદારી કરવા અથવા તે તોહમત મુકવાનું કાંઈ વ્યાજબી અથવા કાયદા મુજબ કારણ નથી, તો તે માણસને બે વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની સીક્ષા કરવામાં આવશે: અને અગર તે ફોજદારી કરે તે એવા કોઈ ગુન્હાનાં ખોટાં તોહમતપરથી કરે કે તે ગુન્હાને માટે મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની, અથવા સાત વરસકે તેથી વધારે મુદતની કેદની, સીક્ષા થઈ શકતી હોય, તો તે માણસને સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે નહી | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય નહી | પ્રેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૨ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને |
| અગર જે ગુન્હાનું તોમત મુકયું હોય તે ગુન્હો દેહાંત શીક્ષા જોગ અથવા જીવતાં સુધી સમુ. અથવા ૭ વરષથી વધારે મુદતની કેદની શીક્ષા જોગ હોય તો | | | સેશન કોરટ ઈનસાફ કરે. | બાકી ઉપર પ્રમાણે. | ૭ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |

**ટીકા.**—આ કલમમાં બતાવેલું ખોટુ તોહોમત મુકવાનો ગુન્હો થવાને એવુ કાંઈ જરૂર નથી કે તોહોમત માજીસ્ટરેટની રૂબરૂ મુકવુ જોઈએ. માજીસ્ટરેટની રૂબરૂ કેસ આવશે એવી મતલબસર જો કોઈ પોલીસ અમલદારની રૂબરૂ તોહોમત મુકયું હોય તો બસ છે.

એવુ સીદ્ધ થાય કે મુકેલું તોહોમત કાંઈ પણ આધાર વીનાનું હતુ, તો કાયદા પ્રમાણે એવો અનુમાન થઈ શકે કે નુકશાન કરવાની ધારણાથી મુકવામાં આવ્યુ હતુ અને જો નુકશાન કરવાનો મુળ હેતુ હોય અગર ન હોય તો પણ આ કલમ પ્રમાણે ગુન્હો થાય છે જેમકે કોઈ ગુન્હેગારને સીક્ષા થવા સારૂ કાંઈ ઈનામ આપવાનું હોય તો તેવુ ઈનામ મળવાને જો ખોટુ તોહોમત મુકવાની જો મતલબ હોય તો બસ છે.

ફરીયાદી તરફનો પુરાવો બરોબર નહી હોવાના સબબથી કોઈ શખ્સને છોડી મુકમાં આવ્યો હોય તો તે ઉપરથી એમ નહી સમજવુ કે આ દવેશબુધીથી તોમત મુકવામાં આવ્યું હતુ કે જેથી કરીને આ કલમ પ્રમાણે સીક્ષા વ્યાજબી થઈ શકે. બાબુ મણી શદત્ત વિરૂધ મગનીરામ ચોધરી. ૧૧ બં. લા. રી. ૩૨૧

તોમત બરોબર મુકેલું હોય તોપણ તે તોમત પોતીકુ વેર લેવાના સબબથી મુકેલું હોય તો ગુન્હો થતો નથી. રાણી વી. ચોડા. પણ જો તોમત ખોટુ નીકળે તો તે શખ્સથી

મુકયું હતુ અને ખોટુ છે એમ જાણીને મુકયું હતુ એવા પુરાવાની જરૂર છે.

આપેલાં નાણાની પોહોચ સ્ટાંપ સાથે આપવાની ના કહે છે એવું કહેવામાં આવે અને તે સાબત થાય નહી તો કહેનાર શખસે ખોટુ તોહોમત મુકયું એમ ગણાય નહી. રાણી વી. ગપાજી. ૧ મુ. હા. કો. ૯૨

કોઈ માણસ પોતાનું ઘર બાળી બીજાએ બાળ્યું એમ કહેતો તે આ કલમ પ્રમાણે ગુન્હેગાર થાય એવું આગળ બતાવેલું છે. રાણી વી. ભગવાન. અહીર રાણી વી. અરજુન ઈ. લા. રી. ૭ મુ. ના કેસમાં એવું ઠરાવ્યુંછે કે જો કોઇ શખસ બીજાને નુકશાન કરવાની મતલબથી એવી ફરીયાદ કરે કે પેલાએ ગુન્હો કરયો છે, તો તેણે આ કલમ પ્રમાણે ખોટું તોમત મુકયું એમ સમજવું.

કોઈ ગુન્હેગારને ઘરમાં રાખવો

તે ગુન્હો જો દેહાંત સીક્ષા જોગ હોય તો.

તે ગુન્હો જો જીવતાં સુધી સમુદ્રપારની અથવા કેદની શીક્ષા જોગ હોય તો.

૨૧૨. કાંઈ ગુન્હો થયો હોય, અને ફલાણો શખસ તે ગુન્હાનો કરનાર છે, એવું જે માણસ જાણતો હોય, અથવા એવું માનવાનું જેને કારણ હોય, તે માણસ જો તે શખસને કાયદા પ્રમાણે થતી સીક્ષાથી બચાવવાને ઘરમાં રાખે અથવા કેથાં સંતાડે, તો, અગર તે ગુન્હાને માટે મોતની સીક્ષા થઈ શકતી હોય તો તે માણસને પાંચ વરષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર તે ગુન્હાને માટે જીવતાં સુધી સમુદ્રપારની, કે દશ વરષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર તે ગુન્હાને માટે દસ વરષ સુધીની નહી પણ એક વરષ સુધીની કેદની શીક્ષા થઈ શકતી હોય, તો તે માણસને, તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા તે ગુન્હાને માટે કેદની ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની ૧/૪ મુદત સુધીની કેદની અથવા દંડની અથવા એ બંનેની, શીક્ષાકરવામાં આવશે.

અપવાદ—ગુન્હેગારના વરથી અથવા ગુન્હેગારની વહુથી ગુન્હેગારને ઘરમાં રાખવા કે સંતાડવાનું કામ થયું હોય, તો તે બાબતમાં આ ઠરાવ લાગુ પડશે નહી.

દૃષ્ટાંત.

**ब** એ ડાકાઈટીનો ગુન્હો કરયો છે એમ જાણીને કાયદા પ્રમાણે થતી સીક્ષાથી **ब** ને બચાવવાના હેતુથી **अ**, **ब** ને જાણીબુઝીને સંતાડે, તો એ ઠેકાણે **ब** જીવતાં સુધી સમુદ્રપાર થવાને લાયક છે માટે, **अ** ત્રણ વરષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદને લાયક છે, અને વળી તે દંડને પણ લાયક છે.

કોઈ ગુન્હેગારને ઘરમાં રાખવો, તે ગુન્હો દેહાંત શિક્ષા જોગ હોય તો.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય નહી | સેશન કોરટ અથવા પરેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા વરગનો માજીસ્ટ્રેટ ઈનસાફ કરે | ૫ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|
| અને જો ગુન્હો જીવતાં સુધી સમુદ્રપારની અથવા ૧૦ વરસ સુધી કેદની શીક્ષા લાગ હોય તો | | | બાકી ઉપર પ્રમાણે. | | ૩ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
| અગર તે ગુન્હો ૧૦ વરસ સુધી નહી પણ ૧ વરસ સુધી કેદની શીક્ષા લાગ હોય તો. | | | બાકી ઉપર પ્રમાણે. | પરેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા વરગનો માજીસ્ટ્રેટ અથવા જે કોરટથી તે ગુન્હાનો ઈનસાફ થઈ શકતો હોય તે કોરટ ઈનસાફ કરે. | તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકાની તથા ઘણામાં ઘણી મુદત જે ઠરાવી હોય તેની પા મુદત સુધી કેદ અથવા દંડ અથવા બંને. |

ટીકા—આ કલમ પ્રમાણે ગુન્હો થવાને જે કૃત્ય કરયું છે તે કેવા ઈરાદાથી કરયું છે તે ઉપર મુખ્ય આધાર છે. અને તેથી કરીને કોઈ શખસ દુખમાં પડેલો હોય તેને દયાની ખાતર કાંઈ પણ ગુન્હામાંથી બચાવવાની મતલબ શીવાય મદદ કરી હોય અથવા ઘરમાં રાખ્યો હોય તો તે કાંઈ ગુન્હો નથી.

મતલબ એવી હોવી જોઈએ કે ગુન્હાને વાસ્તે જે ઘટીત સીક્ષા થાય તેમાંથી બચાવવાના કારણસર ઘરમાં રાખવામાં આવ્યો હતો. જે વખતે ઘરમાં રાખવામાં આવ્યો હોય તે વખતે મુખ્ય ગુન્હેગારે ગુન્હો કરેલો હોવો જોઈએ.

ઘરમાં રાખેલો શખસ કોઈ હવાલામાંથી સટકી આવ્યો હોય અથવા કોઈ સરકારી નોકરે તેને છોડવાને કાંઈ હુકમ કાઢયો હોય, અને કોઈ શખસ આવો હુકમ જાણીને અથવા સટકી આવ્યો છે એમ જાણીને ઘરમાં રાખે તો રાખનાર શખસ કલમ ૨૧૧ પ્રમાણે ગુન્હેગાર થાય છે; તે ગુન્હો થયો હતો કે નોહોતો થયો, એવુ તે જાણતો હોય અગર ન જાણતો હોય તોપણ ગુન્હેગાર થાય, અને વળી ગુન્હો ના થયો હોય તોપણ ગુન્હેગાર થાય.

આ કલમ પ્રમાણે ગુન્હો સ્થાપીત કરવાને એવુ સાબીત કરવુ જોઈએ કે અમુક ગુન્હો થયો છે એવુ તે જાણતો હતો તે છતાં તે શખ્સને સંતાડ્યો છે અને સીક્ષા ના થાય તેવા હેતુથી ઘરમાં રાખ્યો છે,

કોઈ ગુન્હેગારને સીક્ષાથી બચાવવાને બક્ષીશ વિગેરે લેવી.

૨૧૩ પોતે કાંઈ ગુન્હો છુપાવવાના, અથવા કાંઈ ગુન્હાના કાયદેસર સીક્ષાથી કોઈ શખસને પોતે બચાવવાના અથવા કાયદેસર સીક્ષા એ પોહોંચાડવાને કોઈ શખસની ઉપર પોતે કાંઈ મુકદમો નહી ચલાવવાના, બદલામાં જે માણસ પોતાને વાસ્તે અથવા કોઈ બીજા શખ

એસને વાસ્તે કાંઈ અવેજ કબુલ કરે, અથવા મેળવવાની કોસીસ કરે, અથવા કબુલ કરવાની હા કહે, અથવા કાંઈ મીલકત પોતે અથવા બી જાની વતી પાછી લે, અથવા પાછી મેળવવાની કોશીશ કરે, અથવા પાછી લેવાની હા કહે, તે માણસને, અગર તે ગુન્હાતે માટે સાતની સી ક્ષા થઈ શકતી હોય તો સાત વરષની મુદત સુધીની એમાંના ગમે તે પ્ર કારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર તે ગુન્હાને માટે જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દશ વરસ સુધીની કેદની સીક્ષા થઈ શકતી હોય, તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર તે ગુન્હાને માટે દશ વરસ સુધીની કેદની શીક્ષા નહી થઈ શકતી હોય, તો તે મા ણસને ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા તે ગુન્હાને માટે કેદની પ ણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની પા મુદત સુધીની કેદની, અથ વા દંડની, અથવા એ બંનેની, શીક્ષા કરવામાં આવશે.

તે ગુન્હો જો દેહાંત જોગ હો ય તો.

તે ગુન્હો જો જીવતાં સુધી સ મુદ્રપારની અથ વા કેદની, સી ક્ષા જોગ હોયતો.

કોઈ શખ્સને શીક્ષાથી બચાવવાને બક્ષીસ લેવી, તે ગુન્હો જો દેહાંત શીક્ષા જોગ હોયતો:—

| વગર વારંટે પોલીસ પક ડી શકે નહી | પ્રથમ વારં ટ નીકળે. | જામીન લે ઈ શકાય. | માંડીવાળી શકાય નહી | સેશનકોરટ ઈનસાફ કરે | ૭ વરસ સુધી એમાંના ગ મે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|
| અને જો તે ગુન્હો જીવતાં સુધી સમુદ્રપારની અથ વા ૧૦ વરસની કેદની શિ ક્ષા જોગ હોય તો. | સેશન કોરટ, અથવા પરેસી ડેન્સી માજીસ્ટરેટ અથવા ૧લા વરગનો માજીસ્ટ ઈનસાફ કરે. | | બાકી ઉપર પ્રમાણે. | | ૩ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
| અગર ૧૦ વરસ કર તાં ઓછી કેદની શિ ક્ષા જોગ હોય તો. | પરેસીડેન્સી માજી સ્ટરેટ અથવા ૧લા અથવા ૨ જા વરગ નો માજીસ્ટરેટ ઈ નસાફ કરે. | | બાકી ઉપર પ્રમા ણે. | | તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા ઘણામાં ઘણી મુદત જે ઠરાવી હોય તેની ¼ મુદત સુધી કેદ અથ વા દંડ અથવા બંને. |

આ કલમ પ્રમાણે ગુન્હો થવાને નીચે પ્રમાણે હકીકતો હોવી જોઈએ.

ગુન્હો થયેલો હોવો જોઈએ, અને તેને છુપાવ્યો હોય, અથવા ગુન્હેગારને છુપાવ્યો હોય અને તેને સજા ન થાય તેટલા માટે કામ ચલાવ્યું ના હોય અથવા કાંઈ બક્ષીસ લી ધી હોય.

કોઈ ગુન્હેગા

૨૧૪. કોઈ શખ્સ કાંઈ ગુન્હો છુપાવે તેના, અથવા તે કાંઈ

રને બચાવવાના બદલામાં કાંઈ બક્ષિસ આપવી અથવા મીલકત પાછી આપવી.

તે ગુન્હો જો દેહાંત શીક્ષા જોગ હોય, તો.

તે ગુન્હો જો જીવતાં સુધી સમુદ્રપારની અથવા કેદની શીક્ષા જોગ હોય તો.

ગુન્હાની, કાયદેસર શીક્ષાથી કોઈ શખ્સને બચાવે તેના, અથવા કાયદેસર શિક્ષાએ પોંહોંચાડવાને કોઈ શખ્સની ઉપર તે કાંઈ મુકદમા નહી ચલાવે તેના, બદલામાં જે માણસ તે શખ્સને કાંઈ અવેજ આપે અથવા બદલો વાળે, અથવા અવેજ આપવાનુ કે બદલો વાળવાનું કહે અથવા કબુલ કરે, અથવા કાંઈ મીલકત તે શખ્સને પાછી આપવાનું અથવા અપાવવાનું કહે અથવા કબુલ કરે, તે માણસને, અગર તે ગુન્હાને માટે મોતની શીક્ષા થઈ શકતી હોય તો, સાત વરષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર તે ગુન્હાને માટે જીવતાં સુધી સમુદ્રપારની અથવા દશ વરસ સુધીની કેદની શીક્ષા થઈ શકતી હોય, તો તે માણસને ત્રણ વરશની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર તે ગુન્હાને માટે દશ વરસની મુદત સુધીની કેદની શીક્ષા નહી થઈ શકતી હોય, તો તે માણસને તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા તે ગુન્હાને માટે ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની પા મુદત સુધીની, કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શીક્ષા કરવામાં આવશે.

અપવાદ—જે જે બાબતોમાં ગુન્હો કાયદેસર માંડીવાળી શકાય તે તે બાબતને ૨૧૩ મી અને ૨૧૪ મી કલમના ઠરાવો લાગુ પડતા નથી.

દૃષ્ટાંત.

(अ) ખુનના ઈરાદાથી अ ब ઉપર હુમલો કરે, તો એ ઠેકાણે જે ગુન્હો છે તે કરવાના ઈરાદા સાથે નિસબત નહી રાખતો ફકત હુમલો નથી, માટે તે આ અપવાદમાં દાખલ થતો નથી, અને તે કારણને લીધે તે માંડીવળાયજ નહી.

(ब) अ ब ની ઉપર હુમલો કરે, તો, એ ઠેકાણે ગુનોહ જે છે તે ગુન્હેગારના ઈરાદા સાથે નિસબત ન રાખતુ ફકત કામ છે, અને તે હુમલાને માટે ब દીવાનીમાં ફરીયાદ કરી શકે છે માટે, તે આ અપવાદમાં દાખલ થાય છે, અને તે માંડીવળાય છે.

(क) अ પોતાનો વર કે વહુ હયાત છતાં બીજી વહુ કે બીજો વર કરવાનો ગુન્હો કરે, તો, એ ગુનાહ બાબત દીવાનીમાં તે ફરીયાદ થઈ શકતી નથી, માટે, તે માંડીવળાય નહી.

(ड) ब એક ધણીવાળી સ્ત્રીની જોડે છીનાળુ કરે, તો તે ગુન્હો માંડી વળાય

કોઈ ગુન્હેગારને બચાવવાના બદલામાં કાંઈ મીલકત પાછી આપવી અથવા બક્ષીસ આપવી, તે ગુન્હો જો દેહાંત શીક્ષા જોગ હોયતો:—

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે નહી | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય નહી. | સેશન કોરટ ઈનસાફ કરે. | ૭ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
| તે ગુન્હો જો જીવતા સુધી સમુદ્રપારની અથવા ૧૦ વરસ સુધી કેદની શિક્ષા જોગ હોય તો. | સેશન કોરટ, પરેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | બાકી ઉપર પ્રમાણે. | | | ૩ વરસસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
| અગર ૧૦ વરસ કરતાં ઓછી કેદની શિક્ષા જોગ હોય તો. | પ્રેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા વરગનો માજીસ્ટરેટ અથવા જે કોરટથી તે ગુન્હાનો ઈનસાફ થઈ શકતો હોય તે કોરટ ઈનસાફ કરે | બાકી ઉપર પ્રમાણે. | | | તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની ¼ મુદત સુધીની કેદ અથવા દંડ અથવા બંને. |

ટીકા.—કલમ ૨૧૩, તથા ૨૧૪ના પ્રોવીઝન જે ગુન્હાઓ કાયદેસર રીતે માંડીવાળી શકાય તેને લાગુ પડતા નથી, નીચે લખેલી પીનલકોડની કલમોના ગુન્હા માંડીવાળીશકાયછે.

૨૯૮—ધરમ સંબંધી કોઈ પણ શખ્સનું દીલ દુખવવાના પાકા ઈરાદાથી કાંઈ શબ્દો બોલવા વીગેરે

૩૨૩-૩૩૪—ઇજા કરવી.

૩૪૧-૪૨—હરકોઈ શખ્સને ગેરવાજબી અટકાવ કરવો અથવા કેદ કરવો.

૩૫૨-૩૫૫-૩૫૮—હુમલો અથવા સાપરાધ બળ વાપરવું

૩૭૪—કાયદા વીરૂધ જબરાઈથી મજુરી કરાવવી

૪૨૬-૪૨૭—બીગાડ—જ્યારે જે હાની અથવા નુકશાન કરવામાં આવે તે ફકત કોઈ ખાનગી શખ્સને કરેલી હાની અથવા નુકશાન હોય ત્યારે

૪૪૭—સાપરાધ પ્રવેશ

૪૪૮—ગ્રહ પ્રવેશ-

૪૯૦-૪૯૧-૪૯૨—નોકરી કરવાનો કરાર સાપરાધ રીતે તોડવો

૪૯૭—છીનાળું

૪૯૮—સાપરાધ ઈરાદાથી કોઈ પરણેલી સ્ત્રીને ફોસલાવી જવી અથવા રોકી રાખવી

૫૦૦—આબરૂ લેવી

૫૦૧—કાંઈ બાબત આબરૂ લેવા જેવીછે એવું જાણીને તે છાપવી અથવા કોતરવી

૫૦૨—છાપેલી અથવા કોતરેલી વસ્તુમાં આબરૂ લેવા જેવી બાબતછે એવું જાણીને તે વસ્તુ વેચવી

૫૦૪—સમાધાનીનો ભંગ કરાવવાના ઈરાદાથી તીરસ્કાર કરવો

૫૦૬—સાપરાધ ધમકી, જ્યારે તે ગુન્હો સાત વરષની કેદની શિક્ષા કરવા લાયક ન હોય ત્યારે.

અને ૩૨૪, ૩૩૫, ૩૩૭, ૩૩૮ મી કલમા પ્રમાણે ગુન્હા જે કોરટમાં ચાલતા હોય તે કોરટની રજા લેઈને માંડી વળાય. જુઓ ફી. પ્રો. કોડની કલમ. ૩૪૫.

ચોરની મીલકત પાછી મેળવવામાં મદદ કરવા સારૂ કાંઈ બક્ષિસ લેવી વગેરે

૨૧૫. કોઈ શખ્સની પાસેથી તે શખ્સની કાંઈ જંગમ મિલકત આ કાયદાથી શીક્ષા થઈ શકે એવા કાંઈ ગુન્હાથી ગઈ હોય તે શખ્સને તે મિલકત પાછી મળવામાં મદદ કરવાના બાહાનાથી અથવા મદદ કરવા સારૂ જે માણસ કાંઈ અવેજ લે અથવા લેવાને હા કહે અથવા કબુલત કરે, તે જો તે ગુન્હેગારને પકડવાને તથા તેની ઉપર તે ગુન્હો સાબીત કરવાને પોતાથી બનતા સઘળા ઈલાજો કામ ન લગાડે તો, તે માણસને બે વરષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય નહી. | પ્રેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૨ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને |
|---|---|---|---|---|---|

જે ગુન્હેગાર કેદમાંથી નાઠો હોય અથવા જેને પકડવાનો હુકમ થયો હોય, તે ગુન્હેગારને ઘરમાં રાખવો.

૨૧૬. કોઈ શખ્સની ઉપર કાંઈ ગુન્હો સાબિત થયો હોય, અથવા કાંઈ ગુન્હાનું તોહોમત મુકાયું હોય, અને તે ગુન્હાને સારૂ તે શખસ કાયદેસર કેદમાં હોય, તે શખ્સ જો કેદમાંથી નાસી જાય અથવા કોઈ સરકારી નોકર પોતાના સરકારી ઓહદાનો કાયદેસર અખતિયાર અમલમાં લાવતા કોઈ શખસને કાંઈ ગુન્હાને માટે પકડવાનો હુકમ કરે ત્યારે જે માણસ તે નાસી જવાની અથવા પકડવાના હુકમની વાત જાણયા છતાં તે શખસને પકડાતો અટકાવવાના ઈરાદાથી તેને ઘરમાં રાખે અથવા કેથાં સંતાડે, તે માણસને નિચે મુજબ શીક્ષા કરવામાં આવશે; એટલે જે ગુન્હાને માટે તે શખસ કેદમાં હતો અથવા તેને પકડવાનો હુકમ કરયો હોય તે ગુન્હાને માટે જો મોતની સીક્ષા થઈ શકતી હોય

તે ગુન્હો જો દેહાંત સીક્ષા જોગ હોય તો.

તો તે માણસને સાત વરસની મુદત સુધીના બેમાંના ગમે તે પ્રકારની કેદની, સીક્ષા કરવામાં આવશે; અને વળી દંડને પણ લાયક થશે; અને

જો જીવતાં સુધી સમુદ્રપારના અથવા કેદની, શીક્ષા જોગ હોય તો.

તે ગુન્હાને માટે જો જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દશ વરસ સુધી કેદની, સીક્ષા થઈ શકતી હોય, તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા, દંડ સાથે અથવા દંડ વીના, કરવામાં આવશે, અને તે ગુન્હાને માટે દસ વરસ સુધીની નહી પણ એક વરસ સુધીની કેદની શિક્ષા થઈ શકતી હોય, તો તે માણસને તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા તે ગુન્હાને માટે કેદની ઘણામાં

ધણી જે મુદત ઠરાવી હોય તેની પા મુદત સુધીની કેદની, અથવા દંડ
ની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

અપવાદ—જે માણસને પકડવું હોય તેના વરથી અથવા તેની વહુથી, તે માણસને ઘરમાં રાખવા કે સંતાડવાનું કામ થયું હોય, તો તે બાબતનો ઠરાવ લાગુ પડતો નથી.

જે ગુનેહગાર કેદમાંથી નાઠો હોય અથવા જેને પકડવાનો હુકમ થયો હોય, તે
ગુન્હેગારને ઘરમાં રાખવો, તે ગુન્હો જો દેહાંત શીક્ષા જોગ હોય તો:—

<table>
<tr><td>વગર વારંટે પોલીસ પક ડીશકેનહી.</td><td>પ્રથમ વારં ટ નીકળે.</td><td>જામીન લે ઈ શકાય.</td><td>માંડીવાળી શકાયનહી</td><td>સેશન કોરટ, પરેસી ડેન્સી માજીસ્ટરેટ, અ થવા ૧ લા વરગનો માજીસ્ટરેટ ઈનસા ફ કરે.</td><td>૭ વરસ સુધી બે માંના ગમે તે પ્ર કારની કેદ અથ વા દંડ તથા બંને</td></tr>
<tr><td colspan="4">અને જીવતાં સુધી સમુદ્રપારનો અ થવા ૧૦ વરસ સુધી કેદની જોગ હોય તો.</td><td>ઉપર પ્ર માણે.</td><td>૩ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકાર ની કેદ તથા દંડ કરે અથવા ન કરે.</td></tr>
<tr><td>અગર ૧૦ વરસ ન હી પણ ૧ વરસ સુ ધી કેદની શીક્ષા જોગ હોય તો.</td><td colspan="3">પરેસીડેન્સી માજીસ્ટરેટ અથ વા ૧ લા વરગનો માજીસ્ટરેટ અથવા જે કોરટથી તે ગુન્હા નો ઈનસાફ થઈ શકે તે કોરટ ઈનસાફ કરે.</td><td>બાકી ઉપર પ્રમા ણે.</td><td>તે ગુનાહને માટે ઠરાવેલા પ્રકા રની તથા ઘણામાં ઘણી મુદત જે ઠરાવી હોય તેની પા મુદત સુધી કેદ અથવા દંડ અથવા બંને.</td></tr>
</table>

કોઈ શખ્સ ને સીક્ષાથા અ થવા કાંઈ મીલ લકતને સરકાર જ પત થતી બચાવ વાના ઈરાદાથી જે સરકારી નોક ર કાયદાનો હુક મ ન માને તેને સીક્ષા.

૨૧૭ કોઈ માણસ સરકારી નોકર હોય, તેણે પોતાના સરકારી ઓહદાના જોરથી કેમ ચાલવુ એ બાબતનો કાંઈ કાયદાનો હુકમ અગ ર તે માણસ જાણી બુજીને ન માને, એવા ઈરાદાથી કે તેમ કરવાથી કોઈ શખ્સ કાયદેસર સીક્ષાથી બચે, અથવા જે સીક્ષાને તે લાયક હો ય તેથી તેને ઓછી સીક્ષા થાય અથવા માહારા તેમ કરવા કરવાથી તે સીક્ષાથી બચશે અથવા તેને ઓછી સીક્ષા થશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં, તો, અથવા એવા ઈરાદાથી કે તેમ કરવાથી કાંઈ મીલ કત સરકાર જપત થતી, અથવા કાંઈ રૂપીયા તેમાંથી કાયદા મુજબ અ થવા જેવા હોય તે આપવાથી તે, બચી જાય, અથવા બચી જશે એવો સં ભવ છે એમ જાણ્યા છતાં, તો, તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની સીક્ષા કરવામાં આવશે;

| વગર વારંટે પોલીસ પક ડી શકે નહી. | પ્રથમ સમ ન નીકળે. | જામીન લે ઈ શકાય | માંડીવાળી શકાય નહી | પરેસીડન્સી માજી સ્ટરેટ અથવા પેહેલા અથવા ૨ જા વરગ નો મા. ઈનસાફ કરે | ૨ વરસ સુધી એમાં ના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|

ટીકા.—આ કલમ પ્રમાણે ગુન્હો થવાને એમ સાબીત કરવું જોઈએ છે કે જે શખસને તેણે છોડી મુક્યો હોય તે શખસને શીક્ષા થાય એવા ભયમાં હતો એવું છોડનાર શખસ જાણતો હતો અને તે શીક્ષામાંથી બચી જાય એવા ઈરાદાથી છોડી મુક્યો હતો.

સરકારી નોકર કોઈ શખસને સીક્ષાથી અથવા કાંઈ મીલકતને સરકાર જપત થવાથી બચાવવાના ઈરાદાથી કાંઈ ખોટુ દફતર અથવા લખાણ બનાવે તે બાબત.

૨૧૮. કોઈ માણસ સરકારી નોકર હોય, અને તેના સરકારી ઓહદાસર તેને કાંઈ દફતર અથવા બીજુ લખાણ તઈયાર કરવાનું કામ સોંપ્યું હોય, તે માણસ જો તે દફતર અથવા લખાણ જે રીત ખોટી છે એવુ તે જાણતો હોય તેવી રીતે તઈયાર કરે, અથવા ઈરાદાથી કે તેથી લોકને અથવા કોઈ શખસને ટોટો અથવા નુકશાન થાય, અથવા ટોટો કે નુકશાન થશે એવો સંભવ છે એમ જાણીને, અથવા એવા ઈરાદાથી કે તેથી કોઈ શખસને કાયદેસર સીક્ષાથી બચાવવો, અથવા તેથી કોઈ શખસ કાયદેસર સીક્ષાથી બચશે એવો સંભવ છે એમ જાણીને, અથવા તેથી કાંઈ મિલકત સરકાર જપત થતી અથવા કાંઈ રૂપીયા તેમાંથી કાયદા મુજબ આપવા જેવા હોય તે આપવાથી બચી જાય, અથવા તે બચી જશે એવો સંભવ છે, એમ જાણીને, તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પક ડી શકે નહી | પ્રથમ વા રંટ નીકળે | જામીન લે ઈ શકાય | માંડીવાળી શકાય નહી | સેશન કો રટ ઈનસા ફ કરે. | ૩ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|

ટીકા—કોઈ શખસ કાંઈ રેકરડ બનાવતો હોય તેને કોઈ શખસ જાણી જોઈને ખોટી હકીકત વાંચી સંભળાવે, અને તે ઉપરથી મજકુર શખસ કાંઈપણ દ્વેશબુદ્ધી શીવાય ખોટો રેકરડ રજુ કરે ( કેમકે પેલા શખસના કેહેવા પ્રમાણે તેણે લખ્યું હોય ) તેમાં એવું ઠરાવ્યું કે તે આ કલમ પ્રમાણે ગુન્હેગાર નથી પણ આવા ગુન્હાની મદદગારી કરવા બાબત ગુન્હેગાર ઠરાવી શકાય. રાણી વીરૂધ ધીરજમોહનલાલ. ૭. નો. વો. પ્રો. ૧૩૪.

કાંઈ ઈનસાફી મુકદમા મધે, પોતે કાયદા વીરૂધ એમ જાણતે હોય, એવો

૨૧૯. કોઈ માણસ, સરકારી નોકર છતાં, લાંચ લેઈને અથવા દ્વેશબુદ્ધિથી કાંઈ ઈનસાફી મુકદમાના કોઈ પણ ભાગમાં કાંઈ રીપોર્ટ, હુકમ, ફેંસલો, અથવા ઠરાવ કરે કે કહી સંભળાવે, એવો કે તે કાયદાથી વિરૂદ્ધ છે, એમ તે માણસ પોતે જાણતો હોય, તો તે માણસને સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની,

હુકમ, રીપોર્ટ વગેરે કોઈ સરકારી નોકરર કરે, તે બાબત. — અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય નહી | સેશનકોરટ ઈનસાફ કરે | ૭ વરષ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|

જે શખસને અખત્યાર હોય તે સખસ હું કાયદાથી વીરૂદ્ધ ચાલુ છું એમ જાણીને, કોઈને તેનો ઈનસાફ થવા સારૂ કમીટ કરે, અથવા કેદમાં મોકલે તે બાબત.

૨૨૦ કોઈ માણસનો ઓહદો એવી તરેહનો હોય કે તેથી કોઈ શખસોને તેઓનો ઈનસાફ થવા સારૂ કમિટ કરવાનો અથવા તેઓને કેદમાં મોકલવાનો અથવા કોઈ શખસોને કેદમાં રાખવાનો તેને કાયદેસર અખત્યાર મળ્યો હોય, તે માણસને તે અખત્યાર અમલમાં લાવતાં લાંચ લેઈને અથવા દ્વેશબુદ્ધિથી, જો કોઈ શખસને તેનો ઈનસાફ થવા સારૂ કમિટ કરે અથવા તેને કેદમાં મોકલે, અથવા કોઈ શખસને કેદમાં રાખે અને તે એમ જાણતો હોય કે આમ કરવામાં હું કાયદાથી ઉલટો ચાલું છું, તો તે માણસને સાત વરસની મુદ્દત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાય નહી | સેશનકોરટ ઈનસાફ કરે. | ૭ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|

જે સરકારી નોકરની કાયદા મુજબ કોઈને પકડવાની ફરજ હોય તે સરકારી નોકર તેને પકડવામાં ઈરાદાથી કસુર કરે, તે બાબત.

૨૨૧. કોઈ માણસ સરકારી નોકર હોય, અને કોઈ શખસની ઉપર કાંઈ ગુન્હાનું તોહોમત મુકાએલું હોય તેને, અથવા કાંઈ ગુન્હાને માટે પકડવા જોગ હોય એવા કોઈ શખસને પકડવા અથવા કેદમાં રાખવાની તે માણસની પોતાના સરકારી ઓહદાને લીધે કાયદા મુજબ ફરજ હોય તે માણસ અગર તે શખસને પકડવામાં ઈરાદાથી કસુર કરે, અથવા ઈરાદાથી તે શખસને નાશી જવા દે, અથવા તે સખસને તે કેદમાંથી નાશી જવામાં અથવા નાશી જવાની કોશિશ કરવામાં ઈરાદાથી સહાય કરે, તો તે માણસને નીચે પ્રમાણે શિક્ષા કરવામાં આવશે, એટલે:—

શિક્ષા.

અગર કેદ કરેલા અથવા જેને પકડવો જોઈતો હતો તે શખસની ઉપર મોતની શિક્ષા થઈ શકે એવા ગુન્હાનું તોહોમત મુકવામાં આવ્યું

હોય, અથવા એવા ગુન્હાને માટે તે પકડવા જોગ થયો હોય, તો તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની, દંડ સાથે અગર દંડ વીના, કેદની શિક્ષા કરવામાં આવશે; અથવા,

અગર કેદ કરેલા અથવા જેને પકડવો જોઈતો હતો તે શખ્સની ઉપર જીવતાં સુધી સમુદ્રપારની અથવા દશ વરસની મુદત સુધીની કેદની શીક્ષા થઈ શકે એવા ગુનાહનું તોહોમત મુકવામાં આવ્યું હોય, અથવા એવા ગુનાહને માટે તે પકડવા જોગ થયો હોય, તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની, દંડ સાથે અથવા દંડ વીના, કેદની શીક્ષા કરવામાં આવશે; અથવા,

અગર કેદ કરેલા અથવા જેને પકડવો જોઈતો હતો તે શખ્સની ઉપર દશ વરસથી ઓછી મુદતની કેદની સીક્ષા થઈ શકે એવા ગુન્હાનું તોહોમત મુકવામાં આવ્યું હોય, અથવા એવા ગુન્હાને માટે તે પકડવા જોગ થયો હોય; તો તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની, દંડ સાથે અથવા દંડ વીના, કેદની સીક્ષા કરવામાં આવશે.

જે સરકારી નોકરની કાયદા મુજબ કોઈને પકડવાની ફરજ હોય તે સરકારી નોકર તેને પકડવામાં ઈરાદાથી કસુર કરે અને તે ગુન્હો દેહાંત શીક્ષા જોગ હોય તો:—

<table>
<tr><td>વગર વારંટે પોલીસ પકડી શકે નહી.</td><td>પ્રથમ વારંટ નીકળે</td><td>જામીન લેઈ શકાય.</td><td>માંડીવાળી શકાય નહી</td><td>સેશન કોરટ ઈનસાફ કરે.</td><td>૭ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ કરે અથવા ન કરે.</td></tr>
<tr><td colspan="2">અથવા જીવતાંસુધી સમુદ્રપારની અથવા ૧૦ વરસ સુધી કેદની શિક્ષા જોગ હોય તો.</td><td colspan="2">સેશન કોરટ, પ્રેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા વર્ગનો માજી. ઈનસાફ કરે</td><td>બાકી ઉપર પ્રમાણે</td><td>૩ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા ન કરે.</td></tr>
<tr><td colspan="2">૧૦ વરસ કરતાં ઓછી કેદની શિક્ષા જોગ હોય તો.</td><td colspan="2">પરેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે.</td><td>બાકી ઉપર પ્રમાણે.</td><td>૨ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા ન કરે.</td></tr>
</table>

જે શખ્સની ઉપર કોઈ ઈનસાફની કોરટે સીક્ષાનો હુકમ કરયો હોય તે શખ્સને પકડવાની જે સરકારી નોકરની ફરજ હોય તે શખ્સને

૨૨૨. કોઈ માણસ સરકારી નોકર હોય, અને કોઈ શખ્સની ઉપર કાંઈ ગુન્હાને માટે કોઇ ઈનસાફની કોરટે સીક્ષાનો હુકમ કરયો હોય, તે શખ્સને (સન ૧૮૭૦ ના આકટ ૨૭ મા પ્રમાણે) "અથવા જે શખ્સને કાયદેસર રીતે કેદમાં રાખ્યો હોય તેવા શખ્સને" પકડવાની અથવા કેદમાં રાખવાની તે માણસની પોતાના સરકારી ઓહદાને લીધે કાયદા મુજબ ફરજ હોય, તે માણસ અગર તે શખ્સને પકડવામાં ઈરાદાથી કસુર કરે, અથવા ઈરાદાથી તે શખ્સને નાસી જવા દે, અથવા તે શખ્સને કેદમાંથી નાસી જવામાં અથવા નાસી જવાની કોસીસ કરવામાં ઈરાદાથી સાહાય કરે, (સન ૧૮૭૦ ના આકટ ૨૭ મા પ્રમાણે) "અ

પકડવામાં ઈરાદા થવા જો તે શખ્સને કાયદાસર રીતે કેદમાં રાખ્યો હોય" તો તે મણ
થી કસુર કરે તે સને નીચે પ્રમાણે સીક્ષા કરવામાં આવશે, એટલે:—
બાબત.

સીક્ષા. અગર કેદ કરેલો અથવા જેને પકડવો જોઈતો હતો તે શખ્સની ઉપર મોતની સીક્ષાનો હુકમ થએલો હોય, તો તે માણસને ચઉદ વરષ ની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની, દંડ સાથે અથવા દંડ વીના; કેદની સીક્ષા કરવામાં આવશે; અથવા,

અગર કેદ કરેલો અથવા જેને પકડવો જોઈતો હતો તે શખ્સ કોઈ ઈનસાફની કોરટે કરેલા સીક્ષાના હુકમથી, અથવા તેને બદલે બીજી સીક્ષા કરવાના કોઈ હુકમથી, જીવ તાં સુધી સમુદ્રપાર અથવા જીવતાં સુધી શાસનિક દાસત્વને, અથવા, દશ વરસ કે તેથી વ ધારે મુદત સુધી સમુદ્રપાર અથવા શાસનિક દાસત્વ અથવા કેદને, લાયક હોય, તો તે મા ણસને સાત વરષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની, દંડ સાથે અવા દંડ વીના, કેદની શિક્ષા કરવામાં આવશે; અથવા,

અગર કેદ કરેલો અથવા જેને પકડવો જોઈતો હતો તે શખ્સ કોઈ ઈનસાફની કોરટે કરેલો સીક્ષાના હુકમથી દશ વરસની મુદત સુધીની કેદને લાયક ન હોય, તો તે મા ણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથ વા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

જે શખ્સની ઉપર કોઈ ઈન્સાફની કોરટે શીક્ષાનો હુકમ કરયો હોય તે શખ્સને પ કડવાની જે સરકારી નોકરની ફરજ હોય તે શખ્સને પકડવામાં ઈરાદાથી કસુર કરે, અને અગર તેની ઉપર મોતની શિક્ષાનો હુકમ થયો હોયતો:—

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી | પ્રથમ વારંટ નીકળે. | જામિન લેઈ શકાય. નહી. | માંડીવાળી શકાય નહી | સેશન કોરટ ઈનસાફ કરે. | જીવતાં સુધી સમુદ્રપાર અથવા ૧૪વરસ સુધી બેમાંના ગમેતે પ્રકારની કેદતથા દંડકરે અથવા નકરે |
| --- | --- | --- | --- | --- | --- |
| અગર જીવતાં સુધી સમુદ્રપારની અથવા શાશનીકદાસત્વની અથવા ૨૦ વરસ સુધીના કે તેથી વધારે મુદતનો સમુદ્રપારની કેદની અથવા શાશનીક દાસત્વની અથવા કેદની શીક્ષાનો હુકમ થયો હોય તો. | | | | ઉપર પ્રમાણે. | ૭ વરસ સધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ કરે અથવા ન કરે. |
| અગર ૧૦વરસ કરતાં ઓછી કેદની શિક્ષાનો હુકમ થયો હોયતો અથવા કાયદેસરરીતે કેદમાં રાખ્યો હોય તો. | સેશનકોરટ, અથવા પરેસીડેન્ટશી માજીસ્ટરેટ અથવા પેહેલા વરગનો માજીસ્ટરટ ઈનસાફ કરે | | જામીન લેઈ શકાય. બાકી ઉપર પ્રમાણે | | ૩ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ. અથવા બંને. |

સરકારી નોકર ગફલતથી કોઈ કેદીને નાસી જવા દે તે બાબત.

૨૨૩. જે માણસ સરકારી નોકર હોય અને જે શખ્સની ઉપર કાંઈ ગુન્હાનું તોમત મુકયું હોય અથવા કાંઈ ગુન્હો સાબીત થયો હોય એવા કોઈ શખ્સને (સને ૧૮૭૦ ના આકટ ૨૭ પ્રમાણે "અથવા જે શખ્સ ને કાયદાસર રીતે કેદમાં રાખ્યો હોય તે શખ્સ") કેદમાં રાખવાની કાયદા પ્રમાણે જે માણસને પોતાના સરકારી ઓહદાને લીધે ફરજ હોય તે માણસ અગર ગફલતથી તે શખ્સને કેદમાંથી નાસી જવા દે, તો તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી | પ્રથમ સમન નીકળે | જામિન લેઈ શકાય. | માંડીવાળી શકાય નહી | પરેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૨ વરસ સુધીઆસાન કેદ અથવા દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|

ટીકા.—જેલમાં જે કેદીઓને તેમની સારી વરતણુકના સબબથી વારકર તરીકે બનાવે છે, તેવા વારકરો આ કલમના અરથ પ્રમાણે સરકારી નોકર છે, અને જો તેઓ કોઈ કેદીને સટકો જવા દે તો આ કલમ પ્રમાણે ગુન્હેગાર થાય છે. રાણી બારૂધ કાલાચંદ માઈત્રી. ૩ રો.કો ૩૫.

કોઈ શખ્સને કાયદા મુજબ પકડતા હોય તેમાં તેણે સામા થવુ અથવા હરકત કરવી.

૨૨૪. જે શખ્સની ઉપર કાંઈ ગુન્હાનું તોમત મુકયું હોય અથવા કાંઈ ગુન્હો સાબીત થયો હોય તે ગુન્હાને માટે તે શખ્સને કાયદેસર પકડવામાં તે શખ્સ ઈરાદાથી જો સામો થાય અથવા કાયદા વિરૂદ્ધ કાંઈ અડચણ કરે, અથવા તેવા કાંઈ ગુન્હાને માટે તેને કાયદેસર જે કેદમાં રાખ્યો હોય તે કેદમાંથી જો તે નાશી જાય અથવા નાસી જવાની કોસીસ કરે, તો તે શખ્સને બે વરસની મુદત સુધીની, બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

ખુલાસો.—આ કલમમાં લખેલી સીક્ષા છે તે, જે ગુન્હાનું તોમત તે શખ્સની ઉપર મુકયું હોય, અથવા જે ગુન્હો તેની ઉપર સાબીત થયો હોય, તે ગુન્હાને માટે તે પકડવાનો તથા કેદમાં રાખવાનો શખ્સ જે સીક્ષાને લાયક હોય, તે સીક્ષાથી ઉપરાંત સમજવી.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાયનહી | પ્રેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૨ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદઅથવા દંડ અથવા બંને |
|---|---|---|---|---|---|

**ટીકા.**—આ કલમ પ્રમાણે નાશી જવાનો જે ગુન્હો છે, તે કોઈ ગુન્હાને વાસ્તે કેદ થયેલી હોય તેમાંથી નાશી જાય ત્યારે થાય છે. દીવાની જેલમાંથી નાશી જાય તે શીક્ષા થવા લાયક નથી. રાણી વીરૂધ કોનોન. ૬ મું. સી ૧૫.

પણ કોઈ પણ શખ્સને દીવાનો હોવાના સબબથી નીરદોષ ઠરાવ્યો હોય અને સરકારના હુકમથી કોઈ દીવાનાઓને રાખવાની કેદમાં રાખ્યો હોય, તેમાંથી જો તે નાશી જાય, તો જે વખતે તે નાશી ગયો તે વખતે દીવાનો ના હોય તો પણ આ કલમ પ્રમાણે ગુન્હેગાર થતો નથી.

કોઈ નાશી ગયેલા કેદી ઉપર શીક્ષા કરવામાં આવે ત્યારે તે શીક્ષા તરતજ શરૂ થાય. અથવા પ્રથમની શીક્ષાનો વખત પુરો થયા કેડે શરૂ થાય, જુઓ ક્રીમીનલ પ્રોસીજર કોડ ૧૮૮૨નો ૧૦મા આક્ટ ક. ૩૯૬.

*કોઈ શખ્સને કાયદા મુજબ પકડતા હોય તેમાં કોઈ બીજા શખ્સે સામા થવુ અથવા હરકત કરવી.*

૨૨૫. જે શખ્સ કોઈ બીજા શખ્સને કાંઈ ગુન્હાને માટે કાયદેસર પકડવામાં ઈરાદાથી સામો થાય, અથવા કાયદા વિરૂદ્ધ કાંઈ અડચણ કરે, અથવા કોઈ બીજા શખ્સને કાંઈ ગુન્હાને માટે કાયદેસર જે કેદમાં રાખ્યો હોય તે કેદમાંથી તેને છોડાવા મુકે અથવા છોડાવી મુકવાની કોસીસ કરે, તે શખ્સને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની સીક્ષા કરવામાં આવશે;

*સીક્ષા.*

અથવા, અગર પકડવાના, અથવા છોડાવી મુકેલા, અથવા જેને છોડાવી મુકવાની કોશીશ થઈ હોય તે શખ્સની ઉપર જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દશ વરસની મુદત સુધી કેદની સીક્ષા થઈ શકે એવા ગુન્હાનું તોમત મુકાચું હોય, અથવા એવા ગુન્હાને માટે પકડવા લાયક થયો હોય, તો, પેલા શખ્સને ત્રણ વરશની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે;

અથવા, અગર પકડવાના, અથવા છોડાવી મુકેલા, અથવા જેને છોડાવી મુકવાની કોસીસ થઈ હોય તે શખ્સની ઉપર મોતની સીક્ષા થઈ શકે એવા ગુન્હાનું તોમત મુકયુ હોય, અથવા એવા ગુન્હાને માટે તે પકડવા લાયક થયો હોય, તો, પેલા શખ્સને સાત વરષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે; અને વળી તે દંડને પણ લાયક થશે;

અથવા, અગર પકડવાના અથવા છોડાવી મુકેલો શખ્સ કોઈ ઈનસાફની કોરટના શીક્ષા હુકમ મુજબ, અથવા તેને બદલે બીજી સીક્ષા કરવાના કાંઈ હુકમ મુજબ, જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દશ વરષ કે તેથી વધારે મુદત સુધી સમુદ્રપાર અથવા શાસનિક દાસત્વ અથવા કેદની, સીક્ષાને લાયક હોય તો, પેલા શખ્સને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે,

અથવા, અગર પકડવાના, અથવા છોડાવી મુકેલા, અથવા જેને છોડાવી મુકવાની કોશીશ થઈ હોય તે શખ્સની ઉપર મોતની શીક્ષાનો હુકમ થયો હોય તો, પેલા શખ્સને જી

વતાં સુધી સમુદ્રપારની અથવા દશ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

કોઈ શખ્સને કાયદા મુજબ પકડતા હોય તેમાં કોઈ બીજા શખ્સે સામા થવું અથવા હરકત કરવી અથવા કાયદેસર કેદમાંથી તેને છોડાવવો તે ગુન્હામાં:—

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમનારંટ નીકળે. | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાયનહી | પરેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧લા રજા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૨ વરસ સુધીની એમાંનાં ગમે તે પ્રકારની કેદ અથવા દંડઅથવા બંને. |

| | | | |
|---|---|---|---|
| અથવા તેની ઉપર જીવતાં સુધીની સમુદ્રપારની અથવા ૧૦ વરસ સુધી કેદની શીક્ષા થઈ શકે એવા ગુન્હાનું તોહોમત હોય તો. | સેશન કોરટ અથવા પરેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | જામીન લેઈ શકાય નહી. બાકી ઉપર પ્રમાણે. | ૩ વરસસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
| અગર દેહાંત શીક્ષા થઈ શકે એવા ગુન્હાનું તોહોમત હોય તો. | સેશન કોરટ ઈનસાફકરે. | બાકી ઉપર પ્રમાણે. | ૭ વરસસુધી એમાંના ગમે તેપ્રકારની કેદ તથા દંડ. |

| | |
|---|---|
| અગર તે શખ્સની ઉપર જીવતાં સુધીની સમુદ્રપારની શીક્ષાનો અથવા ૧૦ વરસ સુધીની કે તેથી વધારે સમુદ્રપાર, શારીરીક દાસત્વ, અથવા કેદની શીક્ષાનો હુકમ થયો હોય તો. | સઘળુ ઉપર પ્રમાણે. |

| | | |
|---|---|---|
| અગર મોતની શીક્ષાનો હુકમ થયો હોય તો. | ઉપર પ્રમાણે | જીવતાં સુધી સમુદ્રપારની અથવા ૧૦ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |

**ટીકા.**—કોઈ ગેર કાયદેસર મંડળીના અંગભુત તરીકે કોઈ શખ્સને પોલીસ અમલદારે પકડયો હોય તેને જે શખ્સ છુટો કરે, તેને આ કલમ પ્રમાણે ગુન્હેગાર ઠરાવી શકાય. રાણી વીરૂદ્ધ અસન શરીફ.

જામીન આપવા ચુકયાના સબબથી કેદમાં રાખ્યુ હોય ત્યાંથી નાશી જવું.

“૨૨૫ અ ફોજદારી ઈનસાફનું કામ ચલાવવાની રીત બાબત સ ના કાયદા પ્રમાણે સારી રીતે ચાલવા બાબતનો જામીન આપવાને ચુકયાના સબબથી જે માણસને કેદમાં રાખ્યુ હોય તે ત્યાંહાંથી નાસી જશે અથવા નાસી જવાની કોસીસ કરશે તેને ઘણામાં ઘણો એક વરષ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા અથવા દંડ અથવા એ

બેઉ સીક્ષા કરવી. (સન ૧૮૭૦ ના આક્ટ ૨૭ મા પ્રમાણે).

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પક ડી શકે. | પ્રથમ વારં ટ નીકળે. | જામીન લે ઈ શકાય | માંડીવાળી શકાયનહી | પરેસીડેન્સી માજી સ્ટરેટ અથવા ૧લા અથવા ૨ જા વ રગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૧ વરસ સુધી બે માંના ગમે તે પ્ર કારની કેદ અથ વા દંડ, અથવા બંને. |

સમુદ્રપારથી કાયદા વીરૂધ પા છું આવવું.

૨૨૬. જે માણસને કાયદા મુજબ સમુદ્રપાર કરયો હોય તે માણસ, પોતાની સમુદ્રપારની મુદત વીત્યા પેહેલાં, તથા સીક્ષા માફ ન થયા છ તાં અગર સમુદ્રપારથી પાછો આવે, તો તેને જીવતાં સુધી સમુદ્રપારની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને તથા પાછો સમુદ્રપાર તથા પેહેલા ત્રણ વરષની મુદત સુધીની સખત કેદની સીક્ષા પામવાને લા યક થશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પક ડી શકે. | પ્રથમ વા રંટ નીકળે | જામીન લે ઈ શકાય નહી. | માંડીવાળી શકાયનહી | સેશન કોર ટ ઈનસા ફ કરે. | જીવતાં સુધી સમુદ્રપાર, તથા દંડ તથા સમુદ્રપાર જતાં પેહેલાં ત્રણ વરસ સખત કેદ. |

**ટીકા.**—આ કલમ પ્રમાણે ગુન્હો થવાને એમ હોવાની જરૂર છે કે ગુન્હેગારને જ્યાં શીક્ષા ભોગવવાને મોકલવાનો હોય ત્યાં મોકલેલો હોવો જોઈએ, અને ત્યાંથી તેની શીક્ષાનો વખત પુરો થયા પ્રથમ પાછો આવેલો હોય. સમુદ્રપારની શીક્ષા ભોગવવાને મોક લે ત્યાંથી રસ્તામાંથી સટકી આવે, તો તેમાં એમ ઠરાવ્યું કે તેને કલમ. ૨૨૪ પ્રમાણે ગુન્હેગાર ઠરાવવો અને કલમ ૨૨૬ પ્રમાણે નહી.. રાણી વીરૂધ રામસ્વામી, ૪મ.હા.કો. ૧૫૨.

સીક્ષાની મા ફીની શરત તો ડવી.

૨૨૭. કોઈ માણસે સીક્ષાની કાંઈ શરતથી માફી કબુલ ક રી હોય તે માણસ અગર જે સરતથી તેને માફી મળીહોય તે શરત જા ણી બુજીને તોડે તો તે માણસને અગર તેણે અસલ સીક્ષામાંની કાંઈ ભોગવી નહી હોય તો, જે સીક્ષાનો અસલ હુકમ થયો હોય તે સીક્ષા કરવામાં આવશે, અને તે સીક્ષામાંની કાંઈ તેણે ભોગવી હોય, તો તે સીક્ષામાંની જેટલી નહી ભોગવી હોય તેટલી સીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી | પ્રથમ સમન નીકળે. | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી | જે કોરટથી અસલ ગુન્હાનો ઈનસાફથઈ શકતો હોય તે કોરટ ઈનસાફ કરે. | અસલ હુકમની શીક્ષા અથવા અગર તે માંહેલી કાંઈ ભોગવી હોય તો બાકી હોય તે. |
|---|---|---|---|---|---|

કોઈ સરકારી નોકર કાંઈ ઈનસાફી મુકદમાના કાંઈ પણ ભાગમાં બેઠા છતાં તેનું ઈરાદાથી અપમાન કરવુ અથવા તેને હરકત કરવું.

૨૨૮. કોઈ સરકારી નોકર કાંઈ ઈનસાફી મુકદમાના કાંઈ પણ ભાગમાં બેઠા હોય તે વેળાએ તે સરકારી નોકરનું જે માણસ ઈરાદાથી અપમાન કરે, અથવા તેને કાંઈ હરકત કરે, તે માણસને ૬ મહીનાની મુદત સુધીની આસાન કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે

| વગર વારંટે પોલીશ પકડીશકે નહી | પ્રથ સમન નીકળે. | જામીન લેઈ શકાય. | માંડીવાળીશકાય નહી. | જે કોરટમાં ગુન્હો થયો હોય કે કોરટ ક્રી. પ્રો. કો. ૩૫મા બા. લખેલા ઠરાવોને અનુસરી ઈનસાફ કરે. | ૬ મહીના સુધીની આસાન કેદ અથવા રૂ૧૦૦૦ દંડ અથવા બંને |
|---|---|---|---|---|---|

ટીકા.—પોતે બાહાનાનાં નાણાં ડીપોજીટ તરીકે મુકી શકે તેમ નથી, એમ જાણાને જે શખ્સ કોઈ હરાજીમાં કાંઈ જાગીરની માગણી કરે, તે આ કલમ પ્રમાણે ગુન્હેગાર થાય છે. રાણી વીરૂધ મોહેશ ચંદર

કોરટમાં રેહેવાને હુકમ કરયો હોય ત્યારે કોરટ છોડીને જાય, અથવા કોરટના બાહાર ઉભો રહીને તોહોમતદારની તજવીજ થતી હોય તે વખતે ઈસારો કરે, એ આ કલમ પ્રમાણે ગુન્હો થતો નથી.

જાણી જોઈને હરકત કરવાના ઈરાદાથી જે શખ્સો કોઈ ઈનસાફની કોરટ ખોટા પુરાવો આપે, અથવા પુછેલા સવાલનો વ્યાજબી જવાબ આપે નહીં, તો તેમને આ કલમ પ્રમાણે ગુન્હેગાર ઠરાવો શકાય; રાણી વીરૂધ જેમલ.

જ્યુરર અથવા આસેસરનો વેશ લેવો.

૨૨૯. ફલાણી બાબતમાં જ્યુરર અથવા આસેસર દાખલ મારૂં નામ લખી મોકલાય, અથવા ટીપમાં લખાય, અને મને સોગંદ અપાય એવો કાયદા મુજબ મારો હક નથી એવુ જે માણસ જાણતો હોય તે માણસ, વેશ લેઈને અથવા બીજી રીતે, અગર તે બાબતમાં જ્યુરર અથવા આસેસર દાખલ ઈરાદાથી પોતાનું નામ લખી મોકલાવે; અથવા ટીપમાં લખાવે અથવા સોગંદ ખાય, અથવા પોતે જાણ્યા છતાં તેમ થવા દે અથવા કાયદા વીરૂધ મારૂં નામ લખી મોકલ્યું છે, અ

थवा टीपमां लख्युछे अथवा सोगंद आप्याछे, एम पोते जाण्या छतां, जे माणस बुद्धिपुरवक ते जपुरीरमां पेसीने अथवा ते आसेसर दाखल काम करे, ते माणसने बे वरसनी मुद्दत सुधीनी बेमांना गमे ते प्रकारनी केदनी, अथवा दंडनी, अथवा एबनेनी, सीक्षा करवामां आवशे

| वगर वारंट पोलीस पकडी शकुनही. | प्रथम समन नीकळे. | जमान लई शकाय. | मांडीवाळी शकाय नही. | परेसीडेन्सी माजीस्टरेट अथवा १ वरगनो माजीस्टरेट ईनसाफ करे. | २ वरस सुधीनी बेमांना गमे ते प्रकारनी केद अथवा दंड अथवा बंने. |
|---|---|---|---|---|---|



## बाब १२ मो.

### शिक्का तथा सरकारी स्टांप संबंधी गुन्हाओ बाबत.

शीक्को. २३०. शिक्को एटले जे धातु नाणा दाखल वपरातो होय, तथा जे पर छाप मारीने नाणां दाखल वापरवा माटे तेने कोई सरकारना हुकमथी बाहार पाड्या होय, ते धातु.

राणीनो शीक्को. जे शीक्कापर छाप मारीने तेने राणीना हुकमथी, अथवा हींदुस्ताननी सरकारना, अथवा कोई पण परेसीडेन्सीनी सरकारना, अथवा राणीना राज्य मांहेला कोई पण सरकारना, हुकमथी नाणां दाखल वापरवा माटे बाहार पाड्यो होय, ते शीक्को ते राणीनो शीक्को.

दृष्टांत.

(अ) कोडीयो, शीक्को नथी.

(ब) वगर छापेला त्रांबाना गडा, अगर नाणां दाखल वपराय तोपण शीक्को नथी.

(क) चांद कांई शीक्को न गणाय. केमके ते नाणां दाखल वापरवाना ईरादाथी थयेलां नथी.

(ड) जे शीक्कानुं नाम कंपनीनो रूपीयो पड्युं छे ते राणीनो शीक्को छे.

शीक्को खोटो बनाववो. २३१ जे माणस शीक्को खोटो बनावे, अथवा जाणी बुझीने शीक्को खोटो बनाववानी क्रीयानो कांई पण भाग करे, ते माणसने सात वरसनी मुद्दत सुधीनी बेमांना गमे ते प्रकारनी केदनी शीक्षा करवामां आवशे, अने वळी ते दंडने पण लायक थशे

खुलासो—जे शख्स ठगबाजी करवाना ईरादाथी, अथवा एम करवाथी ठगबाजी थशे एवो संभव छे एम जाण्या छतां, कोई खरा शीक्काने बीजा शीक्का सरखो देखातो करे, ते शख्शे आ गुन्हो कर्यो एम समजवुं.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી. | સેશનકોરટ ઈનસાફ કરે. | ૭ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

ટીકા.—"ખોટું બનાવવું" આ શબ્દની પીનલકોડની ૨૮ મી કલમમાં વાખ્યા આપેલી છે તેની મતલબ એવી છે કે એવી રીતે સરખું કરવું કે જેથી કરીને કોઈ પણ ઠગાશે એવો ઈરાદો માલમ પડે. અને જો ફક્ત ખોટું બનાવે તો, એવો ઈરાદો હતો અથવા એવું જ્ઞાન હતું એમ અનુમાન થઈ શકે.

વળી મજકુર વાખ્યામાં બતાવેલું છે કે તેની નકલ તેને બરોબર રીતે મળતી આવવાની કાંઈ જરૂર નથી.

આ કલમમાં બતાવેલો ગુન્હો ખોટી રીતે બનાવવામાં આવે કે પુરો થાય છે. શીક્કાને ચલાવ્યા હતા અથવા ચલાવ્યાની કોશીશ કરી હતી એમ હોવાની કાંઈ જરૂર નથી.

રાણીનો શીક્કો ખોટો બનાવવો.

૨૩૨ જે માણસ રાણીનો શીક્કો ખોટો બનાવે, અથવા જાણી બુઝીને રાણીનો શીક્કો ખોટો બનાવવાની ક્રીયાનો કાંઈપણ ભાગ કરે તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની; અથવા દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની સિક્ષા કરવામા આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય નહી | માંડીવાળી શકાય નહી | સેશનકોરટ ઈનસાફ કરે | જીવતાં સુધી સમુદ્રપારની અથવા ૧૦ વરસ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

ટીકા.—આ પ્રમાણે ખોટો બનાવેલો શીક્કો જો રાણીનો શીક્કો હોય, અથવા હીંદુસ્તાનની સરકારે કાઢેલો હોય, અથવા ઈંગ્રેજી શીક્કો હોય અથવા કોઈ બ્રીટીશ સંસ્થાનનો હોયતો તેને વાસ્તે શીક્ષા વધારે સખત છે.

શીક્કા ખોટા બનાવવાનાં હથીયાર બનાવવાં અથવા વેચવાં.

૨૩૩. શીક્કા ખોટા બનાવવાના કારણસર વાપરવાને વાસ્તે, અથવા તે કારણસર વાપરવાનો ઈરાદો કરેલો છે એમ જાણીને અથવા એમ માનવાનુ કારણ છતાં, જે માણસ કાંઈ છાપ અથવા હથીયાર બનાવે અથવા સમારે, અથવા તે બનાવવાની અથવા સમારવાની ક્રિયાનો કાંઈપણ ભાગ કરે, અથવા તે ખરીદ કરે, વેચે, કે કોઈને આપે તે માણસને ત્રણ વરષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારના કેદની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી | સેશન કોરટ અથવા પરેસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧લા વરગનો મા. ઈનસાફ કરે. | ૩ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |

રાણીનો શીકો ખોટો બનાવવાનાં હથિયાર બનાવવાં અથવા વેચવાં.

૨૩૪. રાણીનો શીકો ખોટો બનાવવાના કારણસર વાપરવાને વાસ્તે, અથવા તે કારણસર વાપરવાનો ઈરાદો કરેલો છે એમ જાણીને અથવા એમ માનવાનું કારણ છતાં, જે માણસ કાંઈ છાપ અથવા હથીયાર બનાવે અથવા સમારે, અથવા તે બનાવવાની અથવા સમારવાની ક્રીયાનો કાંઈ પણ ભાગ કરે, અથવા તે ખરીદ કરે, વેચે, કે કોઈને આપે, તે માણસને સાત વરષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી | સેશન કોરટ ઈનસાફ કરે. | ૭ વરસ સુધી બેમાંની ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |

શીકો ખોટો બનાવવાનાં કારણસર કાંઈ હથિયાર અથવા સામાન રાખવો.

૨૩૫. શીકો ખોટો બનાવવાનાં કારણસર વાપરવાને વાસ્તે, અથવા તે કારણસર વાપરવાનો ઈરાદો કરેલો છે એમ જાણીને અથવા એમ માનવાનું કારણ છતાં, જે માણસ પોતાના કબજામાં કાંઈ હથિયાર અથવા સામાન રાખે, તે માણસને ત્રણ વરષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર ખોટો બનાવવાનો શીકો રાણીનો હોય, તો તે માણસને દશ વરષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી | સેશન કોરટ અથવા પરેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે | ૩ વરસ સુધી બેમાંના ગમેતે પ્રકારની કેદ તથા દંડ. |

| | | | |
|---|---|---|---|
| અને જો રાણીનો શીક્કો બનાવના કારણેસર હોય તો. | સેશન કોરટ ઈનસાફ કરે. | બાકી ઉપર પ્રમાણે | ૧૦ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |

ટીકા.—જ્યારે કોઈ શખ્સના કબજામાં કોઈ પેટી અથવા જગ્યા હોય અને તે પેટીમાં અથવા જગ્યામાં જો શીક્કો બનાવવાનાં હથીયારો અથવા ઓજારો હોયતો તે શખ્સના કબજામાં છે એમ સમજવું, અને ગમેતો તે તેના ફાયદાને વાસ્તે વાપરવામાં આવતાં હોય અગર ના હોય, પણ તેવાં હથીયારો છે તે વીશે તે માહાતગાર હોયતો ગુન્હેગાર થાય છે.

તેમજ વધારે શખ્સો તેવો સંતલસમાં હોયતો દરેક શખ્સના કબજામાં તે હથીયારો છે એમ સમજવું.

હીંદુસ્તાનમાં રહીને હીંદુસ્તાનની બાહાર કાંઈ શીકો ખોટો બનાવવામાં મદદગારી કરવી.

૨૩૬. જે માણસ, બ્રિટીશ ઇંડીયામાં છતાં, બ્રિટીશ ઇંડિયાની બાહાર કાંઈ શીકો ખોટો બનાવવામાં મદદગારી કરે, તે માણસને જાણે તે જે બ્રિટીશ ઇંડિયાની માંહેજ તે શીકો ખોટો બનાવવામાં મદદગારી કરી હોય, એવી રીતે શીક્ષા કરવામાં આવશે

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય. નહી. | માંડીવાળી શકાય નહી | સેશન કોરટ ઈનસાફ કરે | બ્રીટીશ ઇંડીયા મધ્યે તે શીક્કા ખોટો બનાવવામાં મદદગારી કરવા માટે જે શીક્ષા ઠરાવી હોય તે શીક્ષા. |
|---|---|---|---|---|---|

ટીકા.—હીંદુસ્તાનમાંનો કોઈ પણ શખ્સ (ગમે તો તે રઈયત હોય અગર પરરાજ્યનો હોય) કોઈ શખ્સને ખોટા શીક્કો બનાવવાનાં હથીયારો અથવા ઓજારો પુરાં પાડે તો તે ગુન્હેગાર થાય છે.

ખોટા શીકા આ દેશમાં લાવવો અથવા આ દેશમાંથી બાહાર લઈ જવો.

૨૩૭. ફલાણો શીકો ખોટો બનાવેલો છે એમ જાણીને અથવા એમ માનવાનું કારણ છતાં જે માણસ તે શિકો બ્રિટીશ ઇંડીયા મધ્યે લાવે અથવા બ્રિટીશ ઇંડિયા મધ્યેથી બાહાર લઈ જાય; તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય. નહી. | માંડીવાળી શકાય નહી | સેશન કોરટ અ. પરસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૩ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

રાણીનો સીકો ખોટો બનાવેલો આ દેશમાં લાવવો અથવા

૨૩૮. ફલાણો ખોટો સીકો રાણીનો સીકો ખોટો બનાવેલો છે એમ જાણીને, અથવા એમ માનવાનું કારણ છતાં, જે માણસ તે શીકો બ્રિટીશ ઇંડીયા મધ્યે લાવે અથવા બ્રિટીશ ઇંડીયા મધ્યેથી બાહાર લઈ જાય, તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દશ વરસની

આ દેશમાંથીબા હાર જઈ જવો.  મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય નહી | માંડીવાળી શકાયનહી | સેશન કોરટ ઈનસાફ કરે. | જીવતાં સુધી સમુદ્રપાર અથવા ૧૦ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

**ટીકા.**—બનાવેલો શીક્કો ખોટો છે એવું જાણીને અથવા માનીને જમીનના રસ્તેથી અથવા દરીયાના રસ્તે કોઈ પણ ઠેકાણેથી મોકલે અથવા કોઈ પણ ઠેકાણે લાવે, તેને સારૂ આ કલમ પ્રમાણે તથા પાછલી કલમ પ્રમાણે ગુન્હો થાય છે.

કોઈ સીકો ખોટો છે એમ જાણીને રાખ્યો હોય, તે બીજાને આપવો.

૨૩૯. કોઈ માણસની પાસે કાંઈ ખોટો સીકો હોય, અને તેની પાસે તે સીકો આવ્યો ત્યારે તેણે એમ જાણ્યું હોય કે આ સીકો ખોટો છે તે માણસ અગર દગલબાજીથી, અથવા દગો થાય એવા ઈરાદાથી, તે સીકો કોઈ શખસને આપે, અથવા કોઈ શખસને તે લેવાને લલચાવવાની કોસીસ કરે, તો તે માણસને પાંચ વરષની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી. | સેશન કોરટ અથવા પ્રેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૫ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

**ટીકા.**—આ કલમ ખોટો શીક્કો બનાવનાર શીવાયના બીજા શખ્સનેજ ફક્ત લાગુ પડે છે, અને તેટલા માટે શીક્કો બનાવનાર શખ્સે ખોટો શીક્કો ચલાવ્યો તેને માટે તેને ગુન્હેગાર ઠરાવેલો તે શિક્ષા રદ કરી હતી. રાણી વારૂધ શેખ બક્ષ.

રાણીનો કોઈ શીકો ખોટો છે એમ જાણીને રાખ્યો હોય, તે બીજાને આપવો.

૨૪૦. કોઈ માણસની પાસે કાંઈ ખોટો સીકો હોય, અને તે સીકો રાણીનો સીકો ખોટો બનાવેલો હોય, અને તેની પાસે તે સીકો આવ્યો ત્યારે તેણે એમ જાણ્યું હોય કે આ રાણીનો સીકો ખોટો બનાવેલો છે, તે માણસ અગર દગલબાજીથી અથવા દગો થાય એવા ઈરાદાથી તે સીકો કોઈ શખસને આપે, અથવા કોઈ શખસને તે લેવાને લલચાવવાની કોશીશ કરે, તે માણસને દશ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પક ડીશકે | પ્રથમ વારંટ નીકળે. | જામીન લે ઈ શકાય નહી. | માંડીવાળી શકાયનહી | સેશન કોરટ અ પરેસીડન્સી મા. અથવા ૧લા વરગ નો મા. ઈનસાફકરે | ૧૦ વરસ સુધી બે માંનાગમે તે પ્રકાર ની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

ટીકા.—આ કલમ પ્રમાણે વધારે સખત શીક્ષા બતાવી છે તેનું કારણ એકે આ કલ મમાં રાણીનો શીકો બતાવેલો છે.

કોઈ માણસ ની પાસે કાંઈ સીકા પેહેલાં આવે તે વખતે તે એમ જાણ તો ના હોય કે આ સીકા ખો ટાં છે તે સીકા તે માણસે કોઇ ને ખરા દાખલ આપવા.

૨૪૧. કાંઈ ખોટા સીકા ખોટા છે એમ જે શખસ જાણતો હો ય પણ તે પોતાના કબજામાં તેની વખતે તે ખોટો છે એમ જે શખસે જાણ્યું ન હોય, તે શખશ અગર તે સીકો ખરા સીકા દાખલ કોઈ બી જા શખસને આપે, અથવા કોઈ બીજા શખસને તે ખરા દાખલ લેવા ને લલચાવવાની કોસીસ કરે, તે શખસને બે વરસની મુદત સુધીની બે માંના ગમે તે પ્રકારની કેદની, અથવા તે જેના જેવો ખોટો બનાવે લો હોય તે સીકાની કીંમતની દશ ઘણી રકમ સુધીના દંડની, અથવા એ બંનેની સીક્ષા કરવામાં આવશે."

દૃષ્ટાંત.

એક સીકા પાડનારો અ ખોટા કંપનીના રૂપીયા પોતાના સોબતી બ ને આપે, એટલા સારૂં કે તે તે રૂપીયા ચલાવે. બ તે રૂપીયા એક બીજા ચલાવનાર ક ને વે ચાતા આપે, અને ક તે ખોટા છે એમ જાણીને તે રૂપીયા વેચાતા લે. પછી કાંઈ માલ લેઈને તેની કીંમતમાં તે રૂપીયા ક મ ને આપે, અને મ તે ખોટા છે એમ ન જાણતાં લે. પાછળથી તે રૂપીયા લીધા પછી તે ખોટા છે એમ મ ને ખબર પ ડે, અને મ ત્યાર પછી તે ખરા હોય એવી રીતે તે રૂપીયા કોઈને આપે, તો મ ને ફકત આ કલમ મુજબ સીક્ષા થઈ શકે છે, પણ બ તથા ક એઓને, મુકદમાની કેફીયત મુજબ, ૨૩૯ મી અથવા ૨૪૦ મી કલમ પ્રમાણે સીક્ષા થઈ શકે છે.

| વગર વારંટે પોલીસ પક ડી શકે. | પ્રથમ વા રંટ નીક ળે. | જામીનલે ઈ શકાય નહી. | માંડીવાળી શકાય | પરેસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા અથ વા ૨ વરગનો માજી સ્ટરેટ ઈનસાફ કરે | ૨ વરસ સુધીની બેમાંના ગ મે તે પ્રકારની કેદ અથ વા જેટલી કીમતનો તે ખોટો શીકો કરયો હોય તે થી દસ ગણો દંડ અ બંને |
|---|---|---|---|---|---|

ટીકા.—ખરા શીકા દાખલ જો કોઈ શીકો આપવામાં આવ્યો હોય નહીં તો, કાંઈ આ કલમ પ્રમાણે ગુન્હો થતો નથી. જેમકે કોઈ ખોટો શીકો કોઈ પોલીસના હાથમાં આવે નહીં એવી મતલબથી કોઈ મીત્રને આપવામાં આવે તો તેમાં કાંઈ આ*કલમ પ્ર

માટે ગુન્હો થતો નથી. રાણી વીરૂધ સુરત. ૪ નો.વે.પ્રો. ૧૨.

કોઈ સીકો કોઈ શખસની પાસે આવતી વખતે તેણે એમ જાણ્યું હોય કે આ સીકો ખોટો છે તે શખસ તે ખોટો સીકો પાસે રાખવો.

૨૪૨. કાંઈ ખોટો સીકો પોતાના કબજામાં આવ્યો હોય તે વખતે ખોટો છે એમ જાણ્યા છતાં, જે માણસ દગલબાજીથી અથવા દગો થાય એવા ઈરાદાથી તે ખોટો સીકો પોતાના કબજામાં રાખે તેને ત્રણ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી. | સેશન કોરટ અથવા પરેસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે | ૩ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારનો કેદ તથા દંડ. |

રાણીનો કોઈ સીકો કોઈ શખસની પાસે આવતી વખતે તેણે એમ જાણ્યું હોય કે આ સીકો ખોટો છે તે શખસ તે ખોટો સીકો પાસે રાખવો.

૨૪૩. રાણીના સીકા જેવો ખોટો બનાવેલો કોઈ સીકો પોતાના કબજામાં આવ્યો હોય તે વખતે તે સીકો ખોટો બનાવેલો છે એમ જાણ્યા છતાં, જે માણસ દગલબાજીથી અથવા દગો થાય એવા ઈરાદાથી તે સીકો પોતાના કબજામાં રાખે, તે માણસને સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી. | સેશન કોરટ અથવા પરેસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે | ૭ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |

ટીકા.—કલમ ૨૩૯, ૨૪૩ પ્રમાણે ત્રણ જાતના ગુન્હા થાય છે ૧ લો, ખોટો બનાવેલો શીકો છે એવી પ્રથમથી ખબર હોવા છતાં ચલાવવો; ૨ જો, શીકો લીધા કેડે એમ માલમ પડે કે ખોટો શીકો છે, એમ જાણીને ચલાવવો; ૩ જો, ખોટો શીકો છે એવું ઘણું

બખતથી જાણવા છતાં કબજામાં રાખવો;

સાપરાધ જ્ઞાન હોવાની જરૂર છે. કાંઈ ફરેબ થવાના કારણ વાસ્તે કોઈ ચોકો કોઈ શખ્સને આપવામાં આવે તો એમ જણાવવાની જરૂર નથી હ ફરેબ કરવાનો તેમાં ઈરાદો હતો.

ટંકશાલમાંનો કર રેહેલા માણસે કાયદામાં ઠરાવેલા વજન અથવા મેળવણીથી જુદાં વજન અથવા મેળવણીને સીકો બનાવવો.

૨૪૪. બ્રિટીસ ઈંડિયા મધ્યે કાયદા મુજબ સ્થાપેલી કોઈપણ ટંકશાળમાં જે માણસ નોકર રહેલો હોય, તે માણસ તે ટંકશાળમાંથી નીકળતા કોઈ સીકો તે સીકાનું વજન અથવા મેળવણી કાયદાથી ઠરી હોય તેથી જુદાં વજન અથવા મેળવણીનો થાય એવા ઈરાદાથી અગર કાંઈ કામ કરે, અથવા જે કામ કરવાની તેને કાયદા મુજબ ફરજ હોય તે કામ કરવામાં કસુર કરે, તો તે માણસને સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે. | જામિન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી | સેશન કોરટ ઈનસાફ કરે. | ૭ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

ટીકા—એવો પુરાવો હોવો જોઈએ કે તે શખ્સ સરકારી ટંકશાળમાં કામ લાગેલો હતો, અને જે કૃત્ય કરવાનું અથવા નહી કરવાનું તોહોમત હોય તે ઠરાવેલા વજનથી જુદીજ રીતનો સીકો બનાવવાનો ઈરાદો હતો, તેને વાસ્તે હોવુ જોઈએ.

સીકા પાડવાનું હથીયાર કોઈ ટંકશાળમાંથી કાયદા વીરૂધ લઈ જવુ.

૨૪૫. બ્રિટીશ ઈંડીયા મધ્યે કાયદા મુજબ સ્થાપેલી કોઈ પણ ટંકશાળ મધ્યેથી, કાયદેસર અખત્યાર વીના, જે માણસ કાંઈ સીકો પાડવાનું હથીયાર અથવા ઓજાર લેઈ જાય, તે માણસને સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી | સેશનકોરટ ઈનસાફ કરે. | ૭ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

ટીકા.—આ કલમમાં બનાવેલા ગુન્હાની મતલબ એવી છે કે ખોટા શીકા બનાવવા સારૂ હથીયાર ઉપયોગમાં લેવાને સારૂ લેઈ જવાં જોઈએ.

દગલબાજીથી અથવા બદદાનતથી કોઈ સીકાનું વજન ઓછું

૨૪૬. કોઈપણ સીકા ઉપર જે માણસ દગલબાજીથી અથવા બદદાનતથી એવી કાંઈ ક્રીયા કરે કે તેથી તે સીકાનું વજન ઓછું થાય, અથવા તેની મેળવણી બદલાય, તે માણસને ત્રણ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે

કરવું અથવા તે દંડને પણ લાયક થશે.
ની મેળવણીમાં
ફેરફાર કરવો.

ખુલાશો—કોઈ શખસ એક સીકાનો કાંઈ અંશ કાઢે અને તે છેદમાં કાંઈ બીજી વસ્તુ મુકે, તો તેણે તે સીકાની મેળવણી બદલી એમ સમજવું.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય નહી. | માંડવાળી શકાય નહી | સેશન કોરટ, પ્રેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧લા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૩ વરસ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

દગલબાજીથી અથવા બદદ્યાનતથી રાણીના સીકાનું વજન ઓછું કરવું અથવા તેની મેળવણી બદલવી.

૨૪૭. રાણીના સીકાઓમાંના કોઈપણ સીકા ઉપર જો માણસ દગલબાજીથી અથવા બદદ્યાનતથી એવી કાંઈ ક્રીયા કરે કે તેથી તે સીકાનું વજન ઓછું થાય અથવા તેની મેળવણી બદલાય, તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારનો કેદની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી | સેશન કોરટ, પરેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૭ વરસ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

કોઈ શીકો બીજા શીકાને ઠેકાણે ચાલે એવા ઈરાદાથી તે શીકાનું રૂપ બદલવું.

૨૪૮. કોઈ પણ શિકકા ઉપર જો કોઈ માણસ એવી કાંઈ ક્રિયા કરે કે તેથી તે શીકાનું રૂપ બદલાય, અને તે એવા ઈરાદાથી કે તે શીકો કોઈ બીજા પ્રકારના શીકાને ઠેકાણે ચાલે, તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી | સેશનકોરટ, પરેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧લા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૩ વરસ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

રાણીનો કોઈ સીકો બીજા સીકાને ઠેકાણે ચાલે એવા ઈરાદાથી તે શીકાનું રૂપ બદલવું.

૨૪૯. રાણીના શીકાઓમાંના કોઈ પણ શીકા ઉપર જો કોઈ માણસ એવી કાંઈ ક્રીયા કરે કે તેથી તે સીકાનું રૂપ બદલાય, અને તે એવા ઈરાદાથી કે તે સીકો કોઈ બીજા પ્રકારના સીકાને ઠેકાણે ચાલે, તો તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયખ થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શુકાય નહી. | માંડીવાળી શકાય નહી | સેશન કોરટ, પરેસી ડેન્સી માજીસ્ટરેટ અથવા ૧લા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૭ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

ટીકા.—સોનેરી અથવા રૂપેરી ઢોળ ચઢાવવાનું અથવા સારી રીતે ધોવાનું કામ એવી રીતે થવું જોઈએ કે ખરેખર રીતે તેનો દેખાવ બદલાયો હોય, પુરાવામાં એવું બતાવવું જોઈએ કે તે શીકાને એવી રીતે બદલ્યો છે કે બદલેલો શીકો બીજા શીકા તરીકે ચાલી શકે તેમ છે.

આ સીકામાં ફેરફાર થએલો છે એવું જાણીને જે સીકો પાસે રાખ્યો હોય તે બીજાને આપવો.

૨૫૦. કોઈ શખસના કબજામાં કાંઈ સીકો હોય, અને તે સીકા બાબત ૨૪૬ મી અથવા ૨૪૮ મી કલમમાં બયાન કરેલો ગુન્હો કરવામાં આવ્યો હોય અને તે સીકા બાબત તે ગુન્હો કરવામાં આવેલો છે એમ તે શખસના કબજામાં તે સીકો આવતી વખતે તેણે જાણ્યું હોય, તે શખ્સ અગર દગલબાજીથી અથવા દગો થાય એવા ઈરાદાથી તે સીકો કોઈ બીજા શખસને આપે, અથવા કોઈ બીજા શખસને તે સીકો લેવાને લલચાવવાની કોસીસ કરે, તો તેને પાંચ વરસના મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે. | જામિન લેઈ શકાય. નહી. | માંડીવાળી શકાય નહી | સેશન કોરટ અથવા પરેસી ડેન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૫ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

આ સીકામાં ફેરફાર થએલો છે એમ જાણીને રા

૨૫૧, કોઈ શખસના કબજામાં કાંઈ સીકો હોય, અને તે સીકા બાબત ૨૪૭ મી અથવા ૨૪૯ મી કલમમાં બયાન કરેલો ગુન્હો કરવામાં આવ્યો હોય, અને તે સીકા બાબત તે ગુન્હો કરવામાં આવેલો

ણીનો જે સીકા પાસે રાખ્યો હોય તે સીકો આપવો.

છે એમ તે શખસના કબજામાં તે સીકો આવતી વખતે તેણે જાણ્યું હોય તે શખસ અગર દગલબાજીથી અથવા દગો થાય એવા ઈરાદાથી તે સીકા કોઈ બીજા શખસને આપે અથવા કોઈ બીજા શખસને તે સીકો લેવાને લલચાવવાની કોશીસ કરે, તો તેને દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમવારંટ નીકળે. | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાયનહી | સેશન કોરટ અથવા પરેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૧૦ વરસ સુધીની બેમાંનાં ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |

ટીકા.—ફેરફાર કરેલા શિકાઓનો જેઓ વેપાર કરે છે તેમને આ કલમ લાગુ પડે છે.

કોઈ શખસની પાસે કાંઈ ફેરફાર થએલો સીકો આવતી વખતે તેમાં ફેરફાર થએલો છે એમ તેણે જાણ્યા છતાં તે પાસે રાખવો.

૨૫૨. જે સીકા બાબત ૨૪૬ તથા ૨૪૮ મી એ બે કલમોમાંની ગમે તે કલમમાં બયાન કરેલો ગુન્હો કરવામાં આવ્યો હોય, તે સીકો દગલબાજીથી અથવા દગો થાય એવા ઈરાદાથી કોઈ માણસના કબજામાં હોય, અને સીકા બાબત તે ગુન્હો કરવામાં આવેલો છે એમ તે માણસના કબજામાં તે સીકો આવતી વખતે તેણે જાણ્યું હોય, તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી. | સેશન કોરટ અથવા પરેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ | ૩ વરસ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |

ટીકા.—આ કલમ એવા શખસોને લાગુ પડે છે કે જેમની પાસે તે શીકા આવ્યા હોય તેમને ત્યારે ખબર પડે કે આ શીકા ફેરફાર કરેલા છે અને એમ જાણીને પોતાના કબજામાં રાખે.

કોઈ શખસની પાસે કાંઈ ફેરફાર થએલો રાણીનો સાદો આ

૨૫૩. જે સીક્ષા બાબત ૨૪૭ મો, તથા ૨૪૯ મી એ બે કલમોમાંની ગમે તે કલમમાં બયાન કરેલો ગુન્હો કરવામાં આવ્યો હોય, તે સીકો દગલબાજીથી અથવા દગો થાય એવા ઈરાદાથી કોઈ માણસના કબજામાં હોય અને તે સીકા બાબત તે ગુન્હો કરવામાં આવેલો

વની વખતે તેમાં ફેરફાર થએલો છે એમ તેણે જાણ્યા છતાં તે પાસે રાખવો.

છે એમ તે માણસ કબજામાં તે સીકો આવની વખતે તેણે જાણ્યુ હોય તો તે માણસને પાંચ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીશ પકડીશકે | પ્રથમવારંટની કજે. | જામીન લેઈ શકાયનહી. | માંડાવાળીશકાયનહી. | સેશન કોર્ટ અથવા પરેસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે | ૫ વરસ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |

ટીકા.—બીજાઓને ઠગવાને વાસ્તે શીકા વપરાશે એવો ઈરાદો અવશ્ય જોઈએ.

જે સીકો કોઈ માણસની પાસે પોહોંચ્યા આવતી વખતે તેમાં ફેરફાર થએલો છે એમ તેણે જાણ્યું ન હોય તે સીકો તેણે બીજાને ખરા સીકા દાખલ આપવો.

૨૫૪. જે સીકા બાબત કોઈ શખસ એમ જાણતો હોય કે એની ઉપર કલમ ૨૪૬, ૨૪૭, ૨૪૮, અથવા ૨૪૯ મીમાં લખી છે તેવી કાંઈ ક્રીયા કરવામાં આવી છે, પણ જે સીકો તે શખસના કબજામાં આવતા વખતે તે બાબત તેવી કાંઈ ક્રિયા કરવામાં આવેલી છે એમ તેણે જાણેલું ન હોય, તે શખસ તો અગર કોઈ બીજા શખસને તે સીકો ખરા સીકા દાખલ, અથવા તે સીકો જે પ્રકારનો હોય તેથી જુદા પ્રકારના સીકા દાખલ આપે, અથવા કોઈ શખસને તે સીકો ખરા સીકા દાખલ અથવા તે સીકો જે પ્રકારનો હોય તેથી જુદા પ્રકારના સીકા દાખલ લેવાને લલચાવવાની કોસીસ કરે તો તે શખસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા તે બદલેસેઃ સીકો જે સીકાને ઠેકાણે ચલાવ્યો હોય અથવા ચલાવવાની કોસીસ કરી હોય તે સીકાની કીમતની દશ ગણી રકમ સુધીના દંડની સીક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નકજે | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી | પરેસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧ અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૨ વરષ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા જેટલા કીમતનો તે શીકો હોય તેથી દશ ગણો દંડ. |

ટીકા.—આ કલમ પ્રમાણે એવા શખ્સોને શીક્ષા થાય છે કે જેઓ ફેરફાર કરેલા શીકાનો વેપાર કરતા ના હોય પણ પોતાના કબજામાં આવેલો કોઈ શીકો હોવાથી તેને ચલાવે અથવા ચલાવવાની કોશીશ કરે.

સરકારી સ્ટાંપ ખોટા બનાવવો.

૨૫૫. મેહેસુલનાં કારણસર સરકારે બાહાર પાડેલો કોઈ પણ સ્ટાંપ જે માણસ ખોટો બનાવે, અથવા જાણીબુજીને તે ખોટો બનાવવાની

ક્રિયાનો કાંઈ પણ ભાગ કરે, તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દશ વરષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને લાયક થશે.

ખુલાસો—કોઈ શખ્સ એક પ્રકારના ખરા સ્ટાંપને બીજા પ્રકારના ખરા સ્ટાંપ સરખો દેખાતો કરીને ખોટો સ્ટાંપ સરખો દેખાતો કરીને ખોટો સ્ટાંપ બનાવે, તેણે આ ગુન્હો કરયો એમ સમજવું.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ ની કઢે. | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી | સેશન કોરટ ઈનસાફ કરે. | જીવતાં સુધીની સમુદ્રપાર અથવા ૧૦ વરષ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

કોઈ સરકારી સ્ટાંપ ખોટો બનાવવાના કારણસર કાંઈ હથીયાર અથવા સામાન પાસે રાખવો.

૨૫૬. મેહેસુલના કારણસર સરકારે બાહાર પાડેલો કોઈ સ્ટાંપ ખોટો બનાવવાના કારણસર વાપરવાને વાસ્તે, અથવા તે કારણસર વાપરવાનો ઈરાદો કરેલો છે એમ જાણીને અથવા એમ માનવાનું કારણ છતાં જે માણસ પોતાના કબજામાં કાંઈ હથીયાર અથવા સામાન રાખે તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ ની કઢે | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય નહી. | સેશન કોરટ ઈનસાફ કરે. | ૭ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

ટીકા.—આ ઠેકાણે ખોટો બનાવવાને તઈયારી કરવાના અથવા કોશેશ કરવાના ગુન્હા વાસ્તે શીક્ષા થાય છે. સાપરાધ ઈરાદાથી ખોટું બનાવવાને કાંઈ હથીયાર કબજામાં રાખવું એ શીક્ષા થવા લાયક છે.

કોઈ સરકારી સ્ટાંપ ખોટો બનાવવાના કારણસર હથિયાર બનાવવું અથવા વેચવું.

૨૫૭. મેહેસુલનાં કારણસર સરકારે બાહાર પાડેલો કોઈ સ્ટાંપ ખોટો બનાવવાના કારણસર વાપરવાને વાસ્તે, અથવા તે કારણસર વાપરવાનો ઈરાદો કરેલો છે એમ જાણીને અથવા એમ માનવાનું કારણ છતાં જે માણસ કાંઈ હથિયાર બનાવે, અથવા તે બનાવવાની ક્રિયાનો કાંઈ પણ ભાગ કરે, અથવા તે ખરીદ કરે, વેચે કે કોઈને આપે, તે માણસને સાત વરષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય નહી | સેશનકોરટ ઈનસાફ કરે | ૭ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

સરકારી સ્ટાંપ ખોટા બનાવેલા વેચવા.

૨૫૮. ફલાણો સ્ટાંપ મેહેસુલનાં કારણસર સરકારે બાહાર પાડેલા કોઈ સ્ટાંપ જેવો ખોટો બનાવેલો છે એમ જાણીને, અથવા એમ માનવાનું કારણ છતાં, જે માણસ તે સ્ટાંપને વેચે અથવા વેચવાનું કેહે, તે માણસને સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય નહી. | સેશનકોરટ ઈનસાફ કરે. | ૭ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

સરકારી સ્ટાંપ ખોટા બનાવેલા પાસે રાખવો.

૨૫૯ ફલાણો સ્ટાંપ મેહેસુલનાં કારણસર સરકારે બાહાર પાડેલાં કોઈ સ્ટાંપ જેવો ખોટો બનાવેલો છે એમ જાણી, તેને ખરા સ્ટાંપ દાખલ વાપરવાના અથવા આપવાના ઈરાદાથી અથવા તે ખરા સ્ટાંપ દાખલ વાપરવામાં આવે એટલા માટે, જે માણસ તે સ્ટાંપ પોતાના કબજામાં રાખે, તે માણસને સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય નહી | સેશનકોરટ, પરસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧લા વરગનો મા. ઈનસાફ કરે | ૭ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

કોઈ સરકારી સ્ટાંપ ખોટો બનાવેલો છે એમ જાણ્યા છતાં તે ખરા દાખલ વાપરવો.

૨૬૦. ફલાણો સ્ટાંપ મેહેસુલનાં કારણસર સરકારે બાહાર પાડેલા કોઈ સ્ટાંપ જેવો ખોટો બનાવેલો છે એમ જાણીને જે માણસ તે સ્ટાંપને ખરા સ્ટાંપ દાખલ વાપરે, તે માણસને સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની સીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય. | માંડોવાળી શકાય નહીં. | સેશન કોરટ અથવા પરેશીડેન્સી માજીસ્ટરટ અથવા ૧ લા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે | ૭ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બને. |
|---|---|---|---|---|---|

સરકારને હાની કરવાનાં ઇરાદાથ. જેપર સરકારી સ્ટાંપ હોય એવા કોઈ પદારથ ઉપરથી કાંઈ લખાણ ચેરી નાંખવું, અથવા કોઈ લેખને માટે કાંઈ સ્ટાંપ વાપરયો હોય તે સ્ટાંપ તે લેખપરથી કાહાડી નાખવો.

૨૬૧ જે પદારથપર મેહેસુલનાં કારણસર સરકારે બાહાર પાડેલો સ્ટાંપ લગાડેલો હોય તે પદારથ ઉપરથી જે લખાણ અથવા લેખને માટે તે સ્ટાંપ વાપરયો હોય તે લખાણ અથવા લેખ જે માણસ દગલબાજીથી અથવા સરકારને હાની કરવાના ઈરાદાથી, કાહાડી અથવા ચેહેરી નાખે, અથવા કોઈ સ્ટાંપ કાંઈ બીજા લખાણ અથવા લેખને માટે વાપરવામાં આવે એટલા માટે જે લખાણ અથવા લેખને માટે તે સ્ટાંપ વાપરયો હોય તે લખાણ અથવા લેખપરથી જે માણસ તે સ્ટાંપને કાહાડી નાખે, તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય | માંડોવાળી શકાય નહીં. | સેશન કોરટ અથવા પરેસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે | ૩ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારનો કેદ અથવા દંડ અથવા બને. |
|---|---|---|---|---|---|

ટીકા.—આ કલમ પ્રમાણે જે કૃત્ય કરવાનાં છે, તે સાધારણ રીતે દગા ભરેલાં હોવાં જોઈએ અથવા બધુમ કરીને સરકારને નુકશાન કરવાના ઈરાદાથી હોવાં જોઈએ. અમુક સ્ટાંપ તરીકે એકની એક સ્ટાંપ બીજી વખતે વાપરવામાં આવે એટલે સરકારને નુકશાન કરયું એમ સમજવું.

કોઈ સરકારી સ્ટાંપ આગલ વપરાએલો છે એમ જાણ્યા છતાં તે પાછો વાપરવો.

૨૬૨. મેહેસુલનાં કારણસર સરકારે બાહાર પાડેલો કોઈ પણ સ્ટાંપ આગળ વપરાએલો છે એમ જાણ્યા છતાં, દગલબાજીથી અથવા સરકારને હાની કરવાના ઈરાદાથી, જે માણસ કાંઈપણ કારણસર તે સ્ટાંપ વાપરે તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાંમાં આવશે.

| વગર વારંટે પોલીસ પક ડી શકે. | પ્રથમ વા રંટ નીક ળે. | જામીન લે ઈ શકાય | માંડીવાળી શકાયનહીં | પરેસીડેન્સી માજીસ્ટ રેટ અથવા ૧ લા અથવા ૨ જા વર ગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૨ વરસ સુધીની ખેમાંના ગ મે તે પ્રકારની કેદ અથ વા દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|

સ્ટાંપવાપરેલો છે એવો રીતની કાંઈ નીશાની છો લી નાંખવી.

૨૬૩. મેહેસુલનાં કારણસર સરકારે બાહાર પાડેલો કોઈ પણ સ્ટાં પ વપરાએલો છે એમ દેખાડવા સારૂ તે સ્ટાંપપર કરેલી અથવા મારેલી કાંઈપણ નીશાની, દગલબાજીથી અથવા સરકારને હાની કરવાના ઈરાદા થા, જે માણસ છોલી અથવા કાહાડી નાંખે, અથવા જે સ્ટાંપ ઉપર થી એવી કાંઈ નીશાની છોલી અથવા કાહાડી નાખી હોય, એવો કોઈ સ્ટાંપ જે માણસ જાણી બુજીને પોતાના કબજામા રાખે, અથવા વેચે અથવા કોઈને આપે, અથવા એવો કોઈ સ્ટાંપ વપરાએલો જાણ્યા છ તાં જે માણસ તે સ્ટાંપ વેચે, અથવા કોઈને આપે, તે માણસને ત્રણ વ રસની મુદત સુધીની ખેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પક ડી શકે. | પ્રથમ વા રંટનીકળે | જામીન લે ઈ શકાય. | માંડીવાળી શકાયનહીં | મુશનકોરટ, પરેસી ડેન્સી માજીસ્ટરેટ અથવા ૧લા વ રગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૩ વરસ સુધીની ખે માંના ગમે તે પ્ર કારની કેદ અથવા દંડ અથવા બને. |
|---|---|---|---|---|---|

—❧—

## બાબ ૧૩ મો.

### કાટલાં તથા માપ સંબંધી ગુન્હા બાબત.

તોળવાનું ખો ટુ યંત્ર દગલબા જીથી વાપરવુ.

૨૬૪. તોળવાનું કાંઈ યંત્ર ખોટુ છે એવુ જાણીને જે માણસ દગલબાજીથી વાપરે, તેને એક વરસની મુદત સુધીની ખેમાંના ગમે તે પ્ર કારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામા આવશે.

| વગર વારંટે પોલીસ પક ડી શકે નહી. | પ્રથમસમ ન નીકળે. | જામીન લે ઈ શકાય. | માંડીવાળી શકાયનહી | પરેસીડેન્સી માજી સ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરે ટ ઈનસાફ કરે. | ૧ વરસસુધીખેમાં ના ગમે તેપ્રકાર ની કેદ અથવા દંડ અથવા બંને |
|---|---|---|---|---|---|

ટીકા—જે યંત્ર વાપર્યું તે ખોટું હતું એમ જાણીને વાપર્યું એટલુંજ નહીં, પણ કોઈને ફરેબ કરવાને વાપર્યું હતું, એમ બતાવવું જોઈએ; એટલે એવી રીતે કે જે શખ્સો વધારે લેવાને હકદાર છે, તેમને તેવું યંત્ર વાપરી થોડું આપવું.

તોળવાનું ખોટું યંત્ર કોઈ શખ્સના કબજામાં હોય તે ઉપરથીજ એવો અનુમાન થઈ શકે કે તે ફરેબ કરવાના ઈરાદાથી રાખેલું છે.

આ કલમમાં બતાવેલા ગુન્હાની, કોઈ પણ જીલ્લા માજીસ્ટ્રેટ, અથવા પેહેલા વરગના જે માજીસ્ટ્રેટને સ્થાનીક સરકારે અધીકાર આપ્યો હોય, અથવા માજીસ્ટ્રેટની જે પંચને પેહેલા વરગના માજીસ્ટ્રેટનો અધિકાર આપ્યો હોય અથવા સ્થાનીક સરકારે અધીકાર આપ્યો હોય તો, સંક્ષેપ રીતે તપાસ કરી શકે. જુઓ ક્રી. પ્રો. કોડની (૧૮૮૨નો ૧૦મો આકટ) ક. ૨૬૦

ખોટું કાટલું અથવા માપ દગલબાજીથી વાપરવું.

૨૬૫. જે માણસ કાંઈ પણ ખોટું કાટલું અથવા લંબાઈનું કે ભરતલનું ખોટું માપ દગલબાજીથી વાપરે, અથવા એક કાટલાને અથવા લંબાઈના કે ભરતલનાં માપને તે છે તેથી કાંઈ જુદાં કાટલાં અથવા માપને ઠેકાણે દગલબાજીથી વાપરે, તેને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની સીક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ સમન નીકળે. | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાય નહી. | પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટ્રેટ ઈનસાફ કરે. | ૧ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |

ટીકા.—આ કલમ પ્રમાણેના ગુન્હાની સંક્ષેપ રીતે તપાસ થઈ શકે જુઓ કલમ ૨૬૦ ક્રી. પ્રો. કોડ ૧૮૮૨ નો ૧૦ મો આકટ.

ખોટાં કાટલાં અથવા માપ પાસે રાખવાં.

૨૬૬. તોળવાનું કાંઈ પણ યંત્ર, અથવા કાંઈ કાટલું, અથવા લંબાઈનું કે ભરતલનું કાંઈ માપ, ખોટું છે એવું જાણીને, તથા તે દગલબાજીથી વાપરવામાં આવે એવા ઈરાદાથી જે માણસ પોતાની પાસે રાખે તેને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રાકરની કેદની અથવા દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ સમન નીકળે. | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાય નહી | પરેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટ્રેટ ઈનસાફ કરે. | ૧ વરસ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |

ટીકા—આ કલમ પ્રમાણેના ગુન્હાની સંક્ષેપ રીતે તપાસ થઈ શકે; જુઓ કલમ ર૬૦ ક્રી. પ્રો. કોડ. ૧૮૮ર નો ૧૦ મો આક્ટ.

ખોટા કાટલાં અથવા માપખ નાવવાં, વેચવાં. ર૬૭ તોળવાનું કાંઈપણ યંત્ર, અથવા કાંઈ કાટલું, અથવા લંબાઈનું કે ભરતલનું કાંઈ માપ ખોટું છે એવું જાણીને જે માણસ બનાવે, વેચે, અથવા કોઈને આપે, એટલા સારૂ કે તે ખરાને ઠેકાણે વપરાય અથવા એવું જાણીને કે તે ખરાને ઠેકાણે વપરાય એવો સંભવ છે, તો તેને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પક ડી શકે નહી. | પ્રથમ સ મન નીકળે | જામીનજો ઈ શકાય | માંડીવાળી શકાય નહી | પાછલી કલમમાં બ તાવેલો માજીસ્ટરેટ ઈ નસાફ કરે. | પાછલી કલમ પ્રમાણે શિક્ષા. |
|---|---|---|---|---|---|

## બાબ ૧૪ મો

### લોકોની તનદુરસ્તી, સલામતી, અનુકુળતા, લજ્યા તથા નિતી સંબંધી ગુન્હાઓ બાબત.

લોકાપકારક કૃત. ર૬૮. જે શખ્સ એવું કાંઈ કામ કરે, અથવા એવો કાંઈ કાયદા વિરૂધ કસુર કરે, કે જેથી લોકોને, અથવા જે માણસો પાડોસમાં રેહેતા હોય અથવા જેઓના કબજામાં ત્યાંહાં પાડોશમાં કાંઈ મીલકત હોય તે સરવ માણસોને, કાંઈ સાધારણ નુકશાન, ભય, અથવા દુઃખ થાય, અથવા જેથી જે શખ્સોને કાંઈ સારવજનીક હક વાપરવાની જરૂર પડે તે શખ્સોને નુકશાન, અડચણ, ભય, અથવા દુખ થયા વીના રેહેશે નહી; તે સખસ લોકાપકારક કૃત્ય કરયું એમ સમજવુ.

કોઈ સરવાપકારક કૃત્યથી કાંઈ અનુકુળતા અથવા લાભ થતો હોય, તો તે સબબથી તે ગુન્હો માફ થઈ શકતો નથી.

ટીકા.—લોકાપકાર કૃત્ય તે શું તેની વાખ્યા આ કલમમાં આપેલી છે. કાંઈ સરવને લાગુ પડે એવી અપકાર વસ્તુથી કાંઈ ફાયદો અથવા સગવડ થાય છે એવા આધાર ઉપરથી તે માફ થઈ શકે નહીં.

વળી લોકાપકાર કૃત્ય જે સરવને એક સરખો રીતે લાગુ પડતું હોય તેને વાસ્તે ફક્ત એકજ વખત ફરીયાદ થઈ શકે કેમકે નહીં તો એક શખ્સ ઉપર એવા કરોડો દાવા થાય વીન્ટર ખોટમ વીરૂધ ડરબી; પણ કોઈ શખ્સને ખરૂં નુકશાન થયું હોય તો તેને વાસ્તે તે દાવો કરી શકે. જેમકે કોઈ શખ્સ જાહેર રસ્તા ઉપર કોઈ ખાડો ખોદે અને તેમાં

કોઈ શખ્સ પડે અને તેનો પગ ભાગે તો તેના ઉપર દાવો થઈ શકે

પણ કોઈ જાહેર રસ્તા ઉપર તાબુત લેઈ જવા વરઘોડો ચડાવી જાય તો તેમાં કાંઈ ધરમ સંબંધી ક્રીયાને લીધે કોઈને નુકશાન થયું, તેવા આધાર ઉપરથી તેના ઉપર દીવાનીમાં દાવો ચાલી શકે નહીં. સતકુ વલદ વીરૂધ ઈબ્રાહીમ ઈં. લો.રી. ૨ મું. ૪૫૭.

સાધારણ રીતે એવું કહી શકાય કે કોઈ પણ કૃત્યથી લોકોના સુખને, તંદુરસ્તીને તથા સહી સલામતીને કોઈ હેરાનગતી થાય તો તે લોકાપકાર કૃત્ય કેહેવાય.

કોઈ જગ્યા ઉપર ગંદકી રાખવી, અથવા કાંઈ એવો વેપાર કરવો કે જેથી કરીને હવામાં બીગાડ થાય એ લોકાપકાર કૃત્ય થયું કેહેવાય. વળી જુવારૂ રમવાનાં ઘર રાખવાં, તથા છીનાળાને વાસ્તે ઘર ભાડે રાખવાં, એ પણ લોકાપકાર કૃત્ય છે.

પણ પ્રથમથી કાંઈ તંદુરસ્તીને બગાડ કરે એવો વેપાર કોઈ ઘણે દુર ચલાવતો હોય અને પછીથી તેની પડોશમાં જઈ લોકો વસે, તો તે લોકોથી દાવો કરી શકાય નહીં કેમકે પ્રથમ તે વેપાર કાયદેસર ચાલતો હતો.

લોકાપકાર કૃત્યથી ફકત તંદુરસ્તીનેજ નુકશાન થવું જોઈએ એવી કોઈ જરૂર નથી; જો તેમાંથી દુરગંધ આવે અને પડોશીઓને તેથી અડચણ થાય તો તે પણ લોકાપકાર કૃત્ય છે.

વળી બચાવમાં એવું પણ કહી કહી શકાય નહીં કે અમુક કૃત્ય કાયદેસર છે અને પ્રતીવાદીની પોતાની જમીનમાં અને સગવડ ભરેલે ઠેકાણે થાય છે, રાજ મહમદ બોસી વીરૂધ ઈસ્ટ ઈંડીયા રેલવે કંપની ૧૦ બં. લો.રી. ૨૪૧.

પીનલકોડ પ્રમાણે જે અપકાર કૃત્યને વાસ્તે શીક્ષા થાય તે છતાં પણ તેના ઉપર દીવાનીમાં દાવો થઈ શકે, અને ગમે તો તેને વાસ્તે ફરીયાદ થઈ હોય અગર ના થઈ હોય. જીણા રણછોડ વીરૂધ જોધા. લોકાપકાર કૃત્યનાં ઉદાહરણો:—જાહેર રસ્તાનું તથા વહાણ ચાલી શકે એવી નદીઓનું રોકાણ કરવું; આવા રસ્તાઓ તથા જગ્યાઓને નુકશાન કરવું; આવી જગ્યાઓને સમરાવવાનું જેઓનું કામ હોયતે ભુલ કરે અથવા ગફલત કરે તો; ભર વસ્તીમાં અથવા જાહેર રસ્તા ઉપર લોકોની તનદુરસ્તીને નુકશાન થાય એવો વેપાર ચલાવવો; પડોશીઓને હરકત થાય એવો ઘોંઘાટ કરવો; વસ્તીમાં બંદુકનો દારૂ રાખવો વીગેરે.

જીંદગીને જોખમ પોહોંચે એવા રોગનો ચેપ પસરે એવું ગફલતીનું કામ.

૨૬૯. જે માણસ કાયદા વીરૂધ અથવા ગફલતથી એવું કાંઈ કામ કરે, કે જેથી જીંદગીને જોખમવાળા કોઈ રોગનો ચેપ પશરસે એવો સંભવ હોય, અને એવો સંભવ છે એમ તે જાણતો હોય, અથવા એમ માનવાનું તેને કારણ હોય તે માણસને છ મહીના સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની સીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ સમન નીકળે. | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય નહી | પરેસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧લા વરગનો મા. ઈનસાફ કરે. | ૬ મહીના સુધી બેમાંના ગમતે પ્રકાની કેદ અથવા દંડ અથવા બંને |
|---|---|---|---|---|---|

ટીકા.—કોઈ માણસને ચેપી રોગ થયો હોય અને કાંઈ પણ મતલબ શીવાય સારવજનીક રસ્તા ઉપર જાય અથવા કોઈ શખ્સ પોતાના છોકરાને એવા થયેલા રોગથી લેઈ જાય, તો તે એવું કૃત્ય કરે છે કે જેને વીશે એ જાણે છે કે તે રોગ પથરાશે અને કાંઈ ખચીત કારણ બતાવે નહીં (જેમકે તે છોકરાને કોઈ ઈસ્પીતાલમાં મોકલવાનો હુકમ થયેલો છે તેથી ત્યાં લેઈ જવાય છે) તો તે આ કલમ પ્રમાણે ગુન્હેગાર થાય છે.

જીંદગીને જોખમ પોંહોચે એવા રોગનો ચેપ પસરે એવું દ્વેશબુદ્ધિનું કામ.

૨૭૦. જે માણસ દ્વેશબુદ્ધિથી એવું કાંઈ કામ કરે, કે જેથી જિંદગીને જોખમવાળા કોઈ રોગનો ચેપ પસરશે એવો સંભવ હોય, અને એવો સંભવ છે એમ તે જાણતો હોય, અથવા એમ માનવાનું તેને કારણ હોય, તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ સમન નીકળે | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય નહી | પરેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૨ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |

ટીકા—ચેપ વધારવાનો દ્વેષી ઈરાદો હોવો જોઈએ. કોઈ શખ્સને સઈપડ નીકળ્યા હોય તેના ઉપર કોઈને દયા આવે તેવા હેતુથી કોઈ સારવજનીક રસ્તામાં ઉભો કરયો હોય, તો જેમણે તેને ઉભો કરયો છે તેઓ આ કલમમાં આવી શકે નહીં.

રોગના સબબથી દુર રેહેવા સંબંધીની કાંઈ કાનુન ન માનવી.

૨૭૧. કોઈ વાહાણને રોગના સબબથી દુર રાખવા બાબતની, અથવા તે સબબથી દુર રાખેલાં વાહાણોનો કિનારા સાથેનો અથવા બીજા વાહાણો સાથેનો વેહેવાર કેમ ચાલે તેનો બંદોબસ્ત કરવા બાબતની, અથવા જે જગોમાં કાંઈ ચેપી રોગ ચાલતો હોય તે જગો તથા બીજી જગોની વચ્ચે વેહેવાર કેમ ચાલે તેનો બંદોબસ્ત કરવા બાબતની હિંદુસ્તાનની સરકારે, અથવા કોઈ પણ સરકાર કરીને જાહેર કરેલી કોઈ કાનુન જે માણસ જાણીબુજીને ન માને, તે માણસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ સમન નીકળે. | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય નહી | પરેસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૬ મહીના સુધી બેમાંની ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |

વેચવાને ઇરા[illegible] કરેલી ખા[illegible]ના અથવા પી[illegible] વસ્તુમાં કાં[illegible]ળ કરવી.

૨૭૨. કોઈ માણસ કાંઇ ખાવાની અથવા પીવાની વસ્તુમાં ભેળ કરે, એવા રીતે કે તેથી તે વસ્તુ ખાવાથી અથવા પીવાથી અવગુણ થાય; અને એવા ઇરાદાથી કે તે વસ્તુ ખાવાને અથવા પીવાને વેચવી; અથવા તે ખાવાને અથવા પીવાને વેચાશે એવો સંભવછે એમ જાણ્યા છતાં તો તે માણસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની સીક્ષા કરવામાં આવશે.

| [illegible] વારંટ [illegible] પક[illegible] નહીં | પ્રથમ સમન નીકળે | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય નહી | પરેસીડન્સી માજી સ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો મા. ઈનસાફ કરે. | ૬ મહીના સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા રૂ૧૦૦૦ દંડ, બંને |
|---|---|---|---|---|---|

ટીકા.—ખાવા પીવાની ચીજમાં ભેળ કરવી, ગમે તો તે મનુશ્ય ખાય અથવા કો[illegible] જાનાવર ખાય પણ આ કલમ પ્રમાણે ગુન્હો છે.

[illegible]ખાવાની અ[illegible] પીવાની અ[illegible]ગુણકારક વસ્તુ વેચવી.

૨૭૩. જે વસ્તુ અવગુણકારક કરેલી અથવા થએલી હોય, અથવા ખાવા અથવા પીવા જોગ સ્થીતીમાં ન હોય, તેવી કાંઈ વસ્તુ ખાવા અથવા પીવાની વસ્તુ દાખલ કોઈ માણસ વેચે, અથવા વેચવાનું કે હે, અથવા વેચવા મુકે, અને તે વસ્તુ ખાવામાં અથવા પીવામાં અવગુણકારક છે એમ જાણીને અથવા એમ માનવાનું કારણ છતાં એ પ્રમાણે કરે, તો તે માણસને છ મહિનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

| [illegible] વારંટ [illegible] પક[illegible] નહી. | પ્રથમ સમન નીકળે. | જામિન લેઈ શકાય. | માંડીવાળી શકાય નહી | પરસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો મા. ઈ. કરે. | ૬ મહીનાસુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા રૂ૧૦૦૦ દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|

ટીકા.—પાછલી બે કલમોમાં જે ભેળ કરવાનું બતાવ્યું છે તે એવા રીતનું હોવું [illegible]એ કે જેથી કરીને તનદુરસ્તીને નુકશાન થાય. દુધમાં પાણી ભેળવવું એ કાંઈ ગુન્હો નથી.

ખાવા અથવા પીવાને નુકશાન કરતા થઈ પડે એવા રીતે ભેળ કરયો હોય અગર નહીં, તો પણ, આવા કાંઈ વસ્તુ વેચે અથવા વેચવાની કોશીસ કરે તો ગુન્હો થાય છે.

જે શખ્સ ઉપર ભેળ કરવાનું તોહોમત હોય તણે પોતેજ ભેળ કરાવ્યું હોય, તો તે વ[illegible] વેચ્યા એ વાતથીજ ગુન્હો થવાને બસ છે; પણ કોઈ બીજા એ કાંઈ ભેળ કરયું હોય તેઆ [illegible] વેચે, તો તેને ગુન્હેગાર ઠરાવવાને એવું સાબીત કરવું જોઈએ કે તે વસ્તુ

ભેળ કરેલી છે એવું તે જાણતો હતો એટલુંજ નહીં પણ તેનો શો પરીણામ થશે એવુ તે જાણતો હતો.

વસાણામાં ભેળ કરવી.

૨૭૪. કોઈ માણસ કાંઈ વસાણામાં અથવા તઈયાર કરેલા અઉષધમાં કાંઈ ભેળ કરે, એવી રીતે કે તેથી તે વસાણાનો અથવા તઈયાર કરેલા અઉષધનો ગુણ ઓછો થાય, અથવા તેની અસર બદલાય, અથવા તે અવગુણકારક થાય, અને તેમાં તેવી કાંઇ ભેળ ન થઈ હોય એ પ્રમાણે તે કાંઈ દવાના કામને સારૂ વેચવી અથવા વાપરવી એવા ઈરાદાથી અથવા તેવાં કામને સારૂ તે વેચાશે અથવા વપરાશે એવો સંભવ છે એ જાણ્યા છતાં, તે એ પ્રમાણે કરે, તો તે માણસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની સીક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાય નહી | પરસીડન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટ્રેટ ઈનસાફ કરે. | ૬ મહીના સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા રૂ૧૦૦૦ દંડ અથવા બંને. |

ભેળ થએલા વસાણા વેચવા.

૨૭૫. કાંઈ વસાણામાં અથવા તઈયાર કરેલા અઉષધમાં તેનો ગુણ ઓછો થાય, અથવા તેની અસર બદલાય, અથવા તે અવગુણકાર થાય, એવી રીતે કાંઈ ભેળ થએલી છે, એમ જાણીને જે માણસ તે વસાણુ અથવા તઈયાર કરેલું અઉષધ, તેમાં ભેળ ન થઈ હોય એ પ્રમાણે, કાંઈ દવાના કામને સારૂ, વેચે, અથવા વેચવાનુ કહે, અથવા વેચવા મુકે, અથવા કોઈ દવાખાનામાંથી આપે, અથવા જે શખસને તેમાં ભેળ થયેલી ખબર ન હોય એવા કોઈ શખસ પાસે તે દવાના કામમાં વપરાવે, તે માણસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ સમનનીકળે | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય નહી | પરેસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટ્રેટ ઈનસાફ કરે | ૬ મહીના સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા રૂ૧૦૦૦ દંડ અથવા બાને. |

ટીકા.—ભેળ કરવી એટલે તેની તે જાતનું બીજું વસાણું ભેળવવું એમ નહીં પણ કોઈ જુદીજ જાતનું ભેળવવું. અને તેથા કરીને જો કોઈ ઉતરતી જાતની તેવીજ વસ્તુની ભેળ કરવી એ ભેળ કરી કહેવાય નહીં. જેમકે ઘણી જાતનાં કોડલીવર તેલ મળે છે, અને તેજ તેલ જુદીજુદી રીતે બનાવેલું હોય તો તેની જુદી જુદી અસર થાય. પણ જો કોઈ શખ્સને ક્ષય રોગ થયો હોય અને તે કોઈ દુકાનદારને ત્યાંથી કોડલીવર તેલ મંગાવે, અને તે દુકાનદાર ગમે તેવી હલકી જાતનું જો કોડલીવર તેલજ આપે તો તે કાંઈ ગુન્હેગાર થતો નથી.

કાંઈ વસાણાને તે જુદું અથવા વસાણું તઈયાર કરેલું અઉષધ હોય એ રીતે વેચવું.

૨૭૬. કાંઈ વસાણું અથવા તઈયાર કરેલું અઉષધ તે જુદું વસાણું અથવા તઈયાર કરેલું અઉષધ હોય એવી રીતે, કાંઈ દવાનાં કામને સારૂં જે માણસ જાણીબુજીને વેચે, અથવા વેચવાનું કહે, અથવા વેચવા મુકે અથવા કોઈ દવાખાનામાંથી આપે, તે માણસને છ મહિનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે નહીં. | પ્રથમ સમન નીકળે. | જામીન લેઈ શકાય. | માંડોવાળી શકાય નહીં. | પ્રેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૬ મહીના સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા ૧૦૦૦ દંડ અથવા બંને |

ટીકા.—બદલે મુકેલી દવામાં કાંઈ ભેળ કરવાને ઈરાદો હતો એમ હોવું જોઈએ એમ કાંઈ આ કલમ પ્રમાણે નથી. પણ જે હોવું જોઈએ તે જો ના હોયતો બસ છે. જેમકે કોઈ રસાયણ શાસ્ત્રી કાંઇ દવા શોધી કહાડે અને તેવી અસર બરોબર કવીનાઈન જેવી થાય, તો પણ કવીનાઈન તરીકે તે ઓસડ વેચી શકે નહીં.

સારવજનીક ઝરા અથવા જળાશયનું પાણી મેલું કરવું.

૨૭૭. કોઈ પણ સારવજનીક ઝરા અથવા જળાશયનું પાણી જે માણસ બુધિપુરવક બિગાડે અથવા મેલું કરે, એવી રીતે કે તેથી તે પાણી રોજ જે કામમાં વપરાતુ હોય તે કામને સારૂ તે ઓછું લાયક થાય તો તે માણસને ત્રણ મહિનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા પાંચશે રૂપીયા સુધીના દંડની, અથવા એ બનેની, સીક્ષા કરવામાં આવશે

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ સમન નીકળે. | જામીન લેઈ શકાય | માંડોવાળી શકાય નહીં. | કોઈપણ માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૩ મહીના સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા રૂ૫૦૦ દંડ અથવા બંને. |

**ટીકા.**—આ કલમ કોઈ સાર્વજનીક નદીને લાગુ પડતી નથી; રાણી વિરૂધ્ધ હલોધર ૨ કલકત્તા ૩૮૩, કેમકે આ કલમમાં સારવજનીક ઝરા અથવા જલાશ્રય શબ્દો વાપરેલા છે, તેમાં નદીનો સમાવેશ થતો નથી.

બુદ્ધિ પુરવક બગાડ કરયો છે કે નહીં તે જોવાની જરૂર છે.

હવાને તનદુરસ્તીમાં બિગાડકરે એવી કરવી.

૨૭૮. કોઈ જગાની હવા જે માણસ બુધિપુરવક બીગાડે, એવી રીતે કે તેથી તે જગાની પાડોસમાં ઘણુ કરીને રેહેનારા અથવા ધંધો કરનારા અથવા કોઈ સરિયામ રસ્તા ઉપર ફરનારા શખસોની તંનદુરસ્તીમાં બિગાડ થાય, તે માણસને પાંચસે રૂપીયા સુધીના દંડની, સીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ સમન નીકળે. | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય નહી | કોઈપણ માજીસ્ટરેટ ઈનસાફ કરે. | રૂ૫૦૦ નો દંડ. |
|---|---|---|---|---|---|

સરીયામ રસ્તા પર બેફીકરાઈથી હાંકવુ અથવા સ્વારી કરવી.

૨૭૯. કોઈ સરિયામ રસ્તાપર જે શખસ કાંઈ ગાડી એવી બેફિકરી અથવા ગફલતી ભરેલી રીતે હાંકે અથવા સ્વારી કરે કે તેથી માણસની જીંદગી જોખમમાં આવે, અથવા કોઈ બીજા શખસને વ્યથા અથવા નુકશાન થશે એવો સંભવ દેખાય, તે શખસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ સમન નીકળે. | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય નહી | કોઈપણ માજીસ્ટરેટ ઈનસાફ કરે | ૬ મહીના સુધીની બેમના ગમે તે પ્રકારની કેદ અથવા રૂ૧૦૦૦ દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|

**ટીકા.**—બેફીકરાઈને વાસ્તે કોઈ શખસને જવાબદાર ગણવાને એવી જરૂર છે કે તે કૃત્ય તેની પોતીકી ગફલતથી થયું હતું. દીવાની દાવાઓમાં પોતાના ગુમાસ્તાના કૃત્યને વાસ્તે શેઠ જવાબદાર થાય છે, પણ ફોજદારી કામોમાં જવાબદાર થતો નથી. એક કેસમાં એમ બન્યું કે તોહોમતદાર દારૂખાનું વેચનાર હતો, તેની ગેર હાજરીમાં ઘરમાં આગ લાગી, અને તેથી કરીને એક હવાઈ ઉડી અને બીજાનું મોત થયું, તેમાં એવું ઠરાવ્યુ હતું કે તે સાપરાધ જવાબદાર નથી.

કોઈ ગાડી હાંકનારને રસ્તા વચ્ચે ઉભેલા શખસ ઉપર ગાડી હાંકવાનો હક નથી, તો પણ તેવી રીતે ઉભેલા શખસે દુર ખસવું જોઈએ. તેથી કરીને જો કોઈ ગાડી હાંકનાર કોઈ બીજા શખસ ઉપર હાંકી જાય તો પણ ગુન્હેગાર થતો નથી, પણ તેમાં નીચે પ્રમાણે હકીકત હોવી જોઈએ; તેણે સામા માણસ વાસ્તે એમ ધારયું હોય કે તેણે દુર ખસવું જો

ઈએ, અને તેણે ગમે તેવી રીતે ખીજથી ગાડી હાંકી હોત તો પણ તેવી રીતે પેલો માણસ ખસત નહીં અને એવો અકસ્માત બન્યા વીના રેહેત નહીં.

તેમજ કોઈ રેલવેની ગાડીનું બારણું ઉતારૂના હાથના દબાણથી ઉઘડી ગયું હોય અને તમાંથી ઉતારૂ પડી જાય; પણ એવો કાંઈ પુરાવો હોય નહીં કે બારણામાં અથવા બંધ કરવામાં કાંઈ કસુર હતા નહીં તે છતાં પણ રેલવે કંપનીની ગફલતને લીધે તેના ઉપર ફરીયાદ થઈ શકે.

તેમજ કોઈ પણ વાહાણનો હાંકનાર પોતાની બેફીકરાઈ અથવા ગફલતને લીધે તેમાં બેસનારે શખ્સને થતા નુકશાનનો જવાબદાર છે.

બેફીકરાઈથી વાહાણ ચલાવવુ.

૨૮૦. જે શખ્સ કાંઈ વાહાણ એવી બેફિકરી અથવા ગફલતી ભરેલી રીતે ચલાવે કે તેથી માણસની જીંદગી જોખમમાં આવે, અથવા કોઈ બીજા શખ્સને બથા અથવા નુકશાન થશે એવો સંભવ દેખાય, તે શખ્સને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની સીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ સમન નક | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય નહી | પરેસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧ અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૬ મહીના સુધીબેમાંના ગમેતેપ્રકારની કેદ અથવા રૂ૧૦૦૦) દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|

ખોટુ અજવાળુ, નીશાણી, અથવા બોયુ દેખાડવુ.

૨૮૧. કોઈ માણસ કાંઈ ખોટુ અજવાળુ અથવા નીશાણી અથવા બોયુ દેખાડે, એવા ઈરાદાથી કે તે દેખાડેથી કોઈ વાહાણ ચલાવનારે ઠગાય, અથવા ઠગાશે એવો સંભવ છે એવુ જાણીને, તો તે માણસને સાત વરષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની સીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીશ પકડીશકે | પ્રથમવારંટ નીકળે. | જામીન લેઈ શકાય. | માંડાવાળીશકાયનહી. | સેશન કોરટ ઈનસાફ કરે. | ૭ વરસ સુધી નીબેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને |
|---|---|---|---|---|---|

ઘણો ભારભરેલાં અથવા દેસતવાળાં વાહાણમા ભાડુ કરીને કોઈ શખ્સને જળમા

૨૮૨. જે વાહાણ એવી હાલતમાં અથવા એટલું ભરેલું હોય કે તેમાં જનારા શખ્સની જીંદગી જોખમમાં રેહે, તેવા કોઈ વાહાણમાં બેસાડીને ભાડાને સારૂ જે માણસ જાણીબુજીને અથવા ગફલતીથી કોઈ શખ્સને જળમારગે લઈ જાય અથવા મોકલે, તે માણસને છ મહિનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હ

રમે લઈ જવો. જાર રૂપીઆ સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ સમન નીકળે. | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાય નહી. | પરેશીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૬ મહીના સુધી બેમાંનાગમેતે પ્રકારની કેદ અથવા રૂ૧૦૦૦ દંડ અથવા બંને. |

ટીકા.—જે હોડીઓવાળા નદીઓમાં હોડીઓ ભાડે ફેરવે છે તેમની હોડીઓમાં જો ભાર વધારે ભરેલો હોય અથવા બીજી રીતે તેમની હોડીઓ ઉતારૂઓને સહી સલામત લેઈ જવા લાયક હોય નહી, તો તેઓ જવાબદાર થાય છે.

સરિયામરસ્તા અથવા વાહાણના રસ્તામાં ભય અથવા અડચણ કરવી.

૨૮૩. જે માણસ કાંઈ કામ કરવાથી, અથવા પોતાના કબજા અથવા હવાલા માંહેની કાંઈ મીલકતનો બંદોબસ્ત રાખવામાં કસુર કરવાથી ખુશ્કીના અથવા તરીના કોઈ સરિયામ રસ્તામાં કોઈ શખસને ભય, અડચણ, અથવા નુકશાન કરે, તે માણસને બશેં રૂપીઆ સુધીના દંડની શીક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ સમન નીકળે. | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાય નહી | પરેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | રૂ૨૦૦ નો દંડ. |

ટીકા.—ઘણું કરીને દરેક માણસે પોતાનો મોલકત એવી રીતે ઉપયોગમાં લેવો જોઈએ કે જેથી કરીને બીજાને નુકશાન થાય નહી. આ કલમમાં જે ગુન્હો બતાવ્યો છે તે કોઈ સારવજનીક રસ્તામાં અથવા કોઈ જલ મારગે, અથવા ખાડીમાં કોઈ શખસને નુકશાન અથવા ભય કરવાને વાસ્તે છે. જેમ કે કોઈ હોડી કોઈ નદીમાં, અથવા ખાડીમાં ડુબે અને તેથી કોઈને નુકશાન થાય, તો જેમના હવાલામાં તે હોડી હોય તેઓ જવાબદાર થાય છે. કલમના શબ્દો ઉપરથી જણાય છે કે કોઈ શખસને ખરેખર નુકશાન થવું જોઈએ.

કાંઈ જેહેરી પદારથથી ગફલતની ભરેલી ચાલ.

૨૮૪. કાંઈ જેહેરી પદારથથી જે માણસ કાંઈ કામ એવા અવિચારી અથવા ગફલતની ભરેલી રીતે કરે કે તેથી માણસની જીંદગી જોખમમાં આવે અથવા કોઈ બીજા શખસને બેથા અથવા નુકશાન થશે એવો સંભવ દેખાય, અથવા જે માણસ પોતાના કબજામાંહેના કાંઈ જેહેરી પેદારથ સંબંધી, તે જેહેરી પદારથથી માણસની જીંદગીને કાંઈ સંભાય જોખમ થતુ અટકે, એવો બંદોબસ્ત રાખવામાં જાણીબુજીને અથવા ગફલતા

થી કસુર કરે, તે માણસને ૭ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ સમન નીકળે. | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાયનહી | પરેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગના માજીસ્ટરેટ ઇનસાફ કરે. | ૬ મહીનાસુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા રૂ૧૦૦૦) દંડ અથવા બંને. |

ટીકા.—જે રસ્તાં ઉપર અથવા જગ્યાએ છોકરાં ઘણું કરીને જતાં હોય અથવા રમતાં હોય ત્યાં આગળ કાંઈ જીવ લે એવું ઝેર ઉઘાડું મુકવું, તે આ કલમ પ્રમાણે ગુન્હો છે. કાંઈ નુકશાન થાય અગર ના થાય તોપણ બેફીકરાઈને વાસ્તે આ કલમ પ્રમાણે ગુન્હો થાય છે.

અગ્નિ અથવા સીઘ્ર જવાળાગ્રાહી પદારથ સંબંધી ગફલતી ભરેલી ચાલ.

૨૮૫, આગની અથવા કાંઈ સીઘ્રજવાલાગ્રાહી પદારથથી જે માણસ કાંઈ કામ એવી બેફીકરી અથવા ગફલતી ભરેલી રીતે કરે કે તેથી માણસની જીંદગી જોખમમાં આવે, અથવા કોઈ બીજા શખસને બથા અથવા નુકશાન થશે એવો સંભવ દેખાય, અથવા જે માણસ પોતાના કબજા માંહેના કાંઈ આગની અથવા કાંઈ સીઘ્રજવાલાગ્રાહી પદારથ સંબંધી, તે આગની અથવા સીઘ્રજવાળાગ્રાહી પદારથથી માણસની જીંદગીને કાંઈ સંભાવ્ય જોખમ થતું અટકે, એવો બંદોબસ્ત રાખવામાં જાણીબુજીને અથવા ગફલતીથી કસુર કરે, તે માણસને ૭ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની સીક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ સમનનીકળે | જામીન લેઈ શકાય | માંડીવાળીશકાયનહી. | કોઈ પણ માજીસ્ટરેટ ઇનસાફ કરે. | ૬ મહીના સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા રૂ૧૦૦૦) દંડ અથવા બંને. |

ટીકા.—એવું યાદ રાખવું કે આ કલમમાં એવા કૃત્યને વાસ્તે શીક્ષા ઠરાવી છે કે જે કૃત્યથી માણસની જીંદગીને નુકશાન થાય અથવા વ્યથા થાય.

અવાજ સાથે ફુટે એવા કાંઈ પદાર્થ સંબંધી ગફલતી ભરેલી ચાલ.

૨૮૬. અવાજ સાથે ફુટે એવા કાંઈ પદારથથી જે માણસ કાંઈ કામ એવી બેફિકરી અથવા ગફલતી ભરેલી રીતે કરે કે તેથી માણસની જીંદગી જોખમમાં આવે, અથવા કોઈ બીજા શખસને બથા અથવા નુકશાન થશે એવો સંભવ દેખાય, અથવા જે માણસ પોતાના કબજામાંહેના અવાજ સાથે ફુટે એવા કાંઈ પદારથ સંબંધી, તે પદારથથી

માણસની જીંદગીને કાંઈ સંભાવ્ય જોખમ થતુ અટકે, એવો બંદોબસ્ત રાખવામાં જાણીબુજીને અથવા ગફલતીથી કસુર કરે, તે માણસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારના કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની સીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે | પ્રથમ સમન નીકળે. | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય નહી | કોઈ પણ માજીસ્ટરેટ ઈનસાફ કરે | ૬ મહીના સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા રૂ૧૦૦૦) દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|

ટીકા.—કોઈ વસ્તી વાળી જગ્યાએ બંદુકનો દારૂ અથવા દારૂખાનું જથાબંધ રાખવામાં આવે અને જો કે તે ગફલત ભરેલી રીતે રાખવામાં આવે નહીં તો પણ કદાચ આ કલમ પ્રમાણે ગુન્હો થઈ શકે. કોઈ પણ અગ્નજ સાથે છુટે એવી વસ્તુ કોઈ પોતાના કબજામાં તેનો કેવો ગુણ છે તે જાણીને રાખે, તો તેણે તેના જોખમ બરોબર સંભાળ રાખવી જોઈએ.

ગુન્હેગારના કબજા અથવા હવામાંહેના કાંઈ સાંચા સંબંધી ગફલતી ભરેલી ચાલ.

૨૮૭. કાંઈ સાંચાથી જે માણસ કાંઈ કામ એવી બેફીકરી અથવા ગફલતી ભરેલી રીતે કરે કે તેથી માણસની જીંદગી જોખમમાં આવે, અથવા કોઈ બીજા શખ્સને વ્યથા અથવા નુકશાન થશે એવો તે સંભવ દેખાય, અથવા જે માણસ પોતાના કબજા અથવા હવાલા માંહેના કાંઈ સાંચા સંબધી, તે સાંચાથી માણસની જીંદગીને કાંઈ સંભાવ્ય જોખમ થતુ અટકે, એવો બંદોબસ્ત રાખવામાં જાણાબુજીને અથવા ગફલતીથી કસુર કરે, તે માણસને છ મહીનાની મુદત સુધીના બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીપીયા સુધીના દંડની, અથવા એ બંનેની સીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી | પ્રથમ સમન નીકળે. | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય નહી. | પરેસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૬ મહીના સુધી બેમાંના ગમે તે પ્રકારના કેદ અથવા રૂ૧૦૦૦) દંડ અથવા બને |
|---|---|---|---|---|---|

ટીકા.—આ કલમમાં "અથવા પોતાના કબજામાં" એ શબ્દો છે, તે મુકવાનું કારણ એટલુંજ કે તેમાં ઈજનેરોનો પણ સમાસ થાય, કેમકે ઈજનેરોના ચારજમાં કાંઈ સાંચા કામ હોય છે.

ઈમારતો તોડી પાડવામાં અ

૨૮૮. કાંઈ ઈમારત તોડી પાડવામાં અથવા તેને મરામત કરવામાં જે માણસ તે ઈમારત બાબત, તે ઈમારતના અથવા તેના કોઈ

| | |
|---|---|
| થવા તેઓને મરામત કરવા બાબત ગફલતી. | ભાગના પડવાથી માણસની જીંદગીને કાંઈ સંભાવ્ય જોખમ થતુ અટકે, એવો બંદોબસ્ત રાખવામાં જાણીબુજીને અથવા ગફલતીથી કસુર કરે, તે માણસને છ મહીનાની મુદત સુધીની કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની સીક્ષા કરવામાં આવશે. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે નહી | પ્રથમ સમન નીકળે. | જામીન લેઈ શકાય. | તે માંડીવાળી શકાય નહી | પરેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગના માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૬ મહીના સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા રૂ૧૦૦૦ દંડ અથવા બંને. |

**ટીકા.**—કેવી જાતની સાવચેતી રાખવી, તે વસ્તુની જરૂરીયાત ઉપર આધાર રાખે છે.—કોઈ મકાન એવી એકાંત જગાએ હોય કે જ્યાંહાં શખ્સોને જવા આવવાનો પરિચય હોય નહીં, તો જેવી સાવચેતી વધારે લોકો જતા આવતા હોય તેવે ઠેકાણે લેવાય તેટલી બધી આવે ઠેકાણે લેવાની જરૂર નથી.

| | |
|---|---|
| કોઈ જાનવર સંબંધી ગફલતી. | ૨૮૯. જે માણસના પોતાના કબજા માંહેના કોઈ જાનવર સંબંધી, તે જાનવરથી માણસની જીંદગીને કાંઈ સંભાવ્ય જોખમ થતુ અટકે, અથવા મહાવ્યથાનું કાંઈ સંભાવ્ય જોખમ થતુ અટકે, એવો બંદોબસ્ત રાખવામાં જાણીબુજીને અથવા ગફલતીથી કસુર કરે, તે માણસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે | પ્રથમ સમન નીકળે | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાયનહી | કોઈપણ માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૬ મહીના સુધીની બેમાંના ગમેતે પ્રકારની કેદ અથવા રૂ૧૦૦૦ દંડ અથવા બંને. |

**ટીકા.**—આ કલમ પ્રમાણે મુખ્ય જોવાનું એ છે કે જાનવરનો ઘાતકી સ્વભાવ ગુન્હેગાર જાણતો હતો કે નહીં. પણ કોઈ જાનવર સ્વભાવે ઘાતકીજ હોય જેમકે કે વાઘ કે રીંછ, તો એવું અનુમાન થઈ શકે કે તેનો માલેક તેના સ્વભાવથી વાકેફ હોવો જોઈએ; બીજી બાબતમાં સ્પષ્ટ જ્ઞાન હોવાની જરૂર છે.

કોઈ માલેક પોતાનું જનાવર પોતાના ચાકરની સંભાળ નીચે મુકે, તો ચાકર તે જનાવર વીશે જાણતો હોય તે તેનો માલેક જાણે છે એમ અનુમાન થઈ શકે અને તેથી કરામે જે પરીણામ નીપજે તેને વાસ્તે માલેક જવાબદાર થાય.

પણ કોઈ જનાવર સ્વભાવનું એવું ક્રૂર હોય નહીં કે જેથી કરીને માણસની જીદગાનીને નુકશાન કરે તો તેવી બાબતમાં જો તે શખ્સ તે જાનવરના ઘાતકીપણા વીશે સ્પષ્ટ રીતે વાકેફ હોય નહીં, તો તે અપરાધ જવાબદાર થઈ શકતો નથી.

કોઇ ઘોડાની ઘોડારવાળો જાણી જોઇને કોઈ ગ્રાહકને બીલકુલ કુળવ્યા વીનાનો ઘોડો સ્વારી કરવા આપે અને તે સ્વારને તે વીશે જાહેર કરે નહી અને જો સ્વાર પડી જાય અથવા તેને બીજી રીતે તે ઘોડો નુકશાન કરે તો તે આ કલમ પ્રમાણે જવાબદાર થાય,

લોકાપકારક કૃત્યની સીક્ષા.

૨૯૦. જે બાબતને સારૂ બીજી રીતે સીક્ષા કરવાનું આ કાયદામાં ઠરાવ્યું નથી એવી બાબતમાં જે માણસ કાંઇ લોકાપકારક કૃત્ય કરે, તેને બસેં રૂપીયા સુધીના દંડની સીક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે નહી | પ્રથમ સમન નીકળે. | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય નહી. | કોઇપણ માજી. સ્ટરેટ ઈનસાફ કરે. | રૂ૨૦૦ દંડ. |

ટીકા—કોઈ મુસાફરના બંગલાનો જે શખ્સના હાથમાં હવાલો હોય તે શખ્સે કોઈ ગુણકાને ત્યાં નહીં આવવા પ્રથમથી ચેતવણી આપી હોય અને તે ગુણકા કોઈ મુસાફરના બોલાવાથી ત્યાં આવે અને ત્યાં કોઇને કોઈ પ્રકારની હરકત ન કરી હોય, તો તે આ કલમ પ્રમાણે ગુન્હેગાર થતી નથી. રાણી વીરૂધ મુસામત બેગમ. ૨ નો. વે. પ્રો. ૩૪૯.

બંધ કરવાની તાકીદ થયા પછી અપકારક કૃત્ય જારી રાખવું.

૨૯૧. ફલાણું લોકાપકારક કૃત્ય તું ફરીથી કરીશ અથવા જારી રાખીશમાં એવી તાકીદ કરવાનો જે સરકારી નોકરને કાયદેસર અખત્યાર હોય તે સરકારી નોકર તેવી તાકીદ કીધા છતાં, જે માણસ લોકાપકારક કૃત્ય ફરીથી કરે અથવા જારી રાખે, તે માણસને છ મહીના સુધીની આસાન કેદની, અથવા દંડની, અથવા એ બંનેની સીક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ સમન નીકળે. | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાયનહી | પરેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧લા અથવા ૨ જા વરગનો માજીસ્ટ્રેટ ઈનસાફ કરે. | ૬ મહીના સુધી એમાંનાં ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |

બીભત્સ પુસ્તકોનું વેચાણ વગેરે.

૨૯૨. કાંઈ બીભત્સ પુસ્તક, ચોપાનીઉં, કાગળ, ચીત્ર, તસ્બીર, પ્રતિમા અથવા આકાર, જે માણસ વેચે અથવા વેંહેચે અથવા વેચવાને કે ભાડામે સારૂ પરદેશથી આ દેશમાં આણે અથવા છાપે, અથવા સરવ લોક જુવે એવી રીતે જાણી જોઈને દેખાડે, અથવા તેમ કરવાનો કોસીસ

स करे, अथवा तेम करवानुं कहे, ते माणसने त्रण महीनानी मुद्दत सुधीनी बेमांना गमे ते प्रकारनी केदनी, अथवा दंडनी, अथवा ए बंनेनी सीक्षा करवामां आवशे.

अपवाद.—कोई देवस्थान मध्ये अथवा उपर, अथवा मुरतिओने बेसाडवा सारु वपराता कोई रथ उपर, कोरेली अथवा नकसी पाडेली, अथवा चितरेली, अथवा बीजी रीते काढाडेली, अथवा धरम संबंधी कांई कारणसर राखेली के वपराती, कोई पण प्रतिमाने आ कलम लागु पडती नथी.

| | | | | | |
|---|---|---|---|---|---|
| वगर वारंटे पोलीस पकडी शके. | प्रथम समन नीकळे | जामिन लेई शकाय. | मांडीवाळी शकाय नही | परेसीडेन्सी माजीस्टरेट अथवा १ला अथवा २ जा वरगनो माजीस्टरेट इनसाफ करे. | ३ महीना सुधी बेमांना गमे ते प्रकारनी केद अथवा दंड अथवा बंने. |

टीका.—आ कलमना अपवादमांज बताव्युं छे के कोई धरम संबंधी तथा कोई देहेरामां काहान गोपी अथवा राधा कृश्णनां चीतर चीतरेलां होय तेने आ कलम लागु पडे नहीं,

वेचवा अथवा देखाडवा सारु बीभत्स पुस्तक कबजामां राखवु.

२९३. उपली कलममां लख्यु छे तेवु बीभत्स पुस्तक अथवा तेवी बीजी कांई वस्तु, वेचवा सारु, अथवा वेहेंचवा सारु, अथवा लोकोने देखाडवा सारु, जे माणसना कबजामां होशे तेने त्रण महीनानी मुद्दत सुधीनी बेमांना गमे ते प्रकारनी केदनी, अथवा दंडनी, अथवा ए बंनेनी, सीक्षा करवामां आवशे.

| | | | | | |
|---|---|---|---|---|---|
| वगर वारंटे पोलीस पकडी शके. | प्रथम वारंट नीकळे. | जामीन लेई शकाय | मांडीवाळी शकायनही | परेसीडेन्सी माजीस्टरेट अथवा १ला अथवा २ जा वरगनो माजीस्टरेट इनसाफ करे. | ३ महीना सुधी बेमांना गमे ते प्रकारनी केद अथवा दंड अथवा बंने. |

बीभत्स गीतो.

२९४. कोई जाहेर जगामां अथवा जाहेर जगानी पासे जे माणस कांई बीभत्स गीत, अथवा लावणी, अथवा शब्दो गाई, बोली, अथवा उच्चारीने, बीजाओने दुःख आपे, ते माणसने त्रण महीनानी मुद्दत सुधीनी बेमांना गमे ते प्रकारनी केदनी, अथवा दंडनी, अथवा ए बंनेनी, सीक्षा करवामां आवशे.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાય નહી. | પરેસીડેન્ટસી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે | ૩ મહીના સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|

ટીકા.—આ કલમના શબ્દો પ્રમાણે એવી જરૂર છે કે જગ્યા સારવજનીક હોવી જોઈએ અને તેવા કૃત્યથી બીજાઓને હરકત થાય તેમ હોવું જોઈએ. આ કલમમાં "બીજાઓ" શબ્દ છે તેનો અરથ આ કાયદાની કલમ. ૯ પ્રમાણે એક વચનમાં પણ ગણી શકાય તેમ બહુવચનમાં પણ ગણી શકાય.

"૨૯૪. અ; સરકારે હુકમ આપ્યો નહી હોયતેવી લોટરી કાહાડવા સારૂ કાંઈ આફીસર (એટલે કચેરી) અથવા જગા જે માણસ રાખસે તેને ઘણામાં ઘણી છ મહીના સુધી એમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા અથવા એ બેઉ સીક્ષા કરવી.

લોટરીની આફીસ રાખવી.

"અને સઘરહુ પ્રકારની હરકોઈ લોટરીમાં હરકાંઈ ટીકીટ અથવા લાટ અથવા નંબર અથવા આંક કાહાડવા બાબત અથવા તેને લગતી વળગતી ફલાણી વાત બનસે તો ફલાણા માણસના ફાયદા સારૂ ફલાણી રકમ અથવા માલ આપવામાં આવશે અથવા ફલાણી વાત કરવામાં આવશે અથવા કરવામાં આવશે નહી એવો હરકાંઈ ઠરાવ જે માણસ પ્રસિદ્ધ કરશે તેને એક હજાર રૂપીયા સુધી દંડ કરવો" (સને ૧૮૭૦ આકટ ૨૭ મા પ્રમાણે.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ સમન નીકળે. | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય નહી | કોઈપણ માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૬ મહીના સુધી એમાના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|
| અને જો લોટરી બાબતના ઠરાવ પ્રસીદ્ધ કરવાનું હોય તો. | ઉપર પ્રમાણે પણ | | | | એક હજાર રૂપીયાનો દંડ. |

ટીકા.—આ કલમ પ્રમાણેના તોહોમતમાં સ્થાનીક સરકારના હુકમ શીવાય અથવા અખત્યાર શીવાય કામ ચાલી શકે નહીં.

## બાબ ૧૫ મો.

### ધરમ સંબંધી ગુન્હા બાબદ

કોઈપણ જા

૨૯૫. જો કોઈ માણસ કોઈ પુજાના ઠેકાણાનો અથવા પદારથને

તીના લોકોના ધરમને અપમાન કરવાના ઈરાદાથી કોઈ પુજાના ઠેકાણાને નુકશાન કરવું અથવા તેને ભ્રષ્ટ કરવું.

કોઈ પણ જાતિના લોકો પવિત્ર ગણતા હોય તે પદારથનો નાશ કરે અથવા તેને નુકશાન કરે કે ભ્રષ્ટ કરે એવા ઈરાદાથીકે તેમ કરીને કોઈ પણ જાતીના લોકોના ધરમને અપમાન પોંહોંચાડવું, અથવા એવું જાણીને કે એ પ્રમાણે નાશ અથવા નુકશાન અથવા ભ્રષ્ટ કરવાથી કોઈ પણ જાતીના લોકો પોતાના ધરમને અપમાન પોંહોંચ્યું એમ સમજશે એવો સંભવછે, તો તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ સમન નીકળે. | જામીન લઈ શકાય | માંડીવાળી શકાય નહી | પરેસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો મા. ઈનસાફ કરે. | ૨ વરસ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને |
|---|---|---|---|---|---|

ટીકા —આ કલમ પ્રમાણે જાણી જોઈને નાશ કરવાનું અથવા નુંકશાન કરવાનું કૃત્ય સાબીત કરવું જોઈએ, જેમકે કોઈ પવીત્ર જગ્યામાં કોઈ ગાયનું ગળુ કાપવું વીગેરે

આ કલમ પ્રમાણેનો ગુન્હો થવાને સારૂ કોઈ ધરમનું અપમાન કરવાનો ઈરાદો હોવો જોઈએ.

કોઈ ધરમ સંબંધી મંડળીને, અડચણ કરવી.

૨૯૬. કોઈ પણ મંડળી દેવ પુજન અથવા ધરમ સંબંધી ક્રિયા કરવામાં કાયદા મુજબ રોકાએલી હોય તેને, જે માણસ બુધિપુરવક અડચણ કરે, તે માણસને એક વરષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની સીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લઈ શકાય. | માંડીવાળી શકાયનહી | પરેસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | એક વરસ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા રૂ૧૦૦૦ દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|

ટીકા.—હીંદુઓમાં ઘણી જાત્રાની જગાઓ છે, જેમકે જગંનાથ, અલાહાબાદ, કાશી, હરદવાર વીગેરે. આવે ઠેકાણે ઘણા લોકો ધરમ ક્રીયાઓ કરવા એકઠા મળે છે. તેમજ બીજા ઘણા શખ્સો ધરમ વીવદ કરવા મળે છે. જે શખ્સો ધરમ સંબંધી વાદ વીવાદ ચલાવતા હોય, તેઓ અડચણ કરે છે, એમ આ કલમ પ્રમાણે સમજવું નહીં.

કબરસ્તાન વીગેરેમાં વગર રજાએ જવું.

૨૯૭ કોઈપણ શખ્સનું દીલ દુખાવવાના ઈરાદાથી, અથવા કોઈ પણ શખ્સના ધરમને અપમાન પોંહોચાડવાના ઈરાદાથી, અથવા એ કરવાથી કોઈ શખ્સનું દીલ દુખાશે અથવા કોઈ શખ્સના ધરમને અપમાન પોંહોચશે એવો સંભવ છે એમ જાણીને, કોઈ પુજાની જગામાં, અથવા કબરસ્તાનમાં અથવા પ્રેતસંસ્કાર કરવા સારૂ અથવા મુડદાં મુક

વા સારૂ જુદી કાહાડેલી જગામાં, જે માણસ વગર રજાએ પ્રવેશ કરે, અથવા કોઈ પરેતનું અપમાન કરે, અથવા પરેત સંસ્કાર કરવા સારૂ મળેલા કોઈ શખસોને અડચણ કરે, તે માણસને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ સમન નીકળે. | જામીન લઈ શકાય | માંડીવાળી શકાયનહી | પરેસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૧ વરસ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|

ટીકા.—કોઈ પુજાની જગામાં વગર રજાયે પ્રવેશ કરવો અથવા કોઈ કબરસ્તાન અથવા મુડદાની ક્રીયામાં અપમાન કરવું એ આ કલમ પ્રમાણે ગુન્હો છે.

**ધરમ સબંધી કોઈ પણ શખસનું દીલ દુખાવવાના પાકા ઈરાદાથી કાંઈ શબ્દો બોલવા વગેરે.**

૨૯૮ ધરમ સંબંધી કોઈપણ શખસનું દીલ દુખાવવાના પાકા ઈરાદાથી જે માણસ તે શખસ સાંભળે એમ કોઈ શબ્દ બોલે, અથવા કાંઈ અવાજ કરે, અથવા તે શખસના દેખતાં કાંઈ ચાળા કરે, અથવા તે શખસની દ્રષ્ટી પડે એમ કાંઈ પદારથ મુકે, તે માણસને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ સમનનીકળે | જામીન લઈ શકાય | માંડીવાળી શકાય. | પરેસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે | એક વરસ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બને |
|---|---|---|---|---|---|

ટીકા.—કેઈ કેઈ કલમોના ગુન્હા માંડી વાળી શકાય તેવા છે તે વાસ્તે ક્રીમીનલ પ્રોસીજર કોડ (૧૮૮૨ના ૧૦મા આકટ) ની કલમ. ૩૪૫ જુઓ.

મજકુર કલમો વીશે વીચાર કરતાં સાધારણ અપવાદો ખસુસ કરીને ધ્યાનમાં રાખવા જોઈએ; કેમકે કોઈ પાદરી અથવા ધરમ ગુરૂ પોતાની શુદ્ધ બુદ્ધીમાં ઉપદેશ કરતો હોય તેથી બીજાઓને ગમે તે ગુન્હો થતો હોય તો પણ જવાબદાર થતો નથી; તેમજ કોઈ માજીસ્ટરેટ પોતાની ફરજ પ્રમાણે કોઈ ધરમ સંબંધી વરઘોડો અટકાવે તો તે પણ કાંઈ જવાબદાર થતો નથી.

# ભાગ ૧૬ મો

## માણસના શરીર સંબધી ગુન્હાઓ બાબત.

### જીંદગી સંબંધી ગુન્હાઓ બાબત.

શિક્ષણીય મનુષ્યવધ.

૨૯૯. માત આણવાના ઈરાદાથી, અથવા જેથી માત થવાનો સંભવ હોય એવું કાંઈ શરીરનું નુકશાન કરવાના ઈરાદાથી, કાંઈ કામ કરીને અથવા ફલાણું કામ કરેથી માત થશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં તે કામ કરીને, જે માણસ માત આણે, તે માણસે શિક્ષણીય મનુષ્યવધનો ગુન્હો કરયો એમ સમજવું.

દ્રષ્ટાંત.

(अ) માત આણવાના ઈરાદાથી, અથવા તેથી માત થશે એવો સંભવ છે એમ જાણીને, अ એક ખાડાની ઉપર લાકડીઓ ગોઠવીને ઘાસથી પાથરે, અને તે જમીન મજબુત છે એમ માનીને ज તે પર ચાલતાં અંદર પડીને તેનો જીવ જાય, તો अ એ શીક્ષણીય મનુષવધનો ગુન્હો કરયો એમ સમજવું.

(ब) ज એક ઝાડી પાછળ છે એવું अ જાણે છે ब ને એ વાતની ખબર નથી. હવે ज નું માત આણવાના ઈરાદાથી, અથવા એથી ज નું માત થશે એવો સંભવ છે એમ જાણીને, अ ब ને તે ઝાડીમાં બંદુક ભરીને મારવાને લલચાવે, અને તે પ્રમાણે ब બંદુક મારીને ज નો પ્રાણ લે, તો એ ઠેકાણે ब કાંઈ ગુન્હાનો તકસીરવાર નહી થાય એમ બની શકે છે, પણ अ એ શીક્ષણીય મનુષ્યવધનો ગુન્હો કરયો એમ સમજવું.

(क) એક પક્ષીને મારીને તે ચોરી લેઈ જવાના ઈરાદાથી તેને ગોળી મારવામાં अ એક ઝાડી પાછળ બેઠેલા ब નો જીવ લે, અને ब ત્યાં બેઠેલો છે એમ अ જાણતો ન હોય, તો એ ઠેકાણે અગર अ એક કાયદા વિરૂધ કામ કરતો હતો તોપણ તે શીક્ષણીય મનુષ્યવધના ગુન્હાનો તકસીરવાર નથી, કેમકે તેણે ब નો જીવ લેવાનો, અથવા જે કામથી માત થવાનો સંભવ તેના જાણ્યામાં હોય એવું કાંઈ કામ કરીને માત આણવાનો, ઇરાદો કરયો નહી હતો.

ખુલાસો ૧ લો — જે શખસને કાંઈ રોગ, કે વ્યાધી, શરીરની અશક્તતા થઈ હોય એવા કોઈ શખસને જે માણસ શરીરનું નુકશાન કરે, અને તેથી કરીને બેજા શખસનું માત વેહેલું થાય તો તે માણસે તે શખસનું માત આણ્યું એમ સમજવું.

ખુલાસો ૨ જો — જે ઠેકાણે કાંઈ શરીરના નુકશાનથી માત થાય, તે ઠેકાણે જે શખસે તે શરીરનું નુકશાન કરયું હોય તેણે તે માત આણ્યું એમ સમજવું, પછી અગર ખરાબર ઈલાજ કરેથી તથા હોંસીયાર હકીમની દવા કરેથી તે માત થતુ બચી સકત એમ હોય તોપણ

ખુલાસો ૩ જો — માના પેટ માંહેલા બચ્ચાનું માત આણવું તે મનુષ્યવધનો ગુન્હો નથી પણ કોઈ જીવતાં બચ્ચાંનો કાંઈ પણ ભાગ બાહાર નીકળ્યો હોય, પછી તે બચ્ચાંથી શ્વાસોશ્વાસ ન લેવાયા હોય અથવા તે પુરેપુરૂં જન્મ્યું ન હોય તો પણ તે જીવતાં બચ્ચાંનું

મોત આણવું તે શિક્ષણીય મનુશ્યવધનો ગુન્હો થઈ શકે.

ટીકા—શિક્ષણીય મનુશ્યવધનો ગુન્હો થવાને વાસ્તે ગુન્હેગારના કૃત્યથી મોત થવુ જો ઇએ એટલુંજ નહી પણ મોત થશે એવા ઇરાદાથી કરવુ જોઇએ અથવા મોત થવાનો સં ભવ છે એવા જ્ઞાનથા મોત થવુ જોઈએઃ જેમકે

કોઈ વાદીએ કોઈ સરપના ઝેરી દાંત કાઢયા ના હોય એવું પોતે જાણતો હોય તે છતાં કોઈ તમાસો જોનાર શખ્સના માથા ઉપર તે સરપ મુકે, અને તે શખ્સને તે કરડે અને મરી જાય, તો તેમાં એવું ઠરાવ્યું કે તેણે મનુશ્ય વધનો ગુન્હો કરયો અ ને કલમ ૩૦૪ પ્રમાણે શીક્ષા થાય અને કલમ ૩૦૪અ પ્રમાણે નહીં, એનું કારણ એ કે મોત થવાનો સંભવ છે એવું જાણીને તેણે તે કૃત્ય કરયું, જો કે તેમાં તેનો બીલકુલ ઇરા દો નહોતો. રાણી વીરૂધ ગણેશ. ૫ કલકત્તા. ૩૫૧.

શિક્ષણીય મનુશ્ય વધનું તોહોમત હોય અને તે ગમે તો ખુનને મળતું આવતું હો ય અગર ના હોય તો પણ, તે ગુન્હો સ્થાપીત થવાને વાસ્તે તેમ કરવાનો ઇરાદો હતો અ થવા જ્ઞાન હતું એવું ફરીયાદી તરફથી સાબીત કરવું જોઇએ. રાણી વીરૂધ શેખ ચેલાજી. જો આ બરાબર સાબીત થઈ શકે નહીં તો ફરીયાદ નીશ્ફળ જાય.

કાયદાનો એવો મહત્વછે કે જે કૃત્ય કોઈ શખ્સ કરતો હોય તેનો શો પરીણામ થશે વે તે જાણે છે એમ સમજવું, તે ઉપરથી એવો અનુમાન થઈ શકે કે તેમ કરવાનો તે નો ઇરાદો હતો. પણ આવો અનુમાન કોઈ ચોકસ અજ્ઞાનતાને લીધે દુર થઈ શ કે જેમકે,

કોઈ જંગલી શખ્સ જેણે કોઈ દીવસ કાંઈ હથોયાર જોયાં હોય નહીં તે કોઈ શ ખ્સ સામે બંદુકનો બાર કરે, તો એમ સમજવું નહીં કે તે શખ્સને મારી નાંખવાનો તે જંગલીનો ઇરાદો હતો. પણ કોઈ સાધારણ માણસ તેમ કરે તો હકીકત જુદીજ નીપજે.

કોઈ કુદીએ પોતાની સ્ત્રીને નીચે પાડી નાંખીને તેની છાતી ઉપર પોતાની ઘુટણ મુક્યો અને બંધ કરેલી મુઠીઓ બે ત્રણ તેના મોહો ઉપર મારી તેથી કરીને તેના મગ જમાંથી લોહીની ધારો નીકળી અને તેથી તેનુ મૃત્યુ થયું, તેમાં એવું ઠરાવવામાં આવ્યું કે મોત કરવાનો ઇરાદો હતો નહીં અને શરીરની જે હાની કરી તે કુદરતના નીયમ પ્ર માણે એટલી પુરતી હતી નહીં કે જેથી કરીને મોત થાય, તેથી કરીને તે કુદીએ ખુન કરયું નહીં પણ શિક્ષણીય મનુશ્ય વધ કરયું. રાણી વીરૂધ ગોવીંદા. ઈં લો. રી ૧ મું. ૪૪૨.

કોઈ માણસ બીજાને એક ફટકો મારે આવો ફટકો કુદરતના નીયમ પ્રમાણે મોત કરી શકે તેમ હોય નહીં, પણ તે માણસના પેટમાં બરોળની માંદ હોવાને લીધે તેવો ફટકો મારવાથી તેનું મોત થાય. આવો રોગ કેદી જાણતો હોય નહીં તો તે શીક્ષણીય મનુશ્યવધ થઈ શકે નહી. રાણી વીરૂધ પંચાનન. ૧ આર. સી. સી. ક્રી. ૭૭.

કોઈ નદીમાં પુર આવ્યું હોય, અને કોઈ શખ્સ ત્યાં ઉભેલો હોય તેને પુછે કે ન દીમાં ઉતરી સામે પાર જવાશે? અને પેલો શખ્સ જવાદે અને ઉતરનારનું મોત થાય. જે શ ખ્સે જવાની હા કહી, તે શખ્સને મુસાફરને સાવચેતી આપવા ધમાર કરી બેસારેલો હોય તેમ હોયતો તેણે આવી બાબતમાં ખુન કરયું એમ સમજવું. પણ જો બીજો કોઈ માહી

ત શખ્સ હોય, તો તે કાંઈ ખુન કરયું એમ કહી શકાય નહી.

કુટલી હાની થવાની તે ઉપર પણ વીચાર કરવો જોઈએ. કોઈ શખ્સ બીજાને માં હો ઉપર તમાચો મારવા જાય તેટલામાં તે બારીએથી કુદી પડે તો તેમાં કાંઈ ગુન્હો થઈ શકે નહીં; તેમજ

કોઈ બે છોકરા પોતાનાં ઢોર બીજા શખ્સના ખેતરમાં ચારવા લેઈ ગયા હોય, અને ખેતરનો માલેક તેમની કેડે પડે, અને તેમાંથી બચી જવાને વાસ્તે પાસે વેહેતી નદીમાં કુદકો મારી પડે અને તેમાં તેઓ ડુબી મરે, તો તેમાં કાંઈ પણ ગુન્હો બન્યો કેહેવાય નહીં. બુલી વીરૂધ સંબુ. ૧મુ. હા. ૧૬૭.

ખુન. ૩૦૦. નીચે બાતલ કરેલી બાબતો મુકી દેઈને બીજી સરવ બાબતોમાં સીક્ષાણીય મનુસ્યવધને ખુન સમજવું, પણ કયારે કે જો જે કામથી મોત થાય તે કામ મોત આણવાના ઇરાદાથી કરયું હોય, તો અથવા,

૨ જી. કોઈ શખ્સને જેથી તે શખ્સનું મોત થવાનો સંભવ તકસીરવાર માણસ જાણતો હોય એવુ કાંઈ શરીરનું નુકશાન કરવાના ઈરાદાથી તે કામ કરયું હોય, તો, અથવા—

૩ જી. કોઈ શખ્સને કાંઈ શરીરનું નુકશાન કરવાના ઈરાદાથી તે કામ કરયું હોય, અને તે ઈરાદો કરેલું શરીરનું નુકશાન એવા રીતનું હોય કે ચાલતાં શ્રષ્ટિક્રમ પ્રમાણે મોત કરવાને તે સમરથ હોય, તો અથવા

૪ થી. તે કામ એવુ તુરત ભય કરે છે કે તેથી સો વસાં મોત અથવા જેથી મોત થવાનો સંભવ છે એવુ શરીરનું નુકશાન થશેજ, એમ તે કરનાર શખ્સ જાણતો હોય અને મોત આણવાના અથવા ઉપલા પ્રકારના નુકશાનના જોખમમાં પડવા કાંઈ કારણ વીના તે શખ્સ તે કામ કરે, તો

દ્રષ્ટાંત.

(અ) ય ને મારી નાખવાના ઈરાદાથી અ તેને ગોળી મારે, અને તેથી ય મરી જાય; તો અ એ ખુન કરયું, એમ સમજવુ.

(બ) ય ને એવો રોગ થએલો છે કે એક સપાટો મારેથી તેનું મોત થવાનો સંભવ છે એમ જાણ્યા છતાં અ તેને શરીરનું નુકશાન કરવાના ઈરાદાથી સપાટો મારે, અને તે સપાટાથી ય મરી જાય, તો, અગર ચાલતા શ્રષ્ટિક્રમ પ્રમાણે સારી તનદુરસ્તીવાળા શખ્સનું મોત આણવાને તે સપાટો સામરથ ન હોય તોપણ, અ ખુનનો તકસીરવાર છે. પણ ય ને કાંઈ રોગ થએલો છે એમ ન જાણતાં અગર અ તેને એક સપાટો મારે કે તેથી ચાલતા શ્રષ્ટિક્રમ પ્રમાણે સારી તનદુરસ્તીવાળા શખ્સનું મોત ન થાય, તો એ ઠેકાણે, અગર તેનો ઈરાદો શરીરનું નુકશાન કરવાનો હોય તોપણ, જો મોત આણવાનો અથવા જેથી ચાલતા શ્રષ્ટિક્રમ પ્રમાણે મોત થાય એવુ શરીરનું નુકશાન કરવાનો ઈરાદો કરયો નહી હોય તો, અ ખુનનો તકશીરવાર છે એમ સમજવું

(ક) અ ઈરાદાથી ય ને એક તલવાર અથવા ડાંગથી જખમ કરે એવુ કે તેથી ચા

લતા શ્રષ્ટિક્રમ પ્રમાણે માણસનુ મોત થાય, અને ब તે જખમથી મરી જાય, તો એ ઠેકાણે અગર તેણે ब નું મોત આણવાનો ઈરાદો ન કરયો હોય તોપણ अ ખુનનો તકસીરવાર છે એમ સમજવુ.

(ग) લોકોનું એક ટોળુ મળેલું છે તેમાં વગર કારણે अ એક ભરેલી ટોપ છોડે, અને તેથી તેઓમાંના એક જણનો જીવ જાય, તો અગર ફલાણા શખસનો જીવ લેવો એવો તેણે આગળથી વિચાર પુરવક ઈરાદો ન કરયો હોય તોપણ, अ ખુનનો તકસીવાર છે એમ સમજવુ.

સીક્ષણીય મનુશ્યવધ કયારે ખુન નથી.

અપવાદ ૧ લો—ભારે તથા આકસ્મિક ક્રોધ ઉત્પન થવાથી જેની પોતાનો જીવ વશ રાખવાની શકતી ગઈ છે એવી અવસ્થામાં છતાં કોઈ માણસ તે ક્રોધ ઉત્પન કરનાર શખસનુ મોત આણે, અથવા ભુલથી કે ઈતેફાકન કોઈ બીજા શખસનું મોત આણે, તો તે સીક્ષણીય મનુશ્યવધ ખુન નથી.

ઉપલા અપવાદમાં નીચેની સરતો લાગુ પડે છે.—

પેહેલી.—કોઈ શખસને મારી નાખવા અથવા કાંઈ હાની કરવા સારૂ બહાનાં દાખલ તે ક્રોધ ગુન્હેગારે માગી આણેલો અથવા બુધિપુરવક ઉત્પન કરેલો ન હોવો જોઈએ.

બીજી—કાયદા મુજબ, અથવા સરકારી નોકરનો અખત્યાર અમલમાં લાવતાં કોઈ સરકારી નોકરે, કરેલી કાંઈ વસ્તુથી તે ક્રોધ ઉત્પન થએલો ન હોવો જોઈએ.

ત્રીજી—ખાનગી બચાવનો હક કાયદા મુજબ અમલમા લાવતાં કરેલી કાંઈ વસ્તુથી તે ક્રોધ ઉત્પન થએલો ન હોવો જોઈએ.

ખુલાશો—તે ક્રોધ એવો ભારે તથા આકસ્મીક હતો કે તેથી તે ગુન્હો ખુન થઈ શકે નહી, એ હકીકતની બાબત છે,

દ્રષ્ટાંત.

(अ) ક્રોધ ઉત્પન થાય એવુ કાંઈ કામ ब એ કરયાથી ક્રોધાધીન થઈને તે અવસ્થામાં अ ब, નું છોકરૂ य છે તેને ઈરાદાથી મારી નાંખે, તો તે ખુન સમજવુ, કેમકે તે ક્રોધ ઉત્પન થવાનું કામ તે છોકરાએ કરયું નથી અને તે ક્રોધથી થએલું કાંઈ કામ કરવામાં ઈતેફાકન અથવા કમનસીબથી તે છોકરાનું મોત થયુ નથી.

(ब) अ ને ભારે તથા આકસ્મિ ક્રોધ ઉત્પન થાય એવુ કાંઈ કામ य કરે, અને તેથી ક્રોધ ચહડીને अ, य ની ઉપર એક પીસ્તોલ છોડે, અને પાસે ઉભેલો નહી દીઠેલો ब તેથી મરી જાય, પણ તેને મારી નાખવાનો अ એ ઈરાદો ન કરયો હોય તથા પોતાને હાથે તેનું મોત થવાનો સંભવ પણ अ એ જાણ્યો ન હોય, તો એ ઠેકાણે अ એ ખુન નહી, પણ માત્ર સીક્ષણીય મનુશ્યવધ કરયો એમ સમજવુ.

(क) ब ને એક નાજરનો સીપાઈ अ કાયદા મુજબ પકડે, અને તે પકડવાથી આકસ્મક તથા ભારે ક્રોધ ચહડાને अ अ ને મારી નાંખે, તો એ ખુન સમજવુ, કેમકે ક્રોધ જે ઉત્પન થયો તે એક સરકારી નોકરે પોતાનો અખત્યાર અમલમાં લાવતાં કરેલી વસ્તુથી ઉત્પન થયો.

(ड) એક ञ માજીસ્ટરેટની આગળ अ સાક્ષીદાખલ હાજર થાય, અને ञ એ પ્રમાણે બોલે, કે अ ની જુબાનીમાંનો એક શબ્દ પણ હું માનતો નથી, તથા अ એ ખોટી શાહેદી પુરી છે, અને એ શબ્દ સાંભળીને આકસ્મિક ક્રોધ ચહડીને अ ञ ને મારી નાખે, તો એ ખુન સમજવુ.

(इ) ञ નું નાક ખેંચવાની अ કોશીશ કરે અને તેને તેમ કરતાં અટકાવવા સારૂ, ખાનગી બચાવનો હક અમલમાં લાવીને, ञ अ નો હાથ પકડે તેથી આકસ્મિક તથા ભારે ક્રોધ ચહડીને अ ञ ને મારી નાખે, તો એ ખુન સમજવુ, કેમકે ક્રોધ જે ઉત્પન થયો તે ખાનગી બચાવનો હક અમલમાં લાવતાં કરેલી વસ્તુથી ઉત્પન થયો.

(फ) ञ ब ને મારે, તેથી ब ને ક્રોધ ચહડે, અને તે ક્રોધનો ફાયદો લેવાના ઈરાદાથી તથા તેની પાસે फ ને મારી નાખવાના ઈરાદાથી એક પાસે ઉભેલો માણસ अ તે કારણસર ब ના હાથમાં એક છરી આપે, અને તે છરીએવતી ब फ ને મારી નાખે તો એ ઠેકાણે ब એ માત્ર સીક્ષાણીય મનુશ્યવધ કરયો એમ થઈ શકે, પણ अ તો ખુનનો તકસીરવાર છે એમ સમજવુ

અપવાદ ૨ જો.—કોઈ માણસ સુધબુધિએ શરીર અથવા મિલકતના ખાનગી બચાવનો હક અમલમા લાવતાં કાયદાએ તેને આપેલા અખત્યારની હદની બાહાર જાય, અને, આગળ વિચાર કરયા વીના, તથા તે બચાવ કરવામાં જરૂર કરતાં વધારે હાની કરવાના ઈરાદા વગર જે શખસની સાહામા તે બચાવનો હક અમલમાં લાવતો હોય તે શખસનું મોત આણે, તો તે સીક્ષાણીય મનુશ્યવધ ખુન નથી.

દ્રષ્ટાંત.

अ ને મહાવ્યથા ન થાય એવી રીતે ઘોડાની ચાબુકથી તેને મારવાની ञ કોસીસ કરે, अ એક પીસતોલ ખેંચી કાહાડે, फ હુમલામાં જારી રેહે, અને ચાબુકનો માર પડતો બીજા કોઈ ઈલાજથી અટકાવશે નહી એવુ સુધબુદ્ધિએ માનીને अ ગોળી મારી ને फ નો પ્રાણ લે, તો अ એ ખુન નહી, પણ માત્ર મનુશ્યવધ કરયો એમ સમજવુ.

અપવાદ ૩ જો.—કોઈ માણસ સરકારી નોકર હોય અથવા સરકારી ઈનસાફનો વધારો કરવાને કામ કરનારા કોઈ સરકારી નોકરને સાહાય કરતો હોય તે માણસ કાયદાએ તેને આપેલા અખત્યારની હદની બાહાર જાય, અને સરકારી નોકર દાખલ પોતાની ફરજ બરાબર રીતે બજાવવાને સારૂ પોતે જે કામને સુધબુધિએ કાયદેસર તથા જરૂર માનતો હોય એવુ કાંઈ કામ કરવાથી તે મોત આણે, પણ જે શખસનું મોત થાય તે શખસની ઉપર તેનો કાંઈ દવેશભાવ ન હોય, તો તે સીક્ષાણીય મનુશ્યવધ ખુન નથી.

અપવાદ ૪ થો.—આગળ વિચાર કરયા વીના એકાએક ઝઘડો થઈને ઘણો ક્રોધ ચહડયો હોય તેવામાં એકાએક મારા મારી થઈને, સીક્ષાણીય મનુશ્યવધ થાય, અને તે ગુન્હો કરનારે કાંઈ ગેરવ્યાજબી ફાયદો લીધો ન હોય, અને તે ઘાતકી રીતે અથવા નવાઈની રીતે ચાલ્યો ન હોય તો તે સીક્ષાણીય મનુશ્યવધ ખુન નથી.

ખુલાસો—એવી બાબતમાં ક્રોધ ઉત્પન કરનાર કોણ, અથવા પેહેલો હુમલો કરનાર

ઠેકાણે, એ વાત કાંઈ જરૂરની નથી.

અપવાદ ૫ મો—જે શખ્સનું મોત થયું હોય તે શખ્સ અઢાર વરસથી વધારે ઉમર નેઃ છતાં તેણે પોતાની રજામંદીથી પોતાનું મોત થવા દીધું હોય, અથવા મોતનું જોખમ માંથે લીધું હોય, તો તે ઠેકાણે સીક્ષણીય મનુશ્યવધ ખુન નથી.

દૃષ્ટાંત.

ઞ અઢાર વરસથી ઓછી ઉમરનો એક શખ્સ છે તેને ઉશ્કેરીને ઞ બુદ્ધિપુરવક તેની પાસે આત્મઘાત કરાવે, તો એ ઠેકાણે ઞ ની નાની ઉંમરના સબબથી ઞ પોતાનું મોત થવા બાબત પોતાની રજામંદી આપવાને અશક્ત, માટે ઞ એ ખુન કરવામાં મદદગારી કરી એમ સમજવું.

ટીકા.—ખુન અને શિક્ષણીય મનુશ્યવધ વચ્ચે કેવો તફાવત છે તે સાબેરનપીકોક અને જસ્ટીસ ગોરાયંદ ગોપીના કેસમાં ઘણી સ્પષ્ટ રીતે દરશાવ્યો છે તે નીચે પ્રમાણેઃ

શિક્ષણીય મનુશ્ય વધની વાખ્યામાં જો કોઈ ગુન્હો આવી શકે નહીં તો તે ખુન થાય નહીં. ખુન થવાને વસ્તે તે શિક્ષણીય મનુશ્યવધની વાખ્યામાં આવી જવોજ જોઈએ કેમકે કલમ ૩૦૦ માં ફક્ત એવી બાબતો બતાવી છે કે શિક્ષણીય મનુશ્યવધ ખુન ક્યારે કહેવાય. પણ કોઈ પણ ગુન્હો ખુન થવા શીવાય મનુશ્યવધ થઈ શકે.

શિક્ષણીય મનુશ્યવધ કલમ ૩૦૦ના કોઈ પણ અપવાદમાં આવી શકતું હોય તો તે ખુન નથી. મોત કરવાના ઈરાદાથી કોઈ પણ કૃત્યથી મોત કરવું તે શિક્ષણીય મનુશ્ય વધ છે; વળી તે ખુન પણ થઈ શકે, પણ જો કલમ ૩૦૦ના કોઈ પણ અપવાદમાં આવી જતું હોયતો ખુન થઈ શકે નહીં. કોઈ પણ શખ્સને શરીરની હાની કરવાના ઈરાદાથી મોત કરવું અને તે હાની જો કુદરતના નીયમ પ્રમાણે મોત કરી શકે તેવી હોય, એ શબ્દોનો કલમ ૨૯૯ના શબ્દોમાં સમાવેશ થાય છે, (એટલે કે મોત કરવાનો સંભવ થાય એવા શરીરની હાની કરવાના ઈરાદાથી મોત કરવું) અને તે શિક્ષણીય મનુશ્યવધ છે; વળી તે ખુન પણ થઈ શકે, પણ જો તે કલમ ૩૦૦ના કોઈ પણ અપવાદમાં આવી જાય તો ખુન થઈ શકે નહીં;

કોઈ પણ કૃત્યથી મોત થવાનો સંભવ છે એવું જાણીને કોઈ પણ કૃત્યથી મોત કરવું તે શિક્ષણીય મનુશ્યવધ છે, પણ વળી જો તે કલમ ૩૦૦ મી ના કોઈ પણ અપવાદમાં આવતું હોય તોપણ તે ખુન છે, પણ જો તે કલમની રકમ ૨, ૩, અથવા ૪ માં આવતું હોય તો તે ખુનથી; (તે રકમો ૨, ૩, અને ૪ જુઓ.)

જેવી રીતે શિક્ષણીય મનુશ્યવધના ગુન્હામાં ઈરાદો હતો અથવા જ્ઞાન હતું એવું ફરીયાદીએ સાબીત કરવું જોઈએ તેમજ ખુનના તોહોમતમાં પણ ઈરાદો અથવા જ્ઞાન ફરીયાદી તરફથી સાબીત થવું જોઈએ. રાણી વીરૂધ શેખ ફકીર.

કોઈ શખ્સ બીજાને એવી ધાસ્તી દેખાડે કે હું ભવીશમાં તારા શરીરને કાંઈ હાની કરીશ, તે ઉપરથી સ્વ બચાવ તરીકે પેલા ધાસ્તી આપનારને મારી નાખે તો તે કાંઈ આ કલમના બીજા અપવાદમાં આવી શકે નહી. રાણી વીરૂધ ગોવરધન.

આ કલમનો ચોથો અપવાદ ફક્ત એવી બાબતમાં લાગુ પડે છે કે જેમાં ગુસ્સાના આવેશમાં કાંઈપણ પ્રથમથી ધારયા વીના હંગામો થયો હોય, અને વળી તે એકદમ

ઠજીઓ થવા રૂપેથી થયો હોય અને પછીથી બખેડો થાય અને તેમાં કોઈનું મરણ થાય, તેવી બાબતમાં ચોથો અપવાદ લાગુ પડે છે. રાણી વીરૂધ મલીમ. ચોથો અપવાદ લાગુ પાડવાને તેમાં બતાવેલી સઘળી હકીકતો કેદીઓની તરફેણમાં માલમ પડવી જોઇએ. રાણી વીરૂધ આદલ.

એક કેસમાં એમ બન્યું કે કોઈ મદારીએ કેટલાક તમાશો જોનારને એવું સમજાવ્યું કે મારી પાસે સરપનો ડંશ ઉતારવાનો ઈલાજ છે, અને આવું ભુલથી ખરૂં માનીને કેટલાક જોનારાએ પોતાને સરપ કરડવા દીધો, તેમાં તેઓનું મરણ થયું. તેમાં જડજોએ એવું ઠરાવ્યું કે આ કલમના ૫ મા અપવાદ પ્રમાણે માનનો જુમ્મો પોતાને શીર લેવાની કબુલાત આપેલી તેથી મદારીએ ખુન કરયું કેહેવાય નહી, પણ મનુશ્યવધ કરયું. રાણી વીરૂધ પુનાઈ ફતીમા. ક. બં. સો. રી. ૨૫.

જે શખસનું મોત આણવું ધારયું હોય તેથી કોઈ જુદા શખસનું મોત થાય, તો તે શિક્ષણીય મનુશ્યવધ વિશે.

૩૦૧ જે વસ્તુથી મોત આણવાનો ઈરાદો કરયો હોય, અથવા જેથી મોત થવાનો સંભવ છે એમ પોતાના જાણ્યામાં હોય, એવી કાંઈ વસ્તુ કરવાથી અગર કાંઈ શખશ જેનું મોત આણવાનો તેણે ઈરાદો નહી કરયો હોય અને જેનું મોત પોતાથી થવાનો સંભવ તેના જાણ્યામાં પણ ન હોય, એવા કોઈ શખસનું મોત આણીને શિક્ષણીય મનુશ્યવધ કરે, તો જે શખસનું મોત આણવાનો તેણે ઈરાદો કરયો હોય, અથવા જેનું મોત પોતાથી થવાનો સંભવ તેના જાણ્યામાં હોય તે શખસનું અગર તેણે મોત આણ્યું હોત, તો તે જે પ્રકારનો શિક્ષણીય મનુશ્યવધ થાત, તેજ પ્રકારનો તે ગુન્હેગારે કરેલો મનુશ્યવધ છે એમ સમજવું.

ટીકા.—એક શખસને મારવાનો ઈરાદો હોય પણ ભુલથી તેને બદલે બીજા શખસનું મોત થાય તેને વાસ્તે આ કલમ છે. જેમકે

કોઈ એક સ્ત્રીનો યાર તે સ્ત્રીના ધણીને મારી નાંખવાને વાસ્તે તેને એક અંધારી રાત્રે મળ્યો પણ ભુલથી તે રસ્તે જનાર કોઈ શખસને પેલા ધણીને બદલે મારી નાંખ્યો, તેમાં તેને ખુનનો ગુનેગાર ઠરાવ્યો હતો. રાણી વીરૂધ ગોવીંદા

વળી કોઈ સ્ત્રી પોતાના ધણીને મારી નાંખવાને વાસ્તે એક રોટલીની અંદર સોમલ નાંખી તઈયાર કરે છે. તેવામાં એક પોતાનું બાળક ખાવા આવ્યું અને તેની પાસે રોટલો માગી. સોમલ નાંખેલો રોટલો તે સ્ત્રીએ ભુલથી પેલા બાળકને આપી અને તેનું મોત થયું; તો તેણે આ કલમ પ્રમાણે ગુન્હો કરયો. જુઓ. કરીનુ મેન્યુઅલ.

ખુનની શિક્ષા

૩૦૨ જે માણસ ખુન કરે, તેને મોતની, અથવા જીવતાં સુધી સમુદ્રપારની, શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય નહી | માંડીવાળી શકાય નહી. | સેશન કોરટ ઈનસાફ કરે. | મોત, જીવતાં સમુદ્ર પાર તથા દંડ |
|---|---|---|---|---|---|

ટીકા.—કોઈ શખ્સ ડાકાઈટીની અંદર જાણી જોઈને ખુન કરે તો તેને કલમ ૩૯૬ પ્રેમાણે શીક્ષા થાય, પણ તેને ખુન સારૂ કલમ ૩૦૨ મુજબ અને ડાકાઈટી સારૂ કલમ ૩૯૬ મુજબ જુદાંજુદી રીતે ગુન્હેગાર ઠરાવી શકાય નહીં. રાણી વીરૂધ રઘુ.

જન્મ ટોપના ખુનની સીક્ષા. ૩૦૩. જીવતાં સુધી સમુદ્રપારની સીક્ષાનો હુકમ જે માણસની ગુન્હેગારે કરેલા ઉપર થએલો હોય, તે માણસ અગર ખુન કરે, તો તેને મોતની સીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી | સેશનકોરટ ઈનસાફ કરે | મોત. |
|---|---|---|---|---|---|

ખુનથી ઉતરતા દરજાના સીક્ષાણીય મનુશ્યવધની સીક્ષા.

૩૦૪. ખુનથી ઉતરતા દરજાનનો સીક્ષાણીય મનુશ્યવધ જે માણસ કરે, તે માણસને, અગર જે કામથી મોત થયું હોય તે કામ તેણે મોત આણવાના ઈરાદાથી, અથવા જેથી મોત થવાનો સંભવ હોય એવુ કાંઈ શરીરનું નુકશાન કરવાના ઈરાદાથી, કરયું હોય તો, જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર તે કામથી મોત થવાનો સંભવ છે એમ જાણીને, પણ મોત આણવાના અથવા જેથી મોત થવાનો સંભવ હોય એવુ કાંઈ શરીરનું નુકશાન કરવાના ઈરાદા વગર, તે કામ તેણે કરયું હોય, તો તે માણસને દશ વરષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય નહી. | માંડોવાળી શકાય નહી. | સેશનકોરટ ઈનસાફ કરે. | જીવતાં સુધી સમુદ્રપાર અથવા ૧૦ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|
| અગર તે કામ મોત આણવાના ઈરાદાથી નહીં પણ તેથી મોત થવાનો સંભવછે એમ જાણીને કરયું હોયતો | | | | ઉપર પ્રમાણે. | ૧૦ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |

ટીકા.—કોઈ પણ કૃત્યથી મોત થવાનો સંભવ છે એવું જાણીને મોત કરે તેના કરતાં મોત કરવાને કોઈ કૃત્ય ઈરાદાથી કરીને મોત કરે તેને વાસ્તે આ કલમમાં શીક્ષા વધારે સખત બતાવી છે.

ગફલતથી મોત થાય.

"૩૦૪. અ—સીક્ષાણીય મનુશ્યવધ કરનાં ઉતરતા દરજાનું હરેકાંઈ અવીચારનું અથવા ગફલતી ભરેલું કામ કરીને કોઈ માણસ કોઈનું

માત આવે તો તેને ઘણામાં ઘણા બે વરસ સુધી બેમાંના ગમે તે પ્રકાર ની કેદની સીક્ષા કરવી, અથવા દંડ કરવો, અથવા એ બેઉ સીક્ષા કરવી." (સને ૧૮૭૦ ના આક્ટ ૨૭ મા પ્રમાણે)

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે | જામીન સેઈ શકાય | માંડીવાળી શકાય નહી | સેશન કોરટ, પરેસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૨ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|

ટીકા.—કોઈ એક શેઠ પોતાના ચાકરને પંખો ખેંચવા બેસાડેલો, પણ પંખો ખેંચતા તેની સુસ્તીને લીધે તે શેઠે તેને એક બે વખત માર્યો. હવે આ ચાકરના પેટમાં કાંઈ બરોળનો રોગ હશે તે તેના શેઠને ખબર નહીં, અને તેણે તેને માર્યો પણ તે કાંઈ એવું જાણતો નહોતો કે આમ મારવાથી પેલાનું મરતુ થશે, તેનું મરતુ થયું તેમાં એવું ઠરાવ્યું કે તેણે કલમ ૩૨૩ પ્રમાણે મહાવ્યથા કરી. રાણી વીરૂધ ફોકસ. ૨. અલાહાબાદ. ૫૨૨

કોઈ કેદીએ મરનારને એક આંચકો માર્યો તેમાં તે પડ્યો અને પડવાથી તેનો અંગુઠો ભાંગ્યો અને આખરે તેથી મરી ગયો, તેમાં એવું ઠરાવ્યું કે તેણે સાપરાધ ખુન વાપરવાનો ગુનોહ કર્યો. રાણી વીરૂધ આચારજી. ૧ મ. ૨૨૪.

કોઈ બાળક અથવા દીવાના શખસને આતમઘાત કરવામાં મદદગારી કરવી.

૩૦૫ જો હરાડ વરષથી ઓછી ઉમરનો કોઈ શખસ, અથવા કોઈ દીવાનો શખસ, અથવા કોઈ ચળેલો શખસ, અથવા જન્મથીજ ગાંડો એવો કોઈ શખસ, અથવા કેફની હાલતમાં હોય એવો કોઈ શખસ, આતમઘાત કરે, તો તે આતમઘાત કરવામાં જે માણસ મદદગારી કરે, તે માણસને મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દશ વરષની મુદત સુધીની કેદની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય નહી | માંડીવાળી શકાય નહી | સેશનકોરટ ઈનસાફ કરે | મોત અથવા જીવતાં સુધી સમુદ્રપાર અથવા ૧૦ વરસ સુધી કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

આત્મઘાતમાં મદદગારી.

૩૦૬. જો કોઈ શખસ આતમઘાત કરે, તો તે આત્મઘાત કરવામાં જે માણસ મદદગારી કરે, તે માણસને દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી. | સેશન કોરટ ઈનસાફ કરે | ૧૦ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

ટીકા—કોઈ સ્ત્રી સતી થતી હશે તેમાં કેટલાક શખસોએ ખરેખરો ચીતામાં આગની લગાડયો અને એક શખસ ફકત એક બાજુએ ઉભો રહ્યો પણ તેમાં સામેલ થયો નહોતો; પણ પેલી સ્ત્રી બળવાથી નાશી ગઈ, તેને પાછી આણવામાં પેલા બાજુએ ઉભેલા શખસે મુખ્ય ભાગ લીધો, તેમાં એવું ઠરાવ્યું કે જેમણે દેવતા સળગાવ્યો તેઓ શીક્ષણીય મનુશ્યવધના ગુન્હેગાર છે પણ પેલો બાજુએ ઉભેલો શખસ આત્મઘાત કરવામાં મદદગારી કરવાનો ગુન્હેગાર છે.

ખુનનો કોશીસ.

૩૦૭. જો કોઈ માણસ એવા ઈરાદા અથવા જ્ઞાનથી, તથા એવી હાલતમાં, કાંઈ કામ કરે કે, અગર તે કામથી તે મોત આણે તો, તે માણસ ખુનનો તકસીરવાર થાય, તો તે માણસને દશ વરષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે, અને તે કામથી અગર કોઈ શખસને વ્યથા થાય તો, તે ગુન્હેગાર અગર તો જીવતાં સુધી સમુદ્રપારની સીક્ષાને, અથવા ઉપર લખેલા છે તે સીક્ષાને લાયક થશે

જન્મટોપના ગુન્હેગારોએ કોસીસ કરવી.

"જે માણસના ઉપર જીવતાં સુધી સમુદ્રપારની સીક્ષાનો હુકમ થઈ ચુકેલો હોય તે માણસ આ કલમ પ્રમાણે ગુન્હો કરશે અને તેના તેજ ગુન્હાથી વ્યથા થઈ હોય તો તેને મોતની સીક્ષા થઈ શકશે." (સને ૧૮૭૦ ના આકટ ૨૭ મા પ્રમાણે)

દૃષ્ટાંત.

(અ) ફ ને મારી નાખવાના ઈરાદાથી અ ફ ને ગોળી મારે, એવી હાલતમાં કે અગર ફ નું મોત થાય તો અ ખુનનો તકસીવાર થાય, તો અ આ કલમ મુજબ સીક્ષાને લાયક છે.

(બ) એક કુમળા વયના બચ્ચાનું મોત આણવાના ઈરાદાથી અ તે બચ્ચાને એક જંગલમાં ખુલું મુકે, તો, પછી તે બચ્ચાનું મોત ન થાય તો પણ અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કરયો એમ સમજવું.

(ક) ફ નું ખુન કરવાના ઈરાદાથી અ એ એક બંદુક વેચાતી લઈને તેને ભરી હજુ સુધી અ એ ઉપર લખેલો ગુન્હો કરયો નથી. અ તે બંદુક ફ ની ઉપર છોડે, તો તેણે આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કરયો એમ સમજવું; અને અગર તે બંદુક છોડવાથી ફ ને જખમ થાય તો આ કલમના પાછલા ભાગમાં ઠરાવેલી સીક્ષાને તે લાયક છે.

(ડ) ઝેર ખવડાવીને ફ નું ખુન કરવાના ઈરાદાથી અ કાંઈ ઝેહેર ખરીદ કરે, અને તે ઝેહેર કાંઈ ખોરાકમાં ભેળવે, અને તે ખોરાક અ ના કબજામાં રેહે, તો અ

સુધી अ એ આ કલમમાં ખ્યાન કરેલો ગુન્હો કરયો નથી, પણ अ તે ખોરાક फ ની ટેબલપર મેલે, અથવા फ ની ટેબલપર મેલવા સારૂ તે ખોરાક फ ના ચાકરોને આપે, તો अ એ આ કલમમાં ખ્યાન કરેલો ગુન્હો કરયો એમ સમજવુ.

<table>
<tr><td>વગર વારંટે પોલીસ પકડી શકે.</td><td>પ્રથમ વારંટ નીકળે.</td><td>જામીન લેઈ શકાય નહી.</td><td>માંડીવાળી શકાયનહી</td><td>સેશનકોરટ ઈનસાફકરે</td><td>૧૦ વરસ સુધી બેમાંનાગમે તે પ્રકારની કેદ તથા દંડ.</td></tr>
<tr><td colspan="3">અગર તે કામથી કોઈ શખસને બથા થાય તો.</td><td colspan="2">ઉપર પ્રમાણે</td><td>જીવતાં સુધી સમુદ્રપાર અથવા ઉપર મુજબ.</td></tr>
<tr><td colspan="3">જન્મટીપના કેદીએ ખુનની કોશીશ કરવી અગર તેથી બથા થાય તો.</td><td colspan="2">ઉપર પ્રમાણે</td><td>મોત અથવા ઉપર મુજબ.</td></tr>
</table>

**ટીકા**—જે શખસનું મોત કરવાનું ધારેલું હોય તે શખસ અમુક ઓરડીમાંછે એવુ માનીને એક બરોબર ભરેલી બંદુક તે ઓરડીમાં ફોડે, પણ ખરૂ જોતાં તે શખસ બીજી ઓરડીમાં હોય અને ત્યાં ગોળી આવી શકે તેમ હોય નહી તેમાં; અને કોઈ લાકડાના ઢગલાને પોતાનો દુશ્મન ઉભેલો છે એવુ માનીને એક તરવારનો ઘા કરે; એ બંને કેશમાં બંદુક ફોડવામાં, અથવા તરવારનો ઘા કરવામાં, કપટ ભરેલો ઈરાદો હોવા છતાં પણ આ કલમ પ્રમાણે ગુનોહ થઈ શકે નહી.

સીક્ષાગ્રાપ મનુસ્યવધ કરવાની કોસીસ.

૩૦૮ જો કોઈ શખસ એવા ઈરાદા અથવા જ્ઞાનથી, અથવા એવી હાલતમાં, કાંઈ કામ કરે કે, અગર તે કામથી તે મોત આણે તો, તે માણસ ખુનથી ઉતરતા દરજ્જાના મનુસ્યવધનો તકસીરવાર થાય, તો તે માણસને ત્રણ વરષની મુદત સુધીની બેમાંનાગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બનેની સીક્ષા કરવામાં આવશે; અને તે કામથી અગર કોઈ શખસને બથા થાય, તો તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનની સીક્ષા કરવામાં આવશે.

દૃષ્ટાંત.

ભારે તથા આકસ્મિક ક્રોધ ઉત્પન થયાથી अ फ ની ઉપર એક પીસ્તોલ છોડે, એવી હાલતમાં કે, અગર તેમ કરવાથી મોત થાય, તો ખુનથી ઉતરતા દરજ્જાના મનુસ્યવધનો તે તકસીરવાર થાય, તો अ એ આ કલમમાં ખ્યાન કરેલો ગુન્હો કરયો એમ સમજવુ.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લઈ શકાય | માંડીવાળી શકાય નહી | સેશન કોરટ ઈનસાફ કરે. | ૩ વરસ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|

| અગર તે કામથી કોઈ શખસને વ્યથા થાય તો. | ઉપર પ્રમાણે | ૭ વરસ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |
|---|---|---|

આત્મઘાત કરવાની કોસીસ

૩૦૯. જે માણસ આત્મઘાત કરવાની કોસીસ કરે, તથા તે ગુન્હો કરવા તરફ કાંઈ કામ કરે, તે માણસને એક વરસની મુદત સુધી આસાન કેદની અથવા દંડની અથવા એ બંનેની સીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે | જામીન લઈ શકાય | માંડીવાળી શકાય નહી | પરેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૧ વરસ સુધીની આસાન કેદ, અથવા દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|

ટીકા—સાપરાધ ધારણાનો કોઈપણ ભાગ અમલ કરવામાં આવે તેવા કૃત્યથી આ કલમપ્રમાણે મદદગારી કરવાનો ગુન્હો થઈ શકે પણ તે કૃત્ય પોતાનું ખુન કરવાનીજ શરૂઆત હોવી જોઈએ.

ઠગ.

૩૧૦. આ આકટ પસાર થયા પછી કોઈ પણ વખતે જે માણસ ખુનના ઉપાયથી, અથવા ખુનની સાથે, અપહરણ અથવા છોકરાં ચોરવાનો ગુન્હો કરવાનાં કારણસર નિત્ય કોઈ બીજા માણસ અથવા માણસોની જોડે મળેલો રહેશે, તે માણસને ઠગ સમજવો.

સીક્ષા.

૩૧૧. જે ઠગ હોય, તે માણસને જીવતા સુધી સમુદ્રપારની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી | સેશન કોરટ ઈનસાફ કરે. | જીવતાં સુધી સમુદ્રપાર તથા દંડ. |
|---|---|---|---|---|---|

ટીકા—મુસાફર લોકોની આબરૂ લેવા, તેમનું ખુન કરવા, તથા તેમની મીલકત લુટી લેવાને સારૂ જે શખસોની ટોળીઓ હમેશાં એકઠી થતા હોય તેવા શખસો ઠગ કહેવાય છે.

## ગરભપાત કરવા બાબત, નહીં જન્મેલાં બચ્ચાંઓને નુકશાન બાબત, બચ્ચાંઓને ખુલ્લાં મુકવા બાબત, તથા જન્મ છુપાવવા બાબત.

ગરભપાત કરવો.

૩૧૨. જે માણસ બુદ્ધિપુરવક કોઈ ગરભવંતી સ્ત્રીનો ગરભપાત કરે, તે માણસને, અગર તે ગરભપાત સુધબુધએ તે સ્ત્રીનો જીવ બચાવવાના કારણસર ન કરયો હોય તો, ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની સીક્ષા કરવામાં આવશે; અને અગર તે સ્ત્રી ચલીતગરભા હોય તો તે માણસને સાત વરષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ખુલાસો—જે સ્ત્રી પોતે પોતાનો ગરભપાત કરે તે પણ આ કલમના અરથમાં દાખલ થાય છે.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય નહી. | સેશન કોરટ ઈનસાફ કરે. | ૩ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|
| અગર તે સ્ત્રી જો ચલીતગરભા થઈ હોય તો. | ઉપર પ્રમાણે | | | | ૭ વરસ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |

ટીકા—સ્ત્રીની કબુલાતથી અથવા કબુલાત સીવાય જો ગરભપાત કરયો હોય પણ તેની જીંદગી બચાવવાના કારણ સારૂ શુદબુધીમાં કરયો હોય તો તે ગુન્હો નથી. જો તેની રજામંદી મેળવી હોય તો તેને કલમ ૮૮ પ્રમાણે કાંઈ પણ સીક્ષા થઈ શકે નહી

ખુલાસામાં બતાવ્યા પ્રમાણે કોઈ સ્ત્રી પોતાની મેળે ગરભપાત કરે તે પણ આ કલમમાં આવી જાય છે.

છોકરૂ અવતરયાનો વખત થયા પેહેલાં ગરભમાં તેનો નાશ કરવો તે ગરભપાત કહેવાય. આ કલમમાં બતાવેલો ગુન્હો થવાને વાસ્તે તે સ્ત્રી ગરભવંતી હોવાની જરૂર છે

જ્યારે ગરભનો ચોથો મહીનો કે પાંચમો થાય છે, ત્યારે તે સ્ત્રી ચલીતગરભા થઈ એમ સમજવુ; સ્ત્રીને જ્યારે પોતાના પેટમાં ગરભની હીલચાલ થતી માલમ પડે ત્યારે તે ચલીતગરભા થઈ એમ સમજવુ.

સ્ત્રીની રજામંદી વગર ગરભપાત કરવો.

૩૧૩. સ્ત્રીની રજામંદી વગર જે માણસ ઉપલી કલમમાં બયાન કરેલો ગુન્હો કરે તે માણસને, પછી તે સ્ત્રી ચલીતગરભા હોય કે નહી તો પણ, જીવતા સુધી સમુદ્રપારની અથવા દસ વરસની મુદત સુધીની બે

માંના ગમે તે પ્રકારની કેદની, સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ વારંટ નીકળે. | જામિન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી | સેશન કોર્ટ ઈનસાફ કરે. | જીવતાં સુધી સમુદ્રપાર અથવા ૧૦ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |

ગરભપાત કરવાના ઈરાદાથી કરેલા કાંઈ કામથી થએલું મોત.

તે સ્ત્રીની રજામંદી વગર તે કામ કરયું હોય, તો.

૩૧૪. કોઈ ગરભવંતી સ્ત્રીનો ગરભપાત કરવાના ઈરાદાથી કોઈ માણસ એવું કાંઈ કામ કરે કે તેથી તે સ્ત્રીનું મોત થાય, તો તે માણસને દશ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર તે કામ તે સ્ત્રીની રજામંદી વગર કરયું હોય, તો તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની સીક્ષા, અથવા ઉપર જણેલી સીક્ષા કરવામાં આવશે.

ખુલાસો—આ ગુન્હામાં એવું કાંઈ જરૂર નથી કે તે કામથી મોત થાય એવો સંભવ છે એમ તે ગુન્હો કરનારે જાણવું જોઈએ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે નહી | પ્રથમ વારંટ નીકળે. | જમીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી | સેશન કોરટ ઈનસાફ કરે. | ૧૦ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |

| | | |
|---|---|---|
| તે સ્ત્રીની રજામંદી વગર કામ કરયું હોય તે. | ઉપર પ્રમાણે | જીવતાં સુધી સમુદ્રપાર અથવા ઉપર મુજબ. |

ટીકા.—ખુલાસામાં બતાવ્યા પ્રમાણે એમ કાંઈ જરૂર નથી કે તે ગુન્હેગારે જાણવું જોઈએ કે તે કૃત્યથી મોત થવાનો સંભવ છે.

આવી જાતના મનુસ્યવધ બુધિપુરવક સીવાય થઈ જાય; એટલે કે આ કાયદાના અરથ પ્રમાણે એટલે એવા શખ્સથી મોત થાય કે જે બીલકુલ જાણતો હોય નહી કે આવા કૃત્યથી મોત નીપજશે જેમકે કોઈ શખ્સ કોઈ સ્ત્રીનો ફક્ત ગરભપાત કરવાને વાસ્તે કાંઈ પણ બુધીપુરવક સીવાય કાંઈ કૃત્ય કરે છે અને તેથી તેનું મોત થાય, તો તેને આ

કલમ પ્રમાણે સીક્ષા થાય, અને વળી તે સ્ત્રીની જીંદગી બચાવવાની સાવચેતીથી વરતે તે છતાં પણ આ કલમ પ્રમાણે ગુન્હેગાર થાય છે.

કોઈ બચ્ચું જીવતું જનમતાં અટકાવવાના અથવા જનમ્યા પછી તે મરી જાય એવું કરવાના ઈરાદાથી કરેલું કામ.

૩૧૫. જે માણસ, કોઈ બચ્ચું જનમતાં પહેલાં, તે બચ્ચું જીવતું જનમતાં અટકાવવાનાં, અથવા જનમ્યા પછી તે મરી જાય એવું કરવાના ઈરાદાથી, કાંઈ કામ કરે, અને તે કામ કરેથી તે બચ્ચું જીવતું જનમતું અટકે, અથવા જનમ્યા પછી તે મરી જાય તો તે માણસને, અગર તે કામ સુધબુધથી એ તે બચ્ચાની માનો જીવ બચાવવાનાં કારણસર નહી કરેલું હોય તો, દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસી પકડી શકે નહી. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી | સેશન કોરટ ઈનસાફ કરે. | ૧૦ વરસ સુધીની બેમાંના ગમે તે પ્રકાની કેદ અથવા દંડ અથવા બંને |
|---|---|---|---|---|---|

ટીકા.—માના ગરભમાં કોઈ છોકરાનું મોત કરવું અને વળી તે છોકરાનો કોઈ ભાગ બાહાર આવ્યો હોય તે પ્રથમ, તે મનુશ્યવધ નથી. જુઓ કલમ ૨૯૯ ખુલાસો ૩.

જે કામ સીક્ષણીય મનુશ્યવધ ગણાતું હોય એવા કામથી કોઈ નહી જનમેલાં જીવતાં બચ્ચાંનું મોત આણવું.

૩૧૬. કોઈ માણસ કાંઈ કામ કરે, એવી હાલતમાં કે જો તે કામથી મોત થાય તો તે માણસ સીક્ષણીય મનુશ્યવધનો તકસીરવાર થાય, અને તે કામ કરેથી તે કોઈ નહી જનમેલાં જીવતા બચ્ચાનું મોત આણે તો તે માણસને દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

દૃષ્ટાંત.

ફલાણી ગરભવંતી સ્ત્રીનું મારાથી મોત થવાનો સંભવ છે એમ જાણ્યા છતાં અ એવું કાંઈ કામ કરે કે, અગર તે કામથી તે સ્ત્રીનું મોત થાય તો, તે સીક્ષણીય મનુશ્યવધ ગણાય, અને તે સ્ત્રીને નુકશાન થાય પણ તે મરી જાય નહી; પણ તેના પેટમાં જે જીવતું બચ્ચું હોય તેનું તે કામથી મોત થાય, તો અ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હાનો તકસીરવાર છે એમ સમજવું.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી | સેશન કોરટ ઈનસાફ કરે. | ૧૦ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

ટીકા.—ગરભનો વખત ચલીતગરભ ઉપરાંત થયો હોય તેમાં છોકરાંનો નાશ કરવો એ બાબત આ કલમ છે, અને વળી જે ટેકાણે ચલીતગરભ પછી પણ છોકરૂં અવતરયા પ્રથમ મોત થાય તેને માટે છે.

કોઈ શખસ કોઈ ગરભવંતી સ્ત્રીને માર મારે અને તેના ચલીતગરભવાળા છોકરાનું મોત થાય તો જે માર તેણે મારયો તેથી તે સ્ત્રીનું મોત કરવાનો ઈરાદો હોય તો તે શખસ આ કલમ પ્રમાણે ગુન્હેગાર થાય.

કોઈ બાર વરસથી ઓછી ઉમરનાં બચ્ચાંને તેના મા બાપે, અથવા જે શખસના હવાલામાં તે બચ્ચું હોય તે શખશે ખુલ્લુ મુકયુ અથવા તજવુ.

૩૧૭. જે માણસ, કોઈ બાર વરસથી ઓછી ઉમરનાં બચ્ચાંનો બાપ અથવા મા તેની હોય, અથવા જે માણસના હવાલામાં એવુ બચ્ચુ હોય તે માણસ અગર તે બચ્ચાને બોલકુલ તજવાના ઈરાદાથી, તે બચ્ચાને કોઈ જગામાં ખુલ્લુ મુકે, અથવા મુકે તો તે માણસને સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની સીક્ષા કરવામાં આવશે.

ખુલાસો—અગર તે પ્રમાણે તે ખુલ્લુ મુકવાથી બચ્ચુ મરી જાય, તો, તે મુકદમાની કેફીયત મુજબ, તે ગુન્હેગારની ખુન અથવા સીક્ષાણીય મનુશ્યવધને માટે તજવીજ થવામાં અટકાવ કરવાની આ કલમની મતલબ નથી.

| વગર વારંટે પોલીસ પકડી શકે | પ્રથમ વારંટ ની કઢે. | જામીન લેઈ શકાય. | માંડી વાળી શકાય નહી. | સેશન કોરટ ઈનસાફ કરે. | ૭ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ |
|---|---|---|---|---|---|

ટીકા.—જો છોકરાનું મોત થાય તો ગુન્હેગારને ખુનને વાસ્તે અથવા સીક્ષાણીય મનુશ્યવધને વાસ્તે સીક્ષા કરવી જોઈએ. રાણી વીરૂધ બાની. ૨ અલાહાબાદ ૩૪૯.

એક રાણી વીરૂધ બાજુના કેસમાં નિચે પ્રમાણે હકીકતો હતી; એક તુરતના જનમેલા છોકરાની મા પોતે માંદી હોવાથી એક બાઈને તે છોકરાને ખુલ્લુ મુકવા આપ્યુ. તેમાં એવુ ઠરાવ્યુ કે તે છોકરાની માને આ કલમ પ્રમાણે ગુન્હેગાર ઠરાવાય નહી તેમજ ખુલ્લુ મુકનાર તે છોકરાની મા નહી હોવાથી તેને પણ આ કલમ પ્રમાણે ગુન્હેગાર ઠરાવાય નહી; તેમજ બંને સ્ત્રીઓમાંથી કોઈ પણ ઉપર મદદગારીનો ગુન્હો આવી શકે નહી, કેમકે બંનેમાંથી કોઈએ કાંઈ ગુન્હો કરયો નથી.

મુડદુ છાની રીતે વગે કરી દઈને જન્મ છુપાવવો.

૩૧૮. જે માણસ, કોઈ બચ્ચાનું મુડદુ છાની રીતે દાટીને અથવા બીજી રીતે વગે કરીને, તે બચ્ચાનો જન્મ ઈરાદાથી છુપાવે અથવા છુપાવવાની કોસીસ કરે, તે માણસને, પછી અગર તે બચ્ચુ જનમતાં પેહેલાં અથવા જનમ્યા પછી અથવા જનમતાં જનમતાંજ મરી ગયુ હોય

તોપણ, ૭ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે | જામીન થઈ શકાય. | માંડીવાળી શકાય નહીં. | સેશનકોરટ, પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧લા અથવા ૨જા વર્ગનો માજીસ્ટ્રેટ ઇનસાફ કરે | ૨ વરસ સુધીની એમાંનાગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |

ટીકા.—આ કલમમાં બતાવેલો ગુન્હો થવાને એવી જરૂર છે કે તે છોકરૂં એટલું પુખ્ત હોવું જોઈએ કે તે જીવતું જન્મી શકત.

## વ્યથા

વ્યથા.

૩૧૯. જે માણસ કોઈ શખસને કાંઈ શરીરનું દુઃખરોગ અથવા અશક્તતા કરે, તેણે "વ્યથા કરી" એમ સમજવું.

મહાવ્યથા.

૩૨૦. નીચે લખેલા પ્રકારની વ્યથાનેજ "મહાવ્યથા" એવું નામ આપેલું છે.

પહેલો—પુરૂષત્વનો નાશ.

બીજો—બેમાંની કોઈ પણ આંખની જોવાની શક્તી જતી રહેવી.

ત્રીજો—બેમાંના કોઈ પણ કાનની સાંભળવાની શક્તી જતી રહેવી.

ચોથો—કોઈ અવયવ અથવા સાંધો જવો.

પાંચમો—કોઈ અવયવ અથવા સાંધાની શક્તીનો નાશ થવો, અથવા તેની જતી ક્ષમતા થવી.

છઠો—માથાની અથવા ચેહેરાની જાતી ખરશીકલ થવી.

સાતમો—કાંઈ હાડકાનું અથવા દાંતનું ભાગવું અથવા ખશી જવું.

આઠમો—જે વ્યથાથી જિંદગી જોખમમાં આવે, અથવા જેથી વીસ દીવસની મુદત સુધી, વ્યથા થએલા માણસને શરીરનું ભારે દુખ ખમવું પડે, અથવા તે પોતાનો હમેશનો ધંધો કરવાને અશક્ત રહે, એવી કોઈ પણ વ્યથા

બુદ્ધિપુરવક વ્યથા કરવી.

૩૨૧. જે માણસ, કોઈ શખસને વ્યથા કરવાના ઇરાદાએ અથવા તેથી કોઈ શખસને પોતાથી વ્યથા થવાનો સંભવ છે એમ જાણ્યા છતાં કાંઈ કામ કરે, અને તે કામથી કોઈ શખસને વ્યથા કરે, તો તે માણસે "બુદ્ધિપુરવક વ્યથા કરી" એમ સમજવું.

બુદ્ધિપુરવક મહાવ્યથા કરવી.

૩૨૨. કોઈ માણસ બુદ્ધિપુરવક વ્યથા કરે, અને જે વ્યથા કરવાને તેનો ઇરાદો હોય અથવા જે વ્યથા પોતાથી થવાનો સંભવ તેના જાણ્યામાં હોય તે વ્યથા અગર મહાવ્યથા હોય તથા જે વ્યથા તે કરે તે વ્યથા મહાવ્યથા હોય તો તે માણસે "બુદ્ધિપુરવક મહાવ્યથા કરી" એમ સમજવું.

ખુલાસો—કોઈ શખસ આ બંને વાત કરે, એટલે મહાબ્યથા કરે તથા મહાબ્યથા કરવાનો ઈરાદો કરે, અથવા મહાબ્યથા પોતાથી થવાનો સંભવ તેના જાણ્યામાં હોય, તોજ તેને બુદ્ધિપુરવક મહાબ્યથા કરી એમ સમજવું, નહી તો નહી પણ અગર એક પ્રકારની મહાબ્યથા કરવાનો ઈરાદો કરીને, અથવા એક પ્રકારની મહાબ્યથા પોતાથી થવાનો સંભવ જાણ્યા છતાં, તે ખરેખર બીજા પ્રકારની મહાબ્યથા કરે, તો તેણે બુદ્ધિપુરવક મહાબ્યથા કરી એમ સમજવું.

દ્રષ્ટાંત.

ય નો ચેહેરો જાથુ બદશીકલ કરવાના ઈરાદાથી, અથવા તે પોતાથી બદશીકલ થવાનો સંભવ જાણ્યા છતાં, અ ય ને એક સપાટો મારે, અને તે સપાટાથી ય નો ચેહેરો બદશીકલ નહી થાય, પણ તેથી વીસ દીવસની મુદત સુધી ય ને શરીરનું ભારે દુઃખ ખમવું પડે, તો અ એ બુદ્ધિપુરવક મહાબ્યથા કરી એમ સમજવું.

બુદ્ધિપુરવક બ્યથા કરવાની શીક્ષા

૩૨૩. ૩૩૪ મી કલમમાં લખેલી બાબત શીવાય બીજી કોઈ પણ બાબતમાં, જે માણસ બુદ્ધિપુરવક બ્યથા કરે, તેને એક વરસની મુદત સુધીની બેમાંના, ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ સમન નીકળે | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાય. | કોઈ પણ માજીસ્ટ્રેટ ઈનસાફ કરે. | ૧ વરસ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા રૂ૧૦૦૦ દંડ અથવા બંને. |

ટીકા—બ્યથા વાજબી રીતે અથવા કાયદેસર કરી શકાય તો તેને વાસ્તે શીક્ષા થઈ શકે નહીં. જેમકે કોઈ નીશાળનો માસ્તર પોતાના નીશાળીયાને સાધારણ માર મારે અથવા માબાપ પોતાનાં છોકરાંને માર મારે અથવા કોઈ માજીસ્ટ્રેટ કોઈ ગુન્હેગારને ફટકા મરાવે. આવી બાબતમાં બ્યથા કરવાથી શીક્ષા થઈ શકે નહીં.

આ કલમનો ગુન્હો માંડીવાળી શકાય છે; કીયા કીયા ગુન્હા માંડીવાળી શકાય તેવા છે તેને વાસ્તે ક્રીમીનલ પ્રોસીજર કોડ સને ૧૮૮૨ ના ૧૦મા આક્ટની કલમ ૩૪૫ જુઓ.

આ કલમ પ્રમાણે ગુન્હો થવા માટે બુદ્ધીપુરવક બ્યથા કરી છે એમ સાબીત કરવું જોઈએ.

ભયંકર શસ્ત્ર અથવા સાધન વડે બુધિપુરવક બ્યથા કરવી.

૩૨૪. ૩૩૪ મી કલમમાં લખેલી બાબત શિવાય કોઈ પણ બાબતમાં, ગોળી અથવા તીર મારવાનાં, બરછી ચાલવાનાં, અથવા કાપવાનાં કાંઈ હથીયાર વડે, અથવા જે હથિયાર મારેથી સામાનું મોત થવાનો સંભવ હોય એવા કાંઈ હથિયાર વડે, અથવા અગની કે કાંઈ ગરમ કરેલા પદારથ વડે, અથવા કાંઈ જેહેર કે ખાઈ જાય એવા કાંઈ

પદારથ વડે, અથવા અવાજ સાથે ફુટે એવા કાંઈ પદારથ વડે, અથવા દમ લેવાથી, ગળી જવાથી, અથવા લોહીમાં જવાથી જે પદારથ માણસના શરીરનો નાશકારક હોય એવા કાંઈ પદારથ વડે, અથવા કોઈ જાનવરની મારફતે, જે માણસ બુદ્ધિપુરવક બ્યથા કરે, તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ સમન નીકળે. | જામીન લેઈ શકાય. | જે કોરટમાં ફરીયાદીનું કામ ચાલ્યું હોય તે કોરટ પરવાનગી આપે તો માંડીવાળી શકાય. | સેશન કોરટ અથવા પરેસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૩ વરસ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |

ટીકા.—કોઈ ટોળાની અંદર કોઈ શખસને જખમ કરવાને બંદુકનો બાર કરે અને તેથી કોઈ પણ શખસને જખમ થાય તો એવો અનુમાન થઈ શકે કે જખમ થયેલા શખસને જખમ કરવાના ઈરાદાથી બંદુકનો બાર કરવામાં આવ્યો હતો.

કાંઈ બિહોશ કરે એવી વસ્તુ આપવામાં આવે અને તે આપવાનો ઈરાદો અથવા હેતુ ખુલ્લો માલમ પડતો ના હોય, તો તે આ કલમમાં આવી જાય.

આ કલમનો ગુન્હો કોરટની પરવાનગીથી માંડીવાળી શકાય છે. કલમ ૩૪૫. ક્રી. પ્રો. કોડની જુઓ.

બુધિપુરવક મહાબ્યથા કરવાની શિક્ષા.

૩૨૫. ૩૩૫ મો કલમમાં લખેલી બાબત શિવાય બીજી કોઈ પણ બાબતમાં જે માણસ બુધિપુરવક મહાબ્યથા કરે, તેને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ સમન નીકળે | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય નહી. | સેશન કોરટ, પરેસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે | ૭ વરસ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ |

ભયંકર શસ્ત્ર અથવા સાધન વડે બુધિપુરવક મહાબ્યથા કવી.

૩૨૬. ૩૩૫ મી કલમમાં લખેલી બાબત શિવાય બીજી કોઈ પણ બાબતમાં ગોળી અથવા તીર મારવાનાં, અથવા ભોશાં ઘાલવાનાં, અથવા કાપવાનાં, અથવા કાંઈ કાપવાનાં હથિયાર વડે, અથવા જે હથિયાર મારેથી સામાનું મોત થવાનો સંભવ હોય એવા કાંઈ હથિયાર વડે, અ

થવા આગની કે કાંઈ ગરમ કરેલા પદારથ વડે, અથવા કાંઈ જેહેર કે ખાઈ જાય એવા કાંઈ પદારથ વડે, અથવા અવાજ સાથે ફુટે એવા કાંઈ પદારથ વડે, અથવા દમ લેવાથી, ગળી જવાથી, અથવા લોહીમાં જવાથી જે પદારથ માણસના શરીરનો નાશકારક હોય એવા કાંઈ પદારથ વડે, અથવા કોઈ જાનવરની મારફતે, જે માણસ બુધિપુરવક મહા બ્યથા કરે, તો તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ સમન નીકળે. | જામીન લઈ શકાય નહી | માંડીવાળી શકાય નહી | સેશન કોરટ, પ્રેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | જીવતાં સુધી સમુદ્રપાર અથવા ૧૦ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ |
|---|---|---|---|---|---|

જબરાઈથી કાંઈ મીલકત કઢાવવા સારૂ અથવા કાંઈ કાયદા વિરૂધ કામ કરાવવા સારૂ બુધિપુરવક વ્યથા કરવી.

૩૨૭. કોઈ શખસને વ્યથા કરીને તે શખસ પાસે, અથવા તેની સાથે સંબંધ રાખનારા કોઈ શખસ પાસે, જબરાઈથી કાંઈ મિલકત અથવા કીમતી દસ્તાવેજ કઢાવવાનાં કારણસર, અથવા વ્યથા કરેલા શખસ પાસે, કે તેની સાથે સંબધ રાખનારા કોઈ શખસ પાસે, જબરદસ્તીથી કાંઈ કાયદા વિરૂધ કામ, અથવા જે કામ, અથવા જે કામથી કાંઈ ગુન્હો કરવો સેહેલ થાય એવું કામ, કરવાના કારણસર, જે માણસ બુધિપુરવક વ્યથા કરે, તે માણસને દસ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી | સેશન કોરટ ઈનસાફ કરે. | ૧૦ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ |
|---|---|---|---|---|---|

ટીકા.—" સબંધ રાખનારો કોઈ શખસ" એટલે તેનો સગો, નોકર અથવા મીત્ર; કોરટ તરફથી એવી ખાત્રી કરવામાં આવશે કે જે માણસે દુઃખ કરયું છે તે શા કારણ વાસ્તે, અથવા જેને વ્યથા કરી હોય તેને પોતાનેજ કરી છે કે તેની તરફથી બીજા કોઈને કરી છે.

કાંઈ ગુનોહ

૩૨૮ કોઈ શખસને બ્યથા કરવાના ઈરાદાથી, અથવા કાંઈ ગુન્હો

હરકોઈ ગુનો કરવાના ઇરાદાથી ઝેર વગેરે ખવરાવી દુખ કરવું. — કરવાના કે કાંઈ ગુનો કરવો સહેલ કરવાના ઇરાદાથી, અથવા તેથી તેને દુખ થશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં, જે માણસ તે શખસને કાંઈ ઝેર કે ઘેનકારક કે કેફ આપે અથવા અવગુણ કરે એવું કાંઈ વસાણું અથવા બીજી કાંઈ વસ્તુ આપે, અથવા ખવડાવે તે માણસને દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે. | જામીન થઈ શકાય નહીં. | માંડવાળી થઈ શકાય નહીં. | સેશન કોર્ટ ઇન્સાફ કરે. | ૧૦ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

ટીકા.—કોઈ માણસે પોતાના તાડી ભરવાના વાસણમાં એક જાતનો રસ ભર્યો, તે એવું જાણતો હતો કે જો મનુષ્ય પીશે તો તેને કાંઈ હાની થવાના, પણ એક ચોર તાડી ચોરી જતો હતો તેને પકડી પાડવાના મતલબથી આમ કર્યું હતું. પણ કોઈ અજાણ્યા વેચનાર પાસેથી કોઈ સીપાઈઓએ તે તાડી (અરેમો ઝેરી રસ) વેચાતી લીધી અને તે પીવાથી તેમને હાની થઈ. તમાં એવું ઠરાવ્યું કે પેલા શખસને આ કલમ પ્રમાણે ગુન્હેગાર ઠરાવવો જોઈએ. રાણી વીરૂધ ધનોધા. ૫ મું હા ૫૯.

આ કલમમાં "બીજી વસ્તુ" એ શબ્દો છે. એનો અરથ એવો કરવો કે કાંઈ ખરાબ કરે એવી વસ્તુ.

કાંઈ માણીની ધમાકે એવી વસ્તુ આપી હોય, અને તે વસ્તુ કેવી જાતની છે તે વીશે કાંઈ પુરાવો હોય નહીં, તો તે કાંઈ ગુનો નથી. રાણી વીરૂધ જોતા પે.રા.ઇ. ૧ વી. રી. ૬૭.

જબરદસ્તીથી કાંઈ મીલકત કઢાવવા અથવા કાંઈ કાયદા વીરૂધ કામ કરાવવા સારૂ બુધીપુરવક મહાવ્યથા કરવી. — ૩૨૯. કોઈ શખસને મહાવ્યથા કરીને તે શખસ પાસે, અથવા તેની સાથે સંબંધ રાખનારા કોઈ શખસ પાસે જબરાઈથી કાંઈ મીલકત અથવા કીમતી દસ્તાવેજ કઢાવવાનાં કારણસર અથવા મહાવ્યથા કરેલા શખસ પાસે, કે તેની સાથે સંબંધ રાખનારા કોઈ શખસ પાસે જબરદસ્તીથી કાંઈ કાયદા વિરૂધ કામ, અથવા જે કામથી કાંઈ ગુનો કરવો સહેલ થાય એવું કામ, કરાવવાનાં કારણસર જે માણસ બુધીપુરવક મહાવ્યથા કરે, તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી. | સેશન કોરટ ઈનસાફ કરે. | જીવતા સુધી સમુદ્રપારની અથવા ૧૦ વરસ સુધી એમાંનાગમે તે પ્રકારની કેદ, દંડ |

જબરદસ્તીથી કબુલાત કરાવવા અથવા કાંઈ મીલકત પાછી અપાવવા સારૂ બુધિપુરવક બ્યથા કરવી.

૩૩૦. કોઈ શખસને બ્યથા કરીને તે શખસ પાસે, અથવા તે શખસની સાથે સંબંધ રાખનારા કોઈ શખસ પાસે જેથી કાંઈ ગુન્હો અથવા ખરાબ ચાલ પકડાય એવી કાંઈ ખબર અથવા કબુલાત જબરદસ્તીથી લેવાનાં કારણસર, અથવા બ્યથા કરેલા શખસ પાસે કે તેની સાથે સબંધ રાખનારા કોઈ શખસ પાસે જબરદસ્તીથી કાંઈ મીલકત અથવા કીમતી દસ્તાવેજ પાછો અપાવવા અથવા અપાવવાનાં કારણસર, અથવા તે કાંઈ લેહેણું કે માગણું પતાવે, અથવા જેથી કાંઈ મીલકત કે કીમતી દસ્તાવેજ પાછો મળી શકે એવી કાંઈ ખબર આપે, એમ કરવાનાં કારણસર, જે માણસ બુધીપુરવક મહાબ્યથા કરે તે માણસને સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

દ્રષ્ટાંત.

(અ) ય ની પાસે કાંઈ ગુન્હો કરયો કબુલ કરાવવા સારૂ જો અ પોલીસ અમલદાર ય ને શરીરવેદના કરે, તો અ આ કલમમાં બ્યાન કરેલા ગુન્હાનો તકસીરવાર છે એમ સમજવું.

(બ) અમુક ચોરેલી મીલકત ક્યાં મુકેલી છે તે દેખાડવાને બ લલચાય એટલા સારૂ જો અ પોલીસ અમલદાર તેને શરીરવેદના કરે તો અ આ કલમમાં લખેલા ગુન્હાનો તકસીરવાર છે એમ સમજવું.

(ક) ય ની પાસે મહેસુલની કાંઈ બાકી લેહેણી છે તે તેની પાસે ભરાવવા તે સારૂ જો અ મહેસુલનો અમલદાર યને શરીર વેદના કરે તો અ આ કલમમાં લખેલા ગુન્હાનો તકસીરવાર છે એમ સમજવું

(ડ) એક રઈયતની પાસે તેનું ગણોત ભરાવવા સારૂ જો અ જમીનદાર તેને શરીરવેદના કરે, તો અ આ કલમમાં લખેલા ગુન્હાનો તકસીરવાર છે એમ સમજવું.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમવારંટ નીકળે. | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાયનહી | સેશન કોરટ ઈનસાફ કરે. | ૭ વરસ સુધીની એમાંનાં ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |

ટીકા.—આ કલમ પ્રમાણે ગુન્હો સ્થાપીત થવા સારૂ નીચેની હકીકતોની જરૂર છે, જબરદસ્તીથી કબુલાત કરાવવા અથવા કાંઈ ખબર મેળવવા કે મીલકત પાછી અપાવવા સારૂ ખુશી પુરવક કોઈને વ્યથા કરવી જોઈએ.

જબરદસ્તીથી કબુલાત કરાવવા અથવા કાંઈ મીલકત પાછી અપાવવા સારૂ ખુશીપુરવક મહાવ્યથા કરવી.

૩૩૧. કોઈ શખસને મહાવ્યથા કરીને તે શખસ પાસે, અથવા શખસની સાથે સંબંધ રાખનારા કોઈ શખસની પાસે, જેથી કાંઈ ગુન્હો અથવા ખદયાલ પકડાય એવી કાંઈ ખબર અથવા કબુલાત જબરદસ્તીથી લેવાના કારણસર, અથવા મહાવ્યથા કરેલા શખસ પાસે કે તેની સાથે સંબંધ રાખનારા કોઈ પાસે જબરદસ્તીથી કાંઈ મીલકત અથવા કીંમતી દસ્તાવેજ પાછો અપાવવા અથવા અપાવવાના કારણસર, અથવા તે કાંઈ લેણું કે માગણું પતાવે અથવા જેથી કાંઈ મીલકત કે કીંમતી દસ્તાવેજ પાછો મળી શકે એવી કાંઈ ખબર આપે એમ કરવાના કારણસર, જે માણસ ખુશીપુરવક મહાવ્યથા કરે, તે માણસને દશ વરસના મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય નહી. | માંડવાળી શકાય નહી. | સેશન કોરટ ઈનસાફ કરે. | ૧૦ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |

કોઈ સરકારી નોકરને ડરાવીને તેનો અમલ કરતો બંધ રાખવા ને ખુશીપુરવક વ્યથા કરવા.

૩૩૨. કોઈ શખસ સરકારી નોકર હોય, અને પોતાના સરકારી હોદાનો અમલ ચલાવતો હોય તેવામાં તે શખસને જે માણસ ખુશીપુરવક વ્યથા કરે, અથવા કોઈ બીજા સરકારી નોકરને પોતાના સરકારી હોદાનો અમલ ચલાવતાં, અટકાવવા અથવા ડરાવીને અમલ ચલાવતો બંધ રાખવાના ઈરાદાથી, અથવા તે શખસે પોતાના સરકારી હોદાનો કાયદા મુજબ અમલ ચલાવતાં કાંઈ વસ્તુ કરી હોય અથવા કરવાનો કોશીશ કરી હોય તેટલા વાસ્તે, જે માણસ તે શખસને ખુશીપુરવક વ્યથા કરે, તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની સીક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નાકળે. | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાય નહી | સેશન કોરટ, પોલીસ મેજીસ્ટ્રેટ, ૧ લા વરગનો માજીસ્ટ્રેટ ઈનસાફ કરે. | ૩ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |

કોઈ સરકારી નોકરને ડરાવીને તેનો અમલ કરતો બંધ રાખવાને બુદ્ધીપુરવક મહાવ્યથા કરવી.

૩૩૩ કોઈ શખ્સ સરકારી નોકર હોય, અને પોતાના સરકારી, ઓહોદાનો અમલ ચલાવતો હોય, તેવામાં તે શખ્સને જે માણસ બુદ્ધીપુરવક મહાવ્યથા કરે, અથવા તે શખ્સને અથવા કોઈ બીજા સરકારી નોકરને પોતાના સરકારી ઓહોદાનો અમલ ચલાવતાં અટકાવવા અથવા ડરાવીને અમલ ચલાવતો બંધ રાખવાના ઈરાદાથી, અથવા તે શખ્સે પોતાના સરકારી ઓહોદાનો કાયદા મુજબ અમલ ચલાવતાં કાંઈ વસ્તુ કરી હોય અથવા કરવાને કોશીશ કરી હોય તેટલા વાસ્તે, જે માણસ તે શખ્સને બુદ્ધીપુરવક માહાવ્યથા કરે, તે માણસને દશ વરશની મુદ્દત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી. | સેશન કોરટ ઈનસાફ કરે. | ૧૦ વરસ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

ક્રોધ ઉત્પન થએલી બુધીપુરવક વ્યથા કરવી.

૩૩૪, ભારે તથા આકસ્મિક ક્રોધ ચડેથી કોઈ માણસ બુધીપુરવક વ્યથા કરે, અને તે ક્રોધ ઉત્પન કરનાર સીવાય બીજા કોઈ શખ્સને વ્યથા કરવાનો તેણે ઈરાદો કરયો ન હોય તથા તે સીવાય બીજા કોઈ શખ્સને પોતાથી વ્યથા થવાનો સંભવ પણ તેના જાણ્યામાં ન હોય, તો તે માણસને એક મહીનાની મુદ્દત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા પાંચસે રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની સીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી નહી. | પ્રથમ સમન નીકળે | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય. | કોઈપણ માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૧ મહીના સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા રૂ૫૦૦ દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|

ટીકા.—કઈ કઈ કલમો પ્રમાણેના ગુન્હા માંડીવાળી શકાય તેવા છે તેને વાસ્તે સને ૧૮૮૨નો ૧૦ મો આકટ ક્રીમીનલ પ્રોસીજર કોડ કલમ ૩૪૫ જુઓ.

આ કલમનો અરથ એવો છે કે કોઈ શખ્સને કાંઈ ક્રોધ ચઢ્યો હોય તો ક્રોધ ઉત્પન કરનાર ઉપર જે હલ્લો કરે તેને વાસ્તે ઓછી શીક્ષા થાય છે પણ આવો ક્રોધ ઉત્પન કરયો હોય અને તેથી તેનો મીજાસ જાય અને બીજા કોઈ નીરપરાધી શખ્સને મારે, તો પોતાના બચાવમાં ક્રોધ ઉત્પન થવાનુ કારણ બતાવી શકે નહીં. રાણી વીરૂધ ભુલા ચઉભા. ૧ મું. હા. કો. ૧૭.

ક્રોધ ઉત્પન

૩૩૫. ભારે તથા આકસ્મિક ક્રોધ ચહડેથી કોઈ માણસ બુધીપુરવક

ક્રોધથી માહાવ્યથા કરવી.

માહાવ્યથા કરે, અને તે ક્રોધ ઉત્પન કરનાર સીવાય બીજા કોઈ શખ્સને માહાવ્યથા કરવાનો તેણે ઈરાદો કર્યો ન હોય, તથા તે સીવાય બીજા કોઈ શખ્સને પોતાથી માહાવ્યથા થવાનો સંભવ પણ તેના જાણ્યામાં ન હોય તો તે માણસને ચાર વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા બે હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની સીક્ષા કરવામાં આવશે.

ખુલાસો.—એ ઉપલી બે કલમોને પણ, ૩૦૦ મી કલમના ૧ લા અપવાદને જે શરતો લાગુ પડે છે; તે શરતો લાગુ પડે છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ સમન નીકળે | જામીન લેઈ શકાય. | જે કોરટની રૂબરૂ ફરીયાદીનું કામ ચાલુ હોય તે કોરટની પરવાનગીથી માંડી વાળી શકાય. | સેશન કોરટ, પરેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૪ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા રૂ૨૦૦૦ દંડ અથવા બંને. |

ટીકા—શીક્ષા ઓછી બતાવી છે એનું કારણ એટલુંજ કે ભારે અથવા આકસ્મિક ક્રોધ ઉત્પન કરવાથી મહાવ્યથા કરી છે. ભારે અથવા આકસ્મિક ક્રોધ ઉત્પન કરવાથી મહાવ્યથા કરવાને વાસ્તે આવા ક્રોધ ઉત્પન્ન કરવાથી ફક્ત વ્યથા કરવા કરતાં શીક્ષા ભારે ઠરાવેલી છે.

જે કામથી જીંદગી જોખમમાં આવે અથવા બીજાઓનાં શરીરની સલામતી જોખમમાં આવે તે કામને માટે સીક્ષા.

૩૩૬. જે માણસ કાંઈ કામ એવી બેફીકરી અથવા ગફલતી ભરેલી રીતે કરે કે તેથી માણસની જીંદગી અથવા બીજા શખ્સોનાં શરીરની સલામતી જોખમમા આવે, તે માણસને ત્રણ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા અઢી સેં પચાસ રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ સમન નીકળે. | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય નહી | કોઈપણ માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૩ મહીના સુધાની બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા રૂ૨૫૦ દંડ અથવા બંને. |

ટીકા.—માણસની જીંદગીને અથવા સહી સલામતીને જોખમમાં નાંખે એવાં કૃત્યને વાસ્તે આ કલમથી શીક્ષા થાય છે, ગમે તો તેવાં કૃત્યથી કાંઈ વ્યથા થઈ હોય અગર ના થઈ હોય.

જીંદગી અથવા બીજાઓના

૩૩૭. જેથી માણસની જીંદગી અથવા બીજા શખ્સોનાં શરીરની સલામતી જોખમમાં આવે એવી બેફીકરી અથવા ગફલતી ભરેલી રીતે

શરીરની સલામતી જોખમમાંઆવે એવુ કામ કરીને વ્યથા કરવી.

કાંઈ કામ કરીને જે માણસ કોઈ શખસને વ્યથા કરે, તે માણસને છ મહીનાની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા પાંચસેં રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ સમનની કરજે | જામીન લેઈ શકાય | જે કોરટ આગળ ફરીયાદી ચાલુ હોય તે કોરટની પરવાનગીથી માંડીવાળી શકાય. | પરેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૬ મહીના સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા રૂ ૫૦૦નો દંડ અથવા બંને |

જીંદગી અથવા બીજાઓના શરીરની સલામતી જોખમમાંઆવે એવુ કામ કરીને માહાવ્યથા કરવી.

૩૩૮. જેથી માણસની જીંદગી અથવા બીજા શખસોના શરીરની સલામતી જોખમમાં આવે એવી બેફીકરી અથવા ગફલતી ભરેલી રીતે કાંઈ કામ કરીને જે માણસ કોઈ શખસને માહાવ્યથા કરે, તે માણસને બે વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ સમનની કરજે | જામીન લેઈ શકાય | જે કોરટના રૂબરૂ ફરીયાદી ચાલુ હોય તે કોરટની પરવાનગીથી માંડીવાળી શકાય | પરેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૨ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, રૂ ૧૦૦૦ દંડ અથવા બંને |

## ગેરવ્યાજબી અટકાવ તથા ગેરવ્યાજબી કેદ બાબત.

ગેરવાજબી અટકાવ.

૩૩૯. કોઈ શખસનો જેણીગમ જવાનો હક હોય તેણીગમ જતા તે શખસ અટકે એવી રીતે જે માણસ તે શખસને બુધીપુરવક હરકત કરે, તે માણસે તે શખસને “ગેરવાજબી અટકાવ” કરયો એમ સમજવુ.

અપવાદ.—જમીન અથવા પાણી ઉપરથી જવા આવવાનો કાંઈ ખાનગી રસ્તો હોય અને તે રસ્તો બંધ કરવાનો મારો કાયદા મુજબ હક છે એમ જે શખસ સુધબુધીએ માનતો હોય તે શખસે તે રસ્તો બંધ કરવો એ આ કલમના અરથ પ્રમાણેનો ગુનો નથી

દ્રષ્ટાંત.

જે રસ્તા ઉપરથી ક ને જવાનો હક છે એવો એક રસ્તો અ બંધ કરે અને સુધબુધીએ અ એ પ્રમાણે માનતો ન હોય કે એ રસ્તો બંધ કરવાનો માહારો હક છે, અને તે રસ્તો બંધ થયાથી ક તે ઉપરથી અટકે, તો અ એ ક ને ગેરવાજબીઆ

ટકાવ કરયો એમ સમજવુ.

ગેરવ્યાજબી કેદ. — ૩૪૦. કોઈ શખ્સ મુકરર કરેલી ચોતરફી હદની બાહાર જતો અટકે એવી રીતે જે માણસ તે શખ્સને ગેરવ્યાજબી અટકાવ કરે તે માણસે તે શખ્સને "ગેરવ્યાજબી કેદ" કરયો એમ સમજવું.

દ્દષ્ટાંત.

(અ) એક દિવાર બાંધી બોધેલી જગામાં ઝ ને ભ્રાકલીને ભ્રાકલીને ય બાહારથી તાળુ મારીને ઝ ને અંદર બંધ કરે, અને તેમ કરવાથી તે હદવાળીદિવારની બાહાર કોઈ પણ તરફ ઝ થી જઈ શકાય નહી, તો ય એ ઝ ને ગેરવ્યાજબી કેદ કરયો એમ સમજવુ.

(બ) એક ઈમારતના દરવાજા આગળ ય બંધુકવાળા માણસો રાખે અને ઝ ને એ પ્રમાણે કેહે કે જો તું એ ઈમારતમાંથી બાહાર જવાની કોસીસ કરશે તો તને આ માણસો ગોળી મારશે તો ય એ ઝ ને ગેરવ્યાજબી કેદ કરયો એમ સમજવુ.

ટીકા.—એક પોલીસ સુપરીનટેન્ડેન્ટે એક શખ્સને કોઈ માજીસ્ટરેટની રુબરુ હાજર થવાને એક ગેરવ્યાજબી કાગળ લખ્યો, અને તેને તેડી જવાને બે પોલીસના સીપાઈ મોકલ્યા અને તેને કોઈની સાથે વાત કરતાં અટકાવ્યો, તેમાં એવું ઠરાવ્યું કે તેણે આ કલમ પ્રમાણે ગેરવ્યાજબી કેદ કરી. ૨ મદ્રાસ. હા. કો. ૩૯૬.

તેમજ જો કોઈ પોલીસ અમલદાર કાંઈ પણ વ્યાજબી કારણ શીવાય કોઈ શખ્સને એક કલાક રોકે તો તેણે પણ ગેરવ્યાજબી કેદ કરી એમ સમજવું અને તે અમલદાર પોતાના બચાવમાં ક્રી.પ્રો. કોડની (૧૮૮૨નો ૧૦મો આકટ) ક. ૧૧ બતાવી શકે નહીં કે માજીસ્ટરેટને ત્યાં મોકલ્યા પ્રથમ તેને ૨૪ કલાક સુધી રાખવાની સતા હતી. રાણી વોરૂધ સપરો સુનો.

ગેરવ્યાજબી અટકાવની સીક્ષા. — ૩૪૧. જે માણસ કોઈ શખ્સને ગેરવ્યાજબી અટકાવ કરે, તે માણસને એક મહીનાની મુદત સુધીની આસાન કેદની, અથવા પાંચસે રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ સમન નીકળે. | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય. | કોઈ પણ માજીસ્ટરટ ઈનસાફ કરે | ૧ મહીના સુધી આસાન કેદ અથવા રૂ૫૦૦ નો દંડ અથવા બંને. |

ટીકા.—આ કલમનો ગુન્હો માંડીવાળી શકાય તેવો છે, કીયા કીયા ગુન્હા માંડીવાળી શકાય તેવા છે તેને વાસ્તે ક. ૩૪૫ ક્રી. પ્રો. કોડની જુઓ.

આ કલમનો ગુન્હો બનવાને નીચેની હકીકતો હોવી જોઈએ.

૧ જે ઠેકાણે કોઈ શખ્સને જવાનું હોય અથવા જવાનો હક હોય ત્યાંથી તેને દુર રાખવો.

ગેરવ્યાજબી — ૩૪૨. જે માણસ કોઈ શખ્સને ગેરવ્યાજબી કેદ કરે, તે માણ

કેદની સીક્ષા.

અને એક વરષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીઆ સુધીના દંડની, અથવા એ બનેની સીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે | પ્રથમ સમન નીકળે. | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય. | પરેસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૧ વરસ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા રૂ૧૦૦૦નો દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|

ટીકા.—આ કલમમાં બતાવેલો ગુન્હો જે શખ્સને ગેરવ્યાજબી કેદ કરી હોય તેનાથી માંડીવાળી શકાય. તેને વાસ્તે ક્રી. પ્રો. કોડ (૧૮૮૨નો ૧૦ મો આકટ) ની ક. ૩૪૫ જુઓ.

ત્રણ અથવા વધારે દીવસ ગેરવાજબી કેદની સીક્ષા.

૩૪૩. જે માણસ કોઈ શખસને ત્રણ અથવા વધારે દિવસ ગેરવ્યાજબી કેદ કરે, તે માણસને બે વરષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની સીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ સમન નીકળે | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય નહી. | પરેસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૨ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

ટીકા.—આ કલમમાં વધારે હકીકત ગુન્હો થવાને માટે એ છે કે કેદ જારૂ રાખવી.

દશ અથવા વધારે દિવસ ગેરવ્યાજબી કેદની સીક્ષા.

૩૪૪. જે માણસ કોઈ શખસને દશ અથવા વધારે દીવસ ગેરવ્યાજબી કેદ કરે, તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે | પ્રથમ સમન નીકળે. | જામીન લે. ઈ શકાય | માંડીવાળી શકાય નહી | સેશન કોરટ, પરેસીડન્સી માજી. અથવા ૧ લા અથવા ૨ જા વરગનો મા. ઈનસાફ કરે. | ૩ વરસ સુધીની બેમાંના ગમે તે પ્રકાની કેદ તથા દંડ |
|---|---|---|---|---|---|

ટીકા—આ કલમ પ્રમાણેના ગુન્હાને માટે દંડ થવો જોઈએજ. તેમજ કેદની શીક્ષા પણ થવી જોઈએ.

જે શખસને છોડવાનો હુકમ

૩૪૫. ફલાણા શખસને છોડવાનો કાયદા મુજબ હુકમ સાદર થઈ ચુકયો છે એમ જાણયા છતાં જે માણસ તે શખસને ગેરવ્યાજબી

શાહ થયો હોય તે શખ્સને ગેરવ્યાજબી કેદમાં રાખવો. — કેદમાં રાખે, તે માણસને આ કાયદાની કોઈ બીજી કલમ પ્રમાણે જેટલી મુદતની કેદને તે માણસ લાયક હોય તેથી ઉપરાંત, બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની બીજી કેદ કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે નહી | પ્રથમ સમન નીકળે | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય નહી | સેશન કોરટ, પ્રેસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૨ વરસ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા બીજી કોઈ કલમ મુજબ જે કેદ થતી હોય તે. |

ટીકા.—કોઈ શખ્સને છુટો કરવાને અથવા રજુ કરવાને કોઈ અખતયારવાળા અમલદાર તરફથી હુકમ થયો હોય તે છતાં તે શખ્સને ગેરવ્યાજબી રીતે કેદ રાખી મુકવાને વસ્તે આ કલમમાં સખત શીક્ષા બતાવી છે.

જેલર લોકો જો આવો હુકમ માને નહીં તો તેમને પણ સજા થઈ શકે.

છાની ગેરવ્યાજબી કેદ. — ૩૪૬. કોઈ માણસ અગર કોઈ શખ્સને એવી રીતે ગેરવ્યાજબી કેદ કરે કે તેથી તે શખ્સની કેદની વાત તે કેદ થએલા શખ્સની સાથે સંબંધ રાખનારા કોઈ શખ્સના જાણ્યામાં અથવા કોઈ સરકારી નોકરના જાણ્યામાં ન આવે અથવા તે કેદનું ઠેકાણું ઉપર લખેલા પ્રકારના કોઈ શખ્સ અથવા સરકારી નોકરના જાણ્યામાં ન આવે અથવા તેને જડે નહી, એવો ઈરાદો તે કેદ કરનારા માણસના દીલમાં આવે, તો તે માણસને, તે ગેરવ્યાજબી કેદને માટે બીજી જે કાંઈ સીક્ષાને તે માણસ લાયક હોય તેથી ઉપરાંત, બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની બીજી સીક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ સમન નીકળે. | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય નહી | સેશન કોરટ, પ્રેસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૨ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા બીજી કોઈ કલમ મુજબ જે કેદ થતી હોય તે કેદ. |

ટીકા.—આ કલમ પ્રમાણે ગુન્હો થવાને ગેરવ્યાજબી કેદ કરવી જોઈએ અને તેની સાથે ગુન્હેગારે પોતાના કેદીને અથવા તેના સંબંધવાળા શખ્સોને કાયદેસર ઉપાય કરતાં અટકાવવા જોઈએ.

જબરદસ્તીથી કાંઈ માલકત ક — ૩૪૭. કોઈ શખ્સને કેદ કરીને તે શખ્સ પાસે, અથવા તેની સાથે સંબંધ રાખનારા કોઈ શખ્સ પાસે જબરાઈથી કાંઈ મીલકત અથવા

કઢાવવાના અથવા કાંઈ કાયદા વીરૂધ કાંઈ કામ કરવાના કારણસર ગેરવ્યાજબી કેદ.

કીમતી દસ્તાવેજ કઢાવવાના કારણસર, અથવા કેદ કરેલા શખસ પાસે કે તેની સાથે સંબંધ રાખનારા કોઈ શખસ પાસે, જબરદસ્તીથી કાંઈ કાયદા વીરૂધ કામ કરાવવાનાં અથવા જેથી કાંઈ ગુન્હો કરવો શેહેલ થાય એવી કાંઈ ખબર મેળવવાનાં કારણસર, જે માણસ તે શખસને ગેરવ્યાજબી કેદ કરે, તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલોસ પકડી શકે. | પ્રથમ સમન નીકળે. | જામિન લેઈ શકાય | માંડીવાળી શકાય નહી | સેશન કોરટ, પરેસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૩ વરસ સુધી ની બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |

જબરદસ્તોથી કબુલાત કરાવવાના અથવા કાંઈ મિલકત પાછી અપાવવાના કારણસર ગેરવ્યાજબી કેદ.

૩૪૮. કોઈ શખસને કેદ કરીને તે શખસ પાસે, અથવા તે સખસની સાથે સબંધ રાખનારા કોઈ શખસ પાસે, જેથી કાંઈ ગુન્હો અથવા બદચાલ પકડાય એવી કાંઈ ખબર અથવા કબુલાત જબરદસ્તીથી લેવાના કારણસર, અથવા કેદ કરેલા શખસ પાસે, કે તેની સાથે સંબંધ રાખનાર કોઈ શખસ પાસે, જબરદસ્તીથી કાંઈ મોલકત અથવા કીમતી દસ્તાવેજ પાછો અપાવવા અથવા અપાવવાના કારણસર, અથવા તે કાંઈ લેહેણું કે માગણું પતાવે, અથવા જેથી કાંઈ માલકત કે કીમતી દસ્તાવેજ પાછો મળી શકે એવો કાંઈ ખબર આપે, એમ કરવાનાં કારણસર જે માણસ તે શખસને ગેરવ્યાજબી કેદ કરે, તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ સમન નીકળે. | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય નહી. | સેશન કોરટ, પરેસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧લા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૩ વરસ સુધી બેમાંની ગમે તે કેદ તથા દંડ. |

## સાપ્રાધ બળ તથા હુમલા બાબત.

બળ.

૩૪૯. જો એક શખસ કોઈ બીજા શખસને ગતિ આપે, તેની ગતીમા હેરફાર કરે, અથવા તેની ગતી બંધ કરે, અથવા જો તે શખસ કાંઈ પદારથને એવી રીતે કાંઈ ગતી આપે, તેની ગતીમાં હેરફાર કરે, તેની ગતી બંધ કરે, કે તેથી તે પદારથ તે બીજા શખસના શરીરના

કોઈ ભાગને અથવા તે બીજા શખસે કાંઈ વસ્તુ પેહેરી હોય અથવા તે સાથે લેઈ જતો હોય તે વસ્તુને અડકે, અથવા કાંઈ બીજી વસ્તુને અડકે એવી રીતે કે તેથી તે બીજા શખસની સ્પરશેંદ્રીપર અસર થાય, તો તે શખસે તે બીજા શખસપર બળ વાપરયું એમ સમજવું; પણ જે શખસ ગતી આપતો, ગતીમાં ફેરફાર કરતો, અથવા ગતી બંધ કરતો હો ય, તેણે નીચે બતાવેલા ત્રણ પ્રકારોમાંના કોઈ પ્રકારે તે ગતી આપવી, અથવા ગતીમાં ફેરફાર કરવો અથવા ગતી બંધ કરવી જોઈએ.—

પેહેલો—પોતાના શરીરની શકતીથી.

બીજો—કોઈ પદારથ એવી રીતે મુકવો કે પછી પોતાની તરફથી અથવા બીજા કો ઈ શખસની તરફથી કાંઈ કામ થયાં સીવાય તે ગતી થાય અથવા ગતીમાં ફેરફાર થાય, અથવા ગતી બંધ થાય, એમ કાંઈ રચના કરીને.

ત્રીજો—કાંઈ જાનવરને ગતિમાન કરીને, તેની ગતીમાં ફેરફાર કરીને, અથવા ગતી બંધ કરીને.

સાપ્રાધ બળ. ૩૫૦. જો કોઈ શખસ કોઈ બીજા શખસની રજામંદી સીવાય તે બીજા શખસની ઉપર ઈરાદાથી બળ વાપરે, અને તે કાંઈ ગુન્હો ક રવા સારૂ અથવા તે બળ જે શખસની ઉપર વાપરે તે શખસને તે બ ળથી કાંઈ નુકશાન, ભય, અથવા દુખ કરવાના ઈરાદાથી, અથવા તેને તે બળ વાપરવાથી પોતાથી કાંઈ નુકશાન, ભય, અથવા દુખ થવાનો સં ભવ છે એમ જાણ્યા છતાં તો તે શખસે તે બીજા શખસની ઉપર સા પ્રાધ બળ વાપરયું એમ સમજવું.

દ્રષ્ટાંત.

(અ) એક નદીમાં બાંધેલી હોડીમાં ઝ બેઠો હોય, અને અ તેનાં દોરડાં છોડી નાખે અ ને એ પ્રમાણે ઈરાદાથી તે હોડીને પ્રવાહથી ખેચાઈ જવા દે, તો એ ઠેકાણે અ એ ઈરાદાથી ઝ ને ગતિ આપી, અને તે પદારથોને એવી રીતે મુકવાથી કે પછી કો ઈ શખસની તરફથી બીજુ કામ થયા સિવાય તે ગતી ઉતપંન થઈ માટે અ એ ઈ રાદાથી ઝની ઉપર બળ વાપરયું એમ સમજવું; અને અગર કાંઈ ગુનોહ કરવા સા રૂ અથવા ઝને કાંઈ નુકશાન, ભય, અથવા દુઃખ કરવાના ઈરાદાથી, કે એ પ્રમાણે બળ વાપરેથી કાંઈ નુકશાન, ભય, કે દુઃખ થશે એવો સંભવ જાણ્યા છતાં તેણે એ કામ ઝની રજામંદી સિવાય કરયું હોય તો અ એ ઝની ઉપર સાપ્રાધ બળ વાપ રયું એમ સમજવું.

(બ) ઝ એક શિગરામમાં બેશીને જાય છે, તેના ઘોડાઓને અ ચાબક મારીને તેની ચા લ ઉતાવળી કરે તો એ ઠેકાણે જાનવરો પાસે પોતાની ગતિ બદલાવીને અ એ ઝ ની ગતિમાં ફેરફાર કરયો માટે અ એ ઝની ઉપર બળ વાપરયું એમ સમજવું; અગર અને કાંઈ નુકશાન, ભય, અથવા દુઃખ કરવાના ઈરાદાથી, કે તેથી અ ને કાંઈ નુકશાન, ભય, અથવા દુઃખ થાય એવો સંભવ જાણ્યા છતાં, તેણે એ કામ ઝ ની રજામંદી સીવાય કરયું હોય, તો અ એ ઝ ની ઉપર સાપ્રાધ બળ વાપ

રચું એમ સમજવું.

(ऊ) ज એક પાલખીમાં બેસીને જાય છે તેની પાસેથી અપહરણ કરવાના ઈરાદાથી अ દોડો ઝાલીને તે પાલખીને અટકાવે, તો એ ઠેકાણે अ એ ज ની ગતિ બંધ કરી, અને એ તેણે પોતાના શરીરની શકતીથી કરયું માટે अ એ ज ની ઉપર બળ વાપરયું એમ સમજવું; અને એ अ પ્રમાણે એ ઈરાદાથી ज ની રજામંદી સીવાય તથા ગુન્હો કરવા સારૂ કરયું માટે अ એ ज ની ઉપર સાપ્રાધ બળ વાપરયું એમ સમજવું.

(ए) રસ્તામાં अ ઈરાદાથી फ ને ધકો મારે, તો એ ઠેકાણે अ એ પોતાના શરીરની શકતીથી પોતાના શરીરને એવી રીતે ગતી આપી કે તે ज ને અડકયું માટે તેણે ઈરાદાથી फ ની ઉપર બળ વાપરયું એમ સમજવું; અને અગર फ ને કાંઈ નુકશાન, ભય, અથવા દુખ કરવાના ઈરાદાથી, અથવા તેથી ज ને કાંઈ નુકશાન, ભય, કે દુખ થાય એવો સંભવ જાણ્યા છતાં, તેણે ज ની રજામંદી સીવાય એ પ્રમાણે કરયું હોય, તો તેણે फ ની ઉપર સાપ્રાધ બળ વાપરયું એમ સમજવું.

(ई) अ એક પથર ફેંકે એવા ઈરાદાથી અથવા એવો સંભવ જાણીને કે તે પથર ज ને અડકશે, અથવા फ ના કપડાને અડકશે અથવા फ કાંઈ વસ્તુ લેઈ જાયછે તેને અડકશે, અથવા તે પથર પાણીને લાગીને તે પાણીથી फ નાં કપડાં અથવા फ કાંઈ વસ્તુ લેઈ જાય છે તે છંટાશે, તો એ ઠેકાણે, અગર તે પથર ફેંકવાથી કાંઈ પદારથ આવીને ज ને અથવા ज નાં કપડાંને અડકે તો, अ એ ज ની ઉપર બળ વાપરયું એમ સમજવું; અને અગર ज ને કાંઈ નુકશાન, ભય, કે દુઃખ કરવાના ઈરાદાથી, તેણે ज ની રજામંદી સીવાય એ પ્રમાણે કરયું હોય, તો તેણે ज ની ઉપર સાપ્રાધ બળ વાપરયું એમ સમજવું.

(फ) अ ઈરાદાથી કોઈ સ્ત્રીનો બુરખો ઊંચો ખસે, તો એ ઠેકાણે તેણે તે સ્ત્રીની ઉપર ઈરાદાથી બળ વાપરયું એમ સમજવું; અને અગર, તે સ્ત્રીને કાંઈ નુકશાન, ભય, કે દુખ કરવાના ઈરાદાથી, અથવા તેથી નુકશાન, ભય, કે દુઃખ થાય એવો સંભવ જાણીને તેણે તે સ્ત્રીની રજામંદી સીવાય એ પ્રમાણે કરયું હોય, તો તેણે તે સ્ત્રીની ઉપર સાપ્રાધ બળ વાપરયું એમ સમજવું.

(ग) ज નહાવા બેઠા છે તેવામાં પોતે ઉકળતુ જાણતો હોય એવુ પાણી अ હમામખાનામાં રેડે, તો એ ઠેકાણે अ એ ઈરાદાથી પોતાના શરીરની શકતી વડે તે ઉકળતા પાણીને એવી ગતી આપી કે તે પાણી फ ને અડકે અથવા બીજા પાણીને અડકે, અને તે એવી રીતે કે તે અડકવાથી फ ની સ્પરશેંદ્રીપર અસર થાયજ માટે अ એ ઈરાદાથી फ ની ઉપર બળ વાપરયું એમ સમજવું; અને અગર, फ ને કાંઈ નુકશાન, ભય, કે દુઃખ કરવાના ઈરાદાથી, અથવા તેથી નુકશાન, ભય, કે દુઃખ થાય એવો સંભવ જાણીને, તેણે फ ની રજામંદી સીવાય એ પ્રમાણે કરયું હોય, તો अ એ ज ની ઉપર સાપ્રાધ બળ વાપરયું એમ સમજવું.

(ह) ज ની રજામંદી સીવાય अ એક કુતરાને ज ની ઉપર કુદાવે, તો એ ઠેકાણે, અગર ज ને કાંઈ નુકશાન, ભય, કે દુઃખ કરવાનો अ નો ઈરાદો હોય તો, તણે

**क ની ઉપર સાપ્રાધ બળ વાપર્યું એમ સમજવું.**

હુમલો

**૩૫૧.** જે માણસ કાંઈ ચાળા અથવા કાંઈ તઈયારી કરે, એવા ઈરાદાથી અથવા એવો સંભવ જાણીને કે તે ચાળા અથવા તઈયારોથી કોઈ શખ્સ હાજર હોય તેને એવો ભય ઉત્પન્ન થશે કે એ ચાળા અથવા તઈયારી કરનારો માણસ મારી ઉપર હમણા સાપ્રાધ બળ વાપરવાનો છે, તો તે માણસે હુમલો કરયો એમ સમજવું.

ખુલાસો.—માત્ર શબ્દોથી હુમલો થતો નથી. પણ કોઈ શખ્સ કાંઈ શબ્દો બોલે તે શબ્દો તેના ચાળા અથવા તઈયારીનો એવો અરથ ઉત્પન્ન કરી શકે કે તેથી તે ચાળા અથવા તઈયારી હુમલો ગણાય.

દૃષ્ટાંત.

(अ) अ મુઠી વાળીને क ની તરફ ધરીને હલાવે, એવા ઈરાદાથી અથવા એવો સંભવ જાણીને કે તેથી क એમ માનશે કે अ મને હમણા મારશે, તો अ એ હુમલો કરયો એમ સમજવું

(ब) अ એક ભયંકર કુતરાનું મુખબંધન છોડવા માંડે, એવા ઈરાદાથી અથવા એવો સંભવ જાણીને કે તેથી क એમ માનશે કે अ હમણાં તે કુતરા પાસે મને કરડાવશે; તો अ એ क ની ઉપર હુમલો કરયો એમ સમજવું.

(क) अ એક લાકડી લઈને क ને એમ કહે કે "હું તાર વલે કરૂં છું", તો એ ટેકાણે अ એ વાપરેલા શબ્દો કોઈપણ બાબતમાં હુમલો ગણાય નહી, તથા માત્ર નીચું વળીને લાકડી લેવી એ, બીજી કાંઈ બીના સીવાય હુમલો ગણી ન શકાય એવું હોય, તો પણ તે લાકડી લેવાના ચાળાના અરથ તે શબ્દોથી સમજાઈને તે હુમલો થઈ શકે.

ટીકા.—બીજાના શરીર સામે કાંઈ જોરથી ગુન્હો કરવાનો યત્ન કરવો તે હુમલો કહેવાય. ફકત શબ્દ બોલવાથી કાંઈ હુમલો થતો નથી. કોઈની સામે લાકડો ઉગામવો, અથવા તેની તરફ કાંઈ વસ્તુ ફેંકવી, અથવા ભરેલી બંદુક તેના સામા ધરવી કે જેથી તે પહોચી શકે એ સઘળી હકીકતો હુમલો કરયા બરાબર છે. પણ ઘણે દુરથી તેને મારવાને ધાસ્તી આપવી એ કાંઈ હુમલો કરયો કહી શકાય નહીં.

ભારે ક્રોધ ઉત્પન્ન ન કરયા છતા કોઈની ઉપર સાપરાધ બળ વાપરવાની સીક્ષા.

**૩૫૨.** કોઈ શખ્સે ભારે અથવા આકસ્મિક ક્રોધ ઉત્પન્ન ન કરયા છતાં, તે શખ્સની ઉપર જે માણસ હુમલો કરે અથવા સાપ્રાધ બળ વાપરે, તે માણસને ત્રણ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા પાંચસે રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની સીક્ષા કરવામાં આવશે.

ખુલાસો.—અગર તે ગુન્હો કરવાના બાહાનાં દાખલ તે ક્રોધ ગુન્હેગારે માગી આણેલો અથવા બુધીપુરવક ઉત્પન્ન કરેલો હોય; અથવા—

અગર કાયદા મુજબ, કે સરકારી નોકરીનો અખત્યાર અમલમાં લાવતાં કોઈ સરકારી નોકરે, કરેલી કાંઈ વસ્તુથી તે ક્રોધ ઉત્પન્ન થયો હોય; અથવા—

અગર ખાનગી બચાવના હક્ક-કાયદા મુજબ અમલમાં લાવતાં કરેલી તે કાંઈ વસ્તુ

થી તે ક્રોધ ઉત્પન્ન થયો હોય, તો તે ભારે તથા આકસ્મિક ક્રોધના સબબથી આ કલમ મુજબ કાંઈ ગુન્હાની સીક્ષા ઓછી થશે નહી.

તે ક્રોધ એવો ભારે તથા આકસ્મિક હતો કે તેથી તે ગુન્હો ઓછો થઈ શકે, એ હકીકતની બાબત છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પક ડી શકે નહી. | પ્રથમ સ મન નીકળે | જામીન લે ઈ શકાય. | માંડીવાળી શકાય. | કોઈપણ માજી સ્ટરેટ ઈનસાફ કરે. | ૩ મહીના સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા રૂ૫૦૦ દંડ અથવા બંને. |

ટીકા—આ કલમનો ગુન્હો માંડી વાળી શકાય તેવો છે, તેને વાસ્તે વળી ક્રીમીનલ પ્રોસીજર કોડ (૧૮૮૨નો ૧૦મો આક્ટ)ની કલમ ૩૪૫ જુઓ.

પણ જો કાયદેસર રીતે બળ વાપર્યું હોય તો તે ગુન્હો નથી. જેમકે માબાપ પોતાના છોકરાને સાધારણ માર મારે, અથવા શીક્ષક પોતાના નીશાળીયાને સાધારણ માર મારે. પણ કોઈ શેઠ પોતાના ચાકરને મારી શકે નહી.

પણ જો ભારે અથવા આકસ્મિક ક્રોધ ઉત્પન્ન કરવામાં આવ્યો હોય અને બળ વાપરવામાં આવે તો શીક્ષા ઓછી કરવાનું પુરતુ કારણ છે.

સાધારણ અપવાદો આવી બાબતમાં ધ્યાનમાં રાખવા જોઈએ.

કોઈ સરકારી નોકરને ડરાવીને તેનો અમલ કરતો બંધ રાખવાને સાપરાધબળ વાપરવું.

૩૫૩. કોઈ શખ્સ સરકારી નોકર હોય, અને પોતાના સરકારી હોદ્દાનો અમલ ચલાવતો હોય, તેવામાં, તે શખ્સની ઉપર જે માણસ હુમલો કરે અથવા સાપરાધ બળ વાપરે, અથવા તે શખ્સને પોતાના સરકારી હોદ્દાનો અમલ ચલાવતા અટકાવવા અથવા ડરાવીને અમલ ચલાવતા બંધ રાખવાના ઇરાદાથી, અથવા તે શખ્સે પોતાના સરકારી હોદ્દાનો કાયદા મુજબ અમલ ચલાવતાં કાંઈ વસ્તુ કરી હોય અથવા કરવાની કોશીશ કરી હોય તેટલા વાસ્તે, જે માણસ તે શખ્સની ઉપર હુમલો કરે અથવા સાપરાધ બળ વાપરે, તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની સીક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાય નહી. | પરેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે | ૨ વરસ સુધીની બેમાંનાગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |

**ટીકા.**—કોઇ સરકારી અમલદાર પોતાની પાસે ઘટીત બજેલા હુકમ શીવાય કોઈ ઘરની જડતી લેવાનો યત્ન કરતો હોય તેને અટકાવ કરવો એ આ કલમ પ્રમાણે શીક્ષા થવા લાયક નથી. રાણો વીરૂધ નારાયણ. ૭ નો. વે. પ્રો. ૨૦૯.

કોઈ સ્ત્રીની લાજ લેવાના ઈરાદાથી તેની ઉપર હુમલો અથવા સાપરાધ બળ.

૩૫૪. કોઈ સ્ત્રીની લાજ લેવાના ઈરાદાથી, અથવા પોતે તેમ કરવાથી તેની લાજ જવાનો સંભવ છે એમ જાણ્યા છતાં, જે માણસ તે સ્ત્રીની ઉપર હુમલો કરે અથવા સાપરાધ બળ વાપરે, તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડીશકે. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાય નહીં | પરેસીડેન્સી માજીસ્ટરેટ, અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૨ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|

**ટીકા.**—આવો ગુન્હો કોઈ શખ્સ બીજીવાર કરે તો તેને ફટકા મારવાનો હુકમ પણ થઈ શકે.

હુમલો અને સાપરાધ બળ બંનેમાં કબુલાત નહોતી, એ અવશ્ય છે.

સ્ત્રીઓની સાથે અયોગ્ય છુટ લેવી તે આ કલમ પ્રમાણે ગુન્હો છે. કોઈ સ્ત્રીની લાજ લેવાને સાપરાધ બળ વાપરવું અથવા હુમલો કરવો તેને વાસ્તે સખત શીક્ષા થઈ શકે.

ભારે ક્રોધ ન ઉત્પન્ન કરયા છતાં કોઈ શખ્સને બેઆબરૂ કરવાના ઈરાદાથી હુમલો અથવા સાપરાધ બળ.

૩૫૫. કોઈ શખ્સે ભારે તથ આકસ્મિક ક્રોધ ઉત્પન્ન ન કરયા છતાં, તે શખ્સને બેઆબરૂ કરવાના ઈરાદાથી જે માણસ તે શખ્સની ઉપર હુમલો કરે, અથવા સાપરાધ બળ વાપરે, તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારના કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ સમન નીકળે. | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય. | પરેસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૨ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|

**ટીકા.**—કોઈ શખ્સને લાત મારવી, અથવા તેનું નાક ખેંચવું અથવા તેની પીઠપર આપકો મારવો એ સરવ હકીકતોમાં સાપરાધ બળ વાપરીને તેને બેઆબરૂ કરવાનો ઈરાદો હતો, એવો અનુમાન થઈ શકે છે.

આ કલમનો ગુન્હો જેના ઉપર બળ વાપરયું હોય અથવા હુમલો કરયો હોય તેનાથી માંડીવાળી શકાય. જુઓ. ક. ૩૪૫. ક્રી. પ્રો. કોડ.

કોઈ શખસ કાંઈ વસ્તુ લેઈ જતો હોય તે વસ્તુની ચોરી કરવાની કોસીસ કરવામાં હુમલો અથવા સાપરાધ બળ.

૩૫૬. કોઈ શખશે કાંઈ વસ્તુ પેહેરી હોય અથવા તે લેઈ જતો હોય, તેની ચોરી કરવાની કોસીસ કરવામાં તે શખસની ઉપર જે માણસ હુમલો કરે અથવા સાપરાધ બળ વાપર, તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની સીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય નહીં. | માંડીવાળી શકાય નહીં. | કોઈપણ માજીસ્ટરેટ ઈનસાફ કરે | ૨ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|

ટીકા.—કોઈ શખસ ગજવું કાતરી ચોરી કરવાની કોશીસ કરે અને જો ચોર પોતાના પ્રયત્નમાં કાંઈ બળ વાપરવા જેવું કરે તો તેને આ કલમ પ્રમાણે શીક્ષા થઈ શકે.

કોઈ શખસને ગેરવાજબી કેદ કરવાની કોસીસમાં હુમલો અથવા સાપ્રાધ બળ.

૩૫૭. કોઈ શખસને ગેરવાજબી કેદ કરવાની કોસીસ કરવામાં જે માણસ તે શખસની ઉપર હુમલો કરે અથવા સાપરાધ બળ વાપર, તે માણસને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય નહીં | કોઈ પણ માજીસ્ટરેટ ઈનસાફ કરે | ૧ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા રૂ૧૦૦૦ દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|

કોઈએ ભારે તથા આકસ્મિક ક્રોધ ઉત્પન કરયા પરથી તેના ઉપર હુમલો કરવો અથવા સાપરાધ બળ વાપરવું.

૩૫૮. કોઈ શખસે ભારે તથા આકસ્મિક ક્રોધ ઉત્પન કરયા પરથી જે માણસ તે શખસની ઉપર હુમલો કરે અથવા સાપ્રાધ બળ વાપરે, તે માણસને એક મહીનાની મુદત સુધીની આસાન કેદની, અથવા બસેં રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

ખુલાસો—૩૫૨ મી કલમનો જે ખુલાસો લખેલો છે તે આ છેલી કલમને પણ લાગુ પડે છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ સમન નીકળે. | જામીન લેઈ શકાય | માંડી વાળી શકાય | કોઈ પણ માજીસ્ટરેટ ઈનસાફ કરે | ૧ મહીના સુધીની આસાન કેદ, અથવા રૂ૨૦૦ દંડ અથવા બંને. |

ટીકા.—આ કલમનો ગુન્હો માંડી વાળી શકાય તેવો છે. કીયા કીયા ગુન્હા કોનાથી માંડીવાળી શકાય તેને વાસ્તે કલમ ૩૪૫ ક્રી. પ્રો. કોડની (૧૮૮૨ નો ૧૦ મા આકટ જુઓ.

સને. ૧૮૮૨ ના ૧૦ મા આકટની (ક્રીમીનલ પ્રોસીજર કોડની) કલમ ૧૦૬ મુજબ જ્યારે હુમલો, હંગામો અથવા સુલેહનો બીજો ભંગ કરવાનું, અથવા તેમાં મદદગારી કરવાનું અથવા તેમ કરવાના સાફ ઈરાદાથી હથીયારવાળા માણસોને એકઠા કરવાનું અથવા કાયદા વીરૂધ બીજો ઉપયોગ કરવાનું અથવા શરીરને અથવા મીલકતને નુકશાન કરવાનો ડર દેખાડીને સાપરાધ ધમકી આપવાનું તોહોમત જે શખશ ઉપર આવ્યું હોય તે શખસની ઉપર કોઈ હાઈકોરટની આગળ અથવા સેશન કોરટની આગળ અથવા પરેસીડન્સી માજીસ્ટરેટ, જીલ્લા માજીસ્ટરેટ, પેટાવુડડી માજીસ્ટરેટની અથવા ૧ લા વરગના માજીસ્ટરેટની કોરટની આગળ તે ગુન્હો કરે, અને તે કોરટનો એવો અભિપ્રાય હોય કે સુલેહ રાખવા સારૂ મજકુર શખસ પાસે ખત કરાવી લેવાની જરૂર છે, ત્યારે મજકુર કોરટ તે શખશની ઉપર શીક્ષાનો હુકમ કરતી વખતે ત્રણ વરસ સુધીની મુદત સુધી સુલેહ રાખવા સારૂ જામીન સહીત અથવા જામીન વીના તેની સ્થીતીને ઘટતી રકમનું ખત કરી આપવા હુકમ કરે.

## મનુષ્યહરણ, મનુષ્યનયંન, ગુલામી તથા વેઠબાબત.

**મનુષ્યહરણ.** ૩૫૯. મનુષ્યહરણ બે પ્રકારનું છે; એક બ્રિટીશ ઈંડિયામાંથી અને બીજુ કાયદેસર હવાલામાંથી.

**બ્રિટીશ ઈંડીયામાંથી મનુષ્યહરણ.** ૩૬૦. જે માણસ કોઈ શખસને, તે શખસની રજામંદી સીવાય અથવા તે શખસનાં વતી રજામંદી આપવાનો જેનો કાયદા મુજબ અખત્યાર હોય એવા કોઈ શખસની રજામંદી સીવાય, બ્રિટીશ ઈંડીયાની હદની બાહાર લઈ જાય, તે માણસે બ્રિટીશ ઈંડીયામાંથ તે શખસનું હરણ કરયું એમ સમજવુ.

**કાયદેસર વાલીના હવાલામાંથી મનુષ્યહરણ.** ૩૬૧. ચઉદ વરસથી ઓછી ઉમરના કોઈ છોકરાને, અથવા સોળ વરષથી ઓછી ઉમરની કોઈ છોકરીને, અથવા કોઈ દીવાના શખસને, તે બાળક અથવા દીવાના શખસના કાયદેસર વાલીના હવાલામાંથી, તે વાલીની રજામંદી સીવાય, જે માણસ લઈ જાય અથવા ફોસલાવીને તેડી જાય, તેણે તે બાળક અથવા તે શખસનું કાયદેસર વાલીના હવાલામાંથી હરણ કરયું એમ સમજવુ.

ખુલાસો—આ કલમ મધ્યે "કાયદેસર વાલી" એ શબ્દો લખ્યા છે તે શબ્દો મધ્યે તે બાળક અથવા તે બીજા શખસને રાખવાનું અથવા તેની સંભાળ કરવાનુ કામ કાયદા મુજબ જે શખસને સોંપ્યુ હોય એવા કોઈ પણ શખસનો સમાવેશ થાય છે.

અપવાદ:—કોઈ શખ્સ સુધબુધીએ એમ માનતો હોય કે બગર સંબંધ વિના ઉતાન થએલા કુલાણા બચ્ચાનો હું બાપ છું, અથવા સુધબુધીએ એમ માનતો હોય કે તે બચ્ચા ને કાયદેસર હવાલામાં રાખવાનો મારો હક છે, અને તે શખ્સ અગર કોઈ અનાતીનાં અથવા કાયદા વરૂધ કારણસર એવું કામ ન કરે, તો તેના કામને આ કલમ લાગુ પડતી નથી.

ટીકા.—આ કલમ પ્રમાણેનો ગુન્હો બનવાને નીચે પ્રમાણે હકીકતો હોવી જોઈએ.

૧ નાની ઉમરનો છોકરો હોયતો ચઉદ વરષ કરતાં ઓછી ઉમરનો હોવો જોઈએ.

૨ જો છોકરી હોય તો સોળ વરષની ઉમરથી ઓછી હોવી જોઈએ.

૩ કોઈ દીવાનો હોય (ગમે તેટલી ઉમરનો)

૪ તેના વાલીની અથવા તેના બાપની રજામંદી શીવાય લેઈ જવું જોઈએ.

આ કલમમાં "કાયદેસર વાલી" એ શબ્દો છે તેને વાસ્તે ખુલાસામાં બતાવ્યા પ્રમાણે જે શખ્સને સોંપવામાં આવ્યું હોય તે સમજવું.

આ કલમ પ્રમાણે ગુન્હો થવાને તહોમતદાર પોતાના બચાવમાં એવું કહી શકે નહીં કે તે છોકરીની કબુલાત હતી. કબુલાત હોવી અગર ના હોવી, એ આ કલમ પ્રમાણે કાંઈ જરૂર નથી. કબુલાત હોય તે છતાં પણ સરખી રીતે ગુન્હો થાય છે.

ઈંગ્લંડમાં એક કેસમાં એમ બન્યું કે કોઈ શખ્સે એક છોકરીને પોતાની સાથે તેડી જવા કહ્યું, છોકરીએ કબુલ કરયું અને તેની સાથે ગઈ. તેઓ જ્યાં જ્યાં ગયાં ત્યાંહાં ત્યાંહાં દીવસે સારવજનીક મકાન, મેળા વગેરે જોતાં, અને રાત્રે સાથે સુતાં. આમ ત્રણ દીવસ સુધી થયું. પછી બેનાં બે જુદા પડ્યાં અને પેલા પુરૂસે તે છોકરીને તેના બાપને ઘેર જવા કહ્યું તે છોકરીના બાપે એવા કસમ ખાધા કે તે છોકરી એની રજા શીવાય અને તેની મરજી ઉપરાંત ગઈ હતી. તેમાં કોરટે તોહોમતદારને ગુન્હેગાર ઠરાવ્યો.

પણ જો છોકરી પોતાના બાપ પાસેથી નાશી ગઈ હોય અને તેનાં ઉપર તેનો બાપનો કબજો હોય નહીં, આવા પ્રસંગે જો કોઈ શખ્સ લલચાવી લેઈ જાય, તો તેમાં કાંઈ ગુન્હો નથી.

તેવીજ રીતે કોઈ છોકરી નીશાળે ભણવા જતી હોય અને રસ્તામાં તેને સમજાવી કોઈ શખ્સ કયાંઈ લેઈ જાય અને પછીથી ત્યાં પાછી મુકે. હવે જો કે તે શખ્સ કાંઈ જાણતો નહોતો કે તે છોકરીનો કોઈ બાપ અથવા મા છે કે નહીં અથવા તે વીશે કાંઈ તપાસ કરી નહોતી, તો પણ તેને ગુન્હેગાર ઠરાવવામાં આવ્યો હતો, તે એવા આધાર ઉપરથી કે તે શખ્સ તેને લેઈ ગયો માટે તણે જાણવુંજ જોઈએ કે જેમનો તે છોકરી ઉપર કબજો છે, તેમના મરજી ઉપરાંત હું લઈ જઉછું, એવો અનુમાન થઈ શકે.

મનુષહરણ કરવુ એમાં બળ વાપરયું હતુ અથવા કપટ કરયું હોય એમ હોવાની કાંઈ જરૂર નથી. બળ વાપરયું હોય અગર ના વાપરયું હોય અને મનુષહરણ કરે, તેથી કાંઈ ગુન્હામાં અસર થતી નથી.

કોઈ છોકરૂં હોય તેને તેના વાલીના કબજામાંથી લેઈ જાય, અને પછીથી તે છોકરૂ તેના વાલીને અથવા મા બાપને બીલકુલ સંભારે નહી અને લેઈ જનાર સાથે ખુશીથી રહે તે છતાં પણ મનુષહરણનો ગુન્હો થાય છે.

મદ્રાસના એક કલુર નાગાપણ સામીના કેસમાં જડજોએ એવું ઠરાવ્યું કે કોઈ હીંદુનો ૧૪ વરસનો છોકરો સ્કાટલાંડના મીશનરીમાં ગયો હોય, અને વટલાઈ જઈ ખ્રીસ્તી થયો હોય અને તેમની પાસે રેહેવાને ખુશી હોય તે છતાં પણ તે મીશનરીઓએ તેના બાપને સોંપવો જોઈએ.

મુસલમાની કાયદા પ્રમાણે બાપની મરજી ઉપરાંત મા પોતાના છોકરાને ૭ વરસ સુધીની ઉમરનો હોય તો, રાખવાને હકદાર છે.

વળી રાણી વિરૂધ ઉમસાદબક્ષ (ઈં. લો. રી ૩ મું. ૧૭૮) ના કેસમાં એવું ઠરાવ્યું છે કે કોઈ પણ છોકરૂં દસ વરસ કરતાં ઓછી ઉમરનું હોય તો તેને વાલીછે એમ માની લેવુ જોઈએ; અને જો કોઈ શખ્સ આવા છોકરાને પુરતી રજામંદી મેળવ્યા શીવાય લેઈ જાય, તો તેનો જુમ્મો તેને શીર છે. તે છોકરાનો કોઈ વાલી છે કે નહી એવી તપાસ કરી નહોતી એવુ તોહોમતદાર પોતાના બચાવમાં લાવી શકે નહી. અને આ કલમ પ્રમાણે ગુન્હો કરયો છે એમ સમજવુ.

**મનુશ્યનયન.** ૩૬૨ કોઈ સખ્સને કોઈ જગેથી જવાને જે માણસ બળથીજ રૂર પાડે, અથવા કાંઈ ફરેબી ઈલાજોથી લલચાવે તે માણસે તે શખ્સનું નયન કરયું એમ સમજવુ.

**મનુશ્ય હરણની સીક્ષા.** ૩૬૩. જે માણસ બ્રિટીશ ઈંડિયામાંથી, અથવા કાયદેસર વાલીના હવાલામાંથી, કોઈ શખ્સનું હરણ કરે, તે માણસને સાત વરષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમવારંટ નીકળે. | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાયનહી | સેશન કોરટ, પરેસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૭ વરસ સુધીની બેમાંનાં ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

ટીકા—જ્યાં સુધી કોઈ બાળકને તેના વાલીપણામાંથી લેઈ જવાનું કામ જારી હોય તે દરમીયાનમાં ફક્ત મદદગારી કરવાનો ગુન્હો થઈ શકે. રાણી વી. સામીયા કોંડન ૧ મ. ૧૭૩.

પોતાના બચાવમાં તોહોમતદાર એવુ બતાવા શકે નહી કે તે છોકરીનો મારી સાથે વીવાહ કરેલો હતો, તેથી હું લેઈ ગયો. તે છતાં પણ તે ગુન્હો થાય છે, પણ કદાચ શીક્ષામાં કમી થઈ શકે. રાણી વીરૂધ ગુરૂદાસ.

કોઈ સ્વતંત્ર રાજ્યની રઈયત કોઈને બ્રીટીશ ઈંડીયામાંથી લેઈ જવાનો ગુન્હો કરે, તો તેની તપાસ ઈંગરેજી કોરટો કરી શકે.

**ખુનકરવા માટે મનુશ્યહરણ અથવા મનુશ્ય** ૩૬૪. કોઈ શખ્સનું ખુન કરવામાં આવે એટલા માટે અથવા પોતાનું ખુન થવાના જોખમમાં તે શખ્સ આવે એવી રીતે તેનો વગ કરવામાં આવે એટલા માટે જે માણસ તે શખ્સનું હરણ અથવા નયન

નયન. કરે, તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દશ વરષની મુદત સુધીની સખત કેદની, સીક્ષા કરવામાં આવશે, અને વળી દંડને પણ લાયક થશે.

દૃષ્ટાંત.

(અ) અ બ્રિટીસ ઇંડીયામાંથી ક નું હરણ કરે, એવા ઇરાદાથી અથવા એવો સંભવ જાણીને કે એક મુરતીને ક નો ભોગ આપવામાં આવે તો અ એ આ કલમમાં ખ્યાન કરેલો ગુન્હો કરયો એમ સમજવુ.

(બ) બ નું ખુન કરવામાં આવે એટલા માટે બ ને તેને ઘેરથી અ બળથી અથવા દગો સલાવીને લઈ જાય, તો અ એ આ કલમમાં ખ્યાન કરેલો ગુન્હો કરયો એમ સમજવુ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય. નહી. | માંડોવાળી શકાય નહી. | સેશન કોરટ ઈનસાફ કરે. | જીવતાં સુધી સમુદ્રપારની અથવા ૧૦ વરસ સુધી સખત કેદ, તથા દંડ. |

ટીકા.—ખુન કરવાના ઇરાદાથી મનુશ્યહરણ કરેલું છે અથવા મનુશ્યનયન કરેલું છે, તેથી કરીને આ કલમમાં શીક્ષા વધારે સખત બતાવો છે.

કોઈ શખ્સને છાની રીતે ગેરબ્યાજબી કેદ કરવાના ઇરાદાથી તેનું હરણ અથવા નયન કરવુ.

૩૬૫. કોઈ શખ્સને છાની રીતે, ગેરબ્યાજબી કેદ કરવાના ઇરાદાથી જે માણસ તે શખ્સનું હરણ અથવા નયન કરે, તે માણસને સાત વરષની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય. નહી. | માંડોવાળી શકાય નહી. | સેશન કોરટ ઈનસાફ કરે. | ૭ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |

ટીકા.—કલમ. ૩૪૬ પ્રમાણેનો ગેરબ્યાજબી કેદ કરવાનો ગુન્હો કરવાના ઇરાદાથી મનુશ્ય હરણ કરવાનું છે તેથી શીક્ષા વધારે બતાવેલી છે.

કોઈ સ્ત્રીના જુલમથી લગ્ન કરાવવા વગેરે કા

૩૬૬. કોઈ સ્ત્રીને, તે સ્ત્રીની મરજી નહી છતાં કોઈ પુરૂષની સાથે જુલમથી પરણાવવામાં આવે એવા ઇરાદાથી, અથવા જુલમથી પરણાવવામાં આવશે એવો સંભવ છે એમ જાણીને, અથવા જુલમથી

રણ મોઈ તે સ્ત્રી નું હરણ અથવા નયન કરવું.

કે ફોસલાવીને તે સ્ત્રીની જોડે જારકરમ કરવામાં આવે એટલા માટે, અથવા જુલમથી કે ફોસલાવીને તેની જોડે જારકરમ કરવામાં આવશે એવો સંભવ છે, એમ જાણીને, જે માણસ તે સ્ત્રીનું હરણ અથવા નયન કરે, તે માણસને દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી | સેશન કોરટ ઈનસાફ કરે. | ૧૦ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ |
|---|---|---|---|---|---|

**ટીકા.**—આખરે સ્ત્રીની મરજી મળવી શકાય, પણ કલમમાં બતાવેલાં કૃત્યને વાસ્તેજ જો મનુશ્ય હરણ કરવામાં આવ્યું હોય તો તેથી કાંઈ ગુન્હાને અસર થતી નથી.

જે વખતે લઈ જવામાં આવે તે વખતે તે સ્ત્રીનો પરણવાનો બીલકુલ ઈરાદો હોય નહીં, પણ પછીથી તેને જોર જુલમથી પરણવાનું હોય અથવા જુલમ કરવાનો હોય, તે બાબતમાં આ કલમ લાગુ પડે છે.

કોઈ એક દલાલણે એક વીશ વરષની પરણેલી સ્ત્રીને પોતાના ધણીનું ઘર તજી દેવાને ઉશકેરી; પણ હકીકતો ઉપરથી એમ જણાયું કે તે સ્ત્રીનીજ મરજી હતી કે પોતાના ધણીને તજીને ગુણકાનો બંધો કરવો તેમાં બંગાળાની હાઈ કોરટે એવું ઠરાવ્યું કે આ કલમ પ્રમાણે ગુન્હો નથી, પણ કલમ ૪૯૮ પ્રમાણે ગુન્હો થઈ શકે. રાણી વીરૂધ શ્રીમતી પોદી.

કોઈ શખસને માહાવ્યથા થાય, તેને ગુલામ કરવામાં આવે, વગેરે કારણ સર તેનું હરણ અથવા નયન કરવું.

૩૬૭. કોઈ શખસને માહાવ્યથા કરવામાં આવે અથવા તેને ગુલામ કરવામાં આવે, અથવા તેની ઉપર કોઈ શખસની સૃષ્ટિક્રમ વિરૂદ્ધ મઈથુનેચ્છા પુરણ થાય, એટલા માટે, અથવા તેની ઉપર એ પ્રમાણે ગુજરવાના જોખમમાં તે આવે એવી રીતે તેનો વગ કરવામાં આવે એટલા માટે, અથવા તે શખસની ઉપર એ પ્રમાણે ગુજરશે, અથવા તેનો એ પ્રમાણે વગ કરવામાં આવશે, એવો સંભવ છે એમ જાણીને, જે માણસ તે શખસનું હરણ અથવા નયન કરે, તે માણસને દશ વરષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી | સેશન કોરટ ઈનસાફ કરે. | ૧૦ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ |
|---|---|---|---|---|---|

હરણ થએલા શખસને ગેરબાજબી રીતે સંતાડવો અથવા કેદમાં રાખવો.

૩૬૮. ફલાણા શખસનું હરણ અથવા નયન થએલું છે એમ જાણ્યા છતાં જે માણસ તે શખસને ગેરબાજબી રીતે સંતાડે અથવા કેદ કરે, તે માણસને, જે ઈરાદા કે જ્ઞાનથી, અથવા જે કારણસર તે માણસ તે શખસને સંતાડે અથવા કેદમાં રાખે તેજ ઈરાદા કે જ્ઞાનથી, અથવા તેજ કારણસર જાણે તે માણસે તે શખસનું હરણ અથવા નયન કર્યું હોય, એવી રીતે સીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી. | સેશન કોરટ ઈનસાફ કરે. | મનુષ્યહરણ અથવા મનુષ્યનયન ની શીક્ષા. |
|---|---|---|---|---|---|

ટીકા.—કોઈ છોકરીનું હરણ થયું છે એવું જાણીને તેને કોઈ શખસ પોતાના ઘરમાં ફકત રાખે તો તે કાંઈ આ કલમ પ્રમાણે ગુન્હો નથી. તેને એવી રીતે અટકાવવી જોઈએ કે કોઈ તે વીશે દેખી શકે નહીં. રાણી વીરૂધ ઝરપ.

મનુષ્ય હરણ કરનારાઓને જેઓ મદદ કરે છે તેમને આ કલમ લાગુ પડે છે.

દશ વરસથી ઓછી ઊંમરના કોઈ બચ્ચાંના શરીર પરથી જંગમ મીલકત ચોરવાના ઈરાદાથી તે બચ્ચાંનું હરણ અથવા નયન કરવું.

૩૬૯. દશ વરસથી ઓછી ઊંમરના કોઈ બચ્ચાંનાં શરીરપરથી કાંઈ જંગમ મીલકત બદદ્યાનતથી લેવાના ઈરાદાથી, જે માણસ તે બચ્ચાંનું હરણ અથવા નયન કરે, તે માણસને સાત વરષની મુદત સુધીની એમાંના ગમે ત પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી | સેશન કોરટ ઈનસાફ કરે. | ૭ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

કોઈ શખસને ગુલામ દાખલ વેચવો અથ

૩૭૦ કોઈ શખસને ગુલામ દાખલ જે માણસ આ દેશમાં લાવે અથવા આ દેશમાંથી બાહાર મોકલે, અથવા ખરીદે, અથવા ખરીદ કરે, અથવા વેચે, અથવા કોઈને આપે, અથવા તે શખસની મરજી ન

વા આપવો. હી છતાં તેને ગુલામ દાખલ કબુલ કરે, લે, અથવા રાખે તે માણસને સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ વારંટ નીકળે. | જામીન થઈ શકાય | માંડીવાળી શકાય નહી. | સેશન કોર્ટ ઈનસાફ કરે. | ૭ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

ટીકા.—આ કલમ સાધારણ રીતે મનુષ્યને વેચવાનો અથવા ખરીદ કરવાનો ગુન્હો અટકાવવા વાસ્તે છે, ગમે તો નાનું છોકરૂં હોય અગર પુખ્ત ઉમરનું હોય.

નીત્ય ગુલામનો વેપાર કરવો. ૩૭૧. જે માણસ નિત્ય ગુલામોને આ દેશમાં લાવે અથવા આ દેશમાંથી બાહાર મોકલે, અશવા ખસેડે, અથવા ખરીદ કરે, અથવા વેચે, અથવા તેઓનો વેપાર ધંધો કરે, તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દશ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે | જામીન થઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી | સેશન કોર્ટ ઈનસાફ કરે. | જીવતાં સુધી સમુદ્રપાર અથવા ૧૦ વરસસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

ટીકા.—જે માણસ ગુલામોનો વેપાર કરતો હોય, જેમકે વારંવાર ગુલામો ખરીદ કરતો હોય અથવા વેચતો હોય, તેને આ કલમ લાગુ પડે છે.

જાર કરમને માટે કોઈ બાળકને વેચવું વગેરે. ૩૭૨. સોળ વરસથી ઓછી ઊમરનું કોઈ બાળક જારકરમનાં કારણસર, અથવા કાંઈ કાયદા વિરૂદ્ધ તથા અનીતીનાં કારણસર, રાખવામાં કે વાપરવામાં આવે એવા ઈરાદાથી, અથવા તે બાળક તેવાં કાંઈ કારણસર રાખવામાં કે વાપરવામાં આવશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં, જે માણસ તે બાળકને વેચે, અથવા ભાડે આપે, અથવા બીજી રીતે કોઈને આપે, તે માણસને દશ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમવારંટ નીકળે. | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાયનહી | સેશન કોરટ, પરેસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૧૦ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

ટીકા.—આ કલમનો ગુન્હો ફક્ત માં બાપ, વાલી અથવા જેમની દેખ રેખમાં નાની ઉમરનાં બાળક હોય, તેવાં શખ્સ કરી શકે, એમ સમજવું નહીં, પણ કોઈ શખ્સ મનુ-ષ્ય હરણ કરી લાવ્યો હોય તેને પણ આ કલમનો ગુન્હો લાગુ પડે.

કોઈ છોકરી વેશ્યાનો ધંધો ચલાવી પોતાનાં માબાપને તેના પઈસા આપે, તો ફક્ત પઈસા લેવાથી મા બાપ આ કલમ પ્રમાણે ગુન્હેગાર થતાં નથી.

કલમમાં બતાવેલા ઈરાદાથી કોઈ નાની ઉમરનું બાળક હોય ગમે તો છોકરી કે છો કરો, તેને વેચવાને સારૂ અથવા બીજી રીતે વ્યવસ્થા કરવાને સારૂ આ કલમ છે.

જારકરમને માટે કોઈ બાળકને ખરીદ કરવું.

૩૭૩. સોળ વરષની ઓછી ઊંમરનું કોઈ બાળક જારકરમનાં કારણસર, અથવા કાંઈ કાયદા વિરૂદ્ધ તથા અનીતીનાં કારણસર, રાખવામાં કે વાપરવામાં આવે, એવા ઈરાદાથી, અથવા તે કાંઈ બાળક તેવાં કારણસર રાખવામાં કે વાપરવામાં આવશે એવો સંભવ છે એમ જાણ્યાં છતાં, જે માણસ તે બાળકને ખરીદ કરે, ભાડે લે, અથવા બીજી રીતે પોતાના કબજામાં લે, તે માણસને દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાયનહી. | સેશન કોરટ, પરેસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧લા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૧૦ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

કાયદા વિરૂધ જબરાઈથી મજુરી કરાવવી.

૩૭૪. કોઈ શખ્સની મરજી નહી છતાં જે માણસ તેની પાસે કાયદા વિરૂધ જબરાઈથી મજુરી કરાવે, તે માણસને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીશ પકડીશકે. | પ્રથમવારંટ નીકળે. | જામીન લેઈ શકાય. | માંડીવાળીશકાય. | કોઈપણ માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૧ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|

ટીકા.—આ કલમનો ગુન્હો માંડી વાળી શકાય તેવો છે, તેને વાસ્તે ક્રીમીનલ પ્રોસીજરકોડ સને ૧૮૮૨નો ૧૦મા આકટની કલમ. ૩૪૫ જુઓ.

ફક્ત જાતની મજુરી કરાવવી એ વીશે કાંઈ સ્પષ્ટ છે નહી. મનની પણ મજુરી હોય, તેમ શરીરની પણ મજુરી હોય. પણ આ ઠેકાણે શરીરની મજુરી છે, એવો કાયદો માં ધનારનો હેતુ છે.

## બળાત્કાર સંભોગ બાબત.

બળાત્કાર સંભોગ.

૩૭૫. નીચે બાતલ કરેલી બાબત શિવાય બીજી સઘળી બાબત માં, જે પુરૂષ નીચે બ્યાન કરેલી પાંચ હાલતોમાંની કોઈપણ હાલતમાં કોઈ સ્ત્રીની સાથે સંગ કરે, તેણે બળાત્કાર સંભોગ કરયો એમ સમજવું.

પેહેલી—તે સ્ત્રીની મરજી નહી છતાં.

બીજી—તે સ્ત્રીની રજામંદી વગર.

ત્રીજી—તે સ્ત્રીને મોતનો અથવા બધાનો ભય ઉત્પન્ન કરીને તેની રજામંદી લીધી હોય તો તે રજામંદી છતાં પણ.

ચોથી—તે પુરૂષ એમ જાણતો હોય કે હું એ સ્ત્રીનો વર નથી અને તે સ્ત્રી જે બીજા પુરૂષની સાથે કાયદા મુજબ પરણેલી છે અથવા પોતાને પરણેલી માનેછે તે પુરૂષ હું છું એમ માનીને તેણે પોતાની રજામંદી આપી છે, તો તે રજામંદી છતાં પણ.

પાંચમી—તે સ્ત્રી દશ વરસથી ઓછી ઊંમરની હોય તો, પછી તેની રજામંદી હોયકે નહી તોપણ.

ખુલાસો—બાળત્કાર સંભોગના ગુન્હામાં જે સંગ થવો જરૂર છે તેમાં પ્રવેશ થયો તો બસ છે.

અપવાદ.—કોઈ પુરૂષ પોતાની વહુની સાથે સંગ કરે, અને તે સ્ત્રી દશ વરસથી ઓછી ઊંમરની નહી હોય, તો તે બળાત્કાર સંભોગ નહી ગણાય.

ટીકા.—આ કલમ પ્રમાણેનો ગુન્હો થવાને નીચેની હકીકતો જોવાની જરૂર છે;

૧ સ્ત્રીની મરજી ઉપરાંત બળાત્કાર સંભોગ કરવો જોઈએ;

૨ તેની રજામંદી શીવાય કરવો જોઈએ; તેણે રજામંદી આપી હોય પણ એવી સ્થીતીમાં આપી હોય કે તેને રજામંદી આપવાની ફરજ પડે, જેમકે તેને મારી નાંખવાની બીક દેખાડી હોય અને તેથી કરીને તે રજામંદી આપે.

૩ એવી રીતે રજામંદી આપી હોય કે બળાત્કાર સંભોગ કરનાર શખ્સ તેનો ધણી હોય નહીં પણ તે સ્ત્રી એમ માને કે એ મારો ધણી છે, એવી સ્થીતોમાં રજામંદી આપી હોય તો પણ તે બળાત્કાર સંભોગ કરયો કેહેવાય; જેમકે કોઈ એક ખેડુતે પોતાની સ્ત્રીને સમી સાંજે કહયું કે હું ખેતરમાં જઉછું તે પરોડીયે વલોણું વલોવાની વખતે આવીશ. આ વાત કોઈ પડોશીએ સાંભળી, અને તે પડોશીએ પરોડીએ જઈ પેલી સ્ત્રીનું બારણું ઠોકયુ સ્ત્રીએ પોતાનો ધણી આવ્યો એમ માની બારણું ઉઘાડ્યું. પેલો પડોશી ઘરમાં ગયો અને સ્ત્રી સાથે સંભોગ કરયો. આવો સંભોગ પણ બળાત્કારસંભોગ કહી શકાય.

૪ રજામંદી આપનાર છોકરી દશ વરષની હોય, તો છોકરીએ રજામંદી આપી હતી તેથી સંભોગ કરયો હતો એવું તોહોમતવાળો પોતાનાં બચાવમાં બતાવી

છુટી જાય નહીં.

આ કલમ પ્રમાણે ગુન્હો થવાને, જો પ્રવેશ થયાં હોયતો, તે બસ છે.

બળાત્કાર સંભોગની સીક્ષા.

૩૭૬. જે માણસ બળાત્કાર સંભોગ કરે, તે માણસને જીવતાં સુધી સંમુદ્રપારની, અથવા દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તેપ્રકારની કેદની, સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી. | સેશન કોરટઈનસાફ કરે. | જીવતાં સુધી સમુદ્રપાર અથવા ૧૦ વરસ સુધી બેમાંના ગમે કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

ટીકા.—બીજી વખત આવા ગુન્હાનો તોહોમતદાર ગુન્હેગાર ઠરેતો તેને ફટકા મારવાની શિક્ષા થઈ શકે છે.

કોઈ સ્ત્રીએ દારૂ પીધો હોય અથવા એવી બીજી કાંઈ વસ્તુ ખાધી હોય કે જેથીકરીને તેને કેફ ચડે અને તે સ્ત્રી રજામંદી આપવાને તે વખતે અશકત હોય, અથવા કેવા પ્રકારનું તે કૃત્ય થાય છે, તે જાણી શકે તેમ ના હોય, એવી સ્થીતીમાં કરેલો સંભોગ પણ બળાત્કાર સંભોગ કહી શકાય.

એક વખત તે સ્ત્રીની મરજી ઉપરાંત સંભોગ કરયો હોય તો કોઈ તોહોમતદાર પોતાના બચાવમાં એવું કહી શકે નહીં કે પ્રથમ તે સ્ત્રીએ કબુલાત આપી હતી અને તેથી સંભોગ કરયો હતો; પણ આવો સંભોગ બળાત્કાર સંભોગ કહી શકાય.

ફરીયાદી કરનાર સ્ત્રી એક સાધારણ ગુણકા છે, અને તેથી સંભોગ કરયો એમ પણ તોહોમતદાર પોતાના બચાવમાં કહી શકે નહી. તે પણ ગુન્હો થાય છે.

જે સ્ત્રી સાથે બળાત્કાર સંભોગ કરવામાં આવ્યો છે તે સ્ત્રી ખરાબ ચાલની છે, એવો પુરાવો આપી શકાય. જુઓ પુરાવાના કાયદાની કલમ ૧૫૫ની રકમ (૪).

તે સ્ત્રીની મરજી ઉપરાંત સંભોગ કરવામાં આવ્યો હતો કે નહીં તેને સારૂ નીચેની હકીકતો ધ્યાનમાં લેઈ શકાય:

૧ ફરીયાદી કરનાર સ્ત્રીની ચાલ ચલગત કેવા પ્રકારની છે.

૨ કેદીને તે સ્ત્રી સાથે કેટલો પરિચય હતો.

૩ તે સ્ત્રી કેદીની સાથે કેવા સંબંધથી વરતતી હતી.

૪ કેવી જગોએ તે કૃત્ય થયું છે, કે જે ઉપરથી એમ જણાઈ આવે કે તે વખતે કોઈની મદદ મળી શકે તેમ હતી કે નહી.

૫ તે કૃત્ય થયું તેથી કેટલે દુર લોકો જતા આવતા હતા, જે ઉપરથી એમ જણાય કે આવો બળાત્કાર સંભોગ કરવાનો લાગ મળી શકે કે નહી.

૬ તેણે કાંઈ બુમો પાડી હતી કે નહી. વીગેરે—

તોહોમતદારે પોતાના બચાવમાં બતાવવુ જોઈએ કે તે પતિવરતા અથવા સદ્ગુણી

સ્ત્રી નથી; તેણે પોતાની સાથે અથવા બીજાઓ સાથે સંભોગ કરેલો છે; આવો પુરાવો તે સ્ત્રીની ઉલટ પાલટ તપાસમાં આપી શકાય.

કોઈ શખ્સના ઉપર બળાત્કાર સંભોગ કરવાનું તોહોમત મુકવામાં આવ્યું હોય, અને રજામંદીથી આવુ કૃત્ય કરયું છે એ આધાર ઉપરથી જો તેને નીરદોષ ઠરાવવામાં આવે, તો પછીથી તેને છીનાળાને વાસ્તે ગુન્હેગાર ઠરાવી શકાય નહી. દીનદયાળ વીરૂધ માઈરેપ ૧. મુ. હા. ૧૭૧.

એક દશ વરસના છોકરા ઉપર એક ત્રણ વરસની છોકરી સાથે બળાત્કાર સંભોગ કરવાનું તોહોમત મુકવામાં આવ્યું હતુ, તેમાં કોરટે એવુ ઠરાવ્યું કે ફકત તેમ કરવાની કોશીશ કરી કેહેવાય, અને એક વરસની કેદની શીક્ષા કરી. કરીમ વીરૂધ બીઉન.

બળાત્કાર સંભોગના ગુન્હા વાસ્તે ઊંમર જોવાની જરૂર છે, કેમકે તે ઉપરથી એમ સીદ્ધ થઈ શકે કે તેવો ગુન્હો કરવાને શકતીવાન છે કે નહી, તેમજ તે વિશે કેટલી સમજ છે તે પણ જાણી શકાય.

## સૃષ્ટીક્રમ વિરૂદ્ધ ગુન્હાઓ બાબત.

સૃષ્ટીક્રમ વિરૂદ્ધ ગુન્હો.

૩૭૭. જે માણસ બુદ્ધિપુરવક કોઈ પુરૂષ, સ્ત્રી, અથવા જાનવર સાથે સૃષ્ટીક્રમ વિરૂદ્ધ મઈથુન કરે, તે માણસને જીવતા સુધી સમુદ્રપારની, અથવા દશ વરષની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ખુલાસો,—આ કલમમાં બ્યાન કરેલા ગુન્હામાં જે મઈથુન થવું જરૂર છે તેમાં પ્રવેશ થયો, તો બસ છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ ની કળે. | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી | સેશન કોરટ ઈનસાફ કરે. | જીવતા સુધી સમુદ્રપાર અથવા ૧૦ વરસ સુધી એમાંના ગમે પ્રકારની કેદ તથા દંડ. |

ટીકા.—એવો ગુન્હો બીજી વખત જો કરે તો તેને ફટકાની પણ શિક્ષા થઈ શકે જે શખ્સની ઉપર આવો ગુન્હો કરવામાં આવ્યો છે તેની મરજી ઉપરાંત અથવા તેની રજામંદી શીવાય કરવામાં આવ્યો છે, એમ હોવુંજ જોઈએ એવો કાંઈ જરૂર નથી. જો તે શખ્સ રજામંદી આપે તો બને જણ તે ગુન્હાના ગુન્હેગાર સમજવા.

આ કલમ પ્રમાણેનો ગુન્હો થવાને પણ પ્રવેશ થયો હોય તો બસ છે."

---

## ભાગ ૧૭ મો.

## મિલકત વિરૂદ્ધ ગુન્હાઓ બાબત, ચોરી બાબત.

ચોરી.

૩૭૮. જે માણસ, કોઈ શખ્સના કબજામાંથી તે શખ્સની રજામંદી સીવાય કાંઈ જંગમ મીલકત બદ્દાનતથી લેવાનો ઈરાદો

કરીને તે પ્રમાણે લેવા સારૂ તે મીલકતને ખસેડે, તે માણસે ચોરી કરી એમ સમજવુ.

ખુલાસો ૧ લો.—કાંઈ વસ્તુ જ્યાં સુધી જમીનમાં ચોટેલી હોય ત્યાં સુધી તે જંગમ મીલકત નથી. માટે તેની ચોરી થઈ શકે નહી; પણ જમીનથી તે જુદી પાડવામાં આવે કે પછી તેની ચોરી થઈ શકે.

ખુલાસો ૨ જો—જે કામથી જુદુ પાડવુ થાય, તેજ કામથી જે ખસેડવું થાય તે ખસેડવું ચોરી થઈ શકે.

ખુલાસો ૩ જો.—કોઈ શખ્સ ખરેખર કાંઈ વસ્તુને ખસેડે ત્યારે અને તેમજ તેનું ચલન થવામાં અટકાવ કરનારી કાંઇ અડચણ દુર કરે, અથવા તે વસ્તુને કાંઈ બીજી વસ્તુથી જુદી પાડે, ત્યારે પણ તે શખ્સે તે વસ્તુ ખસેડી એમ સમજવુ.

ખુલાસો ૪ થો.—કોઈ શખ્સ કોઈ પણ ઉપાયથી કોઈ જનાવરને ગતીમાન કરે, તો તેણે તે જાનવર ખસેડ્યું, તથા, તે જાનવરને ગતી થવાથી તે જાનવરે જે જે વસ્તુ ખસેડી હોય; તે તે વસ્તુ ખસેડી એમ સમજવુ.

ખુલાસો ૫ મો.—ઉપલાં લક્ષણમાં રજામંદી લખી છે તે સાફ રજામંદી હોય કે અરથાંત સમજાય એવી રજામંદી હોય, અને તે કબજેદાર શખ્સ, અથવા તે કારણસર જેને સાફ કે અરથાંત સમજાય એવો અખતિયાર હોય તેવો કોઈ પણ શખ્સ, આપી શકે.

દૃષ્ટાંત

(अ) ब ની જમીનપરનું એક ઝાડ, ब ના કબજામાંથી બદદ્યાનતથી લેઈ જવાના ઈરાદાથી, ब ની રજામંદી સીવાય, अ કાપી નાંખે, તો એ ઠેકાણે તે પ્રમાણે લઈ જવા સારૂ अ એ તે ઝાડ જુદુ પાડ્યું કે તેણે ચોરી કરી એમ સમજવુ.

(ब) કુતરાઓને લલચાવવાની કાંઈ વસ્તુ अ પોતાના ખીસામાં રાખે અને તેથી ब ના કુતરાને તેની પાછળ ચાલ્યો જવાને લલચાવે, તો એ ઠેકાણે, અગર अ નો ઈરાદો તે કુતરાને ब ના કબજામાંથી ब ની રજામંદી શિવાય બદદ્યાનતથી લઈ જવાનો હોય તો, ब ના કુતરાએ अ ની પાછળ ચાલવા માંડ્યું કે अ એ ચોરી કરી એમ સમજવુ.

(क) એક બળદને નગદી ભરેલી એક પેટી લઈ જતો જોઈને, તે નગદી બદદ્યાનતથી લેવા સારૂ તે બળદને એક તરફ જો अ હાંકી જાય, તો તે બળદે ચાલવા માંડ્યું કે अ એ તે નગદીની ચોરી કરી એમ સમજવુ.

(ड) अ ब નો ચાકર છે, તેને ब એ પોતાની રૂપાની તબકડીઓ રાખવાને સોંપી છે તે તબકડીઓ લેઈને, ब ની રજામંદી સીવાય, જો તે બદદ્યાનતથી નાસી જાય, તો अ એ ચોરી એમ સમજવુ.

(इ) ब એક મુસાફરી પર જાય છે, તે એક વખારવાળા अ ને પોતાની રૂપાની તબકડીઓ સોંપે અને એમ કહે કે, હું પાછો આવું ત્યાં સુધી એ તમ રાખજો. अ કોઈ ચોકસીને ઘેર જઈને તે તબકડીઓ વેચે, તો એ ઠેકાણે, તે તબકડીઓ ब ના કબજામાં નહી હતી માટે તે ब ના કબજામાંથી લઈ શકાય નહીં, અને, અગર अ એ સાપરાધ વિશ્વાસઘાત કરયો હોય તો પણ, अ એ કાંઈ ચોરી કરી

એમ સમજવું નહીં.

(फ) જે ઘરમાં झ રેહે છે તે ઘરમાં એક મેજપર झ ની એક વીંટી પડેલી अ જોય, તો એ ઠેકાણે તે વીંટી झ ના કબજામાં છે, અને જો अ બદદાનતથી તે ખસે ડે, તો अ એ ચોરી કરી એમ સમજવુ

(ग) એક ધોરી રસ્તાપર કોઈ શખસના કબજામાં નહી એવી એક વીંટી પડેલી अ જોય, તો તે વીંટી લેવાથી, અગર अ તે મિલકતના અપરાધ ખોટા ઉપયોગનો ગુન્હેગાર થાય તો પણ अ એ કાંઈ ચોરી કરી એમ સમજવુ નહીં.

(ह) झ ના ઘરમાં झ ની એક વીંટી મેજપર પડેલી अ જોય, અને, તજવીજ થઈને પકડવાના ભયથી તુરત તે વીંટીનો ખોટો ઉપયોગ કરવાની હીંમત નહી ચાલેથી તે એક એવી જગે તે વીંટી સંતાડે કે ત્યાંથી કોઈ પણ વખતે તે झ ને પાછી જડવાનો ઘણો અસંભવ હોય, અને તે વેળાએ તેનો ઈરાદો એવો હોય કે એ વીંટીનું ખોવાઈ જવુ સઉ ભુલી જશે ત્યારે એ સંતાડેલે ઠેકાણેથી તે વીંટી કાઢીને હું વેચીશ; તો એ ઠેકાણે તે વીંટી પેહેલો ખસેડતી વેળાએજ अ એ ચોરી કરી એમ સમજવુ

(ई) झ ઘડીયાળીને अ પોતાનું ઘડીઆળ ઠીક કરવા સારૂ આપે; झ તે પોતાની દુકાને લઈ જાય. પછી अ ની પાસે તે ઘડીયાળીનું કાંઈ એવુ લહેણું નથી કે તેના અવેજમાં તે ઘડીયાલ કાયદા મુજબ અટકાવી શકે. એમ છતાં अ ખુલી રીતે દુકાનમાં પેસીને झ ના હાથમાંથી બળથી પોતાનું ઘડીયાળ છીનવી લઈને તે લઈ જાય, તો એ ઠેકાણે अ એ સાપ્રાધ પ્રવેશ તથા હુમલો કર્યો હોય તોપણ, अ એ ચોરી કરી એમ સમજવુ નહી, કેમકે તેણે જે કીધું તે બદદાનતથી કીધું નથી.

(ज) અગર તે ઘડીઆળ સમરામણીના કાંઈ પઈસા झ ના अ ની પાસે લેહેણા હોય, અને તે લેહેણાના અવેજમાં અગર झ તે ઘડીઆળ કાયદા મુજબ અટકાવી રાખે અને પછી झ ને પોતાના લેહેણાના અવેજમાં રહેલી મીલકતથી રહીત કરવાના ઈરાદાથી अ તે ઘડીયાળ झ ના કબજામાંથી લેઈ લે, તો તેણે ચોરી કરી એમ સમજવું, કેમકે તેણે ઘડીયાળ બદદાનતથી લીધું.

(ट) વળી. અગર अ એ પોતાનું ઘડીયાળ झ ને ઘરાણે આપ્યું હોય અને પછી झ ની રજામંદી સીવાય, તથા झ ની પાસેથી તે ઘડીયાળ ઉપર કરજે લીધેલા રૂપીયા પાછા ન આપ્યા છતાં, તે ઘડીયાળ झ ના કબજામાંથી લેઈ લે, તો, તે ઘડીયાળ તેની પોતાની મોલકત છે ખરી તો પણ, તેણે ચોરી કરી એમ સમજવું કેમકે તેણે બદદાનતથી લીધું

(ञ) अ झ ના કબજામાંથી झ ની રજામંદી સીવાય झ ની કાંઈ વસ્તુ લે, એવા ઈરાદાથી કે તે વસ્તુ પાછી આપવાના બદલામાં झ કાંઈ પઈશા આપે ત્યાં સુધી તે રાખવી, તો એ ઠેકાણે अ એ તે વસ્તુ બદદાનતથી લીધી માટે તેણે ચોરી કરી એમ સમજવુ.

(म) अ झ નો દોસ્તદાર છે. તે झ નહી છતાં झ ના કીતાબખાનામાં જાય, અને માત્ર વાંચવા સારૂ, તથા પાછી આપવાના વિચારથીજ झ એ સાફ રજામંદી આપ્યા

શીવાય, કાંઈ ચોપડી તેમાંથી લઈ જાય, તો એ ઠેકાણે **ક** ની ચોપડી વાપરવા એવી અરથાંત સમજાય એવી મને **ક** ની રજામંદી છે, એમ **અ** ના મનમાં હોય, એવો સંભવ છે તો તેણે ચોરી કરી એમ સમજવું નહી.

(ન) **અ** **ક** ની સ્ત્રી પાશે ભીખ માગે અને તે સ્ત્રી **અ** ને કાંઈ પૈસા, ખાવાનું, તથા કપડાં આપે, અને તે સઘળું તેના વર **ક** નું છે એમ **અ** જાણતો હોય, તો એ ઠેકાણે **અ**ની સ્ત્રીને ભીખ આપવાને અખત્યાર છે એમ **અ** ના મનમાં હોય એવો સંભવ છે, જો એ પ્રમાણે **અ** ના મનમાં હોય, તો તેણે ચોરી કરી એમ સમજવું નહીં.

(ઓ) **અ** **ક** ની સ્ત્રીનો યાર છે. તે સ્ત્રી **અ** ને કાંઈ કિમતી મિલકત આપે, અને તે મિલકત તેના વર **ક** ની છે, તથા તે એવી છે કે જે આપવાનો **ક** એ તેને અખત્યાર આપેલો નથી, એમ **અ** જાણતો હોય તો, અગર **અ** તે મિલકત બદદાનતથી લે તો, તેણે ચોરી કરી એમ સમજવું

(પ) કાંઈ મિલકત **ક** ની હોય તે મિલકત મ્હારી પોતાની છે એમ શુદ્ધબુદ્ધિએ માનીને **અ** તે મિલકત **ક** ના કબજામાંથી લઈ લે, તો, એ ઠેકાણે **અ** એ તે બદદાનતથી લીધી નથી માટે, તેણે ચોરી કરી એમ સમજવું નહી.

ચોરીની શીક્ષા.

૩૭૯. જે માણસ ચોરી કરે; તેને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી. | કોઈપણ માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૩ વરસ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને |
|---|---|---|---|---|---|

ટીકા.—આ કલમ પ્રમાણે ગુન્હો થવાને વાસ્તે નીચેની હકીકતો હોવી જોઈએ;

બદદાનતથી લેવાના ઈરાદાથી કાંઈ વસ્તુ ખશેડવી જોઈએ;

કોઈ શખ્સનો કબજો હોવો જોઈએ;

તેની રજામંદી શીવાય ખશેડવી જોઈએ;

તે વસ્તુ જંગમ વસ્તુ હોવી જોઈએ;

પ્રાણીઓને રાખવાને વસ્તે કાંઈ અખાડો હોય, તેમાંથી કોઈ વાઘને લેઈ જવો એ ચોરી કેહેવાય; પણ જો જંગલમાંથી લેઈ જાય તો તે ચોરી નથી.

સામા શખ્સની રજામંદીની સામે તે વસ્તુ લેવાઈ હતી એમ હોવાની કાંઈ જરૂર નથી; તેની રજામંદી શીવાય લીધી હોયતો તે બસ છે.

એક શખ્સ પોતાના મરેલા બળદનું મુડદું દાટી આવ્યો. હવે કોઈ શખ્સ તે મુડદાને કાઢી જાય, તો તેણે ચોરી કરી એમ સમજવું નહીં, કેમકે તે બળદ ઉપરનો હક તે શખ્સે છોડયો હતો, તેમજ તેના કબજામાં કાંઈ તે બળદ તે વખતે હતો નહીં.

ખશેડવાનું કૃત્ય બદદાનતથી કરવું જોઈએ; 'બદદાનતથી" એ શબ્દનો અર્થ કેવો

તો તેને વાસ્તે કલમ. ૨૪ જુઓ, જેની મતલબ એવી છે કે એક શખ્સને ગેરવ્યાજબી લાભ કરવો અને બીજાને ગેરવ્યાજબી નુકશાન કરવું.

સરકારના જંગલ ખાતાના કોઈ ઈન્સ્પેક્ટરના કબજામાં જે લાકડાં હોય તે સરકારના કબજામાંજ છે એમ સમજવું, અને તેથી કરીને જો કોઈ શખ્સ કાંઈ પણ ઘટીત ફી આપ્યા શીવાય અથવા ઈન્સ્પેક્ટરના ના કહેવા છતાં તે લાકડાં લઈ જાય, તો તેણે આ કલમ પ્રમાણે ચોરી કરી એમ સમજવું. રાણી વીરૂધ હનમંતા ઈ. લો. રી. ૧ મું. ૬૧૦

કોઈ એક શેઠના જાણવામાં આવેલું કે મારી મીલકતની ચોરી કરવાનો વીચાર થયેલો છે, આવું જાણીને ચોરને શીક્ષા કરવા સારુ. ચોરને મદદ કરવાને શેઠ ચાકરને રજામંદી આપે છે. તેમાં એવું ઠરાવ્યું કે ચોરી કરવાને વાસ્તે જે મીલકત ખસેડી, તે શેઠની રજામંદીથી ખસેડાઈ હતી, માટે તેમાં કાંઈ ગુન્હો થયો નથી. રાણી વીરૂધ ડ્રીપલએ ૪ કલકતા. ૩૬૬.

તેમ કોઈ શખ્સ કોઈ તવંગર પાસેથી ચોરીને કોઈ ગરીબને આપે તો તે કાંઈ ચાલી શકે નહીં.

એક ઠેકાણે એમ બન્યું કે એક શખ્સના ઉપર ઘોડો ચોરવાનું સાબીત થયું, તે ઉપરથી ચોરના એક સોબતીએ પેલા ફરીયાદીના તબેલામાં પેસી એક ઘોડો લઈ જઈ અને એક કોપરાંના ખાડામાં નાખી મારી નાખ્યો આમ કરવામાં તેની મતલબ એવી કે પેલાને જણાવ્યું કે તારા ઘોડાને પણ એવા જાતનોજ અકસ્માત થવાથી મરી ગયો. પણ, આ ચોરી થઈ એમ ઠરાવ્યું.

તેમજ ચોરી કરવાની જરૂર પડી હોય તો પણ ચોરી કરી શકાય નહીં; જેમકે કોઈ પણ માણસ ભુખે મરી જતો હોય તોપણ તે કાંઈ ચોરી કરી શકે નહીં; ફકત આવી તેની ભુખે મરવાની બ્હીકથી એ ચોરી કરવાની ફરજ પડી એવી હકીકતથી કદાચ તેને થોડી શીક્ષા કરવાના કામમાં લેઈ શકાય.

જે વસ્તુ લેવાઈ, તે વસ્તુનો માલેક ફરીયાદી હતો, એમ હોવાની પણ કાંઈ જરૂર નથી. જો તે વસ્તુ બદદ્યાનતથી લેવાઈ હોયતો બસ છે.

કોઈ હિંદુ સ્ત્રીનું સ્ત્રીધન તેનો ધણી બદદ્યાનતથી લે તો તે પણ ચોરી કહેવાય, તેમજ સ્ત્રીની જે મીલકત ઉપર કોઈ મુસલમાનનો હક ના હોય અને તે જો બદદ્યાનતથી લેતો તે પણ ચોરી કહેવાય.

આ કાયદાની ૨૭મી કલમ પ્રમાણે જો કોઈ મીલકત કોઈ શખ્સની સ્ત્રીના, તેના મહેતાના અથવા તેના ચાકરના કબજામાં હોયતો તે શખ્સના કબજામાં તે મીલકત છે એમ સમજવું; જેમકે કોઈ શખ્સ પોતાના કોચમનને (ગાડીવાન) પોતાનો ઘોડો સોંપે અથવા પોતાના બુટલેરને કાંઈ સામાન અથવા દારૂ સોંપે, તો તેમાં પણ કબજો શેઠનો છે; કેમકે તે વસ્તુઓને કોઈ ઓરડામાં તાળુ વાસી પુરી મુકવાને બદલે, તે વસ્તુઓ ઉપર મનુષ્ય રૂપી તાળુ છે અને જો શેઠની રજા શીવાય બુટલેર દારૂ અથવા ઘોડો વેચે તો તે ચોરી કહેવાય.

ચોરીનો ગુન્હો થવાને વાસ્તે તે વસ્તુ ખસેડવી જોઈએ, જો ખસેડી ના હોયતો ગુન્હો થતો નથી; વળી કોઈ શખ્સના કબજામાં કાંઈવસ્તુ આવી હોય; તો તે વસ્તુ તેની પાસે

શી રીતે આવી તે પોતેજ સાબીત કરવું જોઈએ, નહીંતો સાધારણ રીતે એવો અનુમાન થઈ શકે કે તે મીલકત ચોરીથી તેની પાસે આવી.

રેહેવાના ઘર વગેરેમાંથી ચોરી કરવી.

૩૮૦ જે ઈમારત, તંબુ, અથવા વાહાણ માણસના રેહેવામાં આવતું હોય અથવા જેમાં કાંઈ મિલકત રાખવામાં આવતી હોય, એવી કોઈ ઈમારત, તંબુ, અથવા વાહાણમાંથી જે માણસ ચોરી કરે, તેને, સાત વરસની મુદત સુધીની, બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી. | કોઈ પણ માજીસ્ટરેટ ઈનસાફ કરે | ૭ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

ટીકા.—આ કલમ પ્રમાણે ગુન્હો થવાને નીચેની હકીકતો હોવી જોઈએ.

૧ જે ઘર વીગેરેમાંથી ચોરી થઈ તે ઘર ચોરી થઈ તે વખતે માણસને રેહેવા દાખલ અથવા કાંઈ માલ ભરવા દાખલ વપરાતુ હતું.

૨ તેમાંથી તોહોમતદારે ચોરી કરી.

તેથી કરીને જો કોઈ ઘરના છાપરા ઉપર કાંઈ લુગડું સુકાવા મુકયું હોય અને કોઈ ચોર દીવાલ ઉપર ચડી તે છાપરા ઉપરથી લુગડુ લે, તો તેણે ઘરની અંદર, કે જે ઘર માણસને રેહેવા દાખલ અથવા માલ ભરવા દાખલ વપરાતું હોય, તેવા ઘરમાંથી ચોરી કરી, એ આ કલમ પ્રમાણે કેહેવાય નહીં; કેમકે આ કાંઈ ઘર કેહડયું કેહેવાય નહી તેમજ ઘરની અંદર ચોરી કરી એમ પણ કેહેવાય નહીં.

ઢોરને રાખવાનો કોઈ વાડો હોય, તો તે પણ આ કલમના અરથ પ્રમાણે ઘર સમજવું.

શેઠના કબજા માંહેલી મીલકત નો મેહેતા અથવા ચાકરે ચોરી કરવી.

૩૮૧. કોઈ માણસ મેહેતો અથવા ચાકર હોય, અથવા મેહેતા દાખલ કે ચાકર દાખલ રાખેલો હોય, તે માણસ અગર પોતાના શેઠ અથવા રાખનારના કબજા માંહેલી કાંઈ મિલકતની ચોરી કરે, તો તેને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી | સેશન કોરટ, પરેસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૭ વરસ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

ટીકા—આ કલમ પ્રમાણેનો ગુન્હો સાબીત કરવાને નીચેની હકીકતો સાબીત કરવી જોઈએ; શેઠના કબજામાં તે મીલકત હતી; ચોરી કરનાર મેહેતો અથવા નોકર હોવો જોઈએ

એક જોડીદાર નોકરે પોતાના સાથી નોકરને પોતાના શેઠ પાસેથી સરવ નોકરો નો પગાર લેવા મોકલ્યો. હવે પેલો નોકર તે પગાર લેઈને નાશી ગયો, તેમાં એવુ ઠરાવ્યું કે, જનાર ખસમે બીજાઓના ગુમાસ્તા તરીકે પગાર લીધો તેથીકરીને તે શેઠના નાણાં પછી કેહેવાય નહી. તેથી આ કલમ પ્રમાણે શેઠની મીલકતની ચોરી કરી કેહેવાય નહી, પણ કલમ ૪૦૬ મુજબ સાપરાધ વિશ્વાસઘાત કરયો કેહેવાય.

ચોરી કરવા સારૂ મોત અથવા વ્યથા કરવાની તઈયારી કરીને ચોરી કરવી.

૩૮૨. જે માણસ ચોરી કરે, તેણે અગર ચોરી કરવા સારૂ, અથવા તે ચોરી કરયા પછી નાશી જવા સારૂ, અથવા તે ચોરીથી મળેલી મિલકત રાખવા સારૂ, કોઈ શખ્સનું મોત આણવાની, અથવા કોઈને વ્યથા, અથવા અટકાવ કરવાની અથવા મોત, વ્યથા કે અટકાવનો ભય ઉત્પન્ન કરવાની, કાંઈ તઈયારી કરી હોય, તો તે માણસને દસ વરસની મુદત સુધીની સખત કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

દ્રષ્ટાંત.

(अ) ब ના કબજા માંહેલી કાંઈ મિલકતની अ ચોરી કરે, અને એ ચોરી કરતી વેળાએ તેનાં કપડામાં રાખેલી એક ભરેલી પીસ્તોલ હોય, અને તે પીસ્તોલ અગર ब સાહામા થાય તો ब ને વ્યથા કરવાના ઈરાદાથી રાખી હોય, તો अ એ આ કલમમાં ખ્યાન કરેલો ગુન્હો કરયો એમ સમજવું.

(ब) अ ब નું ખીસુ કાતરે, અને તેણે પોતાનાં કેટલાએક સોબતીઓને આસ પાસ રાખ્યા હોય, એટલા સારૂ કે, અગર શું બને છે તે ब ના જાણ્યામાં આવે અને ब સામા થાય, અથવા अ ને પકડવાની કોસીસ કરે, તો તેઓ ब ને અટકાવે, તો अ એ આ કલમમાં ખ્યાન કરેલો ગુન્હો કરયો એમ સમજવુ,

| વગર વારંટ પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી. | સેશન કોરટ ઈનસાફ કરે. | ૧૦ વરસ સુધીની સખત કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

## જબરાઈથી કહડાવવા બાબત.

જબરાઈથી કહાડવું.

૩૮૩. જે માણસ ઈરાદાથી કોઇ શખ્સને તે શખ્સને પોતાને અથવા બીજા કોઈને નુકશાન કરવાનો ભય ઉત્પન્ન કરે, અને તેમ કરીને તે ભય પામેલો શખ્સ કાંઈ મીલકત, અથવા કીંમતી દસ્તાવેજ, અથવા સહી કે મોહોર કરેલી જે વસ્તુનો કાંઈ કિંમતી દસ્તાવેજ બનાવી શકાય એવી કાંઈ વસ્તુ, કોઈ શખ્સને આપે એમ બદદાનતથી કરે, તો તે માણસે "જબરાઈથી કહડાવવાનો ગુન્હો" કરયો એમ સમજવુ.

દ્રષ્ટાંત.

(अ) "મને પઈશા આપ, નહી તો તારી આબરૂ જાય એવુ હું કાંઈ છાપીશ એમ

કહીને **અ** **ક્ષ** ને ધમકાવે; અને એમ કરીને **ક્ષ** તેને પઈશા આપે એમ **અ** કરે, તો **અ** એ જબરાઈથી કહડાવવાનો ગુન્હો કરયો એમ સમજવુ.

(**ब**) તું આટલા રૂપીયા મને આપવાની એક ચોઠી લખાં તે પર સહી કરી આપ, નહી તો હું તારાં બાળકને ગેરબાજબી કેદમાં રાખીસ એવી રીતે **અ** **ક્ષ** ને ધમકાવે, અને ને **ક્ષ** તેવી ચોઠી લખી તે પર સહી કરી આપે, તો **અ** એ જબરાઈથી કહડાવ વાનો ગુન્હો કરચો એમ સમજવુ.

(**क**) મારા ખેતરમાંના પાકનો આટલો ભાગ હું **ब** ને આપીશ, અને તે ન આપુ તો આટલો દંડ આપીશ, એવી શરતનું એક ખત કરીને તે પર સહી કરીને તું **ब** ને આપ, નહી તો તારા ખેતર મધ્યેના પાકનો નાશ કરવાને હું ડંગોરાવાળા માણસો મોકલીશ, એવી રીતે **અ** **ક્ષ** ને ધમકાવે, અને તેથી કરીને **ક્ષ** તેવુ ખત લખી તે પર સહી કરી આપે, એમ કરે તો, **અ** એ જબરાઈથી કહડાવવાનો ગુન્હો કરચો એમ સમજવુ.

(**ड**) **ક્ષ** ને મહાવ્યથાને ભય પમાડીને **અ** બદદ્યાનતથી એવુ કરે કે એક કોરા કાગળ ઉપર પોતાની સહી અથવા મોહોર કરીને તે કાગળ **ક્ષ** **અ** ને આપે, અને તે પ્રમાણે **ક્ષ** તે કાગળ પર સહી કરીને તે કાગળ **અ** ને આપે, તો **અ** એ ઠેકાણે તે સહી કરેલા કાગળનો કાંઈ મીલકતી દસ્તાવેજ બનાવી શકાય માટે એ જબરાઈથી કહડાવવાનો ગુન્હો કરચો એમ સમજવું.

જબરાઈથી કહડાવવાનીશિક્ષા. ૩૮૪. જે માણસ જબરાઈથી કહડાવવાનો ગુન્હો કરે, તેને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બનેની શિક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલસી પકડી શકે નહી | પ્રથમવારંટ નીકળે. | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય નહી | સેશન કોરટ, પ્રેસીડન્સી માજી. અથવા ૧ લા અથવા ૨ જા વરગનો મા. ઈનસાફ કરે. | ૩ વરસ સુધીની બેમાંની ગમે તે કેદ અથવા દંડ અથવા બંને. |

**ટીકા**—કોઈ શખસ ઉપર કાંઈ ફોજદારી તોહોમત મુકવાની ધાસ્તી આપીને જો પઈસા કઢાવ્યા હોય તો તે ગુન્હો થાય છે, પછી તે તોહોમત ગમે તો ખરૂ હોય કે ખોટું હોય રાણી વીરૂધ મુંબારક.

તેમજ કોઈ શખસે પોતાનો કેશ ચલાવવાને બે વકીલ કરચા હોય, એક પ્રથમ કરચો હોય અને એક પછીથી કરચો હોય. પછીથી પ્રથમના વકીલની ગેર હાજરીમાં, મુદત મુલતવી રાખવાને પછીનો વકીલ તે અસીલ પાસેથી કાંઈ નાણાં લે, તો તેણે આ કલમ પ્રમાણે નાણાં કઢાવ્યાં કહેવાઈ શકે નહી કેમકે તેને પ્રથમના વકીલને મદદ કરવાને પછીથી કામ લગાડેલો, તેથી કરીને તે એકલો કેસ ચલાવવાને બંધાયેલો નહોતો.

આ કલમનો ગુન્હો થવાને વાસ્તે તે કૃત્ય બદદ્યાનતથી કરાવવુ જોઈએ. માટે જો કોઈ શખસ શુદ્ધબુદ્ધીથી એમ માને કે તે મિલકતનો પોતે હકદાર છે, તો કાંઈ ગુન્હો થઈ શકે નહી રાણી વિરૂધ અબદુલ કાદર. ૩. મુ. હા. કો. ૪૫.

કેટલાક માણસો પોતપોતાનામાં બંદોબસ્ત કરે, અને પછીથી તેમાંના કોઈ ધાસ્તી આપે અને બીજાઓ મિમકત કઢાવે, તો સઘળા એક સરખી રીતે જોર જુલમથી કઢાવવાના ગુન્હેગાર થાય છે. રાણી વ.રૂધ શંકર. ૨ મુ હા. કો. ૪૧૭.

જે માણસને ધાસ્તી દેખાડી હોય તે માણસે વસ્તુ આપવી જોઈએ, એ જરૂરનું છે, જો વસ્તુ આપવામા આવે નહીં તો કાંઈ ગુન્હો થતો નથી. રાણી વીરૂધ ફસીલુદીન પ્રસ્ય. ક્રી. ૧૫

જબરાઈથી કઢાવવાનો ગુન્હો કરવા સારૂ કોઈ શખસને નુકશાનનો ભય ઉત્પન્ન કરવો.

૩૮૫. જબરાઈથી કઢાવવાનો ગુન્હો કરવા સારૂ જે માણસ કોઈ શખસને કાંઈ નુકશાનનો ભય ઉત્પન્ન કરે, અથવા ભય ઉત્પન્ન કરવાની કોશીશ કરે, તે માણસને બે વરસની મુદ્દત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય નહી | સેશન કોરટ, પ્રેસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૨ વરસ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|

મોત અથવા મહાવ્યથાનો ભય કોઈ શખસને પમાડીને જબરાઈથી કઢાવવાનો ગુન્હો કરવો.

૩૮૬. કોઈ શખસને તે શખસને, પોતાને અથવા બીજા કોઈને મોત અથવા મહાવ્યથા કરવાનો ભય ઉત્પન્ન કરીને જે માણસ જબરાઈથી કઢાવવાનો ગુન્હો કરે, તે માણસને દસ વરસની મુદ્દત સુધીની બેમાંના ગમે તે પ્રકારના કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય. નહી. | માંડીવાળી શકાય. નહી. | સેશન કોરટ ઈનસાફ કરે. | ૧૦ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

જબરાઈથી કઢાવવાનો ગુન્હો કરવા સાર કોઈ શખસને મોત અથવા મહાવ્યથા

૩૮૭. જે માણસ, જબરાઈથી કઢાવવાનો ગુન્હો કરવા સારૂ, કોઈ શખસને, તે શખસને પોતાને અથવા બીજા કોઈને મોત અથવા મહાવ્યથા કરવાનો ભય ઉત્પન્ન કરે, અથવા ભય ઉત્પન્ન કરવાની કોશીશ કરે, તે માણસને સાત વરસની મુદ્દત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ભય ઉત્પન્ન ક
રવો.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લે ઈ શકાય નહી | માંડીવાળી શકાય નહી | સેશન કોરટ ઈનસાફ કરે. | ૭ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

મોત અથવા સમુદ્રપાર વગેરેની શિક્ષા થઈ શકે એવા ગુન્હાનું તોહોમત મુકવાનો ભય ઉત્પન્ન કરીને જબરાઈથી કહડાવવાનો ગુન્હો કરવો.

૩૮૮. મોતની, અથવા જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસ વરસની મુદત સુધીની કેદની, શિક્ષા થઈ શકતી હોય એવો કોઈ ગુન્હો કર્યાનું અથવા કરવાની કોશીસ કર્યાનું, અથવા એવો ગુન્હો બીજા કોઈ શખ્સ પાસે કરવાને તેને લલચાવવાની કોશીશ કર્યાનું, તોહોમત કોઈ શખ્સની પોતાની ઉપર અથવ' કોઈ બીજાની ઉપર મુકવાનો ભય તે શખ્સને ઉત્પન્ન કરીને, જે માણસ જબરાઈથી કહડાવવાનો ગુન્હો કરે, તે માણસને દશ વરષની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે. અને અગર ૩૭૭ મી કલમ મુજબ સીક્ષા થઈ શકે એવો તે ગુન્હો હોય તો તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની સીક્ષા થઈ શકે.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લે ઈ શકાય નહી | માંડીવાળી શકાય નહી. | સેશન કોરટ ઈનસાફ કરે. | ૧૦ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|
| અગર સૃષ્ટિક્રમ વિરૂદ્ધ ગુન્હાનો ડર દેખાડ્યા હોય તો. | ઉપર પ્રમાણે | | | | જીવતાં સુધી સમુદ્રપાર. |

ટીકા.—એક કેદીએ અ ના બાપને એવો ડર દેખાડ્યો કે અ ઉપર મારી ઘોડી સાથે સૃષ્ટિક્રમ વિરૂદ્ધ ગુન્હો કર્યાનું હું તોહોમત મુકવાનો છું, આમ કરવામાં તેની મતલબ એવી હતી કે કેદીએ ઠરેવેલી કીંમત પેલો બાપ ઘોડી ખરીદ કરે, તેમાં એવું ઠરાવ્યું કે ઈંગ્રેજી સ્ટાટયુટ પ્રમાણે પઈસા જબરાઈથી કહડાવ્યા બરાબર કહેવાય. રાણી વિરૂદ્ધ રેહેમાન. ૧ મુંએલ. આર. સી. સી. ૧૨.

જબરાઈથી કહડાવવાનો ગુન્હો કરવા કોઈ શખ્સને કાંઈ ગુન્હાનું તોહોમત

૩૮૯. જબરાઈથી કહડાવવાનો ગુન્હો કરવા સારૂ, મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દશ વરષની મુદત સુધીની કેદની, સીક્ષા થઈ શકતી હોય એવો કોઈ ગુન્હો કર્યાનું અથવા કરવાની કોસીસ કર્યાનું તોહોમત કોઈ શખ્સની પોતાની ઉપર અથવા કોઈ બીજાની ઉપર મુકાવાનો ભય તે શખ્સને જે માણસ ઉત્પન્ન કરે, અથવા

નો ભય ઉત્પન્ન કરવો. — ઉત્પન્ન કરવાની કોસીસ કરે, તે માણસને દસ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર ૩૭૭ મી કલમ મુજબ સીક્ષા થઈ શકે એવો તે ગુન્હો હોય, તો તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની સીક્ષા થઈ શકે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી. | સુશન કોરટ ઈનસાફ કરે. | ૧૦ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
| અગર તે સૃષ્ટિક્રમ વિરૂદ્ધ ગુન્હો હોય તો | | | ઉપર પ્રમાણે | | જીવતાં સુધી સમુદ્રપાર. |

## અપહરણ તથા ડાકાઇટી બાબત.

અપહરણ. — ૩૯૦. સરવે અપહરણમાં અગર તે ચોરી અથવા જબરાઈથી કઢાવવાનો ગુન્હો હોય છે.

ચોરી કયારે અપહરણ થાયછે. — અગર કાંઈ ચોરી કરવા સારૂ, અથવા ચોરી કરવામાં, અથવા ચોરીથી મેળવેલી મિલકત લઈ જવામાં અથવા લેઈ જવાની કોસીસ કરવામાં, તે ગુન્હેગાર, તે મતલબસર; બુદ્ધિપુરવક કોઈ શખસનું મોત આણે અથવા તેને બથા કે ગેરબાજબી અટકાવ કરે, અથવા મોત, બથા કે ગેરબાજબી અટકાવ કરવાની કોસીસ કરે, અથવા તાતકાલિક મોત, તાતકાલિક બથા, કે તાતકાલિક ગેરવ્યાજબી અટકાવ કરવાનો ભય ઉત્પન્ન કરે, અથવા ભય ઉત્પન્ન કરવાની કોસીસ કરે, તો તે ચોરી અપહરણ થાય છે એમ સમજવું

જબરાઈથી કઢાવવુ તે કયારે અપહરણ થાયછે. — અગર જબરાઈથી કઢાવવાનો ગુન્હો કરતી વખતે તે ગુન્હો કરતી વખતે તે ગુન્હો કરનાર ભય પમાડેલા શખસની આગળ હાજર હોય અને તાતકાલિક મોત, અથવા તાતકાલિક બથા અથવા તાતકાલિક ગેરબાજબી અટકાવ તે શખસને અથવા કોઈ બીજા સખસને કરવાનો ભય તે શખસને ઉત્પન્ન કરીને તે જબરાઈથી કઢાવવાનો ગુન્હો કરે, અને એ પ્રમાણે ભય ઉત્પન્ન કરીને તે ભય પમાડેલા શખસનું મન એવું કરે કે તે શખસ તેજ વખતે અને તેજ ઠેકાણે જબરાઈથી કઢાવેલી વસ્તુ આપી દે, તો તે જબરાઈથી કઢાવવું અપહરણ થાય છે એમ સમજવું.

ખુલાસો.—અગર તે ગુન્હો કરનાર એશ્ટસો નજદીક હોય કે તેથી બીજા શખ્સને તાત્કાલીક મોતના, અથવા તાત્કાલીક વ્યથાનો અથવા તાત્કાલીક ગેરવ્યાજબી અટકાવનો ભય ઉત્પન થાય, તો તે હાજર છે એમ સમજવુ.

દ્રષ્ટાંત.

(અ) અ બ ને નીચે દાબીને ઝાલી રહે, અને બ ની રજામંદી સીવાય બ ના કપડામાંથી બ ના પઈશા તથા દાગીના દગલબાજીથી કાહાડી લે, તો એ ઠેકાણે અ એ ચોરી કરી, અને તે ચોરી કરવા સારૂ તેણે બુધીપુરવક બ ને ગેરવ્યાજબી અટકાવ કરયો માટે તેણે અપહરણ કરયું એમ સમજવું.

(બ) અ બ ને ધોરી રસ્તાપર મળે અને એક પીસ્તોલ દેખાડીને કહે, કે તારી નાણાંની થેલી આપ, અને તે પરથી બ પોતાની થેલી આપી દે, તો એ ઠેકાણે તાત્કાલીક વ્યથાનો ભય ઉત્પન કરીને અ એ બ ની પાસેથી તે થેલી જબરાઈથી કઢાવવાનો ગુન્હો કરયો, અને તે ગુન્હો કરતી વખતે તે બ ની આગળ હાજર હતો માટે અ એ અપહરણ કરયું એમ સમજવુ.

(ક) બ પોતાના બાળકને લેઈને જાય છે એવામાં ધોરી રસ્તાપર તેને અ મળે, અને તે બાળકને લઈને અ બ ને એમ કહે કે તું તારી નાણાંની થેલી આપ, નહીતો હું આ બાળકને પેલી ટેકરી ઉપરથી નીચે ફેંકી દેઈશ; અને તે પરથી બ પોતાની થેલી આપી દે, તો એ ઠેકાણે જે બાળક ત્યાં હાજર છે તે બાળકને તાત્કાલી વ્યથા કરવાનો ભય બ ને ઉત્પન કરીને બ ની પાસેથી તેની થેલી અ એ જબરાઈથી કઢાવવા માટે અ એ બ પાસેથી અપહરણ કરયું એમ સમજવુ.

(ડ) "તાહારૂં બાળક માહારી ટોળીના હાથમાં છે, અને તું હમને દશ હજાર રૂપીયા મોકલ, નહીતો અમે તારા બાળકનો જીવ લેઈશું," એમ કહીને અ બ ની પાશેથી કાંઈ મિલકત મળવે તો એનું નામ જબરાઈથી કઢાવવુ, અને એને માટે તે ગુન્હાની શિક્ષા થઈ શકે, પણ પોતાના બાળકનું તાત્કાલીક મોત થવાના ભય બ ને ઉત્પન કરવામાં આવે નહી, તો એ કાંઈ અપહરણ ગણાય નહી.

ટીકા.—આ કલમ પ્રમાણે અપહરણનો ગુન્હો થવાને વાસ્તે ચોરી થએલી હોવી જોઈએ, અથવા જબરાઈથી કઢાવેલું હોવું જોઈએ, અને તેની સાથે વધારામાં બીજી કેટલીક બાબતો હોવી જોઈએ.

ચોરી અને જબરાઈથી કઢાવવાના ગુન્હામાં જેવી રીતે બદ દાનતથી કૃત્ય કરવું જોઈએ તેવીજ રીતે અપહરણના ગુન્હામાં તે કૃત્ય બદ દાનતથી કરવુ જોઈએ.

તેથી કરીને જો કોઈ શખ્સ શુદ્ધબુદ્ધિથી એમ માને કે સામા શખ્સના કબજામાં જે મીલકત છે, તે મારી છે, અને તથી કરીને તેને ધમકી આપીને અથવા જોર વાપરીને તે મીલકત લે, તો તે કાંઈ અપહરણ કહેવાય નહી.

વળી જે જોર અથવા ધમકી આપવામાં આવે, તે જે માણસની મીલકત ચોરાઈ હોય તેને આપવામાં આવે અગર બીજાને, પણ તેની સાથે ચોરી થવી જરૂરની છે, જો કોઈ શખ્સ કોઈ જગોએથી ચોરીને કોઈ વસ્તુ લેઈ જતો હોય અને રસ્તામાં કોઈ પોલીસનો સીપાઈ અથવા કોઈ બીજો શખ્સ તેને મળે, અને તે તેને રોકે અને પુછે ચોર

રોકનારને કાંઈ વ્યથા કરે, તો તેથી કરીને ચોરે કરેલી ચોરી અપહરણનો ગુન્હો થતો નથી, પણ તદન જુદોજ ગુન્હો થાય છે.

ડાકાઈટી

૩૯૧. અગર પાંચ અથવા વધારે શખસો એકઠા મળીને કાંઈ અપહરણ કરે અથવા કરવાની કોસીસ કરે, અથવા જે શખસો એકઠા મળીને અપહરણ કરતા અથવા કરવાની કોસીસ કરતા હોય તે, તથા જે શખસો હાજર હોય અને તે અપહરણ તથા કોસીસ કરવામાં સાહાય કરતા હોય તે, એ બંને મળીને તેઓની આખી સંખ્યા પાંચ અથવા વધારે થાય, તો એ પ્રમાણે અપહરણ કરનાર કોસીસ કરનાર, અથવા સાહાય કરનાર હરએક શખસ "ડાકાઈટી" કરી એમ સમજવું.

ટીકા.—અપહરણ અથવા ડાકાઈટી કરવામાં જો વ્યથા થાય, તો જુદો ગુન્હો કરવા બાબત તોહોમત મુકવાની જરૂર નથી, કેમકે "ગુન્હો" એ શબ્દની વાખ્યામાં તેનો સમાવેશ થાય છે.

અપહરણની સીક્ષા.

૩૯૨. જે માણસ અપહરણ કરે, તેને દશ વરસની મુદત સુધીની સખત કેદની સીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર તે અપહરણ ધોરી રસ્તાપર, સુર્યાસ્ત તથા સુર્યોદયની વચ્ચે કરવામાં આવે, તો કેદ ચઉદ વરસ સુધીની થઈ શકે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમવારંટ નીકળે. | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાયનહી. | સેશન કોરટ, પરેસીડન્સી માજીસ્ટરેટ અથવા પેહેલા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૧૦ વરસ સુધીની સખત કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|
| અગર સુરજ આથમ્યા પછી તથા સુરજ ઉગ્યા પેહેલાં કોઈ ધોરી રસ્તા ઉપર કરયું હોય તો. | | | ઉપર પ્રમાણે | | ૧૪ વરસ સુધીની સખત કેદ તથા દંડ. |

ટીકા—આ કલમ પ્રમાણે ગુન્હો સીદ્ધ કરવાને વાસ્તે ફરીયાદી તરફથી એવો પુરાવો આવવો જોઈએ કે ચોરી અથવા જબરાઈથી કઢાવવાનું તોહોમત મુકી શકાય તેમછે તથા તેની સાથે જોર વાપરવામાં આવ્યું હતું અથવા ધમકી બતાવવામાં આવી હતી.

જોર બુધિપુરવક વાપરવું જોઈએ. કદાચ અકસ્માતથી વપરાયું હોય તો તેમાં ગુન્હો થઈ શકે નહી. તાત્કાલીક મોત આણવાની બીક બતાવી હતી એવું સાબીત કરવું જોઈએ. ભવિષ્યમાં કાંઈ હાની કરવાની ધમકી આપી હોય તો તે કાંઈ બસ નથી.

અપહરણ કરવાની કોશીશ.

૩૯૩. જે માણસ અપહરણ કરવાની કોશીશ કરે, તેને સાત વરશની મુદત સુધીની સખત કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે | જામીન લઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી. | સેશન કોરટ, પરેસીડન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૭ વરસ સુધીની સખત કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

અપહરણ કરવામાં બુધીપુરવક બ્યથા કરવી.

૩૯૪. અગર કોઈ શખસ, અપહરણ કરવામાં અથવા અપહરણ કરવાની કોશિશ કરવામાં બુધીપુરવક બ્યથા કરે, તો તે શખસને, તથા જો કોઈ શખસ તેની સાથે તે અપહરણ કરવામાં અથવા અપહરણ કરવાની કોશિશ કરવામાં સામિલ હોય તે શખસને, જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસ વરસની મુદત સુધીની સખત કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહીં. | સેશન કોરટ પરેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | જીવતાં સુધી સમુદ્રપાર અથવા ૧૦ વરસ સુધી સખતકેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

ટીકા.—૩૯૧મી કલમના ગુન્હાનો ૩૯૪મી કલમમાં સમાસ થાયછે, અને તેથી કરીને જો કોઈ શખસે બંને ગુન્હા કરયા હોય અને તે એકજ કાર્યમાં કરયા હોયતો ફક્ત તેને આ કલમ પ્રમાણે શીક્ષા થઈ શકે રાણી વીરૂધ મુત્કી. ૨ વી. રી. સી. ૧.

આ કલમ પ્રમાણે તોહોમત સ્થાપિત થવાને સારૂ એવો પુરાવો જોઈએ કે અપહરણ કરયું હતું અથવા અપહરણ કરવાની કોશીસ કરી હતી અને બ્યથા થઈ છે; વળી બ્યથા બુદ્ધિપુરવક કરવામાં આવી છે.

ડાકાઈટીની શિક્ષા.

૩૯૫. જે માણસ ડાકાઈટી કરે, તેને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસ વરસની મુદત સુધીની સખત કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લઈ શકાય નહીં. | માંડીવાળી શકાય નહી | સેશન કોરટ ઈનસાફ કરે. | જીવતાં સુધી સમુદ્રપાર અથવા ૧૦ વરસસુધી સખત કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

ખુનની સાથે ડાકાઈટી.

૩૯૬. અગર પાંચ અથવા વધારે શખસો સાથે મળીને ડાકાઈટી કરતા હોય તેઓમાંનો કોઈ તે પ્રમાણે ડાકાઈટી કરવામાં ખુન કરે, તો તે શખસોમાંના હરએકને મોતની, અથવા જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસ વરસની મુદત સુધીની સખત કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી | સેશન કોરટ ઈનસાફ કરે. | મોત અથવા જીવતાં સુધી સમુદ્રપાર અથવા ૧૦ વરસ સુધી કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

ટીકા.—ડાકાઈટી થતી હોય તે વખતે સઘળા હાજર હોય અને મદદ કરતા હોય અને ગમેતો ડાકાઈટી કરવામાં સામેલ હોય અગર ના હોય, તે સઘળાઓએ ખુન કરવામાં ભાગ લેવો જોઈએ. ડાકાઈટી કરવામાં ખુન થાયતો આ કલમ પ્રમાણે શિક્ષા થઈ શકે.

ખુનની અથવા માહાવ્યથા કરવાની કોસીસની સાથે અપહરણ અથવા ડાકાઈટી.

૩૯૭. અગર અપહરણ અથવા ડાકાઈટી કરતી વખતે, તે ગુન્હેગાર કાંઈ ભયંકર શસ્ત્ર વાપરે, અથવા કાંઈ શખસને માહાવ્યથા કરે, અથવા કોઈ શખસનું મોત આણવાની કે તેને માહાવ્યથા કરવાની કોસીસ કરે, તો, તે ગુન્હેગારને કેદની, જે સીક્ષા કરવામાં આવશે તે સાત વરસથી ઓછી થશે નહી.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાયનહી | સેશન કોરટ ઈનસાફ કરે. | ૭ વરસ કરતાં ઓછાં નહી હોય એટલાં વરસ સુધી સખત કેદ. |
|---|---|---|---|---|---|

ટીકા.—ભયંકર શસ્ત્ર વાપરે, ગમેતો તેનાથી જખમ કરે કે નહીં, અથવા કાંઈ માહાવ્યથા કરે તો સાત વરષથી ઓછી કેદની શિક્ષા થઈ શકે નહી; સાત વરષ કરતાં વધારે હોવી જોઈએ.

કોઈ ભયંકર શસ્ત્ર ધારણ કરયું હોય તે વખતે અપહરણ અથવા ડાકાઈટી કરવાની કોસીસ.

૩૯૮. અગર અપહરણ અથવા ડાકાઈટી કરવાની કોસીસ કરતી વખતે, તે ગુન્હેગારે કાંઇ ભયંકર શસ્ત્ર ધારણ કરયું હોય, તો તે ગુન્હેગારને કેદના જે સીક્ષા કરવામાં આવશે તે સાત વરસથી ઓછી થશે નહી.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી. | સેશન કોરટ ઈનસાફ કરે. | સાત વરસ કરતાં ઓછી નહી હોય એટલાં વરસ સુધી સખત કેદ. |
|---|---|---|---|---|---|

ડાકાઈટી કરવાની તઈયારી કરવી.

૩૯૯. જે માણસ ડાકાઈટી કરવાની કાંઈ તઈયારી કરે, તેને દસ વરસની મુદત સુધીની સખત કેદની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી | સેશન કોરટ ઈનસાફ કરે. | ૧૦ વરસ સુધી સખત કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

ટીકા.—આખા ઈંડીયન પીનલ કોડમાં "તઈયારી" કરવી, એ ગુન્હો છે તે ફક્ત આ કલમ પ્રમાણે, એટલે ડાકાઈટી કરવાની તૈયારી કરવી; અને તેને વાસ્તે શીક્ષા દશ વરષ છે, કરી.

ડાકાઈટી કરવાને અથવા તે મતલબ પાર પાડવાને સાધારણ મતલબ હોયતો બસ છે.

ડાકાઈટીની ટોળીમાં હોવાની સીક્ષા.

૪૦૦. આ આકટ પસાર થયા પછી કોઈ પણ વખતે, નિત્ય ડાકાઈટી કરવાનાં કારણસર મળેલા શખસોની કોઈ ટોળીમાં જે માણસ હોશે, તેને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દશ વરસની મુદત સુધીની સખત કેદની, સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય નહી | માંડીવાળી શકાય નહી. | સેશન કોરટ ઈનસાફ કરે | જીવતાં સુધી સમુદ્રપાર અથવા ૧૦ વરસ સુધી સખત કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

ટીકા.—કોઈ શખ્સ હમેશાં પ્રમાણીકપણે ધંધો કરીને રહેતો હોય પણ કોઈ વખત એવી ટોળીમાં સામેલ થવાને લલચાય, અને આવી ટોળી કાંઈ અપહરણ કરે તેમાં કાંઈ જુજ ભાગ લે, તો તે ઉપરથી તે શખ્સ હમેશાં એવી ટોળીમાં છે એમ સમજવું નહીં, અને આ કલમ પ્રમાણે શિક્ષા થાય નહીં.

ચોરોની ભટકતી ટોળીમાં હોવાની શિક્ષા.

૪૦૧. આ આકટ પસાર થયા પછી કોઈ પણ વખતે, નિત્ય ચોરી અથવા અપહરણ કરવાનાં કારણસર મળેલા શખસોની કોઈ ભટકતી અથવા બીજી ટોળીમાં જે માણસ હોશે, અને તે ટોળી ઠગ અથવા ડાકાઈટીની ટોળી નહી હોશે તો, તે માણસને સાત વરસની મુદત સુધીની સખત કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીશ પક ડીશકે | પ્રથમવા રંટની કાઢે. | જામીન થેઈ શ કાય ન હી | માંડીવા ળીશકા ય નહી | સેશન કોરટ ઈન સાફ કરે. | ૭ વરસ સુધી સખ ત કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

ટીકા—આ કલમ પ્રમાણે ગુન્હો સાબીત કરવા એવું બતાવવું જોઈએ કે હમેશા ડાકાઈટી કરવાની ટોળી હતી અને ઈ હતી, અને એ ટોળીનો હેતુ હમેશાં એવો ગુન્હો કરવાનો હતો.

ડાકાઈટી કર વાનાં કારણસર એકઠા થવું.

૪૦૨. આ આકટ પસાર થયા પછી કોઈ પણ વખતે, ડાકાઈટી કરવાનાં કારણસર એકઠા થએલા પાંચ અથવા વધારે શખસોમાંનો જે માણસ હોશે, તેને સાત વરસની મુદત સુધીની સખત કેદની શિક્ષા કર વામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પક ડી શકે. | પ્રથમ વારં ટ નીકળે. | જામીન લે ઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી | સેશન કોરટ ઈન સાફ કરે. | ૭ વરસ સુધી સ ખત કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

ટીકા—માજીસ્ટરેટ અથવા બીજા અમલદારો જેઓ માજીસ્ટરેટની સત્તા ચલાવતા હોય તેઓ, સારી વરતણુકને માટે જામીન લઈ શકે. ક્રી. પ્રો. કોડ. ૧૮૮૨ નો ૧૦ મા આકટ કલમ ૧૧૦.

## મિલકતના સાપરાધ ખોટા ઉપયોગ બાબત.

બદદાનતથી મિ લકતનો ખોટો ઉ પયોગ.

૪૦૩. જે માણસ બદદાનતથી કાંઈ પણ જંગમ મિલકતનો ખો ટો ઉપયોગ કરે અથવા તે પોતાને કામ લગાડે, તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

દ્રષ્ટાંત.

(अ) अ ज्ञ ની મીલકત ज्ञ ના કબજામાંથી લે, અને તે લેતી વખતે શુધબુધીથી તે એમ માનતો હોય કે એ મીલકત માહારી છે, તો अ ચોરાનો તકશીરવાર નથી; પણ પોતાની ભુલ માલમ પડયા પછી અગર अ બદદાનતથી તે મિલકત પોતાને કામ લગાડે, તો તેણે આ કલમ મુજબ ગુન્હો કરયો એમ સમજવું.

(ब) अ ને ज्ञ ની સાથે દોસ્તી છે, અને તે ज्ञ ના કીતાબખાનામાં ज्ञ નહી હોય એવી વેળાએ જઈને ज्ञ ની સાફ રજામંદી શિવાય તેમાંથી એક ચોપડી લઈ જાય હવે એ ઠેકાણે અગર अ ના મનમાં એમ હોય, કે તે ચોપડી વાચવાના કાર ણસર લેવાની મને ज्ञ ની અરથાંત સમજાય એવી રજામંદી છે. તો अ એ ચોરી

કરી નથી. પણ અગર પાછળથી અ પોતાના ફાયદાને સારૂ તે ચોપડી વેચે, તો તેણે આ કલમ મુજબ ગુન્હો કરયો એમ સમજવું.

(ક) અ તથા બ એ બને એક ઘોડાના એકઠા માલીક છે, અને અ વાપરવાનો ઇરાદો કરીને તે ઘોડાને બ ના કબજામાંથી લઈ જાય, તો, એ ઠેકાણે તે ઘોડો વાપરવાનો અ નો હક છે માટે, તેણે બદદાનતથી તે ઘોડાનો ખોટો ઉપયોગ કરયો એમ સમજવું નહી પણ અગર અ તે ઘોડો વેચે, અને તેની કીમત ઉપજે તે સઘળી પોતાને કામલગાડે, તો તેણે આ કલમમુજબ ગુન્હો કરયો એમ સમજવું.

ખુલાસો ૧ લો—ફક્ત થોડો વાર સુધીજ ખોટો ઉપયોગ કરયો હોય તોપણ આ કલમના અરથ મુજબનો ખોટો ઉપયોગ છે એમ સમજવું.

દ્રષ્ટાંત.

ય ની એક સરકારી પ્રામીસરી નોટ બાલો શેરાવાળી અ ને જડે, અને તે નોટ ય ની છે એમ જાણ્યા છતાં અ એક સરાફને ત્યાંથા કાંઈ રૂપીયા કહાડીને તેના અવેજમાં તે નોટ ગીરો મુકે, એવા ઇરાદાથી કે પછી તે છોડાવીને હું ય ને પાછી આપીશ, તો અ એ આ કલમ મુજબ ગુન્હો કરયો એમ સમજવું.

ખુલાસો ૨ જો—જે મિલકત કોઈ બીજા શખસના કબજામાં ન હોય એવી કાંઈ મિલકત કોઈ શખસને જડે, અને તે મિલકત સાચવવાના અથવા તેના માલીકને પાછી આપવાના કારણસર તે શખસ તે મિલકત લે, તો તે શખસે તે મિલકત બદદાનતથી લીધી અથવા તેનો ખોટો ઉપયોગ કરયો નથી, અને તેણે ગુન્હો કરયો એમ સમજવું નહી; પણ તે મિલકતનો માલીક કોણ છે એ વાતની તેને ખબર હોય, અથવા તે સોધી કાહાડવાનો તેની પાસે ઇલાજ હોય, તે છતાં, અથવા માલીકને સોધી કાહાડીને તેને ખબર આપવાના ઘટતા ઇલાજ વાપરયા પેહેલાં, તથા માલીક આવીને તે મીલકતનો દાવો કરે એટલા સારૂ ઘટતી મુદત સુધી તે મીલકત રાખ્યા પેહેલાં, અગર તે શખસ તે મીલકત પોતાને કામ લગાડે, તો તેણે ઉપર બ્યાન કરેલો ગુન્હો કરયો એમ સમજવુ.

એવી બાબતમાં ઘટતા ઉપાય તે કયા, અથવા ઘટતી મુદત તે કેટલી, એ હકીકતની બાબત છે.

મીલકત જેને જડે તે શખસે તે મીલકતનો ધાણી કોણ છે, અથવા તેનો ધાણી કોઈ અમુક શખસ છે, એમ જાણવુ જોઈએ એવુ કાંઈ જરૂર નથી; અગર તે મીલકત કામ લગાડતો વખતે તે મીલકત પોતાની છે એમ તે માનતો ન હોય, અથવા તેનો ખરો માલીક જડી શકતો નથી એમ જે તે સુધબુધીથી માનતો ન હોય તો બસ છે.

દ્રષ્ટાંત.

(અ) ધોરી રસ્તાપર પડેલો એક રૂપીયો અ જોય. તે કોનો છે તે અ ને ખબર નહી હોય, અને અ તે રૂપીઓ ઉચકી લે, તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કરયો એમ સમજવુ નહીં.

(બ) ધોરી રસ્તાપર પડેલો એક કાગળ અ ને જડે. તે કાગળમાં એક બેંક નોટ હોય, અને તે કાગળના સીરનામાપરથી તથા તેમાં લખેલી બીનાપરથી તે નોટ કોની છે એ વાત તેના જાણ્યામાં આવે, અને પછી તે નોટ તે વાપરે, તો તેણે આ

કલમ મુજબ ગુન્હો કરયો એમ સમજવુ.

(ક) "આ લાવે તેને નાણાં આપજો" એવી તરેહનો **અ** ને એક ચેક જડે. તે ચેક કોનો ગયો છે એ વાતની તેથી અટકળ થઈ શકે નહી, પણ જે શખસે તે ચેક લખ્યો હોય તે શખસનું નામ તે ચેકમાં લખેલું હોય, અને **અ** એમ જાણતો હોય કે તે શખસ મને બતાવી શકસે કે ફલાણા ધણીને માટે એ ચેક લખ્યો હતો. તેવુ છતાં તે માલીકને સોધી કાહાડવાની કોસીસ ન કરતાં **અ** તે ચેક વાપરે, તો તેણે આ કલમ મુજબ ગુન્હો કરયો એમ સમજવું.

(ડ) **ઝ** ની પઈશા ભરેલી એક થેલી **ઝ** ના હાથમાંથી નીકળી પડતી **અ** જોય, અને તે **ઝ** ને પાછી આપવાના ઈરાદાથી **અ** ઉચકી લે, પણ પાછળથી તે તેને પોતાને કામ લગાડે, તો **અ** એ આ કલમ મુજબ ગુન્હો કરયો એમ સમજવુ.

(ઈ) **અ** ને એક પઈસા ભરેલી થેલી જડે, તો તે થેલી કોની છે. એ વાત **અ** જાણતો નહી હોય; પણ પાછળથી તેને ખબર પડે કે તે **ઝ** ની છે, અને તેવુ છતાં તે થેલી પોતાને કામ લગાડે, તો **અ** એ આ કલમ મુજબ ગુન્હો કરયો એમ સમજવુ.

(ફ) **અ** ને એક કીંમતી વીંટી જડે તે વીંટી કોની છે એ વાત **અ** જાણતો નહી હોય; પણ તેનો માલીક શોધી કહાડવાની કોસીસ કરયા સીવાય તુરત **અ** તે વીંટી વેચે, તો **અ** એ આ કલમ મુજબ ગુન્હો કરયો એમ સમજવુ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમવારંટ નીકળે. | જામીન લઈ શકાય | માંડીવાળી શકાય નહી. | કોઈપણ માજીસ્ટ્રેટ ઈનસાફ કરે. | ૨ વરસ સુધી બે માંનાગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |

ટીકા—આ કલમ પ્રમાણેના તોહોમતમાં સ્પષ્ટ બતાવવું જોઈએ કે મીલકત કીયા શખ્સની હતી. રાણી વીરૂધ પારખતી ચરણ.

જેવી રીતે ચોરીના ગુન્હામાં બદદ્યાનતથી વસ્તુ લેવાની છે, તેવીજ રીતે મીલકતનો ખોટો ઉપયોગ કરવાના ગુન્હામાં પણ બદદ્યાનત હોવી જોઈએ. ચોરીના ગુન્હામાં બદદ્યાનતથી વસ્તુ ખસેડવાની છે અને ખોટો ઉપયોગ કરવાના ગુન્હામાં તે વસ્તુને બદદ્યાનતથી ખોટા ઉપયોગમા લેવાની છે.

એક **અ** શખ્સનુ ઘેટું પોતાના ટોળામાંથી જતું રહી **બ** શખ્સના ટોળામાં મળી જાય. અને જો **બ** ભુલથી તે ઘેટાને પોતાના ટોળાની સાથે ઘેર લેઈ જાય, તો આવે પ્રસંગે **બ** એ કાંઈ ગુન્હો કરયો નથી; પણ જો **બ** ને એમ માલમ પડે કે એ ઘેટું પોતાનું નથી અને એવું જાણીને તેને પોતાના ઉપયોગ વાસ્તે વેચે અથવા તે ઉપરનું ઉન કાતરી પોતાના કામમાં લે, તો તેણે આ કલમ પ્રમાણે ગુન્હો કરયો, એમ સમજવું.

સાપરાધ ખોટો ઉપયોગ કરવાના ગુન્હામાં, વસ્તુનો કબજો પ્રથમથી નીરપરાધીપણા રી-

તે આવ્યો હોય, પણ પછીથી મન બગડવાથી, તેનો ખોટો ઉપયોગ કરવામાં આવે; જેમકે કોઈ શખ્સના ઘરમાં આગ લાગની હોય, તે વખતે તે શખ્સનો માલ બચાવવામાં કોઈ શખ્સ મદદ કરે અને તેની આગ્ના શીવાય પોતાને ઘેર લેઈ જાય; અને બીજે દીવસે તે માલ પોતાને ઘેર લેઈ ગયો નથી એવું કહે, તો તેણે આ કલમ પ્રમાણે ગુન્હો કરયો, કેમકે પ્રથમ તે માલનો કબજો નીરપરાધીપણા રીતે આવ્યો હતો, પણ પછીથી તેનું મન બગડવાથી માલ લીધાની ના કહી.

કોઈ શખસ મરી જાય તે વખતે તેની પાસે જે મીલકત હોય તે મીલકતનો બદ્દયાનતથી ખોટો ઉપયોગ.

૪૦૪. જો કોઈ માણસ બદ્દયાનતથી કાંઈ મીલકતનો ખોટો ઉપયોગ કરે અથવા તેને પોતાને કામ લગાડે, અને તે એમ જાણતો હોય કે ફલાણો શખસ ગુજરી ગયો તે વખતે એ મીલકત તેના કબજામાં હતી, તથા ત્યાર પછી તે કબજામાં લેવાનો કાયદા મુજબ જેનો હક હોય એવા કોઈ શખસના કબજામાં આવી નથી, તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર તે ગુન્હો કરનારને તે શખસે તે મુઓ ત્યારે મેહેતા અથવા ચાકર દાખલ રાખેલો હોય, તો તે કેદ સાત વરસ સુધીની થઈ શકે.

દૃષ્ટાંત.

ઝ ના કબજામાં કેટલોએક ઘરનો સામાન તથા નાણાં છતાં ઝ ગુજરી જાય પછી તે નાણું કબજામાં લેવાનો જેને હક હોય એવા કોઈ શખસના કબજામાં તે આવતાં પેહેલાં ઝ નો ચાકર અ બદ્દયાનતથી તેનો ખોટો ઉપયોગ કરે, તો અ એ આ કલમ મુજબ ગુન્હો કરયો એમ સમજવુ.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લઈ શકાય | માંડીવાળી શકાય નહી | સેશન કોરટ, પરેસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૩ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|
| અગર તે મરનારની નોકરીમાં કોઈ મેહેતો અથવા બીજો શખસ હોય તે ઉપલો ગુન્હો કરે તો. | ઉપર પ્રમાણે | | | | ૭ વરસ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |

ટીકા.—આ કલમ પ્રમાણે ગુન્હો થવાને એવું સાબેત થવું જોઈએ કે મરનારના મોત વખતે તે વસ્તુ મરનારના કબજામાં હતી, અને ત્યાર કેડે તે શખસે એવું જાણીને કે તે મીલકત મરનારની છે, તે છતાં તેનો ખોટો ઉપયોગ કરયો છે.

આવો ગુન્હો કોઈ મેહેતાએ અથવા નોકરે કરયો હોય, તો એવો પુરાવો જોઈએ કે તે મેહેતો અથવા નોકર મરનારના મોત વખતે તેની નોકરીમાં હતો.

# સાપ્રાધ વિશ્વાસઘાત.

સાપ્રાધ વિશ્વાસઘાત.

૪૦૫ જે માણસને કોઈ પણ રીતે કાંઈ મીલકત અથવા મીલકત પરનો અખત્યાર સોંપ્યો હોય, તે માણસ અગર બદ્દ્યાનતથી તે મીલકતનો ખોટો ઉપયોગ કરે, અથવા તે પોતાને કામ લગાડે, અથવા તે સોંપણ સી રીતે બજાવવી એ વિશે કાયદાએ કાંઈ હુકમ ફરમાવ્યો હોય તે હુકમ તોડીને, અથવા તે સોંપણ બજાવવા વિશે તેણે સાફ અથવા અરથાંત સમજાય એવો કાંઈ કાયદેસર કરાર કરયો હોય તે કરાર તોડીને, બદ્દ્યાનતથી તે મિલકત વાપરે અથવા તેનો વગ કરે. અથવા જાણી જોઈને કોઈ બીજા માણસને તેમ કરવા દે, તે માણસે "સાપરાધ વિશ્વાઘાત" કરયો એમ સમજવું.

દૃષ્ટાંત.

(અ) એક મરનાર શખસના વિલમાં અ ને વકીલ ઠરાવેલો છે તે અગર તે મરનારની મીલકતની વેંહેચણ તે વિલ પ્રમાણે કરવાનો કાયદાનો હુકમ બદ્દ્યાનતથી નહી માનીને તે મિલકત પોતાને કામે લગાડે, તો અ એ સાપરાધ વિશ્વાસઘાત કરયો એમ સમજવું.

(બ) અ એક વખારવાળો છે. અને બ કુથાં ગામ જાય છે, તે પોતાનો સામાન અ ને સોંપે, એવો કરાર કરીને કે એ સામાન રાખવા માટે હું તમને આટલું વખારનું ભાડું આપુ, ત્યારે તમારે એ સામાન મને પાછો આપવો. અ બદ્દ્યાનતથી તે માલ વેચી નાંખે, તો અ એ સાપ્રાધ વિશ્વાસઘાત કરયો એમ સમજવું.

(ક) અ કલકત્તામાં રહીને ઝ દીલીમાં રહેછે, તેના આડતીયા દાખલ કામ કરે છે, અને અ તથા ઝ ની વચ્ચે સાફ કે અરથાંત સમજાય એવો એક એ રીતનો કરાર થયેલો છે કે ઝ જેટલું નાણું મોકલે તેટલું સઘળુ અ એ ઝ ના હુકમ મુજબ વાપરવું, પછી ઝ એક લાખ રૂપીયા અ ને મોકલે, અને એમ લખ્યાં મોકલે કે અ એ તે રૂપીયાની કંપનીની નોટો લેવી અ બદ્દ્યાનતથી તે હુકમ નહી માને, અને તે રૂપીયા પોતાના ધંધામા વાપરે, તો અ એ સાપ્રાધ વીશ્વાસઘાત કરયો એમ સમજવું.

(ડ) પણ ઉપલાં દૃષ્ટાંતમાં અગર એમ બને કે, બદ્દ્યાનતથી નહી, પણ બંગાળાની બેંકના શેર રાખવામાં ઝ ને વધારે ગુણ થશે, એવું માનીને, શુદ્ધબુદ્ધીથી કંપનીની નોટો નહી ખરીદ કરતાં ઝ ને માટે તે બંગાળાની બેંકના શેર અ ખરીદ કરે, તો એ ઠેકાણે, અગર ઝ ને હાની થાય, અને તે હાનીને માટે અ ની ઉપર દીવાનીમાં ફરીયાદ કરવાનો તેનો હક હોય, તોપણ અ એ બદ્દ્યાનતથી કામ કરયું નથી માટે, તણે સાપ્રાધ વિશ્વાસઘાત કરયો નથી એમ સમજવું.

(ઈ) અ એક મેહેસુલી અમલદાર છે. તેને સરકારી નાણું સોંપેલુંછે, અને જે નાણું તેના હવાલામાં હોય તે તેણે ફલાણી તીજોરીમાં ભરવું એવો તેને કાયદાનો હુકમ છે અથવા એમ કરવાને તે સરકારની સાથેના સાફ અથવા અરથાંત સમજાય એવી રીતે કરેલા કોઈ કરારથી બંધાએલો છે. એમ છતાં અ બદ્દ્યાનતથી તે

નાણું વાપરે, તો તેણે સાપ્રાધ વીશ્વાસઘાત કર્યો એમ સમજવું.

(ફ) ક એક ભારવાહક છે. તેને ખુસ્કી કે તરીને રસ્તે લઈ જવાને કાંઈ મિલકત ય એ સોંપી છે તે મિલકતનો તે બદદ્યાનતથી ખોટો ઉપયોગ કરે, તો તેણે સાપ્રાધ વીશ્વાસઘાત કર્યો એમ સમજવું.

ટીકા.—કોઈ શખસને કાંઈ કાયદેસર અખત્યારથી, અથવા ખાનગી કરારથી અથવા રખમંદીથી કાંઈ વસ્તુ સોંપી હોય અને પછીથી તેનો અપ્રમાણીકપણાથી ખોટો ઉપયોગ કરે, તો તેણે આ કલમ પ્રમાણે ગુન્હો કરયો સમજવો.

જે માણસો મેહેતા, ગુમાસ્તા, અગર નોકરો હોય અને જેમના ભરોંસાને લીધે તેમના શેઠ કાંઈ વસ્તુ સોંપી હોય અને તેનો ખોટો ઉપયોગ કરે, તો તેવા મેહેતા, ગુમાસ્તા, અગર નોકરો આ કલમ પ્રમાણે શીક્ષાને પાત્ર થાય છે.

આ કલમમાં કાંઈ અખત્યાર સોંપ્યો હોય એવા શબ્દો છે, તેનો અરથ એવો સમજવો કે જે ઠેકાણે કોઈ વસ્તુ હાથે કરી આપી શકાય તેવી ન હોય, જેમકે કોઈ વખાર હોય, તો તેની કુંચી સોંપી હોય, તો તેનો અખત્યાર સોંપ્યો છે એમ ગણી શકાય.

આ કલમ પ્રમાણે ગુન્હો થવાને બદદ્યાનતથી કાંઈ વસ્તુનો ખોટો ઉપયોગ કરવો જોઈએ. જે વસ્તુ સોંપેલી હોય તેને ગફલતથી અથવા ગેરવરતણુકથી ખોવા તે દીવાની રીતે જોખમદાર ગણાય પણ ફોજદારી રીતે ગુન્હો થઈ શકે નહી. તેવો ગુન્હો થવાને કોઈ શખસને ગેરબાજબીસર નુકશાન થવું જોઈએ અને બીજાને ગેરબાજબી ફાયદો થવો જોઈએ—મકફરશન.

સાપ્રાધ વીશ્વાસઘાતની શિક્ષા.

૪૦૬. જે માણસ સાપ્રાધ વીશ્વાસઘાત કરે, તેને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બન્નેની, શિક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલસી પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહો | સેશન કોરટ, પરસીડન્સી માજી. અથવા ૧ લા અથવા ૨ જા વરગનો મા. ઈનસાફ કરે. | ૩ વરસ સુધીની બેમાંના ગમે તે કેદ અથવા દંડ અથવા બંને. |

ટીકા—સાપરાધ વીશ્વસઘાતનાં ગુન્હામાં મુખ્ય બે હકીકતો હોવી જોઈએ.

૧ પ્રથમ વસ્તુ વિશ્વાસમાં મુકેલી હોવી જોઈએ; અને બીજુ તે વિશ્વાસવાળી વસ્તુ બદદ્યાનતથી ખોટી રીતે વાપરવી જોઈએ.

આ બેમાંથી એક હકીકતની પણ જો ગેરહાજરી હોય તો આ કલમનો ગુન્હો થતો નથી.

સાપરાધ વિશ્વાસઘાત કરવાનું જે શખસ ઉપર તોહોમત મુકવામાં આવ્યું હોય તે શખસ પોતાના બચાવમાં પોતાનો શુદ્ધબુદ્ધીનો હક બતાવી શકે. કોઈ ગીરો રાખનાર શખસ ગીરો કરયું છે એવો ના પાડે, તો ગીરોખતની બાબતમાં તેણે સાપરાધ વિશ્વાસઘાત કરયો એવો તેને ગુન્હેગાર ઠરાવી શકાય નહી. રાણી વીરૂધ નાહર. ૨. મુ. હા. કો. ૪૩૩.

ભારવાહક વગે

૪૦૭. કોઈ શખસને ભારવાહક દાખલ, અથવા ડંકાવાળા કે વ

રેઆ સાપરાધ વિશ્વાસઘાત કરવો.

બારવાળા શખસ કાંઈ મીલકત સોંપી હોય, અને તે શખસ તે મીલકત બાબત સાપરાધ વિશ્વાસઘાત કરે, તો તે સખસને સાત વરસની મુદ્દત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દડને પણ લાયક થશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી | સેશન કોરટ, પરેસીડન્સી માજીસ્ટરટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરટ ઈનસાફ કરે. | ૭ વરસ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |

કોઈ મહેતા અથવા ચાકરે સાપરાધ વિશ્વાસઘાત કરવો.

૪૦૮. કોઈ માણસ મહેતો અથવા ચાકર હોય, અથવા કોઈને મહેતા કે ચાકર દાખલ રાખ્યો હોય, અને તે દરજ્જાથી તેને કાંઈ મીલકત અથવા કાંઇ મીલકત ઉપર અખત્યાર કોઈ પણ રીતે સોંપ્યો હોય તે માણસ તે મીલકત બાબત સાપ્રાધ વિશ્વાસઘાત કરે, તો તેને સાત વરસની મુદ્દત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય નહી નહી. | સેશન કોરટ, પરેસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૭ વરસ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |

ટીકા.—આ કલમ પ્રમાણે ગુન્હો થવાને નીચે પ્રમાણે પુરાવો જોઈએ;

જે માલનો વિશ્વાસઘાત કરવામાં આવ્યો હોય તે માલ તેણે લીધો છે; લેનાર શખસ મહેતો અથવા નોકર છે.

કોઈ સરકારી નોકરે અથવા સરાફે, વેપારીએ, કે આડતીયાએ સાપરાધ વીશ્વાસઘાત કરવો.

૪૦૯. કોઈ માણસને તેના દરજ્જાથી સરકારી નોકર દાખલ, અથવા તેના ધધાસર, તેને સરાફ, વેપારી, કોઠીદાર, દલાલ, વકીલ કે આડતીઆ દાખલ, કાંઈ મીલકત અથવા કાંઈ મીલકત ઉપર અખત્યાર કોઈ પણ રીતે સોંપ્યો હોય, તે માણસ તે મીલકત બાબત સાપરાધ વીશ્વાસઘાત કરે, તો તેને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દશ વરસની મુદ્દત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે નહીં. | પ્રથમ વારંટ નીકળ | જામીન લઈ શકાય. નહી. | માંડીવાળી શકાય. નહી. | સેશન કોરટ, પરસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧લા વરગનો માજીસ્ટ્રેટ ટઈનસાફ કરે. | જીવતાં સુધી સમુદ્રપાર, અથવા ૧૦ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |

ટીકા—આ કલમ પ્રમાણેનો ગુન્હો થવાને સરકારી નોકરને જે મીલકત સોંપેલી હોય તે મીલકત સરકારી નોકર તરીકે લેવાને તેને અધીકાર હતો, એવી હોવી જોઈએ.

કોઈ ગામડાના અમલદાર જેમને મેહેસુલ ઉઘરાવવાની ફરજ બજાવવાને વાસ્તે ફકત પઈસા લેવાનો અધીકાર હોય, તે અમલદાર ખેડુતોની સાથે માંહોમાંહી વ્યવસ્થા કરીને પઈસાને બદલે દાણા લે, તો તેઓ આ કલમ પ્રમાણે ગુન્હેગાર થતા નથી.

કોઈ આડતીયો પોતાના શેઠનો માલ વેચે, અને પોતાની તરફથી પઈશા વસુલ કરે, અને તે પઈશાનો બદદ્યાનતથી ખોટો ઉપયોગ કરે, તો તેને આ કલમ પ્રમાણે ગુન્હેગાર ઠરાવાય.

## ચોરીની મિલકત લેવા બાબત.

ચોરીની મિલકત.

૪૧૦. જે મિલકતનો કબજો ચોરીથી, અથવા જબરાઈના કહડાવવાથી, અથવા અપહરણથી, એકની પાસેથી બીજાની પાસે ગયો હોય તે મિલકત, તથા જે મિલકતનો સાપ્રાધ ખોટો ઉપયોગ થયો હોય, અથવા જે બાબત સાપ્રાધ વીશ્વાસઘાત થયો હોય, તે મિલકતનું નામ "ચોરીની મિલકત" પાડ્યું છે; પછી બ્રીટીસ ઈંડીયાની માંહે અથવા બાહાર તે કબજો એકની પાસેથી બીજાની પાસે ગયો હોય અથવા તે સાપ્રાધ ખોટો ઉપયોગ અથવા વિશ્વાસઘાત થયો હોય તોપણ; પણ અગર તે મિલકત જે શખસનો તે કબજામાં લેવાનો કાયદા મુજબ હક હોય તેવા કોઈ શખસના કબજામાં પાછળથી આવે તો પછી તે ચોરીની મિલકત સમજવી નહી.

ટીકા.—આ કલમમાં પ્રથમ તે મીલકતનો સાપરાધ ખોટો ઉપયોગ અથવા વિશ્વાસઘાત વીગેરે બ્રીટીશ ઈંડીયામાં થયો હોય અગર તેની બાહાર થયો હોય, એવા શબ્દો ન હોતા, પણ સને ૧૮૮૨નો આકટ ૮મો, પીનલકોડ સુધારવા બાબતનો, તેથી વધારવામાં આવ્યા છે, માટે હવે તેવો ખોટો ઉપયોગ અથવા વિશ્વાસઘાત વીગેરે બ્રીટીસ ઈંડીયામાં થયો હોય અગર તેની બાહાર થયો હોય, તોપણ તે ચોરાયેલી માલકત કહેવાય.

પછીથી કોઈ ચોરેલો માલકત તેના ખરા માલેકના હાથમાં આવે ત્યારે તે મીલકત ચોરાયેલી છે એમ કહી શકાય નહીં.

ચોરીની મિલકત બદદ્યાનતથી લેવી.

૪૧૧. કોઈ માણસ બદદ્યાનતથી કાંઈ ચોરીની મિલકત લે અથવા રાખે, અને તે ચોરીની મિલકત છે એમ તે જાણતો હોય, અથવા એમ માનવાનું તેને કારણ હોય, તો તે માણસને ત્રણ વરસની મુદત સુ

ધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામા આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે | જામીન લઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી. | સેશન કોરટ, પરેસીડેન્સી મા. અથવા ૧ લા અથવા ૨ જા વરગને મા ઈનસાફ કરે. | ૩ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકાર કેદ અથવા દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|

ટીકા—પ્રથમથીજ તે મીલકત ચોરાયેલી હતી એટલુંજ હોવું જોઈએ, એમ નહી પણ જે વખતે તે વસ્તુ મળી તે વખતે પણ તે ચોરાયેલી હતી.

જે માલ લેવામા આવે, તે માલ ચોરાયેલા માલના જેવોજ જોઈએ, એટલે કે તેજ જાતનો અથવા તેનો તેજ હોવો જોઈએ, જેમકે કોઈ શખ્સ બીજા શખ્સના ઘરમાંથી દશ દશ રૂપીઆનાં નોટના કકડા ચોરી લાવ્યો. હવે તેણે તે દશ દશના કકડાને બદલે તેના પાંચ પાંચ રૂપીયાના નોટના કકડા ચાર લીધા, અને પછીથી બીજાને આપ્યા ત્યારે લેનાર શખ્સે ચોરેલી મીલકત રાખી છે. એમ કહી શકાય નહીં. તેનો તેજ માલ અથવા તેનો તેજ વસ્તુ હોવો જોઈએ. જો રાખનાર શખ્સે પેલા દશ દશના કકડા રાખ્યા હોયતો તેણે ચોરેલી મીલકત રાખી એમ ગણી શકાત.

વળી આ કલમ પ્રમાણેનો ગુન્હો થવાને મીલકત અથવા માલ મળવો જોઈએ. મળનાર શખ્સના કબજામાં હોયતો તેને મળેલો છે એમ સમજવું.

પાછળથી કબુલાત આપેલી હોય, અથવા તેને લગતું કાંઈ કૃત્ય કરવું હોય તો તેથી પણ માલ અથવા વસ્તુ લીધા બરોબર છે. જેમકે કોઈ એક ચોર કાંઈ વસ્તુ ચોરીને તોહોમતદારની સ્ત્રી પાસે લઈ ગયો, અને તેણે તેના ધણીની ગેર હાજરીમાં અથવા તેની માહેતી શીવાય તે ચોરેલી વસ્તુ રાખી, અને જે તેની પાસે થોડા પઈશા હશે, તે આપ્યા. પછીથી તે ચોર તોહોમતદારને રસ્તામા મળ્યો, ત્યારે તેને ખબર પડી કે, માલ તે આપી આવ્યો છે તે માલ ચોરાયેલો છે, અને તેવું જાણીને તેની સ્ત્રીએ આપતાં બાકી રહેલી રકમ આપી, તો તેમાં એમ ઠરાવ્યું કે તોહોમતદારે પોતાની સ્ત્રીના કૃત્યને કબુલ કર્યું અને પોતાનું પણ સાપરાધ જ્ઞાન હતું. રાણી વીરૂધ વુડવર્ડ.

વળી તે ચોરાએલી મીલકત તેના હકદાર ધણીના કબજામાં આવે, તો પછી તે ચોરાયેલી મીલકત કહેવાય નહીં; જેમકે કોઈ વસ્તુના માલેકને તે વસ્તુ કોઈ ચોરના કબજામાં માલમ પડે, અને પછીથી તે માલેક પોતાના કબજામાં તે વસ્તુ લે, પણ પછીથી તેને પકડાવવાના સબબથી તે વસ્તુ તેને પાછી આપે અને તેને કહે કે એને વેચજે. આ વસ્તુ પ્રથમ તેના ખરા માલેકના કબજામાં હતી તેથી તે ચોરેલી મીલકત કહેવાય નહી અને જે શખશ રાખે તેણે ચોરીની મીલકત રાખી એમ ગણી શકાય નહી.

ચોરેલી મીલકત રાખવાનું કોઈ શખસ ઉપર તોહોમત મુકવામાં આવ્યું હોય તો ફરીયાદી તરફથી નીચે પ્રમાણે પુરાવો જોઈએ.

૧ મિલકત "ચોરીની માલકત" છે, એટલે કલમ ૪૧૦ માં બતાવ્યા પ્રમાણે, ગમે તો બ્રાઠીશ ઇંડીયામાં કે બાહાર થયું હોય વીગેર.

ગુન્હેગારે તે મીલકત લીધી હતી અથવા રાખી હતી;

૩ ગુન્હેગારનું કપટી મન અથવા જ્ઞાન.

ડાકાઈટો કરતાં ચોરેલી મિલકત બદદ્યાનતથી લેવી.

૪૧૨. કોઈ માણસ બદદ્યાનતથી કાંઈ ચોરીની મિલકત લે અથવા રાખે, અને તે મિલકતનો કબજો ડાકાઈટી કરવાથી એકની પાસેથી બીજાની પાસે આવેલો છે એમ તે જાણતો હોય અથવા એમ માનવાનું તેને કારણ હોય, અથવા જે શખસ ડાકાઈટોની ટોળીમાં છે અથવા તેઓની ટોળીમાં હતો એવું જાણીને અથવા એમ માનવાનું કારણ છતાં એવા કોઈ શખસ પાસેથી કોઈ માણસ બદદ્યાનતથી કાંઈ મિલકત લે, અને તે મિલકત ચોરેલી છે એમ તે જાણતો હોય અથવા એમ માનવાનું તેને કારણ હોય, તો તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસ વરસની મુદત સુધીની સખત કેદની, શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી. | સેશન કોરટ ઈનસાફ કરે. | જીવતાં સુધી સમુદ્રપાર અથવા ૧૦ વરસ સુધીની સખત કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

ટીકા.—ડાકાઈટ શીવાયના બીજા ગુન્હેગારોને આ કલમ લાગુ પડે છે.

નિત્ય ચોરીની મીલકતનો ધંધો કરવો.

૪૧૩. જે મીલકત ચોરીની મીલકત છે એમ જાણીને અથવા એમ માનવાનું પોતાને કારણ છતાં, જે માણસ નિત્ય. તેવી મીલકત લે અથવા તેનો ધંધો કરે, તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દશ વરસની મુદત સુધીની, એમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી. | સેશન કોરટ ઈનસાફ કરે. | જીવતાં સુધી સમુદ્રપાર અથવા ૧૦ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

ટીકા.—આવા ગુન્હાનો બીજી વખત ગુન્હેગાર ઠરેતો ઉપર બતાવેલી શીક્ષા ઉપરાંત ફટકા મારવાની શીક્ષા થઈ શકે.

જે માણસ કોઈ ચોરેલી મીલકત સાધારણ રીતે લેતો હોય અથવા તેનો ધંધો કરતો હોય તેને આ કલમ પ્રમાણે શીક્ષા થઈ શકે છે.

ચોરીની મીલકત સંતાડવામાં મદદ કરવી.

૪૧૪. કાંઈ મીલકત ચોરીની મીલકત છે એમ જાણીને અથવા એમ માનવાનું પોતાને કારણ છતાં, તે મીલકન સંતાડવામાં, અથવા તેનો વગ કરવામાં કે તે ખસેડવામાં જે માણસ બુધીપુરવક મદદ કરે, તે

માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની સીક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી. | સેશન કોરટ, પરેસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧લા અથવા ૨જા વરગનો મા. ઈનસાફ કરે. | ૩ વરસ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |

## ઠગાઇ બાબત.

ઠગાઈ.

૪૧૫. જે માણસ, કોઈ શખસ સાથે ફરેબ કરીને, દગલબાજીથી અથવા બદદાનતથી એવું કરે કે જેની સાથે ફરેબ કરયો હોય તે શખસ કોઈ શખસને કાંઈ મિલકત આપે, અથવા કોઈ શખસની પાસે કાંઈ મિલકત રેહેવા દેવાની રજામંદી આપે, અથવા અગર ફરેબ નહી કરયો હોય તો જે વસ્તુ તે શખસ કરે નહી અથવા કરવામાં કસુર કરે નહી એવી કાંઈ વસ્તુ તે ફરેબ દીધેલા શખસને કરવાને અથવા તે કરવામાં કસુર કરવાને ઈરાદાથી લલચાવે, અને તે કામ અથવા કસુર એવી હોય કે તેથી તે શખસને શરીર, મન, આબરૂ, કે મિલકત તરફની કાંઈ નુકશાની કે હાની થાય, અથવા થશે એવો સંભવ હોય, તો તે માણસે "ઠગાઈ" કરી એમ સમજવું.

ખુલાસો—કાંઈ હકીકતને બદદાનતથી છુપાવવી, તે પણ આ કલમના અરથ પ્રમાણેનો ફરેબ છે એમ સમજવું.

દ્રષ્ટાંત.

(અ) હું સીવીલ સરવીસમાં છું એવો ખોટો ઢોંગ કરીને, અ ઈરાદાથી ક્ષ ને ફરેબ દે, અને એ પ્રમાણે બદદાનતથી એમ કરે કે ક્ષ તેને કાંઈ માલ ઉધાર લેઈ જવા દે, અને અ તે માલનાં નાણાં આપવાનો ઈરાદો રાખતો નહી હોય, તો અ એ ઠગાઈ કરી એમ સમજવું.

(બ) અ કોઈ વસ્તુપર એક ખોટી નીશાની કરીને ઈરાદાથી ક્ષ ને ફરેબ દે, અને તેના મનમાં એવો ભરૂસો ઉત્પન કરે કે એ વસ્તુ ફલાણા નામીચા કારીગરે બનાવેલી છે, અને એમ કરાને તે વસ્તુ ખરીદ કરીને તેની કીંમત આપવાને ક્ષ ને બદદાનતથી લલચાવે, તો અ એ ઠગાઈ કરી એમ સમજવુ.

(ક) અ કાંઈ માલનો ખોટો નમુનો બતલાવીને ઈરાદાથી ક્ષ ને ફરેબ દે, અને તેના મનમાં એવો ભરૂસો ઉત્પન કરે કે તે માલ નમુના જેવોજ છે, અને એમ કરીને તે માલ ખરીદ કરીને તેની કીમત આપવાને ક્ષ ને બદદાનતથી લલચાવે, તો અ એ ઠગાઈ કરી એમ સમજવું.

(ડ) અ એ કાંઈ માલ ખરીદ કરયો છે તેની કીમત આપવાને બદલે, અ એક પેઢીપર હુંડી લખી આપે, અને તે પેઢીમાં અ નું કાંઈ નાણું હોય નહી, અને તેથી અ ને ઉમેદ હોય કે હું જે હુંડી આપુ છું તે શિકારવાના નથી, તેમ છતાં

તે હુંડી આપીને अ ઈરાદાથી ब ને ફરેબ દે, અને એમ કરીને તે માલ આપ વાને ब ને બદદ્યાનતથી લલચાવે; અને તેને નાણું આપવાનો પોતાનો ઈરાદો હોય નહી; તો अ એ ઠગાઈ કરી એમ સમજવુ.

(ई) કાંઈ વસ્તુ હીરા નથી એમ अ જાણતો હોય, તે વસ્તુ હીરા છે એમ કહીને अ તે ગીરે મુકે, અને ઈરાદાથી ब ને ફરેબ દે, અને એમ કરીને તે ઉપર રૂપીયા ધીરવાને ब ને બદદાનતથી લલચાવે, તો अ એ ઠગાઈ કરી એમ સમજવુ.

(फ) अ ઈરાદાથી ब ને ફરેબ દઈને તેના મનમાં એવો ભરૂસો ઉત્પન કરે કે હું अ ને જે રૂપીયા ધીરીશતે અમને પાછા આપશે, અને એમ કરીને રૂપીયા ધીરવાને ब ને બદદાનતથી अ લલચાવે, અને તે રૂપીયા પાછા આપવાનો પોતાનો ઈરાદો ન હી હોય, તો अ એ ઠગાઈ કરી એમ સમજવું.

(ग) अ ઈરાદાથી ફરેબ દઈને ब ના મનમાં એવો ભરૂસો ઉત્પન કરે કે अ મને આ ટલા ગળીના છોડવા આપવાનો ઈરાદો રાખે છે, અને अ નો કાંઈ આપવાનો ઈ રાદો નહી હોય, અને એમ કરીને તે આપવાના ભરોસા ઉપર કાંઈ નાણું આગ ળથી આપવાને ब ને બદદાનતથી લલચાવે, તો अ એ ઠગાઈ કરી એમ સમજ વુ, પણ અગર તે રૂપીયા લેતી વખતે अ નો ઈરાદો તે છોડવા આપવાનો હોય, અને પછી પોતાનો કરાર તોડીને તે છોડવા નહી આપે, તો તેણે ઠગાઈ કરી એ મ સમજવુ નહી; પણ તેની ઉપર કરાર તોડવાની દિવાનીમાં ફકત ફરિયાદી ચાલી શકશે.

(ह) अ એ ब ની સાથે કાંઈ કરાર કરયો છે, તે કરારમાંનો જેટલો ભાગ अ એ બ જાવવાનો છે તેટલો अ બજાવી ચુકયો એ પ્રમાણે अ ફરેબ દેઈને ब ના મનમાં ભરોસો ઉત્પન કરે, અને એમ કરીને પઈસા આપવાને ब ને બદદાનતથી લલચા વે, તો अ એ ઠગાઈ કરી એમ સમજવુ.

(आा) अ એક સ્થાવર મીલકત ब ને વેચીને તેના નામનું ખત કરી આપે, પછી તે મીલકત વેચી માટે હવે માહારો તે પર કાંઈ હક રહયો નથી એમ જાણયા છતાં, આગળ થએલા વેચાણ તથા ખતની ब ને ખબર નહી આપતાં તે મીલકત अ ब ને વેચાતી અથવા ગિરો આપે, અને ब ની પાસેથી તેની કીમતના કે ગિરો બાબતનાં નાણાં લે તો अ એ ઠગાઈ કરી એમ સમજવુ.

વેશ લઈને ઠગાઈ કરવી.

૪૧૬. પોતે કોઈ બીજો શખસ હોવાનો ઢોંગ કરીને, અથવા જાણી બુઝીને એક શખસને ઠેકાણે બીજો શખશ મુકીને, અથવા પોતે અ થવા કોઈ બીજો શખસ ખરેખર જે હોય તેથી જુદોજ શખસ છે એ વું બતાવીને, અગર કોઈ માણસ ઠગાઈ કરે, તો તેણે "વેશ લેઈને ઠગાઈ કરી" એમ સમજવું.

ખુલાસો—જે શખસનો વેશ લીધો હોય તે શખસ ખરેખર કોઈ હોય અથવા નહી હોય, તોપણ એ ગુન્હો થયો એમ સમજવું.

દૃષ્ટાંત.

(अ) હું अ નામનો ફલાણો માતબર સરાફ છું એમ કોઈ अ ઢોંગ કરીને ઠગાઈ કરે,

તો અ એ વેશ લેઈને ઠગાઈ કરી એમ સમજવું.

(ब) હું ब છું એમ ઢોંગ કરીને अ ઠગાઈ કરે, અને ब તો મરી ગએલો શખ્સ હોય, તો अ એ વેશ લેઈને ઠગાઈ કરી એમ સમજવું.

ઠગાઈની શિક્ષા. ૪૧૭. જે માણસ ઠગાઈ કરે, તેને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા બંનેની, શિક્ષા કરવામાં આવશે.

**ટીકા.**—કોઈ શખ્સ એમ કહે કે હું પોલીસ અમલદાર છું અને ગામડાના લોકો પાસેથી પઈશા કઢાવે તો તેણે ઠગાઈ અને સરકારી નોકરનો વેશ લીધાનો ગુન્હો કરયો કે હેવાય. રાણી વીરૂધ આણંદદાસ. ૨ વી. રી. ક્રી. ૨૯

નીચા વરગની ટીકટ લઈ ઉપલા વરગની ગાડીમાં બેસેતો તેની ઉપર ઠગાઈનો ગુન્હો આવતો નથી, પણ તે રેલવે આકટ પ્રમાણે ગુન્હેગાર થાય છે. રાણી વીરૂધ ડાહાભાઈ પ્રભારામ. ૧ મુ. હા. રી. ૧૪૦

કોઈ શખ્સે કોઈ હોડી વાળાને પઈશા આપવા કરી નદીની સામે પાર લઈ જવા ઠરાવ કરયો, અને પછીથી પઈશા આપવાની ના પાડી, તો તેને ઠગાઈનો ગુન્હો કરવાનો ગુન્હેગાર ઠરાવ્યો. (ક. ૪૧૭ પ્રમાણે.) ૨. નો. વે. પ્રો. ૪૩૧.

કોઈ શખ્સે એમ કહ્યું કે એક છોકરી બ્રાહ્મણી છે અને તેમ કહી કોઈ પાસેથી પઈશા લેઈ તેને પરણાવે અને પછીથી તે બ્રાહ્મણી ના ઠરે, તો તેણે આ કલમ પ્રમાણેનો ગુન્હો કરયો કેહેવાય. રાણી વીરૂધ પદ્દોમાની બાઈસ્તોબી. ૫ વી. રી. ક્રી. ૯૮.

કોઈ ચોકીદાર કોઈ શખ્સને ફરેબ દઈ અથવા તેને ઈજા કરવાની ધાસ્તી આપી અથવા કપટથી તે શખ્સ પાસેથી કાંઈ નાણાં કઢાવે તો તેણે આ કલમ પ્રમાણે ઠગાઈનો અને ક. ૩૮૩ અને ક. ૩૮૪ પ્રમાણે જબરાઈથી કઢાવવાનો ગુન્હો કરયો કેહેવાય; પણ સરકારી નોકર તરીકે જે નાણાં તેને સોંપ્યાં હોય તેનો સાપરાધ બોટો ઉપયોગ કરવાનું તોહોમત તેના ઉપર મુકી શકાય નહી. રાણી વીરૂધ રામ નારાયણ ચોકીદાર. ૩ વી. રી. ક્રી. ૩૨.

કોઈ શખ્સ બીજા પાસેથી એક દીવસ પઈશા લે, અને બીજે દીવસે તે આપ્યા વિના નાશી જાય, તો ફક્ત પઈશા લેવાથી કાંઈ ઠગાઈનો ગુન્હો થતો નથી. પણ પઈશા લેતી વખતે ફરેબ કરવાનો અને ઠગવાનો ઈરાદો હોવો જોઈએ, અને પાછળથી તેને લગતું જે કારય કરે અથવા જે વરતણુકથી વરતે, તે ઉપરથી તેનો પ્રથમ ફરેબ કરવાનો ઈરાદો હતો, તેનો અનુમાન થઈ શકે. રાણી વીરૂધ હીરામણ હલવાઈ. ૫. વી. રી. ક્રી. ૫.

કોઈ શખ્સ બીજા શખ્સને એમ કહે કે મારા બાપનું દેવું છે તે તું આપ. અગર તેનો અમુક પરીણામ થશે, એવી બીક દેખાડવી, એ ઠગાઈ કેહેવાય નહી; પણ જે પરીણામ થવાનો સંભવ હોય, તે બરાબર શખ્તાઈથી બતાવ્યું હોયતો તે ઠગાઈ છે; પણ એમ કેહેવામાં જો તોહોમતદારનો ખરાબ ઈરાદો હોય નહીં, તો તે ઠગાઈ કેહેવાય નહીં. રાણી વીરૂધ રાજકુમાર બેનરજી. વી. રો. સ્પે. ક્રી. ૨૫.

કોઈ તોહોમતદાર ટીકટ લીધા વીના ગુપ્ત રીતે કોઈ પ્રદર્શનના મકાનમાં ગયો અને ત્યાં તેને પકડયો, તેમાં એવું ઠરાવ્યું કે આવી રીતે પ્રવેશ કરવાથી કલમ ૪૧૭ પ્રમાણે ઠગાઈનો ગુન્હો થઈ શકે નહી. તેમજ કલમ ૪૪૧ માં જે ઈરાદા બતાવ્યા છે તે

માંનો કોઈ પણ ઈરાદા શીવાય આવો પ્રવેશ કરયો હોય તો તે સાપ્રાધ પ્રવેશનો ગુન્હો પણ કેહેવાય નહી. રાણી વિરૂદ્ધ મેહેરવાનજી એજનજી. ૬ મું. હા. કો. રી. ક્રી. ૬.

એક શખ્સ પાસેથી કેટલાક તોહોમતદારો પોતાને ત્યાં મુકેલું ઝવેરાત તેઓને પાછું આપે એવા હેતુથી લીધેલી રકમની એક સરકારી પ્રોમીસરી નોટ લીધી, પણ પ્રોમોસરી નોટ લેઈ તે ઝવેરાત પાછું આપવાનો તેમનો ઈરાદો નહોતો, અને તેથી કરીને પછીથી, તે શખ્સનું બીજુ દેણુ હતું તેને પેટે તે ઝવેરાત રાખ્યું તેમાં એવું ઠરાવ્યું કે તેઓએ ઠગાઈનો ગુન્હો કરયો. રાણી વિરૂદ્ધ ગ્રોહરસનદાસ. ૭ નો. વે. પ્રો. ૧૭.

પોતાને ઘેર લગ્ન હોય નહી એવું જાણ્યા છતાં કોઈ શખ્સ બીજાને ત્યાંથી કાંઈ માલ ભાડે લઈ જાય. થોડું ભાડું આપે અને બાકીનું ભાડુ પછો આપવાને, તેમજ તે માલ પાછો આપવાને એક ચીઠી લખી આપે. પછીથી તે મિલકત તેજ શખ્સ ઉપરના હુકમ નામામાં જપ્તી કરાવવાને તેનો ઈરાદો હતો એમ માલમ પડ્યું. તેમાં એવું ઠરાવ્યું કે તે ઠગાઈનો ગુન્હો કરયો રાણી વિરૂદ્ધ કાદરબક્ષ. ૭ નો. વે. પ્રો. ૧૬

જે કામ કરવાનો કરાર કરયો હોય તે કરાર કરતી વખતેજ કરાર પુરો નહી કરવાનો તોહોમતદારનો ઈરાદો હતો એવું સાબીત કરવામાં આવે તો તે ઠગાઈ છે. રાણી વિરૂદ્ધ હરગોવીંદદાસ ૯ મું. હા. કો. રી. ૪૪૯.

કોઈ એક મજુરે કરેલી મજુરીનાં નાણાં તેના શેઠ પાસે માગ્યાં. તેના શેઠે પુછ્યું કે તે કામ તેં પુરૂ કરયું, તે મજુરે કહ્યું કે મેં તો વધારે કરયું છે. આ કામ પુરૂ કરયું નથી એવું શેઠ જાણતો હતો, અને મજુરને ફસાવવાને તેણે કરેલાં પુરેપુરાં નાણાં આપ્યાં. તેમાં એવું ઠરાવ્યું કે, શેઠ જાણતા હતો અને તેથી કરીને તે મજુરનું એવું અસત્ય ભાષણ ન હોતું કે જેથી કરીને તે શેઠ પઈસા આપવાને ઉશકેરાય. માટે મજુરે કાંઇ ઠગાઈનો ગુન્હો કરયો કેહેવાય નહી. ૧૧ વી. રો. ૫૧.

જેનો લાભ જાળવવાની જે શખસની ફરજ હોય તેને ગેરવ્યાજબી હાની થશે એવું જાણીને તે શખસે ઠગાઈ કરવી

૪૧૮. કોઈ શખ્સ ઠગાઈ કરે, અને તે એમ જાણતો હોય કે જે પ્રકરણમાં હું ઠગાઈ કરૂ છું તે પ્રકરણમાં ફલાણા શખ્સનો લાભ જાળવવાની કાયદા પ્રમાણે અથવા કાંઈ કાયદેસર કરાર પ્રમાણે મારી ફરજ છે તે શખ્સને એ ઠગાઈથી ગેરવ્યાજબી હાની માહારાથી થાય એવો સંભવ છે, તો તે શખ્સને ત્રણ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એબંનેની, શિક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય નહી. | સેશન કોરટ, પરેસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૩ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|

ટીકા.—કોઈ વાણી, બ્રસ્ટી, સોલીસીટર, આડત્યા, અથવા કોઈ હીંદુ કુટુંબનો મને. જર હોય તે ઠગાઈ કરે તેને પણ આ કલમ લાગુ પડે છે.

**વેશ લેઈને ઠગાઈ કરવાની શિક્ષા.**

૪૧૯. જે માણસ વેશ લેઈને ઠગાઈ કરે, તેને ત્રણ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ વારંટ નાકળે. | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય નહી | સેશન કોરટ, પરેસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૩ વરસ સુધી એમાના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|

**ઠગાઈ કરીને બદદાનતથી કાંઈ મીલકત અપાવવી.**

૪૨૦. કોઈ માણસ ઠગાઈ કરે, અને તેથી કરીને બદદાનતથી એમ કરે કે તે ફરેબ દીધેલો શખસ કાંઈ મિલકત કોઈ શખસને આપે, અથવા કાંઈ કીમતી દસ્તાવેજ અથવા સહી કે મોહોર કરેલી કાંઈ વસ્તુ જેનો કીમતી દસ્તાવેજ બની શકે તે આખી કે થોડી ઘણી બનાવે, ફેરવે, કે તેનો નાશ કરે, તો તે માણસને સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાય નહી | સેશન કોરટ, પરેસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૭ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

## દગાના ખતો તથા મિલકતની વ્યવસ્થા બાબત.

**માગનારાઓમાં વેંહેંચણ થતી અટકાવવાને માટે કાંઈ મીલકતનું બદદાનતથી અથવા દગલબાજીથી ખસેડવું અથવા છુપાવવું.**

૪૨૧. જે માણસ બદદાનતથી કે દગલબાજીથી કાંઈ મિલકત ખસેડે અથવા છુપાવે, અથવા પુરેપુરી કિંમત લીધા વીના કોઈ શખસને આપે, કે તેને નામે કરી આપે કે કરાવી આપે, એવા ઈરાદાથી કે તેમ કરીને પોતાના કે કોઈ બીજા શખસના માગનારાઓમાં તે મીલકત કાયદા મુજબ વેંહેંચાતી અટકે, અથવા તેમ કરવાથી તે વેંહેંચાતી અટકશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં, તો તે માણસને બે વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની સીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય | માંડોવાળી શકાય નહી | પરેસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૨ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બન્ને. |
|---|---|---|---|---|---|

કોઈનું કાંઈ લેહેણું કે માગણું હોય તે પોતાના માગનારાઓને મળતું તે માણસે બદદાનતથી અથવા દગલબાજીથી અટકાવવું.

૪૨૨. પોતાનું અથવા કોઈ બીજા શખસનું કાંઈ લેહેણું કે માગણું હોય, તે પોતાનું અથવા તે શખસનું કરજ અદા કરવામાં કાયદા મુજબ કામ આવતું જે માણસ બદદાનતથી અથવા દગલબાજીથી અટકાવે તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બનેની, સીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય નહી. | પરેસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૨ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|

કોઈના નામની કાંઈ મીલકત કરી આપવાના જે ખતમાં કિમતનો જિકર ખોટો લખ્યો હોય એવા ખતપર બદદાનતથી કે દગલબાજીથી સહી કરવી.

૪૨૩. જે ખત કે દસ્તાવેજ કાંઈ મીલકત અથવા તે માંહેલો કાંઈ હક કોઈ શખસના નામપર કરી આપવાની મતલબનો અથવા કાંઈ મિલકતમાંથી કે તે માંહેલા કાંઈ હકમાંથી કાંઈ રકમ અપાતી થાય એવી મતલબનો હોય, અને જેમાં તે નામપર કરી આપવાની અથવા તે રકમ અપાતી થવાની કીંમત બાબત, કે જે શખસ અથવા શખસોના ઉપયોગ અથવા લાભમાં તે ખત અથવા દસ્તાવેજનો અમલ થવાનો ખરેખર ઈરાદો કરયો હોય તે શખસ અથવા શખસો બાબત, કાંઈ ખોટો જીકર લખેલો હોય એવા કોઈ ખત કે દસ્તાવેજ પર જે માણસ બદદાનતથી અથવા દગલબાજીથી સહી કરે, અથવા એવુ ખત કે દસ્તાવેજ લખી આપે, અથવા લખી આપનાર કે લખાવી લેનાર થાય, તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની સીક્ષા કરવામાં આવશે

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ વાર ટ નીકળે. | જામીન લે ઈ શકાય | માંડીવાળી શકાયનહી | પરેસીડન્સી માજીસ્ટ્રેટ અથવા ૧લા અથવા ૨ જા વરગનો માજીસ્ટ્રેટ ઈનસાફ કરે. | ૨ વરસ સુધી ના માંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|

ટીકા.—કોઈ દેવાદાર પોતાના લેહેણદારોને ઠગવાને વાસ્તે બીજાને નામે કાંઈ મીલકત ખરીદ કરે અથવા કાંઈ રકમ ઉછીતી લીધો છે એવું જુઠું બતાવીને કાંઈ ગીરો કરી આપે, અથવા કોઈ હીંદુ કુટુંબનો મેનેજર હોયને એવું ખોટું બતાવે કે સરકારને કાંઈ રકમ દેવી છે તે માટે કાંઈ મીલકત બીજાને લખી આપે, વીગેરે હેવી જે જે હકીકતો કેહેવામાં આવે તે ઠગવાને સારૂ જુઠું બતાવે, તો તે આ કલમ પ્રમાણે ગુન્હો થાય.

કાંઈ મિલકતનું બદદાનતથી અથવા દગલબાજીથી ખસેડવું કે છુપાવવું.

૪૨૪. પોતાની અથવા બીજા કોઈ શખસની કાંઈ મીલકત જે માણસ બદદાનતથી અથવા દગલબાજીથી છુપાવે કે ખસેડે અથવા તે છુપાવવામાં કે ખસેડવામાં જે માણસ બદદાનતથી અથવા દગલબાજીથી મદદ કરે અથવા કાંઈ માગણા કે લેહેણાપર પોતાનો હક હોય તે જે માણસ બદદાનતથી કે દગલબાજીથી મુકી દે, તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાય નહી. | પરેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે | ૨ વરસ સુધીની બેમાંનાગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|

ટીકા—કોઈ ભાડુઆત પોતાના ઉપર ભાડાને વાસ્તે થયેલું હુકમનામું પોતાના ઉપર બજી શકે નહીં તેવી રીતે પોતાનો કાંઈ સામાન વીગેરે ખસેડેતો તે આ કલમ પ્રમાણે ગુન્હો છે.

## બીગાડ બાબત.

બિગાડ.

૪૨૫. લોકને અથવા કોઈ શખસને ગેરવ્યાજબી હાની અથવા નુકશાની કરવાના ઈરાદાથી, અથવા તેવી હાની કે નુકશાની પોતાથી થવાનો સંભવ છે એમ જાણીને, જે માણસ કાંઈ મિલકતનો નાશ કરે, અથવા કાંઈ મિલકતમાં કે તેની સ્થિતીમાં એવો કાંઈ ફેરફાર કરે કે તેથી તે મિલકતની કીમતનો અથવા ઉપયોગીપણાનો નાશ થાય અથવા તેની કીંમત કે ઉપયોગીપણું ઓછું થાય અથવા તેથી તે ઉપર નુકશાન ભરેલો અસર થાય તો તે માણસે "બીગાડ" કરયો એમ સમજવું.

ખુલાસો ૧ લો.—જે મિલકતને નુકશાન કરયું હોય અથવા જેનો નાશકરયો હોય, તે

મિલકતના ધણીને કાંઈ હાની અથવા નુકશાની કરવાનો ઈરાદો તે ગુન્હો કરનારે કરયો જોઈએ એવું કાંઈ બીગાડના ગુન્હામાં જરૂર નથી, અગર કાંઈ મિલકતને નુકશાન કરીને કોઈ પણ શખસને ગેરવ્યાજબી હાની અથવા નુકશાની કરવાનો તેનો ઈરાદો હોય, અથવા તેવી હાની કે નુકશાની પોતાથી થવાનો સંભવ છે એમ તેના જાણ્યામાં હોય, તો બસ છે, પછી તે મિલકત તે શખસની હોય કે નહી તોપણ

ખુલાસો ૨ જો—પોતાનીજ અથવા પોતાની સાથે બીજા શખસોના રાશ ખાતાની કાંઈ મિલકત બાબત પણ કાંઈ કામ કરીને તે કામ કરનાર તે કામથી બીગાડ કરી શકે.

દ્રષ્ટાંત.

(अ) झ ને ગેરવ્યાજબી હાની કરવાના ઈરાદાથી झ નો એક કીમતી દસ્તાવેજ अ ખુશીપુરવક બાળી નાખે, તો अ એ બીગાડ કરયો એમ સમજવું.

(ब) झ ને ગેરવ્યાજબી હાની કરવાના ઈરાદાથી झ ની એક બરફની વખારમાં अ પાણી દાખલ કરે, અને તેથી કરીને તે બરફ પીગળી જાય, તો अ એ બીગાડ કરયો એમ સમજવું.

(क) झ ને ગેરવ્યાજબી હાની કરવાના ઈરાદાથી झ ની એક વીંટી अ ખુશીપુરવક એક નદીમાં નાંખી દે, તો अ એ બીગાડ કરયો એમ સમજવુ.

(ड) માહારી પાસે झ ના આટલા રૂપીયા નીકળે છે તે અદા થવા સારૂ હુકમનામું બજીને માહારી મિલકત જપ્ત થવાની છે એમ अ ના જાણ્યામાં હોય, અને झ ને તે રૂપીયા મળતા અટકાવવાના તથા એમ કરીને झ ને નુકશાની કરવાના, ઈરાદાથી અગર अ તે મિલકત બાળી નાંખે, તો अ એ બીગાડ કરયો એમ સમજવુ.

(ई) अ એ એક વાહાણનો વીમા ઉતરાવ્યો છે, હવે વીમાવાળાઓને નુકશાની કરવાના ઈરાદાથી અગર अ તે વહાણને ખરાબાપર ચહડાવી દે, તો તેણે બીગાડ કરયો એમ સમજવુ.

(फ) झ એ એક વહાણપર જોખમી નાણાં ધીરયાં છે, તેને નુકશાની કરવાના ઈરાદાથી અગર अ તે વાહાણને ખરાબાપર ચહડાવી દે, તો अ એ બીગાડ કરયો એમ સમજવુ.

(ग) એક ઘોડો अ તથા झ એ બંનેની, રાશ ખાતાની મિલકત છે તે ઘોડાને अ ગોળી મારે એવા ઈરાદાથી કે તેમ કરીને झ ને ગેરવ્યાજબી હાની કરવી, તો अ એ બિગાડ કરયો એમ સમજવુ.

(ह) अ झ ના ખેતરમાં કેટલાએક ઢોરને મોકલે એવા ઈરાદાથી અથવા એવો સંભવ જાણીને કે તેથી झ ના પાકને નુકશાની થાય, તો अ એ બિગાડ કરયો એમ સમજવું.

ટીકા.—સરકારી ફી આપ્યા શીવાય ઉજડ જમીનમાં ઢોર ચરાવવા એ કાંઈ બીગાડ કરયો કેહેવાય નહી. ૫. મ. હા. કો. રૂલીંગ. ૩૦.

ફકત ઢોરને રખડતાં મુકયાં હોય અને તેથી કરીને ફરીયાદીને કાંઈ નુકશાન થાય, તો ફકત ઢોર રખડતાં મુકવાં એ વાતથી બીગાડ કરવાના તોહોમતમાં ગુન્હેગાર ઠરાવવાનો પુરાવો બસ ગણી શકાય નહીં. ૬ મ. હા. કો. રી. એ. ૩૬.

ફીયાદીને નુકશાન કરવાનો તોહોમતદારનો ઈરાદો હતો અથવા તેમ થવાનો સંભવ છે એવું તોહોમતદાર જાણતો હતો, એવું જ્યાં સુધી સાબીત થઈ શકે નહીં ત્યાં સુધી આ કલમ પ્રમાણે બીગાડનો ગુન્હો થઈ શકે નહીં. કાશીનાથ ઘોસ અને બીજા વીરૂધ દીનોબંધુ માઈટી ૧૧. વી. રી. ક્રી. ૬૨.

કોઈ શખ્સે સરકારી જમીન ભાડે રાખી હોય, અને તેને જે દર ઠરાવ્યો હોય તે દર આપ્યા શીવાય જો કોઈ પોતાના ઢોર ચરાવે તો તેણે આ કલમ પ્રમાણે બીગાડનો ગુન્હો કર્યો કહેવાય નહીં. પ. મ. હા. કો. રી. અ. ૨૯.

કોઈ શખ્સ કાંઈ વસ્તુ ચોરી જાય અને પછી તેનો નાશ કરે, તો ફકત તે એકજ ગુન્હો છે, એટલે કે ચોરીનો; પણ ચોરી અને બીગાડ એ બંનેનો ગુન્હેગાર ઠરાવી શકાય નહીં.

કોઇ શખ્સ પોતાની જમીન ઉપર કાંઈ પાણીનો વેહેળો બીજાની જમીન ઉપરથી લાવીને પોતાના ઉપયોગમાં લે, તો જો સામા શખ્સને તે વેહેળો પોતાનાજ ઉપયોગ વાસ્તે વાપરવાનો હક હોય, તો આ કલમ પ્રમાણે તોહોમતદાર બીગાડ કરવાના ગુન્હાનો ગુન્હેગાર ઠરે.

બિગાડ કરવાની સીક્ષા.

૪૨૬. જે માણસ, બિગાડ કરે, તેને ત્રણ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે નહીં. | પ્રથમ સમનની કલે | જામીન લેઈ શકાય | જે હાની અથવા નુકશાન થયું તે હાની અથવા નુકશાન માત્ર કોઈ ખાનગી માણસને થયું હોય તો માંડીવાળી શકાય. | કોઇ પણ માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૩ મહીનાસુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |

ટીકા.—કીયા ગુન્હા માંડી વાળી શકાય તેવા છે તેને વાસ્તે ક્રી. પ્રો. કોડની ક. ૩૪૫ જુઓ.

બિગાડ કરીને ૫૦ રૂપિયાની નુકશાની કરવી.

૪૨૭. જે માણસ બીગાડ કરે, અને તેથી પચાસ રૂપીઆની કે તેથી વધારેની હાની અથવા નુકશાની કરે. તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ સમાનીકલે. | જામીન લેઈ શકાય. | જે હાની અથવા નુકશાન થયું હોય તે હાની અથવા નુકશાન માત્ર કોઈ ખાનગી માણસને થયું હોય તો માંડીવાળી શકાય. | પ્રસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧લા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે | ૨ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |

ટીકા.—જુઓ પાછલી કલમની ટીકા.

દશ રૂપીયાની કીંમતના કોઈ જાનવરને મારી નાંખીને અથવા લંગડુલુલું; કરીને બીગાડ કરવો.

૪૨૮. દશ રૂપિયાની અથવા તેથી વધારે કીમતના કોઈ જાનવર અથવા જાનવરોને મારી નાખીને, અથવા ઝેહેર દઈને, અથવા લંગડાં લુલાં કરીને, અથવા નકામાં કરીને, જે માણસ બિગાડ કરે, તેને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારના કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાય નહી. | પરેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૨ વરસસુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |

ટીકા.—બીગાડની વાખ્યામાં જાણી જોઇને અથવા જેવા ઈરાદાથી નુકશાન કરવાનું અથવા નાશ કરવાનું બતાવ્યુંછે, તેવા પ્રકારનો નાશ અથવા નુકશાન કરવુ જોઈએ. વાઘ, રીંછ વીગેરે જે જંગલી જાનવરાને પાંજરામાં રાખ્યા હોય, તે પણ આ કલમ પ્રમાણે ગણવા જોઇએ.

ઢોર વગેરેને અથવા ૫૦ રૂપીયાના કીમતના કોઈ જાનવરને મારી નાંખીને અથવા લંગડુ લુલું કરીને બીગાડ કરવો.

૪૨૯. કોઈ હાથી, ઊંટ, ઘોડો, ખચ્ચર, ભેંસ, અથવા પાડો, ગોધો, ગાય, અથવા બળદ, એ જાનવરની પછી ગમે તે કીમત હોય તોપણ તેને, અથવા પચાસ રૂપિયાની કે તેથી વધારે કીંમતના કોઈ બીજાં જાનવરને મારી નાંખીને, ઝેહેર દઈને, લંગડુ લુલું કરીને, અથવા નકામુ કરીને, જે માણસ બિગાડ કરે, તેને પંચ વરસની મુદત સુધીના બેમાંના ગમે તે પ્રકારનો કેદનો, અથવા દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાયનહી | સેશન કોર્ટ, પરેસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૫ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |

ટીકા—ગોધો, ગાય અથવા બળદ એ શબ્દોમાં વાછરડાનો સમાસ થતો નથી, અને તેથી કરીને જો રૂ૫૦) ના કીમતનું ના હોય, અને તેનો નાસ કર્યો હોય તો કલમ ૪૨૬ અથવા કલમ ૪૨૮ પ્રમાણે તની કીમતના પ્રમાણે શિક્ષા થઈ શકે.

પાણી સીંચવાના કામોને નુકસાન

૪૩૦. ખેતીવાડીનાં કારણસર, અથવા માણસોનાં અથવા જે જનાવરો કોઈની મિલકત હોય એવા જાનવરોના ખાવા પીવાનાં કારણસર

'શાન કરીને અથવા ગેરવ્યાજબી રીતે પાણીનો રસ્તો બદલી બીગાડ કરવો.

અથવા સ્વચ્છતાના કારણસર, 'અથવા કોઈ કારખાનાનું કામ ચલાવવાના કારણસર; પોંહોચતુ પાણી જેથી ઓછું થાય, અથવા જેથી તે ઓછું થવાનો સંભવ પોતાને માલમ હોય, તેવુ કાંઈ કામ કરીને જે માણસ બિગાડ કરે, તે માણસને પાંચ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી | સેશન કોરટ, પરેસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૫ વરસ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને |

ટીકા—ફરીયાદીની જમીન ઉપર થઈ કોઈ પાણીનો વેહેળો જતો હોય અને તેને તોહોમતદાર પોતાની જમીનમાં વાળી લાવે, તો એમાં જો તોહોમતદાર એમ જાણતો હોય કે તે પાણી લેવાનો ફરીયાદીનો હક છે અને તેના હકને નુકશાન પહોંચશે, તો ક. ૪૨૫ પ્રમાણે તોહોમતદારે બીગાડ કરયો એમ સમજવું.

કોઈ સરીયામ રસ્તાને, પુલને, અથવા નદીને, નુકશાન કરીને બીગાડ કરવો.

૪૩૧. કોઈ સરિયામ રસ્તો, પુલ, નોકાગમ્ય નદી, અથવા નોકાગમ્ય નેહેર; પછી તે કૃત્રિમ હોય કે અકૃત્રિમ, તે જેથી અગમ્ય થાય અથવા મુસાફરી કરવાને કે માલ લઈ જવાને ઓછી સલામતી ભરેલી થાય, અથવા જેથી તે તેવી થવાનો સંભવ પોતાના જાણ્યામાં હોય, તેવુ કાંઈ કામ કરીને જે માણસ બીગાડ કરે, તે માણસને પાંચ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય નહી નહી. | સેશન કોરટ, પરેસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે | ૫ વરસ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |

નુકશાની થાય એવી રીતે કોઈ સરીયામ ગટરને રેલાવીને અથવા બંધ કરીને બીગાડ 'કરવો.

૪૩૨. જેથી કોઈ શરિયામ ગટરમાથી પાણી રેલાઈ જાય, અથવા તે ગટર બંધ થઈ જાય, અને તેથી 'નુકશાન કે હાની પણ થાય, અથવા જેથી તેમ થવાનો સંભવ પોતાના જાણ્યામાં હોય એવું કાંઈ કામ કરીને જે માણસ બિગાડ કરે, તે માણસને પાંચ 'વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાય. નહી. | સેશન કોરટ, પરેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૫ વરસ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|

કાંઈ દાંડીનો દીવો અથવા દરીયાઈ નીશાણી હોય તેનો નાશ કરીને તેને ખસેડીને, અથવા ઓછી ઉપયોગી કરીને, અથવા ઓટી રેશની બતાવીને બીગાડ કરવો.

૪૩૩. કાંઈ દાંડીનો દીવો અથવા બીજી રોશની દરિયાની નિશાણી દાખલ કામમાં આવતી હોય, અથવા કાંઈ દરિયાઈની નિશાણી અથવા બોયું; અથવા વહાણ ચલાવનારાઓને સુચના દાખલ મુકેલી બીજી કાંઈ વસ્તુ હોય, તેનો નાશ કરીને અથવા તેને ખસેડીને, અથવા જેથી તે દાંડીનો દીવો, દરીયાની નિશાણી, બોયું, અથવા ઉપર લખેલા પ્રકારની બીજી વસ્તુ વહાણ ચલાવનારાઓને સુચના દાખલ ઓછી ઉપયોગી થઈ પડે એવુ કાંઈ કામ કરીને, જે માણસ બીગાડ કરે, તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે, | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય નહી | સેશન કોરટ ઈનસાફ કરે. | ૭ વરસસુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|

સરકારી અખત્યારથી ઉભી કરેલી કાંઈ જમીનની નીશાણીનો નાશ કરીને, તેને ખસેડી વગેરે કરીને બીગાડ કરવો.

૪૩૪. કોઈ સરકારી નોકરના અખત્યારથી ઉભો કરેલી કાંઈ જમીનની નીશાણીનો નાશ કરીને અથવા તેને ખસેડીને, અથવા જેથી તે જમીનની નીશાણી જમીનની નીશાણી દાખલ ઓછી ઉપયોગી થઈ પડે એવુ કાંઈ કામ કરીને, જે માણસ બીગાડ કરે, તે માણસને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલસી પકડી શકે નહી. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય નહી | પરેસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧લા અથવા ૨ જા વરગનો મા. ઈનસાફ કરે | ૧ વરસ સુધીની બેમાંના ગમેતે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|

૧૦૦ રૂપીયાની નુકશાની ક

૪૩૫. જો કોઈ માણસ આગનીથી અથવા અવાજ સાથે ફુટે એવા કાંઈ પદારથથી બીગાડ કરે, અને તેથી કાંઈ મીલકતને સો અથ

*કરવાના ઈરાદાથી આગી વડે અથવા અવાજ સાથે ફુટે એવા કાંઈ પદારથ વડે બીગાડ કરવો.*

વા વધારે રૂપીયાની અથવા (જ્યારે મિલકત ખેતરમાં ઉત્પન્ન થયેલો માલ હોય ત્યારે) દશ અથવા વધારે રૂપીયાની નુકશાની કરવાનો તેનો ઈરાદો હોય અથવા તેથી તેટલી નુકશાની થશે એવો સંભવ છે એમ તે જાણતો હોય, તો તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય નહીં | સેશન કોરટ ઈનસાફ કરે. | ૭ વરસ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |

*કાંઈ ઘરવગેરેનો નાશ કરવાના ઈરાદાથી અગ્નીવડે અથવા અવાજ સાથે ફુટે એવા પદારથ વડે બીગાડ કરવો.*

૪૩૬ જો કોઈ માણસ અગ્નીથી અથવા અવાજ સાથે ફુટે એવા કાંઈ પદારથથી બીગાડ કરે, અને તેથી જે ઈમારત ઘણું કરીને પુજાના ઠેકાણા દાખલ, અથવા માણસના રહેવાના ઠેકાણા દાખલ, અથવા માલ ભરવાના ઠેકાણા દાખલ, વપરાતી હોય, એવી કોઈ ઈમારતનો નાશ કરવો એવો તેનો ઈરાદો હોય, અથવા તેથી તેનો નાશ થશે એવો સંભવ છે એમ તે જાણતો હોય, તો તે માણસને જીવતાં સુધી સમુદ્ર પારની, અથવા દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય નહી | માંડીવાળી શકાય નહી. | સેશન કોરટ ઈનસાફ કરે. | જીવતાં સુધી સમુદ્રપાર અથવા ૧૦ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ |

ટીકા.—રેહેવાંના ઘરનો નાશ કરવાના ઈરાદાથી અગ્નીવડે બીગાડ કરવાનાં તોહોમતમાં એવુ સાબીત કરવું જોઈએ કે ફકત નાશ કરવાનો ઈરાદો હતો એટલુંજ નહી પણ મનુષને રેહેવાના ઘરનો નાશ કરવાનો ઈરાદો હતો. રાણી વીરૂધ દરબાર ગોલા.

*તુતકવાળા વહાણને અથવા ૨૦ ટનના ભારને વહાણનો નાશ કરવાના ઈરાદાથી અથવા તેવા વહાણને જોખમ ભરેલું કર*

૪૩૭. કોઈ તુતકવાળાં વહાણને અથવા વીશ ટનનાં કે તેથી વધાર ભારનાં વાહાણને, જો કોઈ માણસ બીગાડ કરે, અને તેથી તે વાહાણનો નાશ કરવાનો અથવા તેને જોખમ ભરેલું કરવાનો તે માણસનો ઈરાદો હોય, અથવા તેથી તે વહાણનો નાશ થશે અથવા તે જોખમ ભરેલું થશે એવો સંભવ છે એમ તે જાણતો હોય, તો તે માણસને દશ વરશની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને લાયક થશે.

વાના ઈરાદાથી બગાડ કરવો.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી. | સેશન કોરટ ઈનસાફ કરે. | ૧૦ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

છેલી કલમમાં બ્યાન કરેલો બીગાડ આગની વડે, અથવા અવાજ સાથે ફુટે અથવા કાંઈ પદારથ વડે કરવાની શીક્ષા.

૪૩૮. ઉપલી કલમમાં જે બીગાડનું બ્યાન કરયુંછે એવા બીગાડ જે માણસ આગની વડે કે અવાજ સાથે ફુટે એવા કાંઈ પદારથ વડે કરે અથવા કરવાની કોશીશ કરે, તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દશ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીશ પકડીશકે | પ્રથમવારંટ નીકળે. | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળીશકાય નહી | સેશન કોરટઈનસાફ કરે. | જીવતાં સુધી સમુદ્રપાર અથવા ૧૦ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

ચોરી વીગેરે કરવાના ઈરાદાથી વાહાણને જમીનપર કે કીનારાપર ચઢાવી દેવું તેની શિક્ષા.

૪૩૯. કોઈ વાહાણમાં જે કાંઈ માલ હોય તે માલની ચોરી કરવાના ઈરાદાથી, અથવા તે માલનો બદદાનતથી ખોટો ઉપયોગ કરવાના ઈરાદાથી, અથવા તે માલની ચોરી કે ખોટો ઉપયોગ કરવામાં આવે એવા ઈરાદાથી, જે માણસ જાણી જોઈને તે વાહાણને જમીનપર અથવા કીનારાપર ચઢાવી દે, તે માણસને દસ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમવારંટ નીકળે. | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી. | સેસન કોરટ ઈનસાફ કરે. | ૧૦ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

મોત અથવા બ્યથા કરવાની તઈયારી કરીને બી

૪૪૦. કોઈ શખશનું મોત આણવાની, અથવા કોઈને બ્યથા કરવાની, કે ગેરબાજબી અટકાવ કરવાની, અથવા મોતનો, બ્યથાનો, કે ગેરબાજબી અટકાવનો ભય ઉત્પન્ન કરવાની, તઈયારી કરીને જે માણસ

બીગાડ કરવો. — બીગાડ કરે, તે માણસને પાંચ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય નહીં. | માંડીવાળી શકાય નહીં. | સેશન કોરટઈનસાફ કરે. | ૫. વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

## સાપ્રાધ પ્રવેશ.

સાપ્રાધ પ્રવેશ. — ૪૪૧. જે શખ્સના કબજામાં કાંઈ મીલકત હોય તે શખ્સને ધમકી દેવાના, તેનો તિરસ્કાર કરવાના, અથવા તેને દુઃખ આપવાના ઈરાદાથી, અથવા કાંઈ ગુન્હો કરવાના ઈરાદાથી, તે મિલકત મધ્યે અથવા તે ઉપર જે માણસ પ્રવેશ કરે; અથવા તે મીલકત મધ્યે કે તે ઉપર કાયદા મુજબ પ્રવેશ કરયા પછી, તેવા કોઈ શખ્સને ધમકી દેવાના, તેનો તિરસ્કાર કરવાના, અથવા તેને દુઃખ આપવાના ઈરાદાથી, અથવા કાંઈ ગુન્હો કરવાના ઈરાદાથી, જે માણસ કાયદા વિરૂધ ત્યાં રેહે તે માણસે સાપ્રાધ પ્રવેશ કરયો એમ સમજવું.

ટીકા.—જે માણસનો ઘર ઉપર ખરે ખરો કબજો હોય તેવા માણસને હેરેસમેન્ટ આપવી, અપમાન કરવું અથવા હરકત કરવી જોઈએ. ઈશરચંદર કરમાકર વીરૂધ સીતળદાસ વતર ૧૭ વી. રી. ૪૭.

કોઈ માછી શુદ્ધબુદ્ધિમાં એમ ધારતો હોય કે અમુક જગોએથી કાંઈ પણ ભાડું આપ્યા શીવાય માછલાં પકડવાનો હક છે, અને પછી તે જગોએ જાયતો તે ક. ૪૪૧ પ્રમાણે કાંઈ સાપરાધ પ્રવેશ કેહેવાય નહીં.

કોઈ શખ્સ ટીકેટ લીધા વીના છાનો માનો કોઈ સંગ્રહસ્થાનના મકાનમાં પેશી જાય, અને ત્યાં તેને કોઈ પકડે, તો ક. ૪૪૧ માં બતાવેલા જે ઈરાદા છે તેમાંનો કોઈ પણ તે શખ્સમાં ના હોયતો, તે સાપરાધ પ્રવેશ કેહેવાય નહીં. રાણી વીરૂધ મેહેરવાનજી બેજનજી. ૧ મું. હા. કો. રી. ક્રી.

આ કલમમાં બતાવેલા કૃત્યોમાંનું કોઈ પણ કૃત્ય કરવાના ઈરાદાથી પ્રવેશ કરવો જોઈએ અને વળી તે પ્રવેશ સ્પષ્ટ રીતે અથવા ગરભિત રીતે માલેકની મરજી ઉપરાંત કરવો જોઈએ; જેમકે કોઈ શખ્સ બીજા શખ્સના ઘરમાં પઈશા ચોરવાને સારૂ અથવા તેની છોકરીને લઈ જવા સારૂ, જાય, તો આ ઠેકાણે તેનું કૃત્ય કરવાનું છે તે ગેર કાયદેસર છે, તે ઉપરથીજ એવો અનુમાંન થઈ શકે કે માલેકની મરજી ઉપરાંત પ્રવેશ કરવામાં આવ્યો છે,

સરકારી ઉજડ જમીન પરવાનગી શીવાય કોઈ ખેડુત ખેડતો હતો, તો આ હકીકતથી કાંઈ સાપરાધ ગુન્હો નથી; કેમકે ક. ૪૪૧મીમાં બતાવેલા કોઈ પણ ઈરાદા પ્રમાણે તે જમીનમાં તેહોમતદાર પેઠા નહોતો.

કોઈ બીજા શખ્સના કબજામાં જમીન હોય તો પણ, પોતાના હકની તે વીશે ખાત્રી

કરી આપવા કોઈ શખ્સ તે જમીન પોતાની છે એમ શુદ્ધબુદ્ધિમાં માનીને તેમાં પ્રવેશ કરે તો આ કલમ પ્રમાણે સાપરાધ પ્રવેશ નથી, કેમકે તેમાં કોઈ પ્રકારનો, ધાસ્તી આપવાનો, અથવા અપમાન કરવાનો અથવા હરકત કરવાનો કાંઈ ઈરાદો નહોતો.

ખરો માલેક હોય અને તેને પ્રવેશ કરવાનો હક હોય, તો પોતાની જમીન ઉપર પ્રવેશ કરવાને વાસ્તે નુકશાનીનો જવાબદાર નથી. પણ જો કોઈ શખ્સ કાયદેસર રીતે તે જમીનમાં આવ્યો હોય અને તેમને હાંકી કહાડે અથવા એવી રીતે કાંઈ અડચણ કરે તો, પોતાના પ્રવેશને વાસ્તે જવાબદાર થાય છે.

ગ્રહપ્રવેશ. ૪૪૨. કાંઈ ઈમારત, તંબુ, અથવા વાહાણ, જે માણસને રેહેવાનાં ઠેકાણાં દાખલ વપરાતું હોય તેમાં, અથવા કાંઈ ઈમારત પુજાસ્થાન અથવા માલ રાખવાનાં ઠેકાણાં દાખલ વપરાતી હોય તેમાં પેશીને અથવા તે મધ્યે રહીને જે માણસ સાપરાધ પ્રવેશ કરે, "તેણે ગ્રહ પ્રવેશ કર્યો" એમ સમજવું.

ખુલાસો—પેસવામાં તે સાપરાધ પ્રવેશ કરનારના શરીરનાં કાંઈ પણ ભાગનો પ્રવેશ થાય, તો ગ્રહપ્રવેશ થવામાં તેટલો પ્રવેશ બસ છે.

**ટીકા.**—કોઈ શખ્સ છીનાળું કરવાને કોઈના ઘરમાં પેશે તો તેણે આ કલમ પ્રમાણે ગ્રહપ્રવેશ કરયો એમ કેહેવાય, જો કોઈ કુંવારી છોકરી સાથે આડોવ્યવહાર ચલાવવાનો તેનો ઈરાદો હોય. ૮ મ. હા. કો. રી. એ. ૬.

અનાજ ભરવાને કાંઈ મોટી ગોળ પરાળની બનાવેલી વસ્તુ હોય તેમાં ઉપર એક ઢાકું હોય અને તે વસ્તુને ઘરના પાછળના ભાગમાં મુકી છાંડી હોય, તો તેવી વસ્તુ આ કલમનાં અરથ પ્રમાણે કાંઈ "માલ રાખવાના ઠેકાણાં" જેવી ગણાય નહીં.

ગુપ્ત ગ્રહપ્રવેશ. ૪૪૩. કોઈ માણસ ગ્રહપ્રવેશ કરે, અને તેણે આગળથી એવી તદબીર કરી હોય કે જે ઈમારત, તંબુ, અથવા વાહાણ તે પ્રવેશનું સ્થાન હોય તે મધ્યે તે પ્રવેશ કરનારને જતો બંધ કરવાનો અથવા તે મધ્યેથી તેને બાહાર કાહાડી મુકવાનો જેનો હક હોય એવા કોઈ શખ્સથી તે ગ્રહપ્રવેશ છાનો રેહે, તો તે માણસે "ગુપ્ત ગ્રહપ્રવેશ" કરયો એમ સમજવું.

રાતે ગુપ્ત ગ્રહ પ્રવેશ. ૪૪૪. સુર્યનો અસ્ત થયા પછી તથા સુર્યનો ઉદય થતાં પેહેલાં જે માણસ ગુપ્ત ગ્રહપ્રવેશ કરે, "તેણે રાતે ગુપ્ત ગ્રહપ્રવેશ" કરયો એમ સમજવું.

ઘર ફોડવું. ૪૪૫. કોઈ શખ્સ ગ્રહપ્રવેશ કરે, તે અગર તે ઘર મધ્યે અથવા તેના કોઈ પણ ભાગ મધ્યે પોતાનો પ્રવેશ નીચે બયાન કરેલા છ પ્રકારોમાંના કોઈ પણ પ્રકારે; અથવા ત્યાંહાં કોઈ ગુન્હો કરવાના કારણસર તે ઘર મધ્યે અથવા તેના કોઈપણ ભાગ મધ્યે ગયા પછી, અથવા તે મધ્યે કાંઈ ગુન્હો કરી રહ્યા પછી, અગર તે શખ્સ તે ઘર મધ્યેથી અથવા તેના કોઈ પણ ભાગ મધ્યેથી તે છ પ્રકારોમાંના કોઈ પણ પ્રકારે બાહાર નિકળે, તો તે શખ્સે "ઘર ફોડવાનો ગુન્હો" કરયો એમ સમજ

૫ તે પ્રકારોની વીગતઃ—

પહેલા—તે ગ્રહપ્રવેશ કરવા સારૂ પોતેજ જે રસ્તો કરયો હોય, અથવા તે ગ્રહપ્રવેશ મધ્યે મદદગારી કરનારા કોઈ માણસે જે રસ્તો કરયો હોય, એવે રસ્તે થઈને અગર તે માં હે પેસે, અગર બહાર નીકળે, તો.

બીજો—પોતે અથવા તે ગુન્હામાં મદદગારી કરનાર કોઈ માણસ એ સીવાય બીજા કોઈ શખસે માણસને પેસવા માટે કરયો નહી હોય એવે કોઈ રસ્તે થઈને અગર તે માંહે પેસે અથવા બાહાર નીકળે, અથવા કોઈ ભીંત અથવા કોઈ ઈમારતપર સીડીથી અથવા બીજી રીતે ચહડી જઈને જે રસ્તો હાથ લાગે એવે કોઈ રસ્તે થઈને અગર તે માંહે પેસે અથવા બાહાર નીકળે, તો

ત્રીજો—ગ્રહપ્રવેશ કરવા માટે, તે ઘર મધ્યે રહેનારા માણસે જે સાધનવડે કાંઈ રસ્તો ઉઘાડવાનો ઈરાદો રાખ્યો નહી હોય એવા કાંઈ સાધન વડે, પોતે અથવા તે ગ્રહપ્રવેશમાં મદદગારી કરનારા કોઈ શખસે જે રસ્તો ઉઘાડ્યો હોય એવે કોઈ રસ્તે થઈને અગર તે માંહે પેસે અથવા બાહાર નીકળે, તો

ચોથો.—તે ગ્રહપ્રવેશ કરવા માટે અથવા કાંઈ ગ્રહપ્રવેશ કરયા પછી તે ઘરમાંથી બાહાર નીકળવા માટે, અગર તે કાંઈ કળ ઉઘાડીને માંહે જાય અથવા બાહાર નીકળે, તો

પાંચમો.—સાપરાધ બળ વાપરીને, અથવા હુમલો કરીને, અથવા કોઈ શખસને હુમલાનો ડર દેખાડીને અગર તે માંહે જાય અથવા બાહાર નીકળે, તો.

છઠો.—જે રસ્તેથી કોઈ એ પ્રમાણે આવે જાય નહી એટલા માટે તે બંધ કરેલો છે એમ તે જાણતો હોય, તથા જે રસ્તાને પોતેજ અથવા તે ગ્રહપ્રવેશમાં મદદગારી કરનાર કોઈ શખસે ઉઘાડેલો છે એમ તે જાણતો હોય એવા કોઈ રસ્તે થઈને અગર તે માંહે જાય અથવા બાહાર નિકળે, તો

ખુલાસો—કાંઈ ઉપગ્રહ અથવા ઈમારત કોઈ ઘરની સાથેજ ઉપભોગમાં આવતી હોય, અને તે ઉપગ્રહ તથા ઘર એઓની વચ્ચે બીજે કેથા ન જતાં એકમાંથી બીજામાં જવાનો રસ્તો હોય, તો તે ઉપગ્રહને તે ઘરનો આ કલમના અરથ પ્રમાણેનો ભાગ સમજવો.

દ્રષ્ટાંત.

(अ) झ ના ઘરની ભીંતમાં એક ખાતર પાડીને તે બાકાં મધે પોતાનો હાથ ઘાલીને અગર अ ગ્રહપ્રવેશ કરે, તો તે ઘર ફોડવાનો ગુન્હો સમજવો.

(ब) અગર કોઈ વાહાણનાં બે તુતકોની વચ્ચેની એક બારીમાંથી ગુસીને अ ગ્રહપ્રવેશ કરે, તો તે ઘર ફોડવાનો ગુન્હો સમજવો.

(क) અગર એક બારીથી झ ના ઘરમાં પેશીને अ ગ્રહપ્રવેશ કરે, તો તે ઘર ફોડવાનો ગુન્હો સમજવો.

(ड) અગર કોઈ દરવાજો બંધ કરેલો હોય તે ઉઘાડીને झ ના ઘરના દરવાજામાંથી झ ના ઘરમાં પેશીને अ ગ્રહપ્રવેશ કરે, તો તે ઘર ફોડવાનો ગુન્હો સમજવો.

(इ) એક દરવાજા મધ્યે કાણું છે તે કાણા મધ્યે એક તાર ઘાલીને તે દરવાજાની આગળી ઉઘાડી નાખીને અગર તે દરવાજામાંથી झ ના ઘરમાં પેશીને अ ગ્રહપ્રવેશ કરે, તો તે ઘર ફોડવાનો ગુન્હો સમજવો.

(फ) म थी પોતાના ઘરના દરવાજાની કુંચી ખોવાઈ ગઈ છે તે અગર अ ને જડે, અને તે કુંચી વડે દરવાજો ઉઘાડીને म ના ઘરમાં પેશીને अ ગ્રહપરવેશ કરે; તો તે ઘર ફોડવાનો ગુન્હો સમજવો.

(ग) म પોતાના દરવાજામાં ઉભો છે તેને નીચે પાડી નાખીને જબરાઈથી अ રસ્તો કરે, અને ઘરમાં પેશીને ગ્રહપરવેશ કરે, તો તે ઘર ફોડવાનો ગુન્હો સમજવો.

(घ) म य નો દરવાન છે, ને य ના દરવાજામાં ઉભો છે, તેને મારવાનો ડર દેખાડીને સામા થતો અટકાવીને અગર अ તે ઘરમાં પેશીને ગ્રહપ્રવેશ કરે, તો તે ઘર ફોડવાનો ગુન્હો સમજવો.

ટીકા.—કોઈ શખ્સ કોઈ ઘરમાં ઉઘાડા બારણેથી પેશીને જાય, અને પછીથી અંદરના ઘરનું કાંઈ તાળું તોડે અથવા બારણું ઉઘાડે, તો તે પણ ઘર ફોડ્યું કહેવાય.

કોઈ દીવાલ ઉપર ચઢીને કોઈ શખ્સ રાત્રે કોઈ ઘરમાં જાય તો આ કલમ પ્રમાણે રાત્રે ઘર ફોડયું કહેવાય. રાણી વીરૂધ ઈમામઅલી. ૨ વી. રી. ક્રી. ૬૫.

કોઈ દુકાનનું બારણું તોડેલું માલમ પડે, તો તેમાં "રાતરે ઘર ફોડવા" ના તોહોમત પ્રમાણે ગુન્હેગાર ઠરાવી શકાય. રાણી વીરૂધ કેતારામ બોનસી ૪. વી. રી. ૧૯ ક્રી.

રાતે ઘર ફોડવું.

૪૪૬. જે માણસ સુરજનો અસ્ત થયા પછી તથા સુરજનો ઉદય થતાં પહેલાં ઘર ફોડવાનો ગુન્હો કરે, તેણે "રાતે ઘર ફોડવાનો ગુન્હો" કરયો એમ સમજવું.

સાપરાધ પ્રવેશની શિક્ષા.

૪૪૭. જે માણસ સાપરાધ પરવેશ કરે, તેને ત્રણ મહીનાની મુદત સુધીની એમાંના ગમે તે પરકારની કેદની, અથવા પાંચસે રૂપીઆ સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ સમન નીકળે. | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાય. | કોઈ પણ માજીસ્ટરેટ ઈનસાફ કરે | ૩ મહીના સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા રૂ૫૦૦ નો દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|

ટીકા.—કોઈની મીલકતમાં પેશીને વળી તેની સાથે ઝાડ કાપે, તો તે પણ સાપરાધ પ્રવેશ છે. રાણી વીરૂધ જીનુતબીબી. ૧ વી. રી. ક્રી. ૪૬.

કોઈ જાહેર નદી હોય, તેના એક ભાગમાં માછલાં પકડવાનો હક હોય તેવા હકનો ભંગ કરવો એ આ કલમ પ્રમાણે પ્રવેશનો ગુન્હો નથી, રાણી વીરૂધ ચારૂ જઈયા. ઈ. લા. રી. ૨ કલકત્તા. ૩૫૪.

કોઈ સબોરડીનેટ કલેકટરે કોઈ ખેડુતને સરકારી જમીન નહીં ખેડવાનો હુકમ કરેલો તે છતાં ખેડી હતી, તેમાં હાઈ કોરટે શીક્ષા મંજુર રાખી.

કોઈ બીજા શખ્સના કબજામાં હોય એવી જમીન ઉપર કોઈ શખ્સ જોર જુલમથી જાય, અને પછી તેના ઉપર કાંઈ મકાન બાંધે અથવા એવી બીજી રીતે કબજાવાળા શખ્સને હરકત કરે તો તે ક. ૪૪૧ પરમાણે સાપરાધ પરવેશનો ગુન્હેગાર ગણી શકાય; રાણી વીરૂધ રા

મ. મુંબાઈ અંક. ૭ વી. રી. ક્રી. ૨૯.

કીધા ગુન્હા માંડીવાળી શકાય તેવા છે તેને વાસ્તે ક્રી. પ્રો. કોડની ક. ૩૪૫ જુઓ.

ગ્રહપ્રવેશની શિક્ષા.

૪૪૮. જે માણસ ગ્રહપ્રવેશ કરે, તેને એક વરસની મુદત સુધીની એમાંના ગમે તે પરકારની કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય. | કોઈ પણ માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૧ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા રૂ૧૦૦૦) દંડ અથવા બંને. |

માતની શિક્ષા થઈ શકે એવો કોઈ ગુન્હો કરવા સારૂ ગ્રહપરવેશ.

૪૪૯. માતની શિક્ષા થઈ શકે એવો કોઈ ગુન્હો કરવા સારૂ જે માણસ ગ્રહપરવેશ કરે, તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દસ વરસની મુદત સુધીની સખત કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી. | સેશન કોરટ ઈનસાફ કરે. | જીવતાં સુધી સમુદ્રપાર અથવા ૧૦ વરસ સુધીની સખત કેદ તથા દંડ. |

જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા થઈ શકે એવો કોઈ ગુન્હો કરવા સારૂ ગ્રહપરવેશ કરવો.

૪૫૦. જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા થઈ શકે એવો કોઈ ગુન્હો કરવા સારૂ જે માણસ ગ્રહપરવેશ કરે, તે માણસને દસ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પરકારની કેદની, શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમવારંટ નીકળે. | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાયનહી | સેશન કોરટ ઈનસાફ કરે. | ૧૦ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |

કેદની શિક્ષા થઈ શકે એવો કોઈ ગુન્હો કરવા સારૂ ગ્રહપરવેશ કરવો.

૪૫૧. કેદની શિક્ષા થઈ શકે એવો કોઈ ગુન્હો કરવા સારૂ જે માણસ ગ્રહપ્રવેશ કરે તે માણસને બે વરસની મુદત સુધીની એમાંના ગમે તે પરકારની કેદની, શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર ચોરીનો ગુન્હો કરવાનો ઈરાદો કરયો હોય, તો તે કેદની મુદત સાત વરસ સુધીની થઈ શકે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાય નહી. | કોઈ પણ માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૨ વરસ સુધી એમાંના ગમતે પ્રકારની કેદ તથા દંડ. |
| અગર તે ગુન્હો ચોરીનો હોય તો. | જામીન લેઈ શકાય નહી, બાકી ઉપર પ્રમાણે. | | | સેશન કોરટ, પરેસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૭ વરસ સુધીનો એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |

કોઈ શખ્સને વ્યથા કરવાનો તઈયારી કરયા પછી ગ્રહપરવેશ કરવો.

૪૫૨. કોઈ શખ્સને વ્યથા કરવાની, અથવા કોઈ શખ્સની ઉપર હુમલો કરવાની, અથવા કોઈ સખ્સને ગેરવ્યાજબી રીતે અટકાવવાનો અથવા કોઈ શખ્સને વ્યથા, હુમલા, અથવા ગેરવ્યાજબી અટકાવવાનો ભય ઉત્પન્ન કરવાની તઈયારી કરીને જે માણસ ગ્રહપરવેશ કરે, તે માણસને સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પરકારનો કેદની, શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી. | સેશન કોરટ, પરેસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૭ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |

ટીકા.—ખોટું વારંટ લેઈ કોઈ શખ્સને તેના ઘરમાંથી પકડવામાં આવે તો આ કલમ પરમાણે તે શખ્સને ખોટો અટકાવ કરી ગ્રહપરવેશ કરવાનું તોહોમત આવે. રાણી વીરુધ નંદમોહન સીરકાર. ૧૨ વી. રી. કી. ૭૩.

ગુપ્ત ગ્રહપરવેશ કરવો, અથવા ઘર ફોડવું, તેની શિક્ષા.

૪૫૩. જે માણસ ગુપ્ત ગ્રહપરવેશ કરે, અથવા ઘર ફોડવાનો ગુન્હો કરે, તે માણસને બે વરસની મુદત સુધીની એમાંના ગમે તે પરકારનો કેદની, શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી | પરસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૨ વરસ સુધી એમાંના ગમેતે પ્રકારની કેદ તથા દંડ. |

**કેદની શીક્ષા થઈ શકતી હોય એવો કોઈ ગુન્હો કરવા સારૂ ગુપ્ત ગ્રહપરવેશ કરવો અથવા ઘર ફોડવું**

૪૫૪. કેદની શિક્ષા થઈ શકતી હોય એવો કોઈ ગુન્હો કરવા સારૂ જે માણસ ગુપ્ત ગ્રહ પરવેશ કરે, અથવા ઘર ફોડવાનો ગુન્હો કરે; તે માણસને ત્રણ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પરકારની કેદની, શિક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર ચોરીનો ગુન્હો કરવાનો ઈરાદો કરયો હોય; તો તે કેદની મુદત દસ વરસ સુધીનો થઈ શકે.

| વગર વીરંટે પોલીસ પકડી શકે | પ્રથમ વારંટ નાકળે. | જામીન લઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી | સેશન કોરટ, પરેસીડન્સી માજીસ્ટરટ અથવા ૧ લા અથવા ર જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૩ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|
| અગર તે ગુન્હો ચોરીનો હોય તો. | ઉપર પ્રમાણે. | | | | ૧૦ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |

ટીકા.—કોઈ માણસ રાતરે રેહેવાના ઘરમાં ફાડીને પેસે અને તેમાંથી કાંઈ મીલકત ચોરે, તો ગુન્હો એકજ પુરે પુરો થયો છે, અને તેથી કરોને એકજ ગુન્હાની માફક તેની વ્યવસ્થા થાય. રાણી વીરૂધ તોનાઉકોમ. ૨ બી. રી. ક્રી. ૯૩.

**કોઈ શખસને વ્યથા કરવાની તઈયારી કરીને ગુપ્ત ગ્રહપરવેશ કરવો અથવા ઘર ફોડવું.**

૪૫૫. કોઈ શખસને વ્યથા કરવાની, અથવા કોઈ શખસની ઉપર હુમલો કરવાની, અથવા કોઈ શખસને ગેરવ્યાજબી રીતે અટકાવવાની અથવા કોઈ શખસને વ્યથા, હુમલા, અથવા ગેરવ્યાજબી અટકાવનો ભય ઉતપન્ન કરવાની, તઈયારી કરીને જે માણસ ગુપ્ત ગ્રહપરવેશ અથવા ઘર ફોડવાનો ગુન્હો કરે, તે માણસને દસ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પરકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે | જામીન લઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી. | સેશન કારટ, પરસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે | ૧૦ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

**રાતે ગુપ્ત ગ્રહપ્રવેશ કરવો અથવા ઘર ફોડવુ, તેની સીક્ષાં.**

૪૫૬. જે માણસ રાતે ગુપ્ત ગ્રહપ્રવેશ કરે, અથવા રાતે ઘર ફોડવાનો ગુન્હો કરે, તે માણસને ત્રણ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| અગર વારંટ પોલીસ પકડી શકે નહી. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય નહી. | માંડોવાળી શકાય નહી | સેશન કોરટ, પરેસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૩ વરસ સુધી બેમાંના ગમે તેપ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

ટીકા.—હથીઆર સહીત પાંચ માણસો રાતરે ઘર ફોડતા માલમ પડયા એમાંનો એક માણસ દીવાલમાં બાકું પાડતો હતો અને બીજા ચાર ચોકી કરતા ઉભા હતા. જયારે ખુમ પાડવામાં આવી ત્યારે પડોશી લોકો આવ્યા અને પેલામાંના એકે એક જણનું માથું કાપી નાખ્યું તેમાં એવું ઠરાવ્યું કે તેઓ ઉપર રાતરે ઘર ફોડવાનું તોહોમત આવે અને ડાકાઈટીનું નહીં. રાણી વીરૂધ રેવાત રાજવાર. વી. રી. ૧૮૬૪. ક્રી. ૬૫.

કેદની સીક્ષા થઈ શકતો હોય ત્હેવો ગુન્હો કરવા સારૂ રાતે ગુપ્ત ગ્રહપ્રવેશ કરવો અથવા ઘર ફોડવું.

૪૫૭. કેદની સીક્ષા થઈ શકતી હોય, એવો કાંઈ ગુન્હો કરવા સારૂ જે માણસ રાતે ગુપ્ત ગ્રહપ્રવેશ કરે, અથવા રાતે ઘર ફોડવાનો ગુન્હો કરે તે માણસને પાંચ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે, અને અગર ચોરીનો ગુન્હો કરવાનો ઈરાદો કરેલો હોય તો તે કેદની મુદત ચઉદ વરસ સુધીની થઈ શકે.

| અગર વારંટ પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી | સેશન કોરટ, પ્રેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૫ વરસ સુધીની બેમાંના ગમે તે પરકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|
| અગર તે ગુન્હો ચોરીનો હોય તો. | | | | ઉપર પરમાણે | ૧૪ વરસ સુધીની બેમાંના ગમે તે પરકારની કેદ તથા દંડ. |

ટીકા.—કોઈ શખ્સ ઉપર ઘર ફોડીને તરતજ ચોરી કરવાનું તોહોમત મુકવામાં આવ્યું હોયતો તેને ફકત ક. ૪૫૭ પરમાણે શીક્ષા થાય. રાણી વીરૂધ ચઈતન બારા. ૫ વી. રી. ક્રી. ૪૫.

કોઈ ચોર રાતે ગુપ્ત ગ્રહપરવેશ કરતાં ઘરના માલેકને બુદ્ધિપુરવક મહાવ્યથા કરવાની કોશીશ કરે તો તેને આ કલમ ૪૫૭, ૩૨૪ પરમાણે સજા થાય નહીં, પણ કલમ. ૪૬૦ પરમાણે સજા થાય. રાણી વીરૂધ બપ્પમણદાસ. ૨ વી. રી. ક્રી. ૫૨.

કોઈ શખ્સ ૪૫૮ કોઈ સખ્સને વ્યથા કરવાની, અથવા કોઈ શખ્સની

ને બ્યથા કરવાની તઈયારી કરીને રાતે ગુપ્ત ગ્રહપરવેશ કરવો, અથવા ઘર ફોડવું.

પર હુમલો કરવાની, અથવા કોઈ શખ્સને ગેરબાજબી રીતે અટકાવવાની, અથવા કોઈ શખ્સને બ્યથા, હુમલા, અથવા ગેરબાજબી અટકાવનો ભય ઉતપન કરવાની, તઈયારી કરીને જે માણસ રાતે ગુપ્ત ગ્રહપરવેશ કરે, અથવા રાતે ઘર ફોડવાનો ગુન્હો કરે, તે માણસને ચઉદ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પરકારની કેદની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી નહી. | સેશન કોરટ, પરેસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે | ૧૪ વરસસુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |

ગુપ્ત ગ્રહપરવેશ અથવા ઘર ફોડવાનો ગુન્હો કરતાં કોઈને મહાબ્યથા કરવી.

૪૫૯. કોઈ માણસ ગુપ્ત ગ્રહપરવેશ અથવા ઘર ફોડવાનો ગુન્હો કરતો હોય તેવામાં જો તે કોઈ શખ્સને મહાબ્યથા કરે, અથવા કોઈ શખ્સનું મોત આણવાની કે કોઈને મહાબ્યથા કરવાની કોસીસ કરે તો તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પરકારની કેદની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય નહી | માંડીવાળી શકાય નહી. | સેશન કોરટ ઈનસાફ કરે. | જીવતાં સુધી સમુદ્રપાર અથવા ૧૦ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |

ઘણા શખ્સો ઘર ફોડવા વગેરેમાં સામીલ હોય, અને તેઓમાંનો કોઈએક મોત અથવા મહાબ્યથા કરે તો તે સઘળા માણસોને આ સીક્ષા થઈ શકે.

૪૬૦. અગર રાતે ગુપ્ત ગ્રહપરવેશ કરતી વખતે, અથવા રાતે ઘર ફોડવાનો ગુન્હો કરતી વખતે, તે ગુન્હાનો તકસીરવાર કોઈ શખ્સ બુધીપુરવક કોઈનું મોત આણે અથવા કોઈને મહાબ્યથા કરે, અથવા મોત આણવાની કે મહાબ્યથા કરવાની કોસીસ કરે, તો જે જે શખ્સ રાતે તે ગુપ્ત ગ્રહપરવેશ કરવામાં અથવા રાતે તે ઘર ફોડવાનો ગુન્હો કરવામાં જોડે શામીલ હોય તે હરએક શખ્સને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દશ વરશની મુદત સુધીની બેમાંના ગમે તે પરકારની કેદની, સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લઈ શકાય | માંડીવાળી શકાય નહી. | સેસન કોરટ ઈનસાફ કરે. | જીવતાં સુધી સમુદ્રપાર અથવા ૧૦ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
| --- | --- | --- | --- | --- | --- |

કાંઈ બંધ કરેલાં નિધાનમાં કાંઈ મિલકત હોય, અથવા કાંઈ મિલકત છે એમ ધરાયું હોય, તે નિધાનને બદદાનતથી ફોડીને ઉધાડવું.

૪૬૧. જે નીધાન મધ્યે કાંઈ મીલકત રહેલી હોય અથવા જે મધ્યે કાંઈ મીલકત રહેલી છે એમ પોતે માનતો હોય, એવા કોઈ બંધ કરેલાં નિધાનને જે માણસ બદદાનતથી, અથવા બીગાડ કરવાના ઈરાદાથી, ફોડીને ઉધાડે અથવાં તેના બંધ છોડે, તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પરકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલસી પકડી શકે | પ્રથમ વારંટ નીકળે. | જામીન લઈ શકાય | માંડીવાળી શકાય નહી | પરેસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો મા. ઈનસાફ કરે | ૨ વરસ સુધીની. બેમાંની ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |
| --- | --- | --- | --- | --- | --- |

તે જ ગુન્હો જ્યારે તે નિધાન જેને સોંપ્યું હોય તે માણસ કરે ત્યારે તેની સીક્ષા.

૪૬૨. જે નિધાન મધ્યે કાંઈ મીલકત રહેલી હોય, અથવા જે મધ્યે કાંઈ મીલકત રહેલો છે એમ પોતે માનતો હોય, એવું બંધ કરેલું કાંઈ નિધાન કોઈ માણસને સોંપ્યું હોય, અને તે માણસને તે ઉધાડવાનો અખત્યાર નહી છતાં, અગર તે માણસ, બદદાનતથી અથવા બીગાડ કરવાના ઈરાદાથી, તે નીધાનને ફોડીને ઉધાડે, અથવા તેના બંધ છોડે, તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લઈ શકાય | માંડીવાળી શકાયનહી | સેશન કોરટ, પરેસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૩ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |
| --- | --- | --- | --- | --- | --- |

## બાબ ૧૮ મો.

## લેખ સંબંધી તથા વેપારની અથવા મિલકતની નિશાનીઓ સંબંધી ગુન્હાઓ બાબત.

ખોટા લેખ બનાવવાનોગુન્હો.

૪૬૩. જો કોઈ માણસ કાંઈ લેખ અથવા લેખનો કોઈ ભાગ ખોટો બનાવે, એવા ઇરાદાથી કે, લોકોને અથવા કોઈ શખ્સને કાંઈ હાની કે નુકશાન કરવુ, અથવા કાંઈ દાવાને કે હકને મજબુતી આપવી; અથવા કોઈ શખ્સ પાસે કાંઈ મીલકત છોડાવવી, અથવા તેની પાસે કાંઈ સાફ કે અરથાંત સમજાય એવો કરાર કરાવવો અથવા એવા ઇરાદાથી કે ઠગો કરવો, અથવ ઠગો કરવામાં આવે, તો તે માણસે ખોટો લેખ બનાવવાનો ગુન્હો કરયો એમ સમજવુ.

ટીકા.—આ કલમ અને કલમો ૪૭૧, ૪૭૫ અને ૪૭૬ પરમાણેના ગુન્હાની ફરીયાદ જે કોરટમાં તે ગુન્હો કરવામાં આવ્યો હોય તે કોરટની પરવાનગી વીના અથવા આવી કોરટ જે કોરટને તાબે હોય તેવી કોરટની પરવાનગી વીના લઈ શકાય નહીં. જુઓ આ કટ ૧૮૮૨નો ૧૦મા. ક્રી. પ્રો. કોડ. કલમ ૧૯૫; જેમાં બતાવ્યું છે કે.--

(૬) સરકારી કાયદાની (પીનલ કોડની) ૪૬૩મી કલમમાં વરણવેલો અથવા ૪૭૧મી, ૪૭૫મી, અથવા ૪૭૬મી કલમ પ્રમાણે શિક્ષા કરવા લાયક કોઈ પણ ગુન્હો જ્યારે તે હરકોઈ કોરટમા હરકોઈ કામના કોઈ પક્ષકારે તે કામમાં પુરાવામાં આપેલા કોઈ દસ્તાવેજના સંબંધમાં કરયો હોય, ત્યારે તે કોરટની, અથવા બીજી જે કોરટના તાબામાં તે કોરટ હોય તે કોરટની પ્રથમ મંજુરીયત લીધા વગર અથવા તેની ફરીયાદ વગર કોઈ પણ કોરટ સાંભળશે નહીં.

કોઈ પણ સોસાઈટીનો (મંડળીનો) કોઈ અંગ ભુત મંડળીને ફરેબ કરવાને કોઈ ખોટા દસ્તાવેજ કરે, તો તેમાં એવું ઠરાવ્યું છે કે તોહોમતદાર ઉપર ફરેબ કરવાને ખોટો લેખ બનાવવા બાબતથી ગુન્હો ઠરાવી શકાય નહીં, કેમકે જે શખ્સોનો ભંડોળમાં એક સરખો ભાગ હોય તેમાંનો તોહોમતદાર પણ એક શખ્સ છે, અને તેથી કરીને તોહોમત ચાલી શકે નહી. રાણી વીરૂધ મુઠો.

કોઈ એક દસ્તાવેજના જુદા જુદાં ભાગનો ઘણાક શખ્સો ખોટો લેખ બનાવે, તો સઘળા મુખ્ય ગુન્હેગાર જેવા ઠરે. તેમજ ખોટો લેખ બનાવવાને સર્વ સંમતી આપે તો પણ તેઓ સરવે મુખ્ય ગુન્હેગાર જેવા ઠરે. આર્ચ ૩૬.

કોઈ દસ્તાવેજની નકલ હોય અને તેવી નકલનો જો ખોટો લેખ બનાવે તો તે પણ ક. ૪૬૩ પ્રમાણે ખોટો લેખ બનાવવાની વાખ્યામાં આવી જાય. ઈશાનચંદરદત્ત વીરૂધ પ્રાણનાથ ચોધરી. વી. રી. ફુલ બેંચ. ૭૧.

કોઈ પણ દફતરમાં ગફલતને લીધે કાંઈ ભુલ થઈ ગઈ હોય પણ તે કાંઈ ફરેબ કરવાના ઇરાદા વાસ્તે હોય નહીં, અને તેવી ગફલત છુપાવવાને વાસ્તે કાંઈ દફતરમાં ખોટું કરે તો એ કાંઈ ૪૬૩મી કલમ પ્રમાણે ખોટો લેખ બનાવવાનો ગુન્હો કહેવાય નહીં. રાણી વીરૂધ શંકર. ૪ ઈ. લો. રી. મુંબાઈ ૬૫૭.

ક. ૪૬૩ પ્રમાણે ગુન્હો થવાને ફક્ત કાંઈ ખોટો દસ્તાવેજ કરેલો તે બસ છે; એવી કાંઈ જરૂર નથી કે કોઈ શખ્સને તેની આબરૂમાં નુકશાન થવા સારૂં પ્રસીદ્ધ કરવું જોઈએ અથવા બાહાર પાડવું જોઈએ. રાણી વીરૂધ શાઈફતઅલી. ૧૦ બં. રી ક્રી ૬૧

લેખ ખોટો બ — ૪૬૪. જે માણસ નીચે લખ્યા પ્રમાણે કરે, તેણે ખોટો લેખ નાવવો એટલેશું! બનાવ્યો એમ સમજવું.

પહેલું—જે માણસ બદદાનતથી અથવા દગલબાજીથી, કાંઈ લેખ અથવા લેખનો ભાગ બનાવે, તે ઉપર સહી કરે, મોહોર કરે, અથવા તે લખી આપે, અથવા કોઈ લેખ લખી આપ્યો છે એવું બતાવવાની કાંઈ નીશાણી કરે, એવા ઈરાદાથી કે જે શખ્સે અથવા જેના અખત્યારથી તે લેખ અથવા તેનો તે ભાગ બન્યો નથી, અથવા તે પર સહી કે મોહોર થઈ નથી, અથવા તે લખી આપ્યો નથી, એવું તે માણસ પોતે જાણતો હોય તે શખ્સે અથવા તેના અખત્યારથી તે લેખ અથવા તેનો તે ભાગ બન્યો છે, અથવા તે પર સહી કે મોહોર થઈ છે, અથવા તે લખી આપ્યો છે, એવો વીશ્વાસ ઉત્પન્ન કરવો, અથવા જે વખતે તે બન્યો નથી તે પર સહી કે મોહોર થઈ નથી, અથવા તે લખી આપ્યો નથી, એવું તે માણસ જાણતો હોય, તે એવે વખતે તે બન્યો છે, તે પર સહી કે મોહોર થઈ છે, અથવા તે લખી આપ્યો છે, એવો વીશ્વાસ ઉત્પન્ન કરવો; અથવા:—.

બીજું—જે માણસ કાંઈ લેખ પોતે ખુદ કે બીજા કોઈ સખ્સે કરયા અથવા લખી આપ્યા પછી, ચેહેરીને અથવા બીજી રીતે કાંઈ જરૂરના ભાગમાં લેખને તે કાયદેસર અખતીયાર સીવાય, બદદાનતથી અથવા દગલબાજીથી ફેરવે; પછે તે ફેરવતી વખતે તે બીજો શખ્સ હયાત હોય કે મરી ગયો હોય તોપણ; અથવા:—

ત્રીજું—જે માણસ બદદાનતથી અથવા દગલબાજીથી, કોઈ શખ્સ પાસે કાંઈ લેખપર સહી કે મોહોર કરાવે, અથવા કાંઈ લેખ તે શખ્સ લખી આપે એમ કરે, અથવા તેની પાસે કાંઈ લેખને ફેરવાવે, એવું જાણ્યા છતાં કે, તે લેખમાં શું લખ્યું છે, અથવા હું શો ફેરફાર કરૂં છું. એ વાત તે શખ્સ દીવાનગી અથવા કેફના સબબથી જાણવાને શક્તીમાન નથી, અથવા તેને ફરેબ દીધો છે તે સબબથી તે વાત તે શખ્સ જાણતો નથી.

દૃષ્ટાંત.

(अ) अ ની પાસે झ નો લખેલો ब ની ઉપરનો ૧૦૦૦૦ રૂપીયાનો એક ભલામણનો કાગળ છે, હવે ब ને દગો દેવા સારૂ અગર अ તે ૧૦૦૦૦ પર એક મીંડુ વધારી ને તે રકમને ૧૦૦૦૦૦ કરે એવા ઈરાદાથી કે તે કાગળ झ એ તેટલી રકમનો લખ્યો છે એમ ब માને તો अ એ ખોટો લેખ બનાવવાનો ગુન્હો કરયો એમ સમજવું.

(ब) કાંઈ સ્થાવર મિલકત झ એ अ ને લખી આપી હોય એવી મતલબના એક ખતપર, झ ના અખત્યાર શીવાય अ झ ની મોહોર કરે, એવા ઈરાદાથી કે તે મિલકત ब ને વેચીને તેની કીમતના રૂપીયા ब પાસેથી લેવા, તો अ એ ખોટો લેખ બનાવવાનો ગુન્હો કરયો એમ સમજવું.

(क) એક ચેકપર ब ની સહી છે, અને તે ચેક જે લઈ આવે તેને તે નાણાં મળે એવી તરેહનો છે પણ, તે મધ્યે કાંઈ રકમ ભરેલી નથી. તે ચેક લઈને अ દગલબાજીથી તે મધ્યે દશ હજાર રૂપીયાની રકમ ભરે, તો अ એ ખોટો લેખ બના

વવાનો ગુન્હો કરયો એમ સમજવુ.

(ड) अ પોતાના માણસ ब ને એક સરાફ ઉપર એક લખીને તે પર સહી કરીને આ પે, પણ તેમાં આપવાની કાંઈ રકમ લખે નહી; અને ब ને એવો અખત્યાર આ પે કે ફલાણા ફલાણા બોકોના રૂપીયા આપવા છે માટે ૧૦ હજાર રૂપીયા સુધી ની રકમ તું એ ચેકમાં ભરજે પછી ब દગલબાજીથી તે ચેકમાં વીશ હજાર રૂપી યાની રકમ ભરે, તો ब એ ખોટો લેખ બનાવવાનો ગુન્હો કરયો એમ સમજવુ.

(इ) ब ના અખત્યાર સીવાય अ ब ના નામથી પોતાની ઉપર એક હુંડી લખે, એવા ઈરાદાથી કે તે હુંડાને ખરી હુંડી દાખલ કોઈ સરાફને ત્યાં વટાવીને, તથા તે હુંડી પા કયી તે સરાફ પાસેથી તે લઈને તેનાં નાણાં આપવાં, તો એ ઠેકાણે, ब ની જામીની છે એવા પોતાના મનમાં વિચાર ઉત્પન્ન થઈને તે સરાફ તે હુંડીનાં નાણાં આપે એ રીતે તેને છેતરવા સારૂ अ એ તે હુંડી લખી માટે अ એ ખોટો લેખ બના વવાનો ગુન્હો કરયો એમ સમજવુ.

(फ) म ના વીલમાં આ શબ્દો લખેલા છે-"હું ફરમાવુ છું કે મારી સઘળી બાકી ર હેલી મીલકત अ, ब, અને क એઓની વચ્ચે સરખે હીસ્સે વેહેંચાય" अ બદ દાનતથી તે મધેથી ब નું નામ છેકી નાંખે, એવા ઈરાદાથી કે તેથી એમ માનવા માં આવે કે સઘળી મીલકત अ ને તથા क ને માટે म લખી ગયો છે, તો अ એ ખોટો લેખ બનાવવાનો ગુન્હો કરયો એમ સમજવુ.

(ग) "म ને અથવા તે ફરમાવે તેને આપજો" એ પ્રમાણે એક સરકારી પ્રામીસરી નો ટની પાછળ શેરો કરીને તે શેરા પર સહી કરીને તેનાં નાણાં म ને અથવા म ફ રમાવે તેને મળે એવુ अ કરે, પછી "म ને અથવા તે ફરમાવે તેને આપજો" એ શબ્દો ब બદદાનતથી છીલી નાંખે, અને એ પ્રમાણે તે ખાસ શેરાનો ખાલી શે રો કરે, તો ब એ ખોટો લેખ બનાવવાનો ગુન્હો કરયો એમ સમજવું.

(ह) अ એક સ્થાવર મીલકત म ને વેચીને તેનું ખત કરી આપે પણ म ને દગો દેઈને તેની પાસેથી તે મીલકત જાય એવુ કરવા સારૂ તેજ મીલકતનું अ એક ખ ત ब ને લખી આપે, અને ખત ઉપર म ને કરી આપેલા ખતની તારીખથી ૭ મહીનાની પહેલાંની તારીખ લખે એવા ઈરાદાથી કે તે મીલકતનું ખત म ને ક રી આપ્યા પેહેલાં તેણે તે મીલકતનું ખત ब ને કરી આપ્યું છે એમ માનવામાં આવે, તો अ એ ખોટો લેખ બનાવવાનો ગુન્હો કરયો એમ સમજવુ.

(आइ) म બાલે બોલ બોલીને પોતાનું વીલ अ પાસે લખાવે તેમાં વશીયત આપવા ને જેનું નામ લખવાનું म એ કહ્યું હોય તેનું નામ નહી લખતાં अ ઈરાદા થી એક બીજા શખસનું નામ લખે, અને તમારા કહ્યા મુજબ આ વીલ લખ્યું છે એમ अ म ને સમજાવીને તે વીલપર म ની પાસે સહી કરાવે, તો अ એ ખોટો લેખ બનાવવાનો ગુન્હો કરયા એમ સમજવું.

(ल) अ એક કાગળ લખીને ब ના અખત્યાર શિવાય તે પર ब ના નામની સહી કરે, અને તેમાં એમ લખે કે अ સારી આબરૂનો માણસ છે અને નહી ધારેલી કમનશીબીથી માઠી હાલતમાં આવી પડેલો છે, અને તેનો ઈરાદો એવો હોય કે

તે કાગળ બતાવીને झ પાસે તથા બીજા શખસો પાસે ભીખ મળવવી, તો એ ઠેકાણે झ ને પોતાની મિલકત ખોડવાને જણાવવાને સારૂ अ એ લેખ ખોટો બ નાવ્યો માટે अ એ ખોટો લેખ બનાવવાનો ગુન્હો કરચો એમ સમજવું.

(ટ) ब ના અખત્યાર શિવાય अ એક કાગળ લખીને તેપર ब ના નામની સહી કરે, અને તે કાગળ મહે એમ લખે કે अ ની આબરૂ સારી છે, અને તેનો ઈરાદો એવો હોય કે તે કાગળ બતાવીને झ ના હાથ તળે કાંઈ નોકરી મળવવી, તો अ એ ખોટો લેખ બનાવવાનો ગુન્હો કરચો એમ સમજવુ, કેમકે તે બનાવટના સરટીફીકેટથી झ ને છેતરીને झ ની પાસે નોકરી બાબતનો કાંઈ સાફ કે અરથાંત સમજાય તેવો કરાર કરવાનો अ નો ઈરાદો છે.

ખુલાસો ૧ લો.—કોઈ માણસ પોતાના નામની સહી કરે, તો તે પણ ખોટો લેખ બનાવવાનો ગુન્હો થઈ શકે છે.

દૃષ્ટાંત.

(अ) એક હુંડીપર अ પોતાના નામની સહી કરે, એવા ઈરાદાથી કે તેજ નામના એક બીજા શખસે તે હુંડી લખી છે એમ માનવામાં આવે, તો એ अ ખોટો લેખ બનાવવાનો ગુન્હો કરચો એમ સમજવું.

(ब) એક કાગળના કકડાપર “સીકારી” એટલો શબ્દ લખીને તેપર अ झ ના નામ ની સહી કરે એટલા સારૂ કે પછી તે કાગળપર झ ની ઉપરની એક હુંડી ब લખે, અને તે હુંડી જાણે झ એ સીકારી હોય એ રીતે બજારમાં ચલાવે, તો अ એ ખોટો લેખ બનાવવાનો ગુન્હો કરચો એમ સમજવું અને અગર તે હકીકત જાણીને अ ના ઈરાદા મુજબ ब તે કાગળપર હુંડી લખે, તો ब એ પણ ખોટો લેખ બનાવવાનો ગુન્હો કરચો એમ સમજવું.

(क) अ નાજ નામનો કોઈ બીજો શખસ ફરમાવે તે ધણીને નાણાં આપવાં એવી એક હુંડી अ ને જડે, અને તેની પાછળ अ પોતાનાજ નામનો શેરો કરે, એવા ઈરાદાથી કે જે શખસ ફરમાવે તે ધણીને નાણાં આપવાની એ હુંડી છે તેજ શખસે એ શેરો કરચો છે એમ માનવામાં આવે, તો એ ઠેકાણે अ એ ખોટો લેખ બનાવવાનો ગુન્હો કરચો એમ સમજવું.

(ड) ब ની ઉપર એક હુકમનામું થએલું બજે, તેમાં એક સ્થાવર મિલકત વેચાય તે अ ખરીદ કરે, હવે તે મિલકત જપ્ત થયા પછી ब झ ની સાથે મળી જઈને કાંઈ જુજ ભાડે તે મિલકતનું લાંબી મુદતનું એક ભાડાનામું झ ને લખી આપે, અને તે ભાડાનામામાં તે જપ્તીની તારીખથી છ મહીના આગળની તારીખ ભરે, એવા ઈરાદાથી કે अ ને દગો કરવો, તથા જપ્તી થતાં પહેલાં તે ભાડાનામું લખી આપ્યું છે એમ માનવામાં આવે તો, અગર ब એ તે ભાડાનામાપર પોતાના નામના સહી કરી છે તોપણ, તેણે આગળની તારીખ લખી, તેથી, તેણે ખોટો લેખ બનાવવાનો ગુન્હો કરચો એમ સમજવુ.

(इ) દેવાળુ કાહાડવાનો આગળથી વિચાર કરીને अ વેપારી પોતાના ફાયદાને સારૂ તથા પોતાના માગનારાઓને દગો દેવાના ઈરાદાથી કાંઈ મિલકત ब નીપાસે રાખે;

અને તે કામ બાહારથી બાજબી જણાય એટલા સારૂ તે બ ને એક ચીઠી લખી આપે કે તમારી પાસે અવેજ લીધો છે તે બાબતની માહારે તમને આટલી રકમ દેવી, અને તે ચીઠીપર આગળની તારીખ નાખે, એવા ઇરાદાથી કે બ દેવાળું કાહાડવાની તઈયારીમાં હતો ત્યાર પેહેલાં એ ચીઠી તેણે લખી છે એમ માનવામાં આવે તો બ એ ઉપર લખેલા લક્ષણના પેહેલા પ્રકાર પ્રમાણે ખોટો લેખ બનાવવાનો ગુન્હો કરયો એમ સમજવું.

ખુલાસો ૨ જો.—કોઈ માણસ કોઈ ખોટા શખસના નામથી કાંઈ ખોટો લેખ કરે, એવા ઇરાદાથી કે તે લેખ કોઈ ખરા શખસે કરેલો છે એવું માનવામાં આવે, અથવા કોઈ મુવેલા શખસના નામથી કરે, એવા ઇરાદાથી કે તે શખસે પોતાની હયાતીમાં તે લેખ કરયો છે એવું માનવામાં આવે તો તે પણ ખોટો લેખ બનાવવાનો ગુન્હો થઈ શકે છે.

દૃષ્ટાંત.

(અ) એક ખોટા શખસની ઉપર એક હુંડી લખે, અને તે ચલાવવાના ઇરાદાથી તે ખોટા શખસને નામે તે હુંડી દગલબાજીથી સિકારે તો અ એ ખોટો લેખ બનાવવાનો ગુન્હો કરયો એમ સમજવું.

ટીકા.—કોઈ પણ દસ્તાવેજ ખોટોજ હોય તો પણ ક. ૪૬૪માં બતાવેલા કોઈ પણ કામમાનું કોઈ કામ પાર પાડવાને વાસ્તે તોહોમતદાર બદદાનતથી અથવા ફરેબ કરવાના ઇરાદાથી બનાવે તો પણ ગુન્હો થાય છે, અને વળી મજે તો તેવો દસ્તાવેજ કામમાં લીધો હોય અગર ના લીધું હોય અગર લેવાની કોશીશ કરી હોય, તો પણ ગુન્હો થાય છે.

કોઈ શખસ મરી ગયો હોય અને તે જીવતો છે એવું તોહોમતદાર પોતાના દસ્તાવેજમાં ખોટું બતાવે અને તે ઉપરથી કોઈ પેનશનનો પગાર લેવરાવે, અથવા લે, તો તે કાંઈ ખોટો લેખ કરયાનો ગુન્હો નથી પણ ઠગવાનો અથવા સાપરાધ ખોટો ઉપયોગ કરવાનો ગુન્હો છે.

ખોટો લેખ બનાવવાની સીક્ષા. ૪૬૫. જે માણસ ખોટો લેખ બનાવવાનો ગુન્હો કરે, તેને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય નહી | સેશન કોરટ ઇનસાફ કરે. | ૨ વરસસુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને |
|---|---|---|---|---|---|

ટીકા.—કોઈ સાચી હુકમનામા વાળાની મંજુરી વના કોઈ એક વકાલાતનામું લખી સઘળાના નામની સહી કરી કોઈ વકીલને આપે અને વકીલને એવું લખી આપે કે હુકમનામાનાં નાણાં પુરેપુરાં પત્યાં છે અને તેથી દાવો ફાઈલમાંથી કઢાવી નાખવાની અરજી આપવાનું કહે, તો એ સહી કરનાર શખસે ખોટો લેખ બનાવ્યો કહેવાય. રાણી વીરૂધ ગયનીરામ. ૬ વી. રી. ક્રી. ૭૮.

કોઈ પણ દીવાની કોરટ પોતાની રૂબરૂ ખોટો લેખ કરવા વાસ્તે ફરીયાદી કરવાનો હુક

મ કરેલો હોય તો તેવા હુકમ ઉપર અપીલ નથી. ગગા નારાયણ સીરકાર વીરૂધ અક્રીમુની
સા બીબી. ૫ વી. રી. મીસ. ૧૮. કેનનબરગ.

મુખ્તીયાર તરીકે કામ કરવા કોઈ શખ્સ કબુલ કરે અને આવી કબુલાત આપી છે
તેની ખાત્રી વાસ્તે નીશાની તરીકે મુખ્તીયારનામામાં પોતાનું નામ સામેલ કરે, તો જો મુ
ખ્તીયારનામું ખોટું બનાવેલુ છે એમ નીકળે તો તે ઉપરથી પેલો ખોટો લેખ કરનાર છે.
એમ ગણી શકાય નહી. રાણી વીરૂધ બરજો બેરીફ ૫. વી. રી. ક્રી. ૭૦.

બંને પક્ષકારોની સગવડને વાસ્તે તેમજ વધારે સહી સલામતીને વાસ્તે કોઈ દસ્તાવેજ
બ ભાગમાં લખ્યું હોય, તો જો કોઈ પોતાની પાસેના ભાગમાં તેમાં કાંઈ ફેરવવાનો ગુન્હો
કરે તો તેને વધારે શખત શીક્ષા થવી જોઈએ. રાણી વીરૂધ કીશોરી મોહનદત. ૧૭ સધ.
વી. રી. ક્રી. ૫૮.

ખોટો લેખ બનાવવાનું તોહોમત મુકી કોઈ દીવાની કોરટ કેહીને જ્યારે માજીસ્ટરેટ
ની હજુર મોકલે ત્યારે તે માજીસ્ટરેટ તે કેહીને કાંતો ખોટો લેખ બનાવવાના તોહોમત ઉ-
પર, અથવા ખોટા દસ્તાવેજને ખરા તરીકે વાપરવાના તોહોમત ઉપર, અથવા ખોટો લેખ
બનાવવામાં મદદગારી કરવાના તોહોમત ઉપર તપાસ કરવાને અખત્યાર છે, રાણી વીરૂધ મા
હેશચંદર આચારજી ૧ વી. રી. ક્રી. ૨૦.

પીનલકોડ પ્રમાણે ખોટો લેખ બનાવવાને તોહોમતદાર ઠરાવવા વાસ્તે એવું સાબીત
કરવું જોઈએ કે તોહોમતદારે એવી રીતે તે દસ્તાવેજ બનાવ્યો છે અથવા એવા અધીકાર
વાળાની સતાથી બનાવ્યો છે કે તે દસ્તાવેજ બનાવવાને એવા અધીકારવાળાએ સત્તા આ
પી નથી એમ જ્યારે માનવામાં આવે. રાણી વીરૂધ રામ ગોપાળધર. ૧૦ વી. રી. ક્રી. ૭.

કોઈ ઇનસાફની કોરટનું દફતર અથવા જન્મ વગેરે બાબત.

૪૬૬. કોઈ ઇનસાફની કોરટનું દફતર અથવા તે કોરટ મધે ચાલેલાં કામનો કાગળ હોય એવી મતલબનો કાંઈ લેખ, અથવા જન્મ, બાપતિસમ, લગ્ન, કે ગાડવા બાબતનો કાંઈ રજીસ્ટર, અથવા કોઈ સરકારી નોકર પોતાના સરકારી હોદાના જોરથી રાખતો હોય એવો કાંઈ રજીસ્ટર, અથવા કોઈ સરકારી નોકરે પોતાના સરકારી હોદાના જોરથી કરેલો હોય એવી મતલબનો કાંઈ દાખલો કે લેખ, અથવા કાંઈ ફરિયાદી કે જવાબ કરવાનો, અથવા તેમાં કાંઈ પણ કામ ચલાવવાનો, અથવા કબુલાતથી હુકમનામુ થવા દેવાનો, જેમાં અખત્યાર આપ્યો હોય એવો લેખ, અથવા વકીલાતનામુ કે મુખત્યારનામુ જે માણસ ખોટું બનાવે તે માણસને સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી. | સેશન કોરટ ઇનસાફ કરે. | ૭ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

કાંઈ કીમતી

૪૬૭. જે લેખ કાંઈ કીમતી દસ્તાવેજની મતલબનો, અથવા કાં

દસ્તાવેજ અથવા વીલ ખોટું બનાવવું.

ઈ વિલની મતલબનો, અથવા દત્તક લેવાના અખત્યારનામાંની મતલબનો હોય, અથવા જે લેખ કોઈ શખસને કાંઈ કીંમતી દસ્તાવેજ કરવાનો અથવા બીજાનો નામનો કરી આપવાનો, અથવા તેના મુદલ રૂપીઆ, વ્યાજ કે નફાની વેંહેંચણ લેવાનો, અખત્યાર આપવાની મતલબનો હોય, અથવા કાંઈ નાણું જંગમ મીલકત, અથવા કીંમતી દસ્તાવેજ લેવાનો કે આપવાનો અખત્યાર આપવાની મતલબનો હોય, અથવા જે લેખ કાંઈ ફારગતી અથવા નાણાં ભર્યાની પોહોંચની મતલબનો, અથવા કાંઈ ફારગતી કે કાંઈ જગમ મિલકત અથવા કિંમતી દસ્તાવેજ આપ્યાની પોહોંચની મતલબનો હોય, એવો કોઈ લેખ જે માણસ ખોટો બનાવે, તેને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી | પ્રથમવારંટ નીકળે. | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી | સેશન કોરટઈનસાફ કરે. | જીવતાં સુધી સમુદ્રપાર અથવા ૧૦ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|
| તે કિંમતી દસ્તાવેજ હુંડીયા સરકારની પ્રોમીસરી નોટ હોય તો. | | | | ઉપર પ્રમાણે. | વગર વારંટે પોલીસ પકડી શકે. |

ઠગાઈ કરવાના કારણસર ખોટો લેખ બનાવવો.

૪૧૮. જો કોઈ માણસ ખોટો લેખ બનાવે, એવા ઈરાદાથી કે તે બનાવટનો લેખ ઠગાઈ કરવાના કારણસર વપરાય તો તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમવારંટ નીકળે. | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી. | સેશન કોરટ ઈનસાફ કરે. | ૭ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

કોઈ શખસની આબરૂને હાની કરવાના કારણસર ખોટા લેખ બનાવવો.

૪૧૯. જો કોઈ માણસ ખોટો લેખ બનાવે, એવા ઇરાદાથી કે તે બનાવટનો લેખ કોઈ ધણીની આબરૂને હાની કરે, અથવા તે લેખ તેવા કારણસર વાપરવામાં આવશે એવો સંભવ છે, એમ જાણ્યા છતાં, તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય નહી. | સેશન કોરટઈનસાફ કરે. | ૩ વરસ સુધીની મુદતની એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

"બનાવટનો લેખ". ૪૭૦. જે ખોટો લેખ સઘળો કે થોડો ઘણો, ખોટા લેખ બનાવવાના ગુન્હાથી બન્યો હોય, તેનું નામ "બનાવટનો લેખ" પાડયું છે.

બનાવટનો લેખ ખરા દાખલ વાપરવો. ૪૭૧. જે લેખ બનાવટનો લેખ છે એમ પોતે જાણતો હોય અથવા એમ માનવાનું પોતાને કારણ હોય એવો કોઈ લેખ જે માણસ દગલબાજીથી અથવા બદદાનતથી ખરા દાખલ વાપરે, તે માણસને જાણે તેણે તે લેખ ખોટો બનાવ્યોજ હોય, એવી રીતે સીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય નહી | સેશન કોરટ ઈનસાફ કરે. | લેખ ખોટા બનાવવાની શીક્ષા. |
|---|---|---|---|---|---|
| અને જો તે ખોટો બનાવટનો લેખ ઈંડીયા સરકારની પ્રોમીસરી નોટ હોય તો. | ઉપર પ્રમાણે. | જામીન લેઈ શકાય નહી. | | | |

ટીકા.—આ કલમ પ્રમાણે ગુન્હેગાર ઠરાવવા પ્રથમ એવું સાબીત થવું જોઈએ કે બદદાનતથી અને ફરેબ કરવાના ઈરાદાથી ખરા તરીકે કોઈ દસ્તાવેજ વાપરવામાં આવ્યો છે. રાણી વીરૂધ જાહાબક્ષ. ૮ વી. રી. ક્રી. ૮૧.

કોઈ દસ્તાવેજની કોઈ શખ્સ પ્રથમ નકલ રજુ કરે પણ જો તે એમ જાણતો હોય કે તે દસ્તાવેજ ખોટો બનાવેલો છે તો ખરા તરીકે વાપરવાનો તેણે ગુન્હો કરયો એમ કહેવાય. રાણી વીરૂધ નજુમઅલી. ૬ વી. રી. ક્રી. ૪૧.

ક. ૪૭૧ પ્રમાણે ગુન્હો ઠરાવવાને વાસ્તે નીચે પ્રમાણે હકીકતો હોવી જોઈએ. કોઈપણ દસ્તાવેજ ખોટો બનાવેલો છે એવું જાણીને કોઈ શખ્સે ખરા તરીકે વાપરવો જોઈએ. રાણી વીરૂધ ભોલાપ્રમાણીક ૧૭ વી. રી. ક્રી. ૩૨.

પીનલકોડની કલમ. ૩૦ પ્રમાણે છુટા છેડાનો દસ્તાવેજ એ કીંમતી દસ્તાવેજ છે. માટે જો કોઈ શખ્સ આવો દસ્તાવેજ રજીસ્ટર કરાવા રજુ કરે અને રજીસ્ટર કરાવે તો તેણે આ કલમ ૪૭૧ પ્રમાણે વાપરયું એમ ગણાય. ૧૧ વી. રી. ક્રી. ૧૬ (રાણી વીરૂધ અઝીમુદીન.)

કોઈ પણ દસ્તાવેજ સહી અથવા શીક્કો ના થયો હોય તો પણ જો કોઈ સરકારી નોકર પોતાની સરકારી ફરજ બજાવતાં ખરા તરીકે કોઈ દસ્તાવેજ વાપરે તો કલમ ૪૭૧ પ્રમાણે શીક્ષા થઈ શકે. રાણી વીરૂધ પ્રોસનો ખાસ. ૫ વી. રી. ક્રી. ૯૬.

કોઈ તોહોમતદારના કબજામાં ખોટા શીક્કા અને ખોટા બનાવેલા દસ્તાવેજો માલ

મ પડ્યા. તે શીક્કા તથા દસ્તાવેજ તેના કબજામાં શી રીતે આવ્યા તેનો પુરતો સંતોષ બતાવી શક્યો નહીં, તેમાં એવું ઠરાવ્યું કે ખરા તરીકે તે વાપરવાનો તેનો ઈરાદો હતો અને તેથી પોતાની પાસે રાખ્યા છે. રાણી વોરૂધ કીસ્તો સુંદરદેવ. ૨ વી. રી. ૫ ક્રી.

૪૬૭ મી કલમ મુજબ સીક્ષા થઈ શકે એવો ખોટો લેખ બનાવવાનો ગુન્હો કરવાના ઈરાદાથી ખોટી મોહોર, પતરૂ, વગેરે બનાવવુ, અથવા કબજામાં રાખવુ.

૪૭૨. જો કોઈ માણસ કાંઈ મોહોર, પતરૂ, અથવા છાપ પાડવાનું કાંઈ બીજુ હથીયાર બનાવે, અથવા ખોટુ બનાવે, એવા ઈરાદાથી કે તે ૪૬૭ મી કલમ મુજબ સીક્ષા થઈ શકે એવો કોઈ ખોટો લેખ બનાવવાનો ગુન્હો કરવાના કારણસર વાપરવામાં આવે; અથવા તે મોહોર, પતરૂ, અથવા બીજુ હથિયાર ખોટુ બનાવેલું છે એમ જાણીને ઉપલા ઈરાદાથી અગર કોઈ માણસ તે મોહોર, પતરૂ, અથવા બીજુ હથિયાર પોતાના કબજામાં રાખે, તો તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી. | સેશન કોરટ ઈનસાફ કરે. | જીવતાં સુધી સમુદ્રપાર અથવા ૭ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |

ટીકા.—જો કોઈ શખ્સ પાસે ખોટા દસ્તાવેજ તથા ખોટો શીક્કો માલમ પડે, અને તે દસ્તાવેજ તથા શીક્કો તેના કબજામાં શી રીતે આવ્યો, તેનો સંતોષકારક જવાબ દેઈ શકે નહીં તો એવો અનુમાન થાય છે કે તેણે બદદાનતથી તેને ઉપયોગ કરવાને રાખ્યા છે.

બીજી કોઈ કલમ મુજબ સીક્ષા થઈ શકે એવો ખોટો લેખ બનાવવાનો ગુન્હો કરવાના ઈરાદાથી ખોટી મોહોર, પતરૂ, વગેરે બનાવવુ અથવા કબજામાં રાખવુ.

૪૭૩. જો કોઈ માણસ કાંઈ મોહોર, પતરૂ, અથવા છાપ પાડવાનુ કાંઈ બીજુ હથિયાર બનાવે, અથવા ખોટુ બનાવે, એવા ઈરાદાથી કે આ બાબ માંહેલી ૪૬૭ મો સિવાયની કોઈ પણ કલમ મુજબ સીક્ષા થઈ શકે એવો કોઈ ખોટો લેખ બનાવવાનો ગુન્હો કરવાના કારણસર વાપરવામાં આવે; અથવા તે મોહોર, પતરૂ, અથવા બીજુ હથિયાર ખોટુ બનાવેલું છે એમ જાણીને ઉપલા ઈરાદાથી અગર કોઈ માણસ તે મોહોર, પતરૂ, અથવા બીજુ હથિયાર, પોતાના કબજામાં રાખે, તો તે માણસને સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમવારંટ નીકળે. | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાયનહી | સેશન કોરટ ઇનસાફ કરે. | ૭ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

**કાંઈ કીમતી દસ્તાવેજ અથવા વીલ ખોટું બનાવેલું છે એમ જાણીને તે ખરા દાખલ વાપરવાના ઈરાદાથી કબજામાં રાખવું.**

૪૭૪. જો કોઈ માણસના કબજામાં કાંઈ લેખ હોય, તો અને લેખ ખોટો બનાવેલો છે એમ તે માણસ જાણતો હોય, તથા તે લેખ ખરા દાખલ દગલબાજીથી અથવા બદદાનતથી વાપરવામાં આવે એવો તે માણસનો ઈરાદો હોય તો અગર તે લેખ ૪૬૬ મી કલમમાં લખેલા પ્રકારનો હોય તો તે માણસને સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે; અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર તે લેખ ૪૬૭ મી કલમમાં લખેલા પ્રકારનો હોય, તો તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા સાત વરસની મુદત સુધીની, એમાંના ગમે તે પ્રકારની કેદની, સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય નહી | માંડીવાળી શકાય નહી. | સેશન કોરટ ઈનસાફ કરે | ૭ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|
| અગર તે કાંઈ કીમતી દસ્તાવેજ અથવા વીલ હોય તો. | | | | ઉપર પ્રમાણે. | જીવતાં સુધી સમુદ્રપાર અથવા ૭ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ |

ટીકા.—આ ગુન્હામાં કોઈ પણ ખોટો બનાવેલો દસ્તાવેજ રૂપ કરવાના ઈરાદાથી વાપરવો જોઈએ એ મુખ્ય છે. કોઈ દેવાદારના કબજામાં ખોટી બનાવેલી ફારકતી માલમ પડે અથવા કોઈ જાગીરનો હક કરતો હોય તેવા શખ્સના કબજામાં ખોટું બનાવેલું વીલ માલમ પડે તો તે ફારકતી અથવા વીલ તેના કબજામાં કાંઈ પણ ખરાબ હેતુ શિવાય આવ્યું છે એવું સાબીત કરવાનો બોજો તે શખ્સ ઉપર રહે છે.

**૪૬૭ મી કલમમાં લખેલા પ્રકારના લેખોનું ખરાપણું દેખાડવા સારૂ વપરાતી હોય એવી કાંઈ મુ**

૪૭૫. ૪૬૭ મી કલમમાં લખેલા પ્રકારના કોઈ લેખનું ખરાપણું દેખાડવાના કારણસર વપરાતી હોય એવી કાંઈ મુદ્રા કે નીશાની કોઈ માણસ કાંઈ પદાર્થ ઉપર અથવા કાંઈ પદાર્થ મધ્યે ખોટી બનાવે એવા ઈરાદાથી કે તે પદારથ ઉપર તે વખતે કાંઈ લેખ ખોટો બનાવેલો હોય અથવા ત્યાર પછી ખોટો બનાવવાનો હોય તે લેખને ખરાપણાનો આભાસ આપવાના કારણસર તે મુદ્રા અથવા નીશાની વાપરવામાં આવે,

દ્રા અથવા નીશાની ખોટી બનાવવી, અથવા ખોટી નીશાનીકરેલો પદારથ કબજામાં રાખવો.

અથવા જે પદારથ ઉપર અથવા જે પદારથ મધ્યે એવી કાંઈ મુદ્રા અથવા નીશાની ખોટી બનાવવામાં આવી હોય તેવો કાંઈ પદારથ ઉપર લખેલા ઈરાદાથી કોઈ માણસ પોતાના કબજામાં રાખે, તો તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ વારંટ નીકળે | જામીન લઈ શકાય નહી | માંડીવાળી શકાય નહી. | સેશન કોરટ ઈનસાફ કરે. | જીવતાં સુધી સમુદ્રપાર અથવા ૭. વરસ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

ટીકા.—આ કલમ પ્રમાણેનો ગુન્હો થવા નીચેની હકીકતો હોવી જોઈએ.

૧ તોહોમતદારના કબજામાં જે દસ્તાવેજ હોય તેના ઉપર ખોટું ચીન્હ અથવા નીશાની કરેલી હોવી જોઈએ.

૨ તેવો દસ્તાવેજ ખરા દાખલ વાપરવાનો તોહોમતદારનો ઈરાદો હોવો જોઈએ.

૪૬૭મી કલમમાં લખેલા પ્રકારથી જુદા પ્રકારના લેખનું ખરાપણું દેખાડવાસારૂ વપરાતી હોય એવી કાંઈ મુદ્રા અથવા નીશાણી ખોટી બનાવવી, અથવા ખોટી નીશાણી કરેલો પદારથ કબજામાં રાખવો.

૪૭૬. ૪૬૭ મી કલમમાં લખેલા પ્રકારથી જુદા પ્રકારના કોઈ લેખનું ખરાપણું દેખાડવાના કારણસર વપરાતી હોય એવી કાંઈ મુદ્રા કે નીશાણી કોઈ માણસ કાંઈ પદારથ ઉપર અથવા કાંઈ પદારથ મધ્યે ખોટી બનાવે, એવા ઈરાદાથી કે તે પદારથ ઉપર તે વખતે કાંઈ લેખ ખોટો બનાવેલો હોય અથવા ત્યાર પછી ખોટો બનાવવાનો હોય તે લેખને ખરાપણાનો આભાસ આપવાનાં કારણસર તે મુદ્રા અથવા નીશાણી વાપરવામાં આવે, અથવા જે પદારથ ઉપર અથવા જે પદારથ મધ્યે એવી કાંઈ મુદ્રા અથવા નીશાણી ખોટી બનાવવામાં આવી હોય તેવો કાંઈ પદારથ ઉપર લખેલા ઈરાદાથી કોઈ માણસ પોતાના કબજામાં રાખે તો તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે; અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી નહી. | સેશન કોરટ ઈનસાફ કરે. | ૭ વરસ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

કોઈ વીલને દ

૪૭૭. કાંઈ લેખ વીલ હોય કે વીલની મતલબનો હોય, અથ

*મળબાજીથી ચેરી નાખવું, અથવા તેનો નાશ કરવો.*

વા દત્તક લેવાનું અખત્યારનામું હોય કે તેવી મતલબનો હોય, અથવા કાંઈ કીમતી દસ્તાવેજ હોય કે તેવી મતલબનો હોય, તેવા કોઈ લેખને અગર કોઈ માણસ દગલબાજીથી કે બદદાનતથી, અથવા લોકને અથવા કોઈ શખસને હાની અથવા નુકશાન કરવાના ઈરાદાથી છેકી નાખે, તેનો નાંશ કરે, અથવા ચેરી નાખે, અથવા છેકી નાખવાની, નાશ કરવાની, કે ચેરી નાખવાની કોશાશ કરે, અથવા છુપાવે કે છુપાવવાની કોશાશ કરે, અથવા તેવા લેખ સંબંધી બોગાડ કરે, તો તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા કરવામાં આવશે; અને વળી તે દંડને પણ લાયક થશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે નહીં. | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય નહીં. | માંડીવાળી શકાય નહીં. | સેશન કોરટ ઈનસાફ કરે. | જીવતાં સુધી સમુદ્રપાર અથવા ૭ વરસ સુધી બમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |

ટીકા.—કાંઈ સહેજ થોડી અગત્યનો કોઈ દસ્તાવેજ હોય તેનો નાશ કરવો અથવા તેને ચેહેરવો અથવા બગાડવો, એ બોગાડની વાખ્યામાં આવી જાય.

## વેપારની તથા મિલકતની નિશાણીઓ બાબત.

*વેપારની નીશાની.*

૪૭૮. આ માલ ફલાણા કારીગરે બનાવેલો છે, અથવા ફલાણી વખતે કે તે ઠેકાણે બનાવેલો છે, અથવા ફલાણી જાતનો છે, એ બતાવવાને માટે જે નીશાણી વાપરવામાં આવે તેનું નામ "વેપારની નીશાણી" પાડ્યું છે.

*મિલકતની નીશાની.*

૪૭૯. આ જંગમ મિલકત ફલાણા શખસની છે, એ બતાવવાને માટે જે નીશાણી વાપરવામાં આવે તેનું નામ "મિલકતની નીશાણી" પાડ્યું છે.

*ખોટી વેપારની નિશાનો વાપરવી.*

૪૮૦. જો કોઈ માણસ કાંઈ માલ ઉપર અથવા કાંઈ પેટી કે ઘર ઉપર, અથવા ગાંસડી ઉપર, કે માલ ભરેલાં કાંઈ બીજાં બારદાન ઉપર, કાંઈ નીશાણી કરે, અથવા જે પર કાંઈ નીશાણી હોય એવી પેટી કે ઘર, અથવા ગાંસડી કે બીજું બારદાન વાપરે, એવા ઈરાદાથી કે તે નીશાણી કરેલો માલ અથવા તે નીશાણી કરેલી પેટી કે ઘરમાં, અથવા ગાંસડીમાં, અથવા બારદાનમાં ભરેલો કાંઈ માલ જે કારીગરે બનાવ્યો ન હોય તેણે બનાવ્યો છે એવો, અથવા જે વખત કે ઠેકાણે તે બનાવ્યો ન હોય તે વખતે કે તે ઠેકાણે તે બનાવ્યો છે એવો અથવા

જે જાતનો તે ન હોય તે જાતનો તે છે એવો વિશ્વાસ ઉત્પન્ન કરવો, તો તે માણસે "ખોટી વેપારની નીશાણી" વાપરી એમ સમજવું.

ટીકા — આ કલમ પ્રમાણે ગુન્હો થવાને વાસ્તે તે વસ્તુ શી રીતે ઉત્પન્ન થઈ છે તેને વાસ્તે ખોટો ભરોસો કોઈને ઉત્પન્ન કરવાનો ઈરાદો હતો એમ હોવાની જરૂર છે, અને તેવો ભરોસો ઉત્પન્ન કરાવવાના સબબથી કાંઈ આશ પાશની બાબતનો ઉપયોગ કરવો જોઈએ.

કાંઈ વેપારની નીશાની ચાલુ હોય તો તે તેને એવી રીતે મળતી આવે છે કે જેથી કરીને બીજો શખ્સ ઠગાઈ શકે એમ હોવાની કાંઈ જરૂર નથી.

અમુક વસ્તુમાં કેટલો જથો છે એ વીશે કાંઈ જુઠું કેહેવું એનો આ કલમમાં સમાવેશ થતો નથી. જેમકે કોઈ દોરાની રીલ (ફીરકી) ઉપર તે ૩૦૦ વાર લાંબો છે એવું લખ્યું હોય અને ફક્ત તે ૨૫૦ વાર લાંબી હોય, તો તેને વાસ્તે કાંઈ શીક્ષા થાય નહીં. પણ કોઈ શખ્સ કોઈને એમ કહીને તેવી રીલ વેચે કે જેટલા વાર લાંબી ઉપર લખેલી છે તેટલાજ વાર લાંબી છે તો તે કલમ. ૪૧૫ મુજબ ઠગાઈનો ગુન્હો થાય.

ખોટી મિલકતના નીશાની વાપરવી.

૪૮૧. જો કોઈ માણસ કાંઈ જંગમ મિલકત કે માલ ઉપર, અથવા કાંઈ પેટી કે ઘર ઉપર, અથવા ગાંસડી ઉપર, અથવા જંગમ મિલકત કે માલ ભરેલાં બીજાં કાંઈ બારદાન ઉપર, કાંઈ નીશાણી કરે, અથવા જેપર કાંઈ નીશાણી હોય એવાં કાંઈ પેટી કે ઘરમાં, અથવા ગાંસડી, કે બીજુ બારદાન વાપરે, એવા ઈરાદાથી કે તે નીશાણી કરેલી મિલકત અથવા માલ, અથવા તે નીશાણી કરેલી પેટી કે ઘરાં, અથવા ગાંસડીમાં, અથવા બીજાં બારદાનમાં રાખેલી કાંઈ મિલકત કે માલ જે શખ્સનો ન હોય, તે શખ્સનો છે એવો વીશ્વાસ ઉત્પન્ન કરવો, તો તે માણસે "ખોટી મિલકતનાં નીશાણી" વાપરી એમ સમજવું.

શખ્સને છેતરવા અથવા નુકશાન કરવાના ઈરાદાથી કાંઈ ખોટી વેપારની અથવા મિલકતની નીશાની વાપરવાની સીક્ષા.

૪૮૨. કોઈ શખ્સને છેતરવાના અથવા નુકશાન કરવાના ઈરાદાથી જે માણસ કાંઈ ખોટી વેપારની નીશાણી અથવા કાંઈ ખોટી મીલકતની નીશાણી વાપરે, તે માણસને એક વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની સીક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે નહીં. | પ્રથમ વારંટ નીકળે. | જામીન થઈ શકાય | માંડીવાળી શકાય નહીં | પરેસીડન્સી માજીસ્ટ્રેટ અથવા ૧લા અથવા ૨ જા વરગનો માજીસ્ટ્રેટ ઈનસાફ કરે. | ૧ વરસ સુધી એમાંના ગમે ત પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |

કોઈ બીજો માણસ કાંઈ વેપારની અથવા મિલકતની નીશાણી વાપરતો હોય તેવી નીશાણી અથવા નુકશાન કરવાના ઈરાદાથી ખોટી બનાવવી.

૪૮૩. લોકને અથવા કોઈ શખસને હાની અથવા નુકશાન કરવાના ઈરાદાથી જે માણસ બીજો કોઈ શખસ વાપરતો હોય એવી કાંઈ વેપારની અથવા મોલકતની નિશાણી જાણીબુજીને ખોટી બનાવે, તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બનેની, સીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાય નહી. | પરેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૨ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બને. |
|---|---|---|---|---|---|

કોઈ સરકારી નોકર જે મીલકતનો નિશાણી વાપરતો હોય, અથવા કાંઈ મિલકતના બનાવટ, જાત વગેરે બતાવવા સારૂ તે જે નીશાણી વાપરતો હોય તેવી નિશાણી ખોટી બનાવવી.

૪૮૪. કોઈ સરકારી નોકર જે વાપરતો હોય તેવી કાંઈ મીલકતની નિશાણી, અથવા આ મોલકત ફલાણા કારીગરે અથવા ફલાણી વખતે કે ઠેકાણે બનાવી છે અથવા ફલાણી જાતની છે, અથવા ફલાણી હાફીસમાંથી પાસ થઈછે, અથવા કાંઈ માફીને લાયક છે, એવું બતાવવા સારૂ કોઈ સરકારી નોકર જે વાપરતો હોય તેવી કાંઈ નીશાણી જો કોઈ માણસ જાણીબુજીને ખોટી બનાવે, અથવા એવી કાંઈ નીશાણી ખોટી બનાવેલી છે એમ જાણ્યા છતા તેને ખરી દાખલ વાપરે એવા ઈરાદાથી કે લોકને અથવા કોઈ શખસને હાની અથવા નુકશાન કરવું, તો તે માણસને ત્રણ વરસના મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાય નહી | સેશનકોરટ, પ્રેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૩ વરસ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

કાંઈ છાપ, પતરૂ, અથવા કાંઈ

૪૮૫. કાંઈ છાપ, પતરૂ, અથવા કાંઈ સરકારી કે ખાનગી મીલકતની અથવા વેપારની નીશાનો કરવા અથવા ખોટી બનાવવાનું કાંઈ બાજુ

સરકારી કે ખાનગી મિલકતની અથવા વેપારની નિશાની ખોટા બનાવવાનું કાંઈ ઓજાર હથીયાર કલમબાજીથી બનાવવું અથવા કબજામાં રાખવું.

હથિયાર, જો કોઈ માણસ બનાવે અથવા પોતાના કબજામાં રાખે, એવા ઈરાદાથી કે તેવી ખોટી નિશાની બનાવવાના કારણસર વાપરવું, અથવા. કોઈ માણસ એવી કાંઈ મિલકતની કે વેપારની નિશાની પોતાના કબજામાં રાખે, એવા ઈરાદાથી કે કાંઈ માલ અથવા વેપારની જણશ જે કારીગરે અથવા કારીગરોની દુકાને બનાવી ન હોય તેણે તે બનાવી છે એમ અથવા જે વખતે તે ઠેકાણે તે બનાવી ન હોય તે વખતે અથવા તે ઠેકાણે તે બનાવી છે, એમ અથવા જે જાતની તે ના હોય તે જાતની તે છે એમ અથવા જે શખસની તે ના હોય તે શખસની તે છે એમ બતાવવાના કારણસર તે નિશાણી વાપરવામાં આવે તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય નહી | સેશન કોરટ, પરેસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૩ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને |
|---|---|---|---|---|---|

ખોટી મિલકતની અથવા વેપારની નીશાણી જે પર હોય એવો માલ જાણીબુઝી વેચવો.

૪૮૬. જે માલ ઉપર સરકારી કે ખાનગી મિલકતની અથવા વેપારની, ખોટી નીશાણી ચોહોડેલી અથવા પાડેલો હોય એવો કાંઈ માલ અથવા કાંઈ પેટી કે ઘર અથવા લપેટેલી વસ્તુ કે બારદાન ઉપર તેવી નીશાણી ચોહોડેલી અથવા પાડેલી હોય તે મધ્યે ભરેલા અથવા રાખેલા માલ, અગર કોઈ માણસ વેચે, અને તે માણસ એમ જાણતો હોય કે તે નીશાણી બનાવટની અથવા ખોટી કરેલી છે, અથવા તે નિશાણીથી જણાય છે તે કારીગરે અથવા તે વખતે અથવા તે ઠેકાણે નહી બનાવેલા માલ અથવા વેપારની જણશ ઉપર તે નિશાણી ચોહોડેલી અથવા પાડેલી છે, અથવા તે નિશાણીથી જણાય છે તેવી જાતનો તે માલ નથી અને કોઈ શખસને છેતરવાનો અથવા નુકશાન કે હાની કરવાનો તે માણસનો ઈરાદો હોય, તો તે માણસને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાય નહી. | પરેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે | ૧ વરસ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|

| | |
|---|---|
| કાંઈ ગાંસડી કે બારદાન મધ્યે માલ હોય તે ઉપર દગલબાજીથી કાંઈ ખોટી નિશાણી કરવી. | ૪૮૭. કાંઈ માલ ભરેલી ગાંસડી અથવા બારદાન ઉપર જો કોઈ માણસ દગલબાજીથી કાંઈ ખોટી નિશાણી કરે એવા ઈરાદાથી કે કોઈ સરકારી નોકર અથવા બીજા શખ્સનાં મનમાં એવો વિશ્વાસ ઉત્પન્ન કરવો કે તે ગાંસડી અથવા બારદાન મધ્યે જે માલ ન હોય તે તે મધ્યે છે અથવા તે મધ્યે જે માલ હોય તે તે મધ્યે નથી અથવા તે ગાંસડી અથવા બારદાન મધ્યેનો માલ ખરેખર જે જાતનો અથવા તરેહનો હોય તેથી જુદી જાતનો અથવા તરેહનો છે, તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાય. નહી. | સેશન કોરટ, પરેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૩ વરસ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |

| | |
|---|---|
| તેવી કાંઈ ખોટી નીશાનીનો ઉપયોગ કરવાની સીક્ષા. | ૪૮૮. કોઈ માણસ ઉપલી કલમમાં લખેલા ઈરાદાથી એવી કાંઈ નિશાણી ખોટી છે એમ જાણ્યા છતાં તે ખોટી નિશાણીનો દગલબાજીથી ઉપયોગ કરે તો તે માણસને ઉપલી કલમમાં લખ્યા મુજબ સીક્ષા કરવામાં આવશે. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય નહીં | સેશન કોરટ, પરેસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૩ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |

| | |
|---|---|
| નુકશાન કરવાના ઈરાદાથી કાંઈ મિલકતની નીશાણી કાહાડી નાંખવી. | ૪૮૯. કોઈ માણસ કાંઈ મિલકતની નિશાણી કાહાડી નાંખે અથવા તેનો નાશ કરે, અથવા તેને ચેહેરી નાંખે, એવા ઈરાદાથી અથવા એવો સંભવ જાણીને કે એમ કરવાથી પોતાથી કોઈ શખ્સને નુકશાન થાય તો તે માણસને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય નહી | પરેસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૧ વરસ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને |

## બાબ ૧૯ મો.

## નોકરી કરવાના કરાર તોડવાના ગુન્હા બાબત.

તરી અથવા ખુસ્કીના રસ્તાની મુસાફરી નોકરી કરવાનો કરાર તોડવો.

૪૯૦ કોઈ શખ્સને અથવા કાંઈ મીલકતને એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઈ જવા અથવા પોહોંચાડવામાં પોતાના અંગની નોકરી કરવાને, અથવા તરીકે ખુસ્કીના રસ્તાની કોઈ મુસાફરીમાં કોઈ શખ્સને નોકર શખ્સ કામ કરવાને અથવા તરીકે ખુસ્કીના રસ્તાની કોઈ મુસાફરીમાં કોઈ શખ્સને કે કાંઈ મીલકતને સંભાળવાને જે માણસ કાયદેસર કરારથી બંધાયો હોય, તે માંદગી અથવા પોતાની સાથે માઠી વરતણુકના સબબ સિવાય, તે પ્રમાણે કરવામાં બુદ્ધિપુરવક કસુર કરે તો તે માણસને એક મહીનાની મુદ્દત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એકસો રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

દૃષ્ટાંત.

(अ) अ એક પાલખી ઉચકનારો ब ને એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઈ જવાને કાયદેસર કરારથી બંધાએલો છતાં, રસ્તામાંથી અધવચ નાસી જાય, તો अ એ આ કલમમાં લખેલો ગુન્હો કરયો એમ સમજવું.

(ब) अ, એક મજુર ब નો સામાન એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઈ જવાને કાયદેસર કરારથી બંધાએલો છતાં, તે સામાન ફેંકી દે, તો अ એ આ કલમમાં લખેલો ગુન્હો કરયો એમ સમજવું.

(क) अ એક બળદીઆઓનો માલીક, પોતાના બળદીઆ ઉપર ભરીને કાંઈ માલ એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઈ જવાનો કાયદેસર કરારથી બંધાએલો છતાં, તેમ કરવામાં કાયદા વિરૂધ કસુર કરે, તો अ એ આ કલમમાં લખેલો ગુન્હો કરયો એમ સમજવું.

(ड) अ કાયદા વિરૂદ્ધ ઉપાયથી પોતાનો સામાન લઈ જવાની ब મજુરને જરૂર પાડે, અને ब ચાલતાં ચાલતાં રસ્તામાં તે સામાન મુકીને નાહાસી જાય, તો એ ઠેકાણે ब એ કાંઈ ગુન્હો કરયો એમ સમજવું નહી, કેમકે તે સામાન લઈ જવાની કાયદા પ્રમાણે તેની ફરજ નથી.

ખુલાસો—આ ગુન્હામાં એવું કાંઈ જરૂર નથી કે જે શખ્સને સારૂ નોકરી કરવી છે તેનીજ સાથે કરાર થયો જોઈએ. જે શખ્સ તે નોકરી કરવાનો છે તે શખ્સે કાયદા પ્રમાણે કોઈ પણ શખ્સની સાથે સાફ રીતે કે અરથાંત સમજાય એવી રીતે તે કરાર કીધો હોય તો બસ છે.

દૃષ્ટાંત.

अ એક ડાક કંપનીની સાથે એક મહિના સુધી પોતાની ગાડી હાંકવાનો કરાર કરે, અને ब તે ડાક કંપનીની સાથે ખુસ્કીએ કાંઈ મજલપર પોતાને પોહોંચાડવાનો બંદોબસ્ત કરે, અને પેલી એક મહિનાની મુદ્દત સુધી તે કંપની ब ને अ હાંકે એવા એક ગાડી આપે, અને अ રસ્તામાં અધવચ તે ગાડી બુદ્ધિપુરવક મુકીને

જતા રહે, તો એ ઠેકાણે, અગર અ એ બ ની સાથે કરાર કરયો નથી તોપણ અ એ આ કલમ મુજબ ગુન્હો કરયો એમ સમજવુ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ સમન નીકળે. | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાય. | પરેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે | ૧ મહીના સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા રૂ૧૦૦ દંડ અથવા બંને. |

ટીકા.—ઈંડીયન પીનલકોડની બીઈ કોઈ કલમના ગુન્હા કોનાથી માંડીવાળી શકાય તેવા છે તેને વાસ્તે ક્રીમીનલ પ્રોસીજરકોડ (આકટ ૧૮૮૨નો ૧૦મો) ક. ૩૪૫ જુઓ.

મહીને મહીને પગાર આપવો કરી જે નોકરોને રાખ્યા હોય તેવા નોકરોને આ કલમ લાગુ પડતી નથી, તેમજ એક મહીના પ્રથમ નોટીસ આપ્યા શીવાય જેમની નોકરી બંધ કરી શકાતી ના હોય તેવી રીતે જે નોકરો નોકરી કરતા હોય, તેવા નોકરોને આ કલમ લાગુ પડતી નથી.

આ કલમ પ્રમાણેના ગુન્હામાંથી બચી જવાને વાસ્તે ફક્ત મેહવાડ અથવા ખોટી બરદાસ એ બે પુરતાં કારણો છે. તેથી કરીને જંગલમાં કોઈ વાઘ આવે અને તેને દેખીને જો નોકર નાશી જાય અથવા તોફાનના વખતમાં કોઈ ચાકર વાહણ ઉપર જવાને ના પાડે અથવા કોઈ દેશમાં મરકી ચાલતી હોય તેવા દેશમાં મુસાફરી કરવાને ચાકર ના પાડે, તો તે આ કલમ પ્રમાણે ગુન્હેગાર થાય છે.

કોઈ ચાકરનો ચટેલો પગાર બરોબર વખતસર આપવાની શેઠ ના પાડતો હોય તો એવું કારણ ખોટી બરદાસમાં સમાવેશ થઈ શકે નહીં.

*લાચાર શખસોની ખોદમત કરવા તથા તેઓની હાજતો પુરી પાડવાનો કરાર તોડવો.*

૪૯૧. જે શખસ પોતાની ન્હાની ઊમરના, અથવા ગાંડાપણાના અથવા કાંઈ રોગ કે શરીરની નબળાઈના સબબથી લાચાર અથવા પોતાની સલામતાનો બંદોબસ્ત રાખવાને; અથવા પોતાની હાજતો પુરી પાડવાને જે માણસ કાયદેસર કરારથી બંધાએલો છતાં તેમ કરવામાં ખુશીપુરવક કસુર કરે, તેને ત્રણ મહિનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા બસેં રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ સમન નીકળે. | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાય. | પરસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧લા અથવા ૨ જા વરગનો મા. ઈનસાફ કરે | ૩ મહીના સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા રૂ૨૦૦ દંડ અથવા બંને. |

ટીકા.—કીયા ગુન્હા માંડીવાળી શકાય તેવા છે તેને વાસ્તે ક્રી. પ્રો. કોડ ક. ૩૪૫ જુઓ.

*કોઈ દુર જ.* ૪૯૨. બ્રિટિશ ઈંડિયા માંહેની કોઈ પણ જગોપર કોઈ બીજા શ

ગોપર ચાકરી કરવાનો કરાર કરયો હોય, અને તે જગોપર શેઠને ખરચે ચાકરને લેઈ ગયા હોય, તેવો કરાર તોડયો.

ખસને વાસ્તે ત્રણ વરસ સુધીની કોઈ પણ મુદત સુધી કારીગર, કામ કરનાર; અથવા મજુર દાખલ કરવાને જે શખસ લખેલા કાયદેસર કરારથી બંધાએલો હોય, અને તે કરારની શરત મુજબ તેને તે જગોપર તે બીજા શખસને ખરચે લેઈ ગયા અથવા લઈ જવાના હોય; તે શખસ પોતાનો કરાર કાયમ છે તે દરમિયાનમાં, ખુશીપુરવક તે બીજા શખસની ચાકરી છોડી દે, અથવા કબુલ કરેલી ચાકરી બાજબી અને યોગ્ય સબબ છતાં, બાજબી સબબ વગર તે ચાકરી કરવાની ના કહે, તો તે શખસને એક મહિનાની મુદત સુધીની, બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા તે ખરચથી બમણી રકમ સુધીના દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે; પણ જો તેના શેઠે તેની સાથે કાંઈ માઠી વરતણુક કરી હોય, અથવા પોતેજ તે કરાર મુજબ અમલ કરવામાં ગફલત કરી હોય તો તે ચાકરને કાંઈ સીક્ષા કરવામાં આવશે નહીં.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે નહી | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય. | પરેસીડન્સી માજીસ્ટરેટ અથવા પેલા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૧ મહીના સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા થએલા ખરચ થી બમણો દંડ અથવા બંને. |

ટીકા.—જુઓ પાછલી કલમની ટીકા.

# બાબ ૨૦ મો.

## લગન સબંધી ગુન્હાઓ બાબત.

કાયદા મુજબ લગન થવાનો કપટથી વિશ્વાસ બેસાડીને દંપતી ભાવે રેહેવું.

૪૯૩. પોતાની સાથે કાયદા મુજબ જે સ્ત્રી પરણી નથી તે સ્ત્રીને કપટથી તે પુરૂષ એવો વિશ્વાસ બેસાડે કે હું એ પુરૂષની સાથે કાયદા મુજબ પરણી છું, અને એવો વિશ્વાસ છતાં તે સ્ત્રી તેની સાથે તેની વહુ હોય એવી રીતે રહે અથવા સંભોગ કરે, એમ તે પુરૂષ કરે તો તેને દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકેનહી. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી | સેશન કોરટ ઈનસાફ કરે. | ૧૦ વરસસુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |

વર અથવા વહુનો હયાતીમાં ફ

૪૯૪. જેનો વર અથવા જેની વહુ હયાત હોય તે જો પરણે, અને તે એવી રીતે કે તે વર અથવા વહુની હયાતીમાં થયાના સબબ

રીથી લગ્ન કરવું. તે લગ્ન થએલું રદ થાય, તો તેને સાત વરસની મુદત સુધીની બે માંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

અપવાદ.—જે શખસનો વર અથવા વહુ હયાત છે, પણ જેનું તેની સાથે થએલું લગ્ન કોઈ મુખત્યાર કોરટે રદ ઠરાવ્યું છે; તેને આ કલમ લાગુ પડતી નથી અને જે શખસનું તે પાછળનું લગ્ન થતાં પેહેલાં સાત વરષની મુદત સુધી નારતર તેનો વર અથવા વહુ બાહાર રહ્યો અથવા રહી હોય, અને દરમિયાનમાં તે શખસને તે વર અથવા વહુ હયાત છે એવી ખબર મળી નહી હોય, અને તે શખસ પોતાના આગલા વર અથવા વહુની હયાતીમાં લગ્ન કરે, તેને પણ આ કલમ લાગુ પડતી નથી; પણ જે એ શખસ પ્રમાણે પાછળનું લગ્ન કરે, તેણે જેની સાથે તે લગ્ન કરે, તેને તે લગ્ન થતાં પેહેલાં સરવ બીના ખરેખરી પોતાના જાણવામાં હોય તેટલી જણાવવી જોઈએ.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય નહી. | માંડી વાળી શકાય નહી. | સેશન કોરટ ઈનસાફ કરે. | ૧૦ વરસ સુધીની બે માંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |
|---|---|---|---|---|---|

ટીકા.—આ કલમ પ્રમાણે ગુન્હો થવાને મુખ્ય એ બીના જોઈએ કે બીજું લગ્ન, કર્તી વખતે એક ખરૂ હયાત લગ્ન છે.

જો પ્રથમનું લગ્ન ખરૂ હોય, અને પાછળ કરેલું લગ્ન કોઈ બીજાં કારણોથી ખોટું થાય તે છતાં પણ વર અથવા વહુની હયાતીમાં ફરીથી લગ્ન કરવાનો ગુન્હો થાય છે. ગુરબક્ષસીંગ વિરૂદ્ધ શામસીંગ.

કોઈ હિંદુ સ્ત્રી વટલાઈને મુસલમાન થઈ જાય તોપણ તેના પ્રથમના ધણી સાથે થએલું લગ્ન કાંઈ બંધ પડતું નથી તેથી કરીને તેના ધણીની હયાતીમાં તે બીજું લગ્ન કરવાનો કરાર કરી શકે નહી. તેથી કરીને જો કોઈ મુસલમાન સાથે નીકાની તે સ્ત્રી ક્રીયા કરે તો તે આ કલમ પ્રમાણે ગુન્હો છે. રાણી વિરૂદ્ધ ગંગા, ૪ ઈં. લો રી. મુંબાઈ ૩૩૦.

કોઈ પણ નાત કોઈ લગ્ન ખોટું છે એમ કેહે અને સ્ત્રીને ફરીથી લગ્ન કરવાની પરવાનગી આપે, તો આવી તેમની પરવાનગી કોઈ પણ ઈનસાફની કોરટ મંજુર રાખશે નહી. તેથી કરીને એક ધણીની હયાતીમાં બીજો ધણી કરવાની નાતે પરવાનગી આપી છે એવું શુદ્ધબુદ્ધિમાં માનવું એ વાત પોતાના બચાવમાં મુકી શકાય નહી. રાણી વિરૂદ્ધ શંભુ રઘુ. ૧ ઈં. લો. રી. મુંબાઈ ૩૪૭.

કોઈ હિંદુ કે મુસલમાન સ્ત્રી એક ધણી હયાત છતાં બીજો ધણી કરે તો તે ગુન્હો છે. ધણી એક સ્ત્રીથી વધારે કરે તો તે ગુન્હો નથી કેમકે ધણીને ધર્મશાસ્ત્ર પ્રમાણે એક સ્ત્રીથી વધારે કરવાની છુટ છે.

એક રાણી વિરૂદ્ધ ઉજી, ૬ ઈં. લો. રી. મુંબાઈ ૧૨૬, ના કેસમાં નીચે પ્રમાણે હકીકત હતી.

એક રજપુતે પોતાની સ્ત્રીને છેડા છુટકાનું ખત કરી આપ્યું. કોરટે એવું ઠરાવ્યું કે

આ ખત સાબીત થએલું છે અને આ રજપુતની નાતમાં કોઈ પણ રજપુત પુરતા કારણને લીધે પોતાની સ્ત્રીને ફારકો આપી શકે છે, પણ આ કેસમાં એવા છુટકાનું ખત પુરતા કારણને લીધે આપવામાં આવ્યું નથી તેથી કરીને પક્ષકારોએ બીજુ લગ્ન કરયું છે માટે ૪૯૪ મી કલમ પ્રમાણે ગુન્હો કરયો છે, અને જે ગોરે લગ્ન કરાવ્યું છે તે પણ કલમ ૪૯૪ અને ૧૦૯ પ્રમાણે મદદગાર કહેવાય;

કોઈ ગેરકાયદેસર લગ્ન થતું હોય તેવે પ્રસંગે હાજર રેહેવાને કોઈ શખસ ફકત કબુલાત આપે તો તેથી, અથવા હાજર રેહેતો નથી, અથવા સગવડને વાસ્તે પોતાનું ઘર આપે તો તેથી, કોઈ આવા ગેરકાયદેસર લગ્નને મદદગારી કરવાનો ગુન્હો થતો નથી.

જેમને એકથી વધારે સ્ત્રી અથવા ધણી કરવાનો હક નથી તેમનેજ આ કલમ લાગુ પડે છે. માટે કરીને હિંદુ અથવા મુસલમાન પુરૂષોને આ કલમ લાગુ પડતી નથી પણ હિંદુ સ્ત્રી અથવા મુસલમાન સ્ત્રીને લાગુ પડે છે.

મુંબાઈ ઈલાકામાં તળબદા કોળીની નાતમાં એવો રીવાજ છે કે ધણીની પરવાનગી વીના સ્ત્રી બીજો ધણી કરી શકે તે છતાં પણ હાઈકોરટે એવું ઠરાવ્યું કે હિંદુશાસ્ત્રના મુળ તત્વથી આ ઉલટું છે, માટે તેમ થાય નહી.

એક મદ્રાસના કેસમાં એમ બન્યું હતું કે કોઈ ખ્રીસ્તી થઈ ગએલો શખસ ખ્રિસ્તી ધરમ પ્રમાણે એક સ્ત્રી પરણ્યો પછીથી તે હિંદુના ધરમમાં ગયો અને પેહેલી સ્ત્રીની હયાતીમાં હિંદુ ધરમ પ્રમાણે બીજી સ્ત્રી ફેર પરણ્યો તેમાં સેશન જડજે તેને આ કલમ પ્રમાણે ગુન્હેગાર ઠરાવ્યો હતો, પણ હાઈકોરટે તે શિક્ષા રદ કરી, કેમકે જે વખતે તેણે બીજુ લગ્ન કરયું. તે વખતે તે હિંદુ થએલો હતો અને હિંદુશાસ્ત્ર પ્રમાણે તેને એક સ્ત્રીની હયાતીમાં બીજી સ્ત્રી કરવાનો અધીકાર છે.

એક મુસલમાન પરણેલી છોકરી કોઈ વાલીના કબજામાં હોય અને તે વાલીની જાણ વિના અગર તેની કબુલાત વિના બીજુ લગ્ન કરે તો વાલી કલમ ૧૦૯ અને ૪૯૪ પ્રમાણે મદદગારી કરવાનો ગુન્હેગાર થતો નથી.

આ કલમ પ્રમાણેનો ગુન્હો થવા નીચે પ્રમાણે હકીકતો જોઈએ.

૧. ફરિયાદી અને તોહોમતદાર વચ્ચે કાયદેસર લગ્ન થએલું છે.

૨. આવુ લગ્ન ચાલુ છતાં અમુક બીજા શખસ સાથે લગ્ન કરયું છે, અને લગ્ન ચાલુ છે એવું તોહોમતદાર જાણે છે.

તેજ ગુન્હો, પણ જે શખસની સાથે પાછળનું લગ્ન થાય તેનાથી આગળનાં લગ્નની વાત છુપાવીને, કરેલો.

૪૯૫. જેની સાથે પાછળનું લગ્ન કરવામાં આવે તેનાથી આગલા લગ્નની વાત છુપાવીને જે શખસ ઉપલી કલમમાં લખેલો ગુન્હો કરે, તેને દસ વરસની મુદત સુધીની બેમાંની ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમવારંટ નીકળે. | જામીન લેઈ શકાય નહી. | માંડીવાળી શકાય નહી. | સેશન કોરટ ઈનસાફ કરે. | ૧૦ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. |

ટીકા—નીકા લગન કરવું એ પણ કલમ ૪૯૪ અને કલમ ૪૯૫ પ્રમાણે છે. મુસલમાનોમાં ઘણું પ્રખ્યાત તે જાતનું લગન ગણાય છે. રાણી વોરૂધ જદુ મુસલમાની વીગેરે કવી. રી. ૬૦ ફી.

કાયદા મુજબ લગન થતાં દગલબાજીના ઈરાદાથી થવા દીધેલો લગન વીધી.

૪૯૬. જે માણસ બદદાનતથી અથવા દગલબાજીના ઈરાદાથી પોતાનો લગન વિધી થવા દે, એવું જાણીને કે તેમ થવાથી કાયદા મુજબ માહારૂં લગન થતું નથી; તો તેને સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય નહી. | સેશન કોરટ ઈનસાફ કરે. | ૭ વરસ સુધી એમાંના ગમે તે. પ્રકારની કેદ તથા દંડ. |

ટીકા—કોઈ શખ્સ પોતાના ઘરમાં લગન થવા દેતો ફકત લગન થવા દેવાને વાસ્તે ઘર ધણીએ આ કલમ પ્રમાણે મદદગારી કરી એવું તોહોમત મુકી શકાય નહી રાણી વીરૂધ કદમ. વી. રો. ફી. ૧૩.

છીનાળુ.

૪૯૭. આ શખ્સ બીજા પુરૂષની સ્ત્રી છે, એવુ તે જાણે છે અથવા એવુ માનવાનું જેને કારણ છે, તે માણસ તે શખ્સની સાથે પેલા બીજા પુરૂષની રજામંદી સીવાય, અથવા તે બીજા પુરૂષે જાણ્યું અજાણ્યું ન કરતાં સંભોગ કરે, અને તે સંભોગ બળાત્કાર સંભોગનો ગુન્હો ન થતો હોય, તો તે માણસે છીનાળાનો ગુન્હો કર્યો એમ સમજવુ, અને તેને પાંચ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની સીક્ષા કરવામાં આવશે. એવી બાબતમાં તે સ્ત્રીને મદદગારની માફક સીક્ષા કરવામાં આવશે નહી.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડીશકે નહી | પ્રથમવારંટની કળે. | જામીન લેઈ શકાય. | માંડીવાળીશકાય | પરેસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા વરગનો માજીસ્ટરેટ ઈનસાફકરે. | ૫ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |

ટીકા.—આ કલમનો ગુન્હો માંડીવાળી શકાય તેવો છે. ઇંડીયન પીનલકોડની કીઈ કી ઈ કલમોના ગુન્હા કોનાથી માંડીવાળા શકાય તેવા છે તેને વાસ્તે ક્રીમીનલ પ્રોસીજરકોડ (૧૮૮૨નો ૧૦મો આકટ) કલમ ૩૪૫ જુઓ.

બંગાળાની હાઇકોરટે એવું ઠરાવ્યું છે કે ધણી અને સ્ત્રીના પુરાવાની ઉપરાંત આ ક લમ પ્રમાણે લગ્નનો પુરાવો વધારે સાબીત કરવો જોઈએ.

આ કલમનો ગુન્હો થવાને વાસ્તે બળાત્કાર સંભોગના ગુન્હાની માફક ખરેખરો પ્ર વેશ થયેલો જોઈએ. ગમેતો વીર્ય પડયું હોય અગર ના પડયું હોય પણ પ્રવેશ થયો હોય તો બસ છે.

સ્ત્રીના કૃત્ય સામે ધણીએ અખાડા કરયા હતા એવું સાબીત કરતાં એમ જણાઈ આ વવું જોઈએ કે તે કૃત્ય કરાવવામાં ધણીની ખુશીથી કબુલાત હતી.

કોઈ ધણી પોતાની સ્ત્રીના તકરારી વાદ વીવાદથી ગુસ્સે થઈને તે સ્ત્રીને કેહે કે જો તારે તારા યાર સાથે સંબંધ રાખવો હોય તો તારે મારી પાસે રેહેવું નહી. આ ઉપરથી તે સ્ત્રી જાણી જોઈને પોતાના યાર સાથે રેહેવાને જાય અને તેનો ધણી તેને અટકાવવાને બીલકુલ કોશીશ કરે નહી, તો આ ઉપરથી એમ નહી સમજવું કે તેના ધણીએ તેના કૃત્યના અ ખાડા કરયા.

આ કલમ ધણીના હક જાળવવાને વાસ્તે છે અને તેથી કરીને ધણી એવી રીતે કાં ઈ કબુલાતઆપે અથવા અખાડા કરે કે જે ઉપરથી એવો અનુમાન થઈ શકે તેણે પો- તાની સ્ત્રીને છીનાળું કરતાં અટકાવવાનો પોતાનો હક તજ્યો છે, તો તેવી બાબતમાં ગુ- ન્હેગાર ઠરાવી શકાય નહી.

કોઈ શખ્સ સાથે છીનાળું કરવાને પોતાની સ્ત્રીને ધણીએ રજામંદી આપી હોય, તો ફરીથી તેજ શખ્સ સાથે છીનાળુ કરવાની ફરીયાદી કરી શકાય નહી.

આ કલમ ૪૯૭ પ્રમાણેના ગુન્હાની ફરીયાદ ધણી શીવાય બીજો કોઈ શખ્સ લા વી શકે નહીં.

કલમ ૪૯૭ પ્રમાણે છીનાળાને વાસ્તે કામ ચલાવવામાં આવ્યું હોય તો તેમાં ધણી નું મોત થવાથી ફરિયાદ કાંઈ બંધ પડિ શકતી નથી.

કલમ ૪૯૭ પ્રમાણે છીનાળાનો ગુન્હેગાર કોઈ શખ્સને ઠરાવવામાં આવ્યો હોય તો જો કદાચ કલમ ૪૯૮ પ્રમાણે તે લલચાવિને લેઈ ગયો હોય નહિ તો કલમ ૪૯૮ પ્રમાણે પણ ગુન્હેગાર ઠરાવવાની કાંઈ જરૂર નથી. રાણી વીરૂધ પોચનચંગર વી. રી. ક્રી. ૩૫.

છિનાળુ કરવાના ઈરાદાથી ઘર પ્રવેશ કરવાને વાસ્તે કોઈ પણ શખ્સને ગુન્હેગાર ઠ રાવી શકાય, અને વળી જો ધણીની રજામંદી અગર અખાડા હોય નહી, તો તેવી ફરિયાદ ધણી શિવાય બીજા કોઈ શખ્સે કરી હોય તોપણ ગુન્હેગાર ઠરાવી શકાય. ૩ મ જુ. ૨૮૫.

કોઈ શખ્સ બીજાના ઘરમાં તેની રજામંદી શિવાય પેસે અને ત્યાં તેની સ્ત્રિ સાથે છિનાળુ કરે તો તેના ઉપર ઘર પ્રવેશનું અને છિનાળુ કરવાનું બંને તોહોમત મુકી શકાય. કેમકે બંને પૃથક પૃથક ગુન્હા છે. સરકાર વિરૂદ્ધ રોખભંનજી.

આ કલમ પ્રમાણે કોઈ શખ્સ ઉપર તોહોમત આવ્યું હોય, તે શખ્સ એમ જ તાવે કે જે સ્ત્રિ સાથે છિનાળુ કરવાનું તોહોમત આવ્યું છે તે સ્ત્રિ સાથે નાત રીવાજ પ્ર

માણે મેં નાતરૂં કીધેલું છે, તો તેમાં ઠારવું એવું જોઈએ કે જે વખતે તેણે નાતરૂં કરયું તે વખતે તે સ્ત્રિ કોઈની પરણેલ સ્ત્રિ છે એવું નિસ્કપટપણે તે માનતો હતો કે નહી. જો એમ માનતો હોય કે તે વખતે તેવી નહોતી, તો તોહોમત મુકી શકાય નહી. રાણી વિરૂદ્ધ મનોહર રાઈજી. ૫ મું. રી. ક્રિ. ૧૭.

તળબદા કોળીઓની નાતમાં એવો રીવાજ છે કે કોઈ પણ સ્ત્રિ પોતાના ધણીની હયાતીમાં તેની રજામંદી શિવાય તેને મુકીને જાય અને બજુ લગન કરી શકે અને તે ખરૂં ગણાય. પણ આ વાત હિંદુશાસ્ત્રના મુળ તત્વથી ઉલટી છે તેથી કરીને તેના ઉપર ભરોસો રખાતો નથી. માટે જો તેવી કોઈ સ્ત્રિ બીજુ લગન કરે તો કલમ ૪૯૪ પ્રમાણે એક ધણી અથવા સ્ત્રિની હયાતીમાં બીજો ધણી અથવા બીજી સ્ત્રિ કરવાનો ગુન્હો કહેવાય, અને કોઈ શખસ આવી સ્ત્રિ સાથે સંભોગ કરે અને જો કાયદેસર એવુ શાબિત કરી શકાય, કે તે એવું માનતો હતો કે તે સ્ત્રિ કાયદા પ્રમાણે મારી સ્ત્રિ નથી, તો તેવો શખસ આવો સંભોગ કરવાને આ કલમ પ્રમાણે ગુન્હેગાર થઈ શકે. રાણી વિરૂદ્ધ કરસન ગોજા. ૨ મું. હા. કો. રી. ૧૧૭.

કોઈ એક મુસલમાને એવું બતાવ્યું કે હું છ વાર પરણ્યો છું અને તેનું પાંચમું અને છઠ્ઠું લગન બરોબર કાયદેસર ગણાવવાને તેણે પેહેલી ચાર બાયડીઓમાંની બે બાયડીઓના છુટકા છુપાવ્યા. તેના કાયદા પ્રમાણે તેનાથી ચાર બાઈડીઓ થઈ શકે તેમ દેખાડ્યું. પેલી ચાર બાઈડીઓને તેણે પુરતો છુટકો આપેલો નહોતો. તેમાં વળી બેના છુટકા છુપાવ્યા અને કાયદા પ્રમાણે બીજી બે સ્ત્રિયો પરણ્યો. હવે કોઈ શખસ તેની પાંચમી અને છઠી બઈરી સાથે છીનાળુ કરયું તેમાં એવું ઠરાવ્યું કે તેના પાંચમી અને છઠી બઈરીઓ તેની કાયદેસર સ્ત્રિયો હતી નહી અને તેથી કરીને આ કલમ પ્રમાણે કેદીએ ગુન્હો કરયો નથી. શબનાથનખાન વિરૂદ્ધ સરકાર.

સાપ્રાધ ઈરાદાથી કોઈ પરણેલી સ્ત્રીને ફોસલાવી જવી, લઈ જવી, અથવા રોકી રાખવી.

૪૯૮. જે સ્ત્રી કોઈ પુરૂષની સ્ત્રી છે, અને તે સ્ત્રી ના છે એવુ તે માણસ જાણે છે, અથવા એવુ માનવાનું જેને કારણ છે તે અગર તે સ્ત્રીને તે પુરૂષ પાસેથી, અથવા તે પુરૂષની વતી જે શખસના હવાલામાં તે સ્ત્રી હોય તે શખસ પાસેથી લઈ જાય, અથવા ફોસલાવીને લઈ જાય, એવા ઈરાદાથી કે તે સ્ત્રી કોઈ શખસની સાથે જારકરમ કરે, અથવા એવી કોઈ સ્ત્રીને તે ઈરાદાથી સંતાડી અથવા રોકી રાખે, તો તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | [illegible]વારંટ નીકળે. | જામીન[illegible] ઈ શકાય | માંડીવાળી શકાય. | પરેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૨ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|

ટીકા—આ કલમનો ગુન્હો માંડીવાળી શકાય તેવો છે. ઇંડિયન પીનલકોડની કોઈ કોઈ કલમોના ગુન્હા કોનાથી માંડીવાળી શકાય તેવા છે, તેને વાસ્તે ક્રિમીનલ પ્રોસીજર કોડ (૧૮૮૨ નો ૧૦ મો આકટ) ની કલમ ૩૪૫ જુઓ.

કોઈ શખ્સની સાથે કોઈ સ્ત્રિ આપ ખુશીથી જતી હોય અને તે સ્ત્રિના કહેવાથી તે શખ્સ તેની સાથે જતો હોય, તોપણ આ કલમ પ્રમાણે લેઈ જવાનો ગુન્હો થાય છે.

ધણી ધણીયાણી તરીકે રેહેતાં હોય, તો લગન થએલું છે એમ અનુમાન થઈ શકે, અને તેથી કરીને લગ્ન ખરૂ હતું કે નહી, એવુ સાબિત કરવાનો બોજો ગુન્હેગારને શીરછે. રાણી વિરૂદ્ધ વઝીરા ૮ બં. લા. રી. એ. ૬૩.

આ કલમ પ્રમાણેના ગુન્હાનું તોહોમત તે સ્ત્રિના ધણીથીજ લાવી શકાય અગર તે ધણીએ જેની સંભાળમાં તે સ્ત્રિને સોંપી હોય તેવા શખ્સથી લાવી શકાય.

આ કલમ પ્રમાણે જે લઈ જવું જોઈએ તે લેઈ જવું એવી રીતે થએલું હોવું જોઈએ કે તેસ્ત્રિને જ્યારે તેના ધણીના અથવા તેની તરફથી કોઈ શખ્સના કબજામાં થી અથવા આશરામાંથી લેઈ જવી જોઈએ. એવી કાંઈ જરૂર નથી કે તે સ્ત્રિ તેવા શખ્સના ઘરમાંજ રેહેતી હતી.

કોઈ સ્ત્રિ પોતાના ધણી સાથે રેહેતી હોય અને તેની સાથે દુષ્ટ કરમ કરવાને સારૂ કોઈ શખ્સ તેની સાથે જાય અને તેથી કરીને તે સ્ત્રિ ઉપરનો તેના ધણીનો દાબ અટકે, તો આવી હકીકતથી આ કલમ પ્રમાણે લઈ જવાનો ગુન્હો થઇ શકે છે. તે સ્ત્રિ તેમાં સામલ હતી કે નહી, એ કાંઈ વધારે અગત્યની બાબત નથી.

કોઈ ધણીના ઘરમાં તે સ્ત્રી રેહેતી હોય, અથવા તે ધણીએ કોઈ ઘર ભાડે રાખી આપેલું હોય અને તેનું ભાડું પોતે આપતો હોય, તેવા ઘરમાંથી કોઈ સ્ત્રીને સાપરાધ ઈરાદાથી લલચાવી લઈ જવું અથવા બીજી રીતે લેઈ જવું, એ આ કલમ પ્રમાણે ગુન્હો છે; પણ તેમાં મુખ્ય એમ હોવું જોઈએ કે લેઈ જનાર શખ્સ એમ જાણતો હતો કે જેના ઘરમાંથી તે સ્ત્રીને લઈ ગયો છે તેવા શખ્સની તે સ્ત્રી હતી. મુત્તાખાન વીરૂધ મંગલુ ખંસામાં ૫ વી.રી. ક્રી. ૫૦.

કોઈ સ્ત્રી કોઈ શખ્સને તેની સાથે લઈ જવા કેહે અને તે શખ્સ લેઈ જવાની ના કેહેતો હોય પણ પુછીથી આખરે લેઈ જાય, તો તે પણ આ કલમ પ્રમાણે ગુન્હો છે. રાણી વીરૂધ કુમાર સ્વામી. ૨. મ. હા. કો. રી. ૩૬૧.

કોઈ વીશ વરસની પરણેલી સ્ત્રીને પોતાના ધણીનું ઘર છોડવાને ઉશ્કેરણી આપવાનો કોઈ દલાલણ ઉપર ગુન્હો મુકવામાં આવ્યો હતો. પુરાવા ઉપરથી એમ જણાયું કે તે સ્ત્રીનો આપ ખુશીથી પોતાના ધણીનું ઘર છોડવાનો અને કલકત્તામાં કીસ્બણનો ધંધો કરવાનો વીચાર હતો તેમાં કોરટે આ કલમ પ્રમાણે ગુન્હેગાર ઠરાવી. કેમકે જો તે દલાલણ વચ્ચે પડી હોત નહી. તો તે સ્ત્રી પોતાની ધારેલા મતલબ પાર પાડી શકાત નહી. રાણી વીરૂધ શ્રીમતી પુડી. ૧ વી. રી. ક્રી. ૪૫.

# બાબ ૨૧ મો.

## આબરૂ લેવા બાબત.

આબરૂ લેવી.

૪૯૯. જે માણસ બોલેલા અથવા વાંચવાને ઇરાદે રાખેલા શબ્દોથી અથવા કાંઈ ચિન્હો કે આકારોથી, કોઈ શખ્સની બાબત કાંઈ આરોપ મુકે અથવા પ્રગટ કરે, એવા ઇરાદાથી કે તે આરોપથી તે શખ્સની આબરૂને હાનિ પોહોંચડવી, અથવા હાનિ પોહોંચશે, એવું જાણીને અથવા એવુ માનવાનું કારણ છતાં, તે તેણે તે શખ્સની આબરૂ લીધી એમ સમજવુ; પણ નિચેના અપવાદો મધ્યેની બાબતોમાં એમ સમજવું નહી.

ખુલાસો ૧ લો—કોઈ મુએલા શખ્સની ઉપર કાંઈ આરોપ મુકવો એ આબરૂ લેવી થઈ શકે, જો તે આરોપ એવો હોય કે તેથી તે શખ્સ જીવતો હોય તો તેની આબરૂને હાની પોહોંચે તથા, એવા ઇરાદાથી તે આરોપ મુક્યો હોય કે તેથી તે શખ્સના કુટુંબને અથવા પાસેના બીજા સગાઓને માઠું લાગે.

ખુલાસો ૨ જો—કોઈ કંપની અથવા મંડળી અથવા મનુષ્ય સમુદાય વિશે કાંઈ આરોપ મુકવો, એ આબરૂ લેવી થઈ શકે.

ખુલાસો ૩ જો—વઈકલ્પિક રીતે, અથવા વ્યાજોક્તિની રીતે, મુકેલો આરોપ આબરૂ લેવી થઈ શકે.

ખુલાસો ૪ થો—જે આરોપ, પોતેજ અથવા દૂરાંતરે, બીજાઓની નજરમાં જે શખ્સની નીતિ અથવા બુદ્ધિ વિશે હલકો વિચાર ઉત્પન્ન ન કરે અથવા જે શખ્સનું પોતાની જાતી અથવા ધંધા સંબંધી માન ઓછું ન કરે, અથવા જે શખ્સની શાખ ઓછી ન કરે, અથવા જે શખ્સનું શરીર કંટાળો ઉપજાવે એવી હાલતમાં અથવા જે હાલત ઘણા માણસોના વિચાર પ્રમાણે શરમ ભરેલી ગણાય છે તેવી હાલતમાં છે એવુ માનવાનું કારણ ન થઈ પડે, તે આરોપથી, તે શખ્સની આબરૂને હાનિ પોહોંચી એમ સમજવુ નહી.

દૃષ્ટાંત.

(અ) "ક ભલો માણસ છે; તેણે કદી બ નું ઘડિયાળ ચોરયું નથી," એ પ્રમાણે અ બોલે, એવા ઇરાદાથી કે ક એ બ નું ઘડિયાળ ચોરયું એમ માનવામાં આવે, તો એ આબરૂ લેવી છે; પણ જો એકાદા અપવાદમાં એ દાખલ થાય તો નહી.

(બ) બ નું ઘડિયાળ કોણે ચોરયું? એવો સવાલ અ ને પુછતાં ક ની તરફ આંગળી કરે, એવા ઇરાદાથી કે બ નું ઘડિયાળ ક એ ચોરયું એમ માનવામાં આવે, તો એ આબરૂ લેવી છે; પણ જો એકાદા અપવાદમાં દાખલ થાય, તો નહી.

(ક) બ નું ઘડિયાળ લઈને ક નાશી જતો હોય એવું અ એક ચિત્ર પાડે, એવા ઇરાદાથી કે બ નું ઘડિયાળ ક એ ચોરયું એમ માનવામાં આવે, તો એ આબરૂ લેવી છે; પણ જો એકાદા અપવાદમાં એ દાખલ થાય; તો નહી.

લોક કલ્યાણાર્થે જે સાચો આ

પેહેલો અપવાદ—જે કાંઈ સાચી વાતનો આરોપ કોઈ શખ્સની ઉપર મુકવો, અથવા પ્રગટ કરવો, લોક કલ્યાણારથે જરૂર હોય તે આરો

રૂપ મુકવો અથ પ મુકવો અથવા પ્રગટ કરવો એ આબરૂ લેવી છે એમ સમજવું નહી;
વા પ્રગટ કરવો તેમ કરવું લોક કલ્યાણારથે જરૂર છે કે નહી એ હકીકતની બાબત છે.
જરૂર હોય તે.

સરકારી નોકરો ની સરકારી અ મલ સંબંધીની ચાલ.

બીજો અપવાદ—પોતાનો સરકારી અમલ ચલાવવા સંબંધીની કો ઈ સરકારી નોકરની ચાલ બાબત, અથવા તે ચાલ ઉપરથીજ નજર આવતી તેની આબરૂ બાબત, શુધબુધિથી કાંઈ પણ અભિપ્રાય આપવો એ આબરૂ લેવી છે એમ સમજવું નહી.

કાંઈ સારવજ નિક વિષય સંબં ધી કોઈ પણ શ ખસની ચાલ.

ત્રીજો અપવાદ—કાંઈ સારવજનિક વિષય સંબંધી કોઈ પણ શખસ ની ચાલ બાબત અથવા તે ચાલ ઉપરથીજ નજર આવતી તેની આબ રૂ બાબત શુધબુધીથી કાંઈ પણ અભિપ્રાય આપવો, એ આબરૂ લેવી છે એમ સમજવું નહી.

દૃષ્ટાંત.

કાંઈ સારવજનિક વિષય સંબંધી સરકારને અરજી કરવામાં, અથવા કાંઈ સારવજનિક વિ ષય સંબંધી એક મંડળીમાં મળવવાની દરખાસ્ત ઉપર સહી કરવામાં, અથવા તે મંડળીમાં જવા અથવા તે મંડળીના પ્રમુખ થવામાં, અથવા લોકનો આગ્રમ માગનારી કોઈ સભા ઉભી કરવામાં અથવા તેમાં સામિલ થવામાં, અથવા જે જગાનું કામ સારી રીતે ચ લાવવામાં લોકને ફાયદો હોય એવી કોઈ જગાને માટે કોઈ ઉમેદવારની તરફ સંમત માગવા અથવા આપવામાં, ક ની ચાલ સંબંધી સુધબુધીથી અ ગમે તે અભિપ્રાય આ પે, તો તે આબરૂ લેવી છે એમ સમજવું નહી.

ઈનસાફની કો રટમાંનાં મુકદમા ઓની હકીકત

ચોથો અપવાદ—કોઈ ઈનસાફની કોરટમાંના મુકદમાનો, અથવા તેવા કોઈ મુકદમાના નિવેડાનો, મતલબ બરાબર હોય એવો ખરેખરો હે વાલ જાહેર કરવો, એ આબરૂ લેવી છે એમ સમજવું નહી.

ખુલાસો—કોઈ ઈનસાફની કોરટમાં ચોકશી થતાં પેહેલાં ખુલી કોરટમાં કોઈ સુલેહનો અંમલદાર અથવા બીજો અમલદાર કાંઈ તજ વીજ કરતો હોય, તે ઉપલી કલમના અરથ પ્રમાણેની કોરટ છે એમ સમજવું.

કોઈ ઈનસાફની કોર્ટમધ્યે ફેંસલ થએલા મુકદમા ની કેફિયત અથ વા તે માંહેલા શા હેદો તથા બીજા સંબંધ રાખનારા ઓની ચાલ.

પાંચમો અપવાદ—કોઈ ઈનસાફની કોરટમાં જે દિવાની કે ફોજ દારી મુકદમાનો ફેંસલો થઈ ચુક્યો હોય તે મુકદમાની કેફિયત બાબત અથવા એવા કોઈ મુકદમામાં પક્ષકાર, શાહેદ અથવા મુખત્યાર દાખલ કોઈ પણ શખસની ચાલ બાબત, અથવા તે ચાલ ઉપરથીજ નજર આવતી તે શખસની આબરૂ બાબત, શુધબુધીથી ગમે તે અભિપ્રાય આપવો, એ આબરૂ લેવી છે એમ સમજવું નહી.

દૃષ્ટાંત.

(અ). "પેલા મુકદમામાં ક એ આપેલી શાહેદી એવી ઉલટી છે કે મને એમ લાગે છે કે તે મુરખ અથવા અપ્રમાણિક હોવો જોઈએ" એ પ્રમાણે જો અ શુધબુધી

થી કેહે, તો તે આ અપવાદમાં દાખલ થાય છે; કેમકે જે અભિપ્રાય તે આપે છે તે શાહેદ શાખલ ड ની ચાલ ઉપરથીજ નજર આવતી ड ની આબરૂ બાબત છે.

(ब) પણ જો તે એ પરમાણે કેહે કે, "તે મુકદમામાં ड એ જે કહ્યુ તે હું ખરૂ માનતો નથી, કેમકે હું જાણું છું કે એ અપ્રમાણિક માણસ છે," તો अ આ અપવાદમાં દાખલ થતો નથી, કેમકે ड ની આબરૂ બાબત જે અભિપ્રાય તે આપે છે તે શાહેદ શાખલ ड ની ચાલ ઉપરથી આધાર રાખતો અભિપ્રાય નથી.

પ્રસીધ કરતાનાં ગુણ દોષ.

છઠો અપવાદ—જે કૃતિ તેના કરતાએ લોકના વિચારપર રજુ કરી છે એવી કોઈ કૃતિનાં ગુણ દોષ વિશે અથવા તે કૃતિમાંજ નજર આવતી તેના કરતાની આબરૂ વિશે, સુધબુધિથી કાંઈ પણ અભીપ્રાય આપવો એ આબરૂ લેવી છે એમ સમજવું નહી.

ખુલાસો—કાંઈ કૃતિ લોકોના વિચારપર સ્પષ્ટ રીતે રજુ થાય, અથવા તેના કરતાનાં કામો ઉપરથી તે લોકોના વિચાર પર રજુ કરી એવું અનુમાન થઈ શકે.

દૃષ્ટાંત.

(अ) જે શખસ કાંઈ પુસ્તક પ્રગટ કરે છે, તે તે પુસ્તક લોકોના વિચારપર રજુ કરેછે.

(ब) જે શખસ જાહેર રીતે કાંઈ ભાષણ કરે છે, ને તે ભાષણ લોકના વિચાર પર રજુ કરે છે.

(क) જે નાટકવાળો અથવા ગાનારો લોકની આગળ નાટકમાં વેષ લઈને આવે, તે પોતાની નાટકની અથવા ગાયનની કૃતિ લોકના વિચાર પર રજુ કરે છે.

(ड) ड એ એક પુસ્તક પ્રગટ કરયું છે, તે વિશે अ એમ કેહે કે, "ड નું પુસ્તક બેવકુફી ભરેલું છે, માટે ड મંદ બુધિ હોવો જોઈએ, ड નું પુસ્તક બીભત્સ છે, માટે ड નઠારા મનનો માણસ હોવો જોઈએ" હવે જો એ પ્રમાણે अ સુધબુધિથી કેહેતો હોય, તો તે આ અપવાદમાં દાખલ થાય છે, કેમકે ड બાબત જે અભિપ્રાય આપે છે, તે ફક્ત ड ના પુસ્તકમાંજ નજર આવતી ड ની આબરૂ બાબતછે.

(इ) પણ જો તે એમ કહે કે ड નું પુસ્તક બેવકુફી ભરેલું તથા બીભત્સ છે એ જોઈ ને મને કાંઈ આશ્ચર્ય લાગતુ નથી, કેમકે તે જાતેજ મંદબુધિ તથા લોહો છે," તો अ આ અપવાદમાં દાખલ થતો નથી, કેમકે ड ની આબરૂ બાબત જે અભીપ્રાય તે આપે છે તે ड ના પુસ્તક ઉપર આધાર રાખતો અભિપ્રાય નથી.

જે શખસને બીજા શખસની ઉપર કાયદા પ્રમાણે અખત્યાર છે તેણે સુધબુધીથી તે બીજા શખસને દિધેલો ઠપકો.

સાતમો અપવાદ—જે શખસને કોઈ બીજા શખસની ઉપર કાયદાએ આપેલો કાંઈ અખત્યાર હોય, અથવા તે બીજા શખસની સાથે કરેલા કાંઈ કાયદેસર કરારમાંથી નિકળતો અખત્યાર હોય, તે શખસ, જે બાબતોને તે કાયદેસર અખત્યાર લાગે તે બાબતોમાં તે બીજા શખસની ચાલ સંબંધી સુધબુધીથી કાંઈ ઠપકો દે, તો તે આબરૂ લેવી છે એમ સમજવું નહીં.

દૃષ્ટાંત.

જે જડજ કોઈ શાહેદની અથવા કોરટના કોઈ અમલદારની ચાલ સંબંધી સુધ બુધિથી ઠપકો દે તે; કોઈ ખાતાનો ઉપરી પોતાના હુકમ તળેના માણસોને સુધ બુધીથી ઠપકો દે તે; મા અથવા બાપ પોતાના છોકરાને બીજા છોકરાઓના દેખતાં સુધબુધીથી ઠપકો દે તે; કોઇ મેહેતાજી જેનો અખત્યારમાં અથવા બાપથી મળેલ છે તે કોઈ નિશાળીયાને બીજા નિશાળીયાઓના દેખતાં સુધબુધીથી ઠપકો દે તે; નોકરીમાં આળસ કરવા સારૂ કોઈ ચાકરને સુધબુધીથી ઠપકો દે તે; કોઈ સરાફ પોતાની પેહેડીના કિલીદારને તે કિલીદારની કિલીદારી બાબતની કાંઈ ચાલ ને વાસ્તે સુધબુધીથી ઠપકો દે તે; એ સઘળા આ અપવાદમાં દાખલ થાય છે.

કાયદા પ્રમાણે આઠમા અપવાદ.—કોઈ પણ શખસની ઉપર; તોહોમતની બાબ અખત્યાર પામે તમાં તે શખસ ની ઉપર જે શખસોનો કાયદા પ્રમાણે અખત્યાર હોય તે લા શખસનીઆ શખસોમાંના કોઇપણ શખસની આગળ સુધબુધીથી, કાંઈ તોહોમત મુ ગળ સુધબુધીથી કવુ, એ આબરૂ લેવી છે એમ સમજવુ નહી.
મુકેલું તોહેમત.

દૃષ્ટાંત.

જો અ કોઈ માજીસ્ટરેટની આગળ ય ની ઉપર સુધબુધીથી કાંઈ તોહોમત મુકે, જો અ કોઈ ય ચાકરની ચાલ બાબત ય ના શેઠની આગળ સુધબુધીથી ફરિયાદ કરે, જો અ કોઈ ય છોકરાની ચાલ બાબત ય ના બાપની આગળ સુધબુધીથી ફરિયાદ કરે, તો અ આ અપવાદમાં દાખલ થાય છે.

કોઈ શખસે નવમા અપવાદ.—બીજાની આબરૂપર કાંઈ આરોપ મુકવો એ આ પોતાનો લાભ બરૂ લેવી ન ગણાય, પણ ક્યારે કે તે આરોપ મુકનાર શખસ પોતાનો, જાળવવાને સુધ અથવા કોઈ બીજા શખસનો, લાભ જાળવવાનો અથવા લોક કલ્યાણ અ બુધીથી મુકેલો રથે, સુધબુધીથી તે આરોપ મુકતો હોય તો.
આરોપ.

દૃષ્ટાંત.

(અ) અ એક દુકાનદાર પોતાના ગુમાસ્તા બ ને આ પ્રમાણે કહે કે ય રોકડા નાણાં તને ન આપે તો તેને કાંઈ માલ તુ વેચાશ માં, કેમકે તેના પ્રમાણિકપણા વિષે મારો વિચાર સારો નથી," હવે જો પોતાનો લાભ જાળવવા સારૂ, શુધબુધીથી અ એ ય ની ઉપર આરોપ મુક્યો હોય, તો અ આ અપવાદમાં દાખલ થાય છે.

(બ) અ એક માજીસ્ટરેટ પોતાના ઉપરી અમલદારને રિપોર્ટ કરવામાં ય ની આબરૂ બાબત કાંઈ આરોપ મુકે હવે શુધબુધીથી લોક કલ્યાણાર્થે તે આરોપ મુક્યો હોય, તો અ આ અપવાદમાં દાખલ થાય છે.

સુચના જે શ દશમો અપવાદ—ફલાણાથી હોંશિયાર રેહેજે એવી સુચના શુધબુ ખસને આપી હો ધીથી કોઈ• શખસને આપવી, એ આબરૂ લેવી ગણાય નહી, પણ ક્યારે ય તે શખસનો કે જે શખસને તે સુચના આપી હોય તે શખસનો, અથવા જે શખસ ફાયદો થાય એવા ની સાથે તેનો સંબંધ હોય એવા કોઈ શખસનો ફાયદો, થાય એવા ઈ

ઈરાદાથી અથ રાદાથી અથવા લોક કલ્યાણના ઈરાદાથી તેસુચના કરી હોય તો.
વા લોક કલ્યાણા
રથે આપી હોય
તો.

ટીકા—આ કલમ પ્રમાણે આબરૂ લેવાનો ગુન્હો થવાને કોઈ મરનાર શખસ વીશે એવા સબ્દો વાપરવા જોઈએ. કે તે જો જીવતો હોય તો ફરીયાદ કરત, એટલુંજ નહી પણ, શબ્દો તેનાં સગાં સંબંધીને તે અપમાન કરતા થઈ પડે એવી ધારણાથી લખાયેલા અથવા બોલાયેલા હોવા જોઈએ.

આ કલમના ૧લા ખુલાસાને લગતો ફેસલો રેકસ વીરૂધ ટોફામ ટી. આર. ૧૨૭નો આપેલો છે, જેમાં બતાવ્યું છે કે દીવાની દાવો લાવી શકાય નહીં. ફોલેટ ઓન ટોર્ટ ફ. ૮૫.

આ કલમમાં જે શબ્દો બોલાયેલા, અથવા વંચાયેલા અથવા બીજીરીતે પ્રસીદ્ધ થયેલા જોઈએ, તે એવી રીતે કે તેથી કોઈને કાંઈ અડચણ થાય. કલમના શબ્દો પ્રમાણે કોઈ શખસ કાંઈ કાગળ લખી પોતાના મેજના ખાનામાં મુકે, તો તે પ્રસીદ્ધ કરયું કેહેવાય, પણ તેમ નથી. પણ એવી કાંઈ બાબત લખીને તે બીજાને આપે અથવા તેના ઉપરથી પોતાનો કબજો જવાદે, અને જેથી કરીને બીજાની બેઆબરૂ થાય તો તેવે ઠેકાણે તે પ્રસીદ્ધ કરયું કેહેવાય.

તેમજ કોઈ કાગળ પોષ્ટમાં મોકલે તો ત પ્રસીદ્ધ કરયું કેહેવાય; કોઈ કાગળની નકલ કરવાને બીજાને આપે તો તે પણ પ્રસીદ્ધ કરયું; જે શખસ વીશે બેઆબરૂનો કાગળ લખેલો હોય તેવા શખસની સ્ત્રીને તે કાગળ મોકલ્યો હોય તો તે પણ પ્રસીદ્ધ કરયું થઈ શકે, પણ તેજ શખસને જો મોકલ્યો હોય તો તેમ કેહેવાય નહી. મહમદ ઈસ્માલ વિરૂધ મહમદ ટાહીર, કોમલચંદર વિરૂધ નોબોનચંદર.

ઈંડીયન પીનલકોડમાં બોલેલા અને લખેલા બેઆબરૂના વાંચોમાં કાંઈ ફેર બતાવેલો નથી. રાણી વિરૂધ મહંત પરસોતમદાસ. ૨. વી. રી ક્રિ. ૩૬.

બોજોનાથ નામનો શખસ ડાકાઈટીનો આગેવાન છે કે નહી તેની તપાસ કરવાને એક પોલીસના ઈન્સ્પેકટરને મોકલવામાં આવ્યો હતો. તેણે એવો રિપોર્ટ કરયો કે એ વાત ખોટી છે, અને અદાવતથી ગામના વાણીયાઓ તેને શિક્ષા કરાવવાને પ્રયત્ન કરે છે. વળી તેણે કહ્યું કે "તપાસ કરતાં મને માલમ પડે છે કે વાણીયાઓની બઈરીઓમાંથી ભાગ્યેજ કોઈ એવી હશે કે જે બોજોનાથની સાથે એક બે રાત રહિ નહી હોય" તેમાં એવુ ઠરાવ્યું કે તોહોમતદારે વાણીયાઓની બઈરીઓની આબરૂ લેવાનો ગુન્હો આ કલમ પ્રમાણે કરયો. રાજનારાયણસેનના કેશમાં જુઓ. ૬. બં. લો. રિ. ૪૨.

કોઈ ગોર અથવા ધરમગુરૂના ગુમાસ્તા ઉપર તેના શેઠના હુકમથી ફરિયાદીને નાત બાહાર મુકવાનો હુકમ પ્રસીદ્ધ કરવા સારૂ આબરૂ લેવાનું તોહોમત મુકવામાં આવ્યું હતુ. જે કાગળમાં નાત બાહાર મુકવાનું લખેલું તેમાં એવુ બતાવેલું કે ફરિયાદીએ કોઈનું માન્યું નોહોતુ અને તેની સાથે માનથી વરત્યો નોહોતો. તેમાં એવુ ઠરાવ્યું કે તે કાગળ ઉપરથી કાંઈ બેઆબરૂ કરવાનો ગુન્હો થઈ શકે તેમ નથી.

બેશ બુદ્ધીથી કોઈના ઉપર ખોટો દોષ મુકવામાં આવેલો તે શખસ ઉપર બે આ-

બરૂ કરવાના ગુન્હાનું તોહોમત મુકી શકાય. કોઈ શખ્સ ઉપર ચોરીનું ખોટું તોહોમત મુક વામાં આવ્યું હોય, તો ફરીયાદી કોઇ હલકી વરણનો માણસ છે એ વાતથી બેઆબરૂ કર વાના ગુન્હાની ફરીયાદ બાધ પડી શકે નહીં. રાણી વીરૂધ નોબીનડોમ અને બીજા ૨ વી. રી. ક્રી. ૩૫.

પોતાના ઉપરીના હુકમથી કોઈ શખ્સ કાંઈ રીપોરટ કરે અને તેમાં સુદ્ધ બુદ્ધીથી અને નીસ્કપટપણાથી બીજા શખ્સો વીરૂધ કોઈ તોહોમત આવેતો તે આ કલમના અપવાદ ૯ પ્રમાણે બચાવ થાય છે. સજનારાયણ સેન વીરૂધ દીગોબરપાલ ૧૪ સધ. વી. રી ક્રી. ૨૨.

કોઈ વકીલ અથવા મુખત્યાર પોતાના અસીલે આપેલી હકીકતો ઉપરથી પોતાના પ્લીડીંગમાં (લખેલી તકરાર) સુદ્ધ બુદ્ધિથી કાંઈ ગેર આબરૂ થાય એવી હકિકત લખેતો આ કલમના ૯મા અપવાદ પ્રમાણે તેનો બચાવ થાય છે. પણ એવી હકીકત બીજા શખ્સે દૂષ બુદ્ધિથી લખ્યો હોયતો તે જવાબદાર થાય છે. રાણિ વીરૂધ ક્રિશ્ચીયન. ૨ નો. વે. પ્રો. ૪૭૩.

એવી કાંઈ જરૂર નથી કે તોહોમતદારે ફરિયાદીને બે આબરૂ કરવાને કાંઇ ફરિયાદીને ખરે ખરૂં નુકશાન થવું જોઇએ. પણ જો એમ જાણતો હોય કે જે બે આબરૂનું કૃત્ય કર્યું છે તેનાથી ફરિયાદીને હાની થશે એવું તે માનતો હોય અથવા જાણતો હોય. એટલું હોયતો બસ છે. રાણિ વીરૂધ ઠાકરદાસ. ૬ નો. વે. પ્રો. ૮૬.

કોઈ એક બ્રાહ્મણે એક પડોશની બ્રાહ્મણની નાતને એક કાગળ લખી મોકલ્યો, તેમાં પોતાનો તેમજ બ્રાહ્મણની નાતનો કાંઇ ધરમની બાબત વીશે તે નાતનો ફેસલો અથવા અભીપ્રાય માગ્યો હશે. તે જો સુદ્ધ બુદ્ધિથી લખેલો કાગળ હોય તો તે ક. ૪૯૯ના અપવાદ ૮ અગર ૯માં આવી જાય એમ ઠરાવ્યું. રાણિ વીરૂધ કાશીનાથ બરવાજી બાગળ. ૮ મું. હા. કો. રી. ૧૬૮.

કોઈ બાપ પોતાના દીકરાના બચાવ વાસ્તે કાંઈ ગેર આબરૂ થાય એવું બોલ્યો હોય તો તેણે તે સુદ્ધ બુદ્ધિથી બોલ્યો હતો એમ સાબીત કરવું જોઇએ, નહી તો આ કલમ પ્રમાણે ગુન્હો થાય છે. રાણિ વીરૂધ પરસોરામરામ ૨ વા. રી. ક્રી. ૩૬.

કોઈ શખ્સની આબરૂને હાની થાય એવાં કોઈ તોહોમત લખીને કોરટમાં કોઈ અરજી આપે અને તેની એવી મતલબ હોયકે તે તોહોમત કોરટમાં વંચાયાથી ઘણા માણસ જાણે, તો તો આ કલમના અરથ પ્રમાણે તે અરજી પ્રસીદ્ધ કરી અથવા છાપી એવો અરથ થાયછે. ગ્રીની વિરૂધ ડિલાના. ૧૪ સધ. વી. રી. ક્રી. ૨૭.

આબરૂ લેવાની સીક્ષા.

૫૦૦. જે માણસ કોઈ માણસની આબરૂ લે, તેને બે વરસની મુદત સુધીની આસાન કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડે કે નહી. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય. | સેશન કોરટ, પરેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૨ વરસ સુધી આસાન કેદ અથવા દંડ અથવા બંને. |

ટીકા.—ઈંડીઅન પીનલકોડની કલમો પ્રમાણેના કીયા કીયા ગુન્હા કોનાથી માંડી-વાળી શકાય તેવીછે તેને વાસ્તે કલમ ૩૪૫ જુઓ. ક્રી. પ્રો. કોડ.

કોઈ બાબત આબરૂ લેવા જેવી છે એવું જાણીને તે છાપવી અથવા કોતરવી.

૫૦૧. કોઈ બાબત કોઈ શખસની આબરૂ લેવા જેવી છે એવું જાણીને, અથવા એવું માનવાનું સારૂં કારણ છતાં, જે માણસ તે બાબત છાપે અથવા કોતરે, તેને બે વરસની મુદત સુધીની આસાન કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાય. | સેશન કોરટ, પ્રેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧લા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૨ વરસ સુધીની આસાન કેદ અથવા દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|

આબરૂ લેવા જેવી બાબતવાળી છાપેલી અથવા કોતરેલી વસ્તુ વેચવી.

૫૦૨. કોઈ પણ છાપેલી અથવા કોતરેલી વસ્તુમાં આબરૂ લેવા જેવી કોઈ બાબત છે એવું જાણીને જે માણસ તે વસ્તુ વેચે, અથવા તે વેચવા માંડે, તો તેને બે વરસની મુદત સુધીની આસાન કેદની, અથવા દંડની, અથવા એ બંનેની સીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાય. | સેશન કોરટ, પરેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૨ વરસસુધીની આસાન કેદ અથવા દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|

## બાબ ૨૨ મો.

## સાપરાધ ધમકી, તીરસ્કાર તથા દુખ બાબત.

સાપરાધ ધમકી.

૫૦૩. જે શખસ કોઈ બીજા શખસને તેના શરીરને, આબરૂને, અથવા મીલકતને કાંઈ નુકશાન કરવાનો, અથવા જેની સાથે તે બીજા શખસને સંબંધ હોય તેના શરીરને, અથવા આબરૂને કાંઈ નુકશાન કરવાનો ડર દેખાડે, એવા ઈરાદાથી કે તે શખસને ગભરાટ પેદા થાય, અથવા તે ડર અમલમાં ન આવે એટલા માટે, જે કામ કરવાની તેની કાયદા પ્રમાણે ફરજ ન હોય તે કામ તે શખસ કરે, અથવા જે કામ કરવાનો તેનો કાયદા પ્રમાણે હક હોય તે કામ કરવામાં તે શખસ કસુર કરે, તેણે સાપરાધ ધમકીનો ગુન્હો કર્યો એમ સમજવું.

ખુલાસો—કોઈ મુએલા શખસની સાથે જે શખસને સંબંધ હોય તે શખસને તે મુએલા શખસની આબરૂને નુકશાન કરવાનો ડર દેખાડવો, તે આ કલમમાં દાખલ થાયછે.

દૃષ્ટાંત.

બ એક દીવાની મુકદમો ચલાવતો બંધ થાય એવા હેતુથી, અ બ ને ડર દેખાડે કે હું તારૂં ઘર બાળી નાંખીશ, તો અ સાપરાધ ધમકીના ગુન્હાનો તકસીરવાર છે એમ સમજવું.

ટીકા—નુકશાન એ શબ્દની વાખ્યા કલમ ૪૪માં આપેલી છે, જેનો અરથ એવો છે કે કોઈ પણ શખસને બેર કાયદેસર કરેલી હાની. માટે જો કોઈ શખસ ઉપર કોઈ ફરીયાદ કરવાની અથવા શીક્ષા કરાવવાની ધાસ્તી દેખાડે અને તે ફરીયાદ તેના ઉપર કાયદેસર રીતે થઈ શકે તેવી હોય તો પણ તેવી ધાસ્તી દેખાડવી, એ કાંઈ ગુન્હો નથી. રાણી વીરૂધ મોરોબા, ૮મું. હા. કો. ૧૦૧ પણ જો એવી ધાસ્તી દેખાડીને નાણાં કઢાવે તો ક. ૩૮૮ અને ક. ૨૧૩ પ્રમાણે શીક્ષા થાય.

આવી ધાસ્તી કોઈ શખસને પોતાનેજ આપવી એવો કાંઈ જરૂર નથી. પણ બીજા કોઈ શખસને આપી હોયકે જેથી કરીને તે શખસને કાને તે ધમકી જાયતો તે બસ છે.

સમાધાનીનો ભંગ કરાવવાના ઈરાદાથી જાણી જોઈને કોઈનો તીરસ્કાર કરવો.

૫૦૪. જે માણસ ઈરાદાથી કોઈ શખસનો તીરસ્કાર કરીને તેને ક્રોધ ઉત્પન કરે, એવા ઈરાદાથી કે તે ક્રોધને લીધે તે લોકની સુલેહમાં ભંગ કરે અથવા કાંઈ બીજો ગુન્હો કરે, અથવા એમ જાણીને કે તે શખસ તે ક્રોધને લીધે લોકની સુલેહમાં ભંગ અથવા કાંઈ બીજો ગુન્હો કરશે એવો સંભવ છે, તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની સીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકેનહી. | પ્રથમ સમન નીકળે. | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાય. | કોઈ પણ માજીસ્ટરેટ ઈનસાફ કરે | ૨ વરસ સુધીની બેમાંના ગમે તે પ્રકરની કેદ અથવા દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|

ટીકા.—ઈંડીયન પીનલકોડની કઈ કઈ કલમોના ગુન્હા કોનાથી માંડીવાળી શકાય તેવા છે તેને વાસ્તે ક્રીમીનલ. પ્રો. કોડની ક. ૩૪૫ જુઓ.

બંડ અથવા રાજ્ય વિરૂધ કાંઈ ગુન્હો વગેરે કરવાના ઈરાદાથી ખોટી બુમ ચલાવવી.

૫૦૫. કાંઈ વાત, અફવા, અથવા બુમ, જે માણસ ખોટી જાણતો હોય તે માણસ તે ચલાવે અથવા પ્રગટ કરે, એવા ઈરાદાથી કે રાણીની જમીનપરની અથવા દરીયાઈ ફોજ માંહેલા કોઈ આફિસર, સોલજર, અથવા ખુલાસી બંડ કરે, અથવા એવા ઈરાદાથી કે લોકમાં ભય અથવા ગભરાટ પેદા થાય, અને તેણે કરીને કોઈ શખસને રાજ્ય વિરૂધ અથવા લોકની સમાધાની વીરૂધ કાંઈ ગુન્હો કરવાનું મન થાય, તો તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહિ | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય નહિ. | માંડીવાળી શકાય નહીં. | પરેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે | ૧ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|

સાપરાધ ધમકીના ગુન્હાની સીક્ષા.

જો તે ધમકી મોત અથવા મહાવ્યથા વગેરે કરવાની હોય તો.

૫૦૬. જે માણસ સાપરાધ ધમકીનો ગુન્હો કરે, તેને બે વરસની મુદત સુધીની, એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની સીક્ષા કરવામાં આવશે, અને અગર મોત અથવા મહાવ્યથા કરવાનો, અથવા આગથી કાંઈ મીલકતનો નાશ કરવાનો, અથવા મોતની કે સમુદ્રપારની, અથવા સાત વરસની મુદત સુધીની કેદની સીક્ષા થાય, એવો કાંઈ ગુન્હો કરાવવાનો, અથવા કોઈ સ્ત્રીની સાથે વ્યભીચારનો દોષ મુકવાનો ડર દેખાડ્યો હોય, તો તેને સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, સીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાય | પરેસીડન્ટસી માજીસ્ટરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે | ૨ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|
| જો તે ધમકી મોત અથવા મહાવ્યથા કરવાની હોય તો. | ઉપર પ્રમાણે પણ માંડીવાળી શકાય નહી. | | | સેશન કોરટ, પરેસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૭ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |

નનામા સંદેશાની મારફતે સાપરાધ ધમકી.

૫૦૭. કોઈ નનામા સંદેશા વડે, અથવા ડર દેખાડનારા શખ્સનું નામ કે તેનું રેહેવાનું ઠેકાણુ છુપાવવાની આગળથી તદબીર કરીને, જે માણસ સાપરાધ ધમકીનો ગુન્હો કરે તેને, તે ગુન્હાને માટે ઉપલી કલમમાં ઠરાવેલી સીક્ષા ઉપરાંત, બે વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારના કેદની બીજી સીક્ષા કરવામાં આવશે.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ વારંટ નીકળે | જામીન લેઈ શકાય. | માંડીવાળી શકાય નહી. | સેશન કોરટ, પરેસીડેન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ઉપલી કલમ મુજબની શીક્ષાની ઉપરાંત ૨ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ |
|---|---|---|---|---|---|

*મારી ઉપર ઈશ્વરની અપ્રસંનતા થશે એવો ભય ઉત્પન કરીને કોઈ શખ્સ પાસે કાંઈ કામ કરાવવું.*

૫૦૮. કોઈ પણ શખ્સની જે વસ્તુ કરવાની કાયદા પ્રમાણે ફરજ નહી હોય તે વસ્તુ જે માણસ બુધીપુરવક તે શખ્સ પાસે કરાવે, અથવા કરાવવાની કોશીશ કરે, અથવા જે વસ્તુ કરવાનો તે શખ્સનો કાયદા પ્રમાણે હક હોય તે વસ્તુ કરવામાં તેની પાસે કસુર કરાવે અથવા કસુર કરવાની કોસીસ કરે, અને તે એવી રીતે કે જે વસ્તુ મારી પાસે કરાવવાની એ ગુન્હેગારનો મતલબ છે તે હું નહી કરૂં તો; અથવા જે વસ્તુ કરવામાં મારી પાસે કસુર કરાવવાની એ ગુન્હેગારનો મતલબ છે તે હું કરૂં તો મારી ઉપર અથવા જેની સાથે મારો સંબંધ છે એવા કોઈ શખ્સની ઉપર ઈશ્વરની અપ્રસંનતા થસે, અથવા એ ગુન્હેગાર કાંઈ કરીને ઈશ્વરની અપ્રસંનતા કરાવશે, એવો ભય તે શખ્સના મનમાં બેસાડી અથવા બેસાડવાની કોશીસ કરીને તે એ પ્રમાણે કરે; તો તે માણસને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની સીક્ષા કરવામાં આવશે.

દૃષ્ટાંત.

(અ) અ બ ને બારણે લાંઘવા બેસે, એવા ઈરાદાથી કે એમ તેને બારણે બેસવાથી બ ની ઉપર ઈશ્વરની અપ્રસનતા થશે એવો સંભવ ઉતપન થાય, તો આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો અ એ કીધો એમ સમજવું.

(બ) અ બ ને એવી રીત કરાવે કે જો તું ફલાણું કામ નહી કરે, તો હું માહારા છોકરાઓમાંના એક છોકરાનો જીવ તને આપીશ; અને તે એવી હાલતમાં હોય કે તે પોતાના છોકરાનો જીવ આપશે તો તેથી બ ની ઉપર ઈશ્વરની અપ્રસંનતા થશે એવો ભય ઉતપન થાય, તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કરેલો એમ સમજવુ.

| વગર વારંટે પોલીસ પકડી શકે નહી | પ્રથમ વારંટ નીકળે. | જમીન લેઈ શકાય | માંડીવાળી શકાયનહી. | પરેસીડન્સી માજીસ્ટરેટ અથવા પેહેલા અથવા ૨ જા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૧ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. |
|---|---|---|---|---|---|

*કોઈ સ્ત્રીને લજવવાના ઈરાદાથી બોલેલા શબ્દ અથવા કરેલા ચાળા.*

૫૦૯. કોઈ સ્ત્રીને લજવવાનો વિચાર કરીને જે માણસ કાંઈ શબ્દ બોલે, અથવા કાંઈ અવાજ કે ચાળા કરે, અથવા કાંઈ વસ્તુ દેખાડે, એવા ઈરાદાથી કે તે સ્ત્રી તે શબ્દ અથવા અવાજ સાંભળે અથવા તે ચાળા અથવા વસ્તુ જોય, અથવા તે સ્ત્રીની એકાંત જગાપર જે માણસ વગર રજાએ ઘુસે, તેને એક વરસની મુદત સુધીની આસાન કેદની અથવા દંડની અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય નહી | પરેસીડન્સી માજીસ્ટરેટ અથવા ૧ લા વરગનો માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૧ વરસ સુધીની આસાન કેદ અથવા દંડ અથવા બંને. |

ખુલી રીતેપી ધેલા શખ્સનીએ મુનાસબ ચાલ.

૫૧૦. જે માણસ કેફની હાલતમાં છતાં, કોઈ જાહેર જગામાં જાય, અથવા જે જગામાં તેણે વગર રજાએ જવું કાયદા વિરૂદ્ધ હોય એવી કોઈ જગામાં જાય અને ત્યાં કોઈ શખ્સને દુખ થાય એવી રીતે ચાલે તેને ચોવીસ કલાકની મુદત સુધીની આસાન કેદની, અથવા દસ રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વગર વારંટે પોલીસ પકડી શકે નહી. | પ્રથમ વારંટ નીકળે. | જામીન લેઈ શકાય | માંડીવાળી શકાય નહી. | કોઈપણ માજીસ્ટરેટ ઈનસાફ કરે. | ૨૪ કલાક સુધીની આસાન કેદ અથવા રૂ૧૦ નો દંડ અથવા બંને. |

## બાબ ૨૩ મો.

### ગુન્હા કરવાની કોશિશ બાબત.

જે ગુન્હાઓને માટે સમુદ્રપારની અથવા કેદની શિક્ષા ઠરાવી છે તે ગુન્હા કરવાની કોશિશ કરવાની શિક્ષા.

૫૧૧. જે ગુન્હાને માટે આ કાયદામાં સમુદ્રપારની અથવા કેદની શિક્ષા ઠરાવી હોય એવો કોઈ ગુન્હો કરવાની અથવા એવો કોઈ ગુન્હો કરાવવાની, જે માણસ કોશિશ કરે, અને તે કોશિશમાં તે ગુન્હો કરવા તરફ કાંઈ કામ કરે, તે માણસને, તેવી કોશિશને માટે શિક્ષા સંબંધી કાયદામાં કાંઈ સાફ ઠરાવ ન કરયો હોય તેવે ઠેકાણે તે ગુન્હાને માટે જે પ્રકારની, કેદની શિક્ષા ઠરાવી હોય તે પ્રકારની, તથા તે ગુન્હાને માટે કેદની અથવા સમુદ્રપારની ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની અડધી મુદતની, કેદની અથવા સમુદ્રપારની, અથવા તે ગુન્હાને માટે ઠરાવેલા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

દૃષ્ટાંત.

(ક) ક એક પેટી ફોડીને કાંઈ જવેર ચોરવાની કોશિશ કરે, અને તે પેટી ફોડયા પછી તેને માલમ પડે કે માંહે કાંઈ જેવર નથી, તો તેણે ચોરી કરવા તરફ એક કામ કીધું, માટે આ કલમ પ્રમાણે તે તકશીરવાર થયો એમ સમજવું.

(ખ) ઝ ના ખીસ્સામાં હાથ ઘાલીને તેમાંથી ચોરી કરવાનો ક કોશિશ કરે, અને ઝ ના ખીસ્સામાં કાંઈ વસ્તુ ન હોવાને લીધે ક તે કોશિશમાં પાર ન પડે, તો આ કલમ પ્રમાણે ક તકશીરવાર થયો એમ સમજવું.

| | | | | | |
|---|---|---|---|---|---|
| તે ગુન્હાને માટે વગર વારંટે પકડવાનો પોલીસને અખત્યાર હોય તો પકડી શકે, નહી તો નહી. | તે ગુન્હાને માટે ઘણું કરીને પ્રથમ સમન નીકળતો હોય તો સમન, અને વારંટ નીકળતુ હોય તો વારંટ નીકળે | જે ગુન્હાનો તકસીરવાર ઠરાવ કર્યો હોય તે ગુન્હાને માટે જામીન લઈ શકાતો હોય તો લઈ શકાય, નહી તો નહી. | જે ગુનોહ કરવાની કોશીશ કરી તે ગુન્હો માંડીવાળી શકાતો હોય તો માંડીવાળી શકાય. | કોશીશ કરેલા ગુન્હાનો ઈનસાફ જે કોરટથી થઈ શકતો હોય તે કોરટ. | તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની ઘણામાં ઘણી મુદત જે ઠરાવી હોય તેની અરધી મુદત સુધીની કેદ અથવા સમુદ્રપાર અથવા દંડ અથવા બંને. |

ટીકા.—કોઈ સ્ત્રી ઉપર નીર્લજ હલ્લો કરવામાં આવે તો તે ઉપરથી એમ નહી સમજવું કે તેની સાથે બળાત્કાર સંભોગ કરવાની કોશીશ કરી; પણ જો કોરટને એમ ખાત્રી થાય કે તે સ્ત્રીના ના કેહેવા છતાં તથા તેની મરજી ઉપરાંત કેદીને પોતાનું દુષ્ટ કર્મ કરવાનો પક્કો ઠરાવ હતો, તો બળાત્કાર સંભોગ કરવાની કોશીશ કરી એમ ગણી શકાય. રાણી વીરૂધ શંકર. ઈં. લો. રી. ૫ મુ. ૪૦૩.

લગ્ન કરવાની જાહેર ખબરો છપાવવી એ લગ્ન કરવાની તૈયારીનું કરેલું કાર્ય કેહેવાય પણ તેથી કરીને કાંઈ લગ્ન કરવાની કોશીશ કરી કેહેવાય નહી. તેથી કરીને જો કોઈ શખસની સ્ત્રી જીવતી હોય અને તે છતાં પોતાનું લગ્ન બીજી કોઈ સ્ત્રી સાથે થશે એવી જાહેર ખબરો છપાવે તો તેથી કરીને એક સ્ત્રીની હયાતી છતાં બીજી સ્ત્રી પરણવાના ગુન્હાની કોશીશ કરી એમ કેહેવાય નહી. રાણી વીરૂધ પીટરસન.

જે કોશીશ કરવાનો પ્રયત્ન કર્યો હોય તે કોશીશથી ગુન્હો થઈ શકે તેમ હોય નહી તો આ કલમ મુજબ ગુન્હો કરવાની કોશીશ કરવાનો ગુન્હો થઈ શકે નહી.

કોઈ ઈજારેદારે પોતાના નોકરને કાંઈ ખોરાક વેચવા મોકલ્યો હોય, અને તે નોકર તોલમાં ખોટુ વજન મુકે અને વધારાનો ખોરાક પોતાને ઘેર લેઈ જવાનો તેનો ઈરાદો હોય, તો તેણે ચોરવાની કોશીશ કરી એમ કેહેવાય.

તેમજ જો કોઈ ખાલી પેટીમાં ચોરવાના ઈરાદાથી હાથ ઘાલે તો તેણે પણ ચોરવાની કોશીશ કરી એમ સમજવું.

(True translation)
Nanabhai Heridass
Translator.

## સન ૧૮૭૦ નો આકટ ૨૭ મો
## હિંદુસ્તાનનો ફોજદારી કાયદો સુધારવા સારૂ હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે.

૧ લું. કલમ ૩૪. ૨ જુ. કલમ ૪૦. એ બે રદ થઈ તેને બદલે નવી દાખલ કરી. ૩ જુ. કલમ ૬૧ મીમાં બીજો પેરેગ્રાફ વધ્યો, ચોથું કલમ ૧૨૧ મી આગળ ૧૨૧ અ ની કલમ તથા તે આગળ ખુલાસાનો પેરેગ્રાફ વધ્યો, ૫ મું ૧૨૪ મી કલમની આગળ

૧૨૪ અ ની કલમ તથા તે આગળ ખુલાસાનો પેરેગ્રાફ વધેર્યો, ૬ ઠું. ૧૩૧ મી કલમનો નીચે ખુલાસાનો પેરેગ્રાફ વધેર્યો, ૭ મું. ૧૯૪, ૧૯૫ મી કલમમાં "આ કાયદા મુજબ" શબ્દ છે તે કાહાડી નાખી "અથવા ઇંગ્લંડ દેશના કાયદા મુજબ" એ શબ્દ વધારયા, ૮ મું. ૨૨૨, ૨૨૩ મી કલમમાં "અથવા જે શખસને કાયદેસર રીતે કેદમાં રાખ્યો હોય તેવા શખસને" એટલા શબ્દ વધારયા છે, ૯ મું. ૨૨૫ મી કલમની આગળ ૨૨૫ અ ની કલમ વધી છે, ૧૦ મું. ૨૯૪ મી કલમની આગળ ૨૯૪ મી અ ની કલમ તથા તેને લગતો બીજો એક પેરેગ્રાફ વધેર્યો છે, ૧૧ મું. ૩૦૪ થી કલમની નીચે ૩૦૪ અ ની કલમ વધારી છે, અને ૧૨ મું. ૩૦૭ મી કલમ નીચે એક પેરેગ્રાફ વધારયો છે.

એ શિવાય બીજી કલમોમાં નિચેની કલમો વધી શકે તેવી નથી તેથી એ બાકીની નિચે દાખલ કરીએ છીએ.

**ફોજદારી કાયદાના કેટલાએક બાબો લાગુ કરવા બાબત**

૧૩. સદરહુ કાયદાના કેટલાએક બાબો એટલે ૪ થો સાધારણ અપવાદ બાબતનો ૫ મો મદદગારી બાબતનો અને ૨૩ મો બાબ ગુન્હા કરવાની કોશિશો બાબતનો ૧૨૧ અ-તથા ૨૯૪ અ-અને ૩૦૪ અ કલમ પ્રમાણે શિક્ષા કરવા લાયક ગુન્હાઓને લાગુ છે, અને સદરહુ ૪ થો તથા ૫ મો બાબ સદરહુ ૧૨૪ અ અને ૨૨૫ અ-કલમ પ્રમાણે શિક્ષા કરવા લાયક ગુન્હાઓને લાગુ છે એવું સમજવું.

**૧૨૧ અ અથવા ૧૨૪ અ અથવા ૨૯૪ અ કલમ પ્રમાણે ફરિયાદ કરવાને સ્થાનિક સરકારના હુકમની જરૂર છે**

૧૪. સદરહુ ૧૨૧ અ-તથા ૧૨૪ અ-અને ૨૯૪ અ-કલમોમાંની હરકોઈ કલમ પ્રમાણે શિક્ષા કરવા લાયક હરકોઈ ગુન્હાની ફરિયાદ સ્થાનિક સરકારના હુકમથી અથવા હુકમના આધારથી કરયા વગર કોઈ કોરટે લેવી નહી.

**વિશેશ અને સ્થાનિક કાયદા કાયમ રાખ્યા છે**

૧૫. હરકોઈ વિશેશ અથવા સ્થાનિક કાયદાના કોઈ ઠરાવને આ આકટના કાંઈ ઠરાવથી હરકત થાય છે એવું સમજવું નહી.

**પેહેલું પરિશિષ્ટ, ફોજદારી ઇનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદાને જોડેલા પરીશિષ્ટનો ભાગ છે એવું સમજવું.**

૧૬. આ આકટને જોડેલું પેહેલું પરીશિષ્ટ ફોજદારી ઇનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદાને જોડેલા પરિશિષ્ટનો ભાગ છે એવું સમજવું.

**આકટો રદ કરયા બાબત.**

૧૭. આ આકટને જોડેલા બીજા પરિશિષ્ટમાં જે આકટો લખેલા છે તે આકટો તેમાં લખેલું છે તેટલે સુધી રદ કરયા છે એવું સમજવું.

પરિશિષ્ટ ૨ જુ ( કલમ ૧૭ જુઓ )

| નંબર અને વરસ | મથાળું | કેટલા રદ કીધા |
|---|---|---|
| ૪ થા જારજ બાદશાહના રાજના ૯ મા વરસમાં ઠરેલા સ્ટાટયુટનો ૭૪ મો બાબ. | ઇસ્ટઇંડીયામાં ફોજદારી ઇનસાફ કરવાનું કામ સુધારવા બાબતનો આકટ. | ૧ લી કલમના આરંભથી તે ૨૦ મી કલમની આખર સુધીની સઘળી કલમો, તથા ૧૩મી, ૧૪મી, ૧૫મી, અને ૨૧મી કલમ અને ૨૩મી કલમના આરંભથી તે ૨૬ મી કલમની આખર સુધીની સઘળી કલમો, અને ૩૬ મી, ૩૭ મી, ૫૧ મી, ૫૨ મી, ૫૬ મી, અને ૧૧૦ મી કલમસીવાય સઘળો આકટ. |
| સન ૧૮૭૪ નો આકટ ૫ મો. | ગરવર્મેન્ટનો હુકમ વગેરે ઝારતી કાઢવાની મના કરવાનો કાયદો | સઘળા આકટ. |
| સન ૧૮૬૭ નો આકટ ૪ થો. | હીંદુસ્તાનના ફોજદારી કાયદાની કેટલીએક કલમોમાં "ગુન્હો" આ શબ્દ લખ્યોછે તેનો અર્થ વધારવા બાબત અને, બીજાં કારણો સારૂ તે શબ્દનો અર્થ વધારવા બાબતનો આકટ. | |

(True Translation)
Venayek wasoodew,
oriental Translator to Government

# સન ૧૮૮૨ નો આકટ ૮ મો.

## હિંદુસ્તાનનો ફોજદારી કાયદો સુધારવા સારૂ હેઠલ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે.

૧લું. ૪૦મી કલમની ૨જી રકમમાં "૧૦૯મી" એ આંકડા પેહેલાં "૬૪મી, ૬૫મી, ૬૬મી, ૭૧મી," એ આંકડા વધારયા છે.

૨જું. ૬૪મી કલમમાં "જે જે બાબતમાં ગુન્હેગારને દંડની શિક્ષાનો હુકમ કરવામાં આવે" એ શબ્દો કહાડી નાંખી "કેદની તથા દંડની શિક્ષા થઈ શકે એવા ગુન્હાની જે જે બાબતમાં ગુનેહગારને કેદ સાથે કે કેદ વગર દંડની શિક્ષાનો હુકમ કરવામાં આવે તે તે બાબતમાં" "અને ફકત દંડની શિક્ષા થઈ શકે એવા ગુનાહની જેજે બાબતમાં ગુનેહગારને દંડની શિક્ષાનો હુકમ કરવામાં આવે." એ શબ્દો દાખલ કરયા છે.

૩જું. ૬૭મી કલમમાં "એવો ગુનોહ હોય, તો" એ શબ્દો પછી "તે દંડ ન આપે તો કોરટ જે કેદની શિક્ષા કરે તે આસાન હોવી જોઈએ, અને" આ શબ્દો વધારયા છે.

૪થું. ૭૧મી કલમમાં નોચેલી રકમ ઉમેરી.

"જ્યારે કાંઈ પણ વસ્તુ, જે ચાલુ કાયદા ઉપરથી ગુન્હાઓની વ્યાખ્યા કરવામાં આવની હોય તથા તેઓ બદલ શિક્ષા કરવામાં આવતી હોય તે ચાલુ કાયદાની બે અથવા વધારે જાદી જુદી વ્યાખ્યામાં આવે એવો ગુન્હો હોય ત્યારે, અથવા

"જે કૃત્યોમાંનું એક કૃત્ય અથવા એક કૃત્ય કરતાં વત્તાં કૃત્ય જાતેજ ગુન્હો થાય તેવાં

કેટલાંક કૃત્યો એકઠાં કરવામાં આવે ત્યારે કાંઈ જુદો ગુન્હો થાય ત્યારે,

"ગુન્હેગારનો ઈનસાફ કરનારો કોરટ સદરહુ ગુન્હાઓ પઈકી કોઈ પણ એક ગુન્હા બદલ જેટલી શિક્ષા કરી શકતી હોય તે કરતાં વધારે સખત શિક્ષા તે ગુન્હેગારને કરવી નહી."

૫મું. ૭૩મી કલમમાં "વધારે અને એક વરસથી ઓછી હોય" એ શબ્દો કાઢી નાંખી "વધારે હોય અને એક વરસથી વધારે ન હોય" એ શબ્દો દાખલ કરચા.

૬ઠું. ૨૧૪મી કલમના અપવાદને બદલે "અપવાદ-જે જે બાબતમાં ગુનોહ કાયદેસર માંડી વાળી શકાય તે તે બાબતને ૨૧૩મી અને ૨૧૪મી કલમોના ઠરાવો લાગુ પડતા નથી." આ અપવાદ દાખલ કરચો છે.

૭મું. ૩૦૯મી કલમમાં "શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે" એ શબ્દો કાઢી નાંખી "અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે" એ શબ્દો દાખલ કરચા છે.

૮મું. ૩૩૫મો કલમમાં "મહાવ્યથા કરે" એ શબ્દોની પહેલાં "બુદ્ધિપુરવક" એ શબ્દ દાખલ કરચો છે.

૯ મું ૪૧૦ મી કલમમાં "નામ" ચોરીની મિલકત "પાડ્યું છે" આ શબ્દો પછી "પછી બ્રિટાશ ઈંડિયાની માંહે અથવા બાહાર તે કબજો એકની પાસેથી બીજાની પાસે ગયો હોય અથવા તે સાપ્રાધ ખોટો ઉપયોગ અથવા વિશ્વાસઘાત થયો હોય, તોપણ;" અને "નો ગુન્હો" આ શબ્દો વધારચા.

૧૦ મું. ૪૩૫ મી કલમમાં "અથવા વધારે રૂપીયાની" આ શબ્દો પછી "અથવા (જ્યારે મિલકત ખેતરમાં ઉત્પન થયેલો માલ હોય ત્યારે) દસ અથવા વધારે રૂપીયાની" એ શબ્દો વધારચા.

૧૧ મું. આ આકટ આખા બ્રીટીશ ઈંડિયાને લાગુ છે અને તે તા૦ ૧ લી જાનેવારી સને ૧૮૮૩ થી અમલમાં આવ્યો છે.

